# વૈદ્યક સંગ્રહ

ભાગ ૧–૨




સંપાદક

સ્વામીજી ભાસ્કરાનંદ સરસ્વતીજી



પ્રકાશક

ડૉ. મોતીશંકર પ્રભાશંકર ત્રિપાઠી

મૂલ્ય રૂ. ૩-૦-૦

# વૈદ્યક સંગ્રહ

## ભાગ—૧—૨

સંપાદક:—સ્વામીજી ભાસ્કરાનંદ સરસ્વતીજી.

પ્રકાશક:—ડૉ. મોતીશંકર પ્રભાશંકર ત્રિપાઠી.

પ્રત ૧૦૦૦ ]        આવૃત્તિ ૧        [ ૧૯૯૬

મૂલ્ય રૂ. ૩—૦—૦

स्मृतिमान् युक्तिहेतुज्ञो जितात्मा प्रतिपत्तिमान् ॥
भिषगौषधसंयोगैश्चिकित्सां कर्तुमर्हति ॥

"श्री चरकाचार्य"

અર્થાત:—સ્મરણ શકિતવાળો, યુકિત તથા હેતુને જાણનારો જિતાત્મા, અને સારી પરિક્ષા કરીજાણનારો વૈદ્યજ ઓષધ વડે રોગીની ચિકિત્સા કરે છે.



"શ્રી યશવંત પ્રીન્ટીંગ પ્રેસ" પ્રાંતીજમાં
સુટાલા ચુનીલાલ વીઠ્ઠલદાસે છાપ્યું.

**સ્વ. સુભદ્રા મોતીશંકર ત્રીપાઠી**

અવસાન : સંવત ૧૯૯૨ વૈશાખ સુદ ૧૪ (જુનાગઢ)

( જેમના સ્મરણાર્થે આ ગ્રંથ પ્રકટ કરવામાં આવ્યો છે. )

# —અર્પણ પત્રિકા—

આયુર્વેદની મહત્તા સિદ્ધ કરનાર, હિંદુ વર્ણાશ્રમધર્મની સેવામાં
સદાયે દઢ રહેનાર તેમજ સાહિત્ય સેવામાં પણ અમૂલ્ય ફાળો
**આપનાર સ્વામીજી શ્રી. ભાસ્કરાનંદ સરસ્વતીજી,** પોતાના
અખૂટ ઉચ્ચ સંસ્કારના બીજનું જેમણે પોતાનાં
પૂત્રી સદ્‌ગત સુભદ્રાબાઇમાં આરોપણ
કરેલું, જેને લઇ તેમની ઇચ્છાનુસાર
આ ગ્રંથ તેમની પ્રસાદી રૂપે
તેમનાં પૂત્રી અને મારાં સદ્-
ગત પતિન સુભદ્રાને
અંતઃકરણપૂર્વક
અર્પણ કરી
કૃતાર્થ
થાઉં
છું.

મોડાસા.
(ગુજરાત.)
તા. ૧—૧૧—'૩૯

લી०
**ડૉ. મોતીશંકર પ્રભાશંકર ત્રિપાઠી.**




# ભૂમિકા

આ ગ્રંથ આજથી લગભગ આઠેક વર્ષ પહેલાં મારા વડીલ, પૂ૦ સ્વામીજી **ભાસ્કરાનંદ સરસ્વતીજીએ** સંપૂર્ણ અનુભવથી લખેલો અને લખ્યા પછી પણ કેટલીક નવીન હકીકત સારા હકીમો અને નામાંકિત વૈદ્યોની સૂચના અને પ્રેરણાથી ઉમેરાએલી હતી.

સ્વામીજીની ઉત્તરાવસ્થામાં તેમની અંતિમ ઇચ્છાઓ પૈકીની આ પણ હતી કે કોઇપણ રીતે આવો અમૂલ્ય સંગ્રહ છપાય અને જનસમૂહ તેનો બહોળો લાભ લે.

વૈદકના વિષયે ઘણા ગ્રંથો બહાર પડેલા છે અને બહાર પડે જાય છે. ઉપરાંત હજુ પણ એવું ઘણું જુનું સાહિત્ય આ વિષયનું આપણને સંશોધન દ્વારા મળી રહેવાનું. અને તે પ્રમાણે આ ગ્રંથમાં પણ બન્ને ભાગમાં મળી લગભગ ૧૭૦૦ પ્રયોગો દર્શાવેલા છે. અને તેમાંના ઘણા-ખરા અનુભવસિધ્ધ અને જુજ ખર્ચે કોઇપણ પ્રયોગ અમલમાં મુકવાને વિડંબના નથી એટલે આ ગ્રંથને હું કેવળ ‘ગરીબનો સાથી’ કહીશ તો તે અસ્થાને નથી. મૂળ ગ્રંથ હસ્તલીખીત હતો, અને કોઇ કોઇ ઠેકાણે અસ્પષ્ટ ભાષાના વાંચનને લઇ યોગ્ય સુધારો વધારો કરવો પડયો છે, છતાં પણ પ્રુફ સુધારણમાં કંઇક દોષો રહી ગયા છે જે વાચક વર્ગ દરગુજર કરશે.

સંપાદકનો હું સંપૂર્ણ ઋણી હતો અને તેમનું ઋણ આ દ્વારા યત્કિંચિત્ અદા કરવાનો અને તેમની દઢ ઇચ્છા પુરી પાડવાનો આજે મને જે અવસર મળ્યો છે, તે બદલ સંપાદકનો તેમજ શ્રી. પરમકૃપાળુ પરમાત્માનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

મારા આ નજીવા પ્રયાસને વાચક વર્ગ વધાવી લેશે. અને જે કોઇ વાચક આ ગ્રંથ સંબંધમાં યોગ્ય સુચનો આપશે તે હું અંતઃકરણ પૂર્વક વધાવી લઇશ, અને બીજી વખત હું યથાશકિત અમલ કરવા પ્રેરાઇશ. ગ્રંથમાં ઘણાં દરદો માટે અનેક ઉપાયો દર્શાવેલા છે તેમાંએ એક ઉપર ઘણા ઇલાજ ટૂકડે ટુકડે દર્શાવેલા છે, જે સુજ્ઞ વાચકવર્ગ નિભાવી લેશે, એવી આશા રાખું છું. છેવટે મારે એજ કહેવાનું છે કે ભારતવાસીઓ પોતાના મહાન પૂર્વજોની અનેકવિધ સંસ્કૃતિ, અધ્યયન અને શોધોને સાચા દીલથી મન ઉપર લઇ અને આવા ક્રાંન્તી ગ્રંથોનો સદઉપયોગ કરશે તો મારો આ અલ્પ પ્રયાસ ફળીભૂત થયો માની લઇશ. એજ અભ્યર્થના.

તા. ૩૧—૧૦—’૩૯

ॐ તત્સત્.

**પ્રકાશક**

ॐ

# પૂ૦ સ્વામીજી ભાસ્કરાનંદજી

આ ગ્રંથના સંપાદક પૂજ્ય સ્વામીજી ભાસ્કરાનંદજી સરસ્વતી મૂળ વતની જુનાગઢના રહીશ હતા. તેમનું આદ્ય નામ ભાનુશંકર રણછોડજી શુક્લ, જ્ઞાતિએ વડનગરા નાગર બ્રાહ્મણ હતા.

સ્વામીજીને તેમની પૂર્વાવસ્થામાંજ વૈદકનો ખુબ શોખ હતો. અને આ સંબંધના સાહિત્યનો પણ તેમણે રસપૂર્વક અભ્યાસ કરેલો એટલે મૂળથીજ તેમને સારા સારા વૈદ્યોનો સંસર્ગ હતો. ઉપરાંત વનસ્પતિશાસ્ત્રનો ઉંડો અભ્યાસ હતો. તેમનો જન્મ સંવત ૧૯૩૩ની સાલમાં થએલો ત્યારબાદ બાલ્યકાળમાંજ તેમના ઉપર સાહિત્ય વિષયક સંસ્કારો પડેલા અને અભ્યાસ દરમિયાન પણ તેમણે પોતાનો પ્રિય વિષય વૈદકના શોખને પોષવા કેટલાએ પ્રયોગો કરેલા અને ખર્ચો કરેલા. જેમ જેમ પ્રયોગો અનુભવસિદ્ધ લાગેલા તેમ તેમ કેવળ નિષ્કામ ભાવથી જનસમાજમાં ફેલાવતા, અને અનેકને મદદ રૂપ થઇ પડતા.

પોતાના અભ્યાસી જીવન બાદ ગૃહસ્થાશ્રમમાં તેમનું પોતાનું જુનાગઢમાં છાપખાનું હતું. અને તેની વ્યવસ્થા પણ તેમણે ઘણી સુંદર કરેલી.

વળી કેટલાંક સ્ટેટોમાં તેમણે ન્યયાધીશનું કામ પણ કરેલું, પરંતુ પોતાના મૂળભૂત સંસ્કારો પોષવાનું યોગ્ય ક્ષેત્ર ન મળી આવવાથી તે મ.શ્રીએ કાઠીયાવાડનાં મોટાં રાજ્યો, જેવાં કે પાલીતાણા, રાજકોટ, પોરબંદર, ભાવનગર, વિગેરેમાં રાજવૈદ્ય તરીકે ખ્યાતી મેળવેલી અને રાજકુટુંબમાં 'ફેમીલી વૈદ્ય' તરીકેજ રહેતા.

તેમનો સ્વમાનશીલ સ્વભાવ અને સ્વતંત્ર વિચારબુદ્ધીને લઇ પોતે ઘણુંજ સ્વતંત્ર જીવન ગાળત, છતાં હરકોઇને પોતે પોતાના વિષયમાં ઘણાજ ઉપયોગી હતા.

ધાર્મિક સંસ્કારનું બીજ પણ તેમના બાલ્ય કાળમાંજ રોપાએલું હોઇ છેવટે સંવત ૧૯૫૮ની સાલમાં પોતે સંન્યસ્ત લીધેલું અને તે બાદ ઘણીખરી અવસ્થા તેઓશ્રીએ ચણોદ કન્યાળી અને હરદ્વારમાં ગાળી. પાછલી અવસ્થામાં (જુનાગઢ) ગીરનારમાં રહેલા અને તે બાદ થોડો વખત જોરાવરનગરમાં ગાળેલો. ત્યારબાદ પોતે કરાંચી ગએલા અને ત્યાં હરસનું દરદ હોઇ ઓપરેશન કરાવેલું અને તેમાં તે સંવત ૧૯૯૧ની સાલમાં ત્યાંજ સ્વર્ગવાસી થએલા. તેમનાં પુત્રી સુભદ્રાબેનના સ્મારક તરીકે, પોતાની વિભુતી આ ગ્રંથદ્વારા પ્રકાશ થાય તેવી તેમની અંતીમ ઇચ્છા હતી અને તે પરમકૃપાળુએ પુરી પાડી.

તેમની શ્રદ્ધા, નિખાલસતા અને સ્વમાનશીલ સ્વભાવ તેમજ તેમનું સ્વાતંત્ર્યપ્રેમી જીવન એક આદર્શ હતું, અને તેમની પ્રેરણા દરેકને મળે એવી શ્રી ઇશ્વર પ્રત્યે નમ્ર અભ્યર્થના.

'ॐ તત્સત્'

**પ્રકાશક**

# વિષય સુચિ. ભાગ ૧—૨

૨૧૯૮૫



**થ**



**દ**

ફ



બ

ભ

### લ

**સંપૂર્ણ: ભા. ૧-૨**

# વૈદ્યક સંગ્રહ

## ૧. વાયુ ઉપર—

પીપલીમૂલ, લીંડી પીપળ, કાકડાસીંગી, લવીંગ, તજ મધ–એ જણસ ૬ ને ચાટવી. ટાંક બે. ખાંડ, ખાટું તથા અડદની પરેજ.

## ૨. શરદી ઉપર—

પીપળ, અકલકરો, વાવડીંગ, કાકડાસીંગી, અતીવીષની કળી, ધોળા તીખાં લવીંગ, મધ સર્વે મેળવી એક એક ટંક ચાટવું.

## ૩. આંખ દુઃખતી હોય અને રતાશ મટતી ન હોય તે ઉપર—

રસવન્તી, ગોપીચન્દન, ફટકડી, અફીણુ, દરેક વાલ બેબે–ને વાટી આંખ ઉપર ચોપડવી. ફટકડીને ફુલાવીને વાપરવી.

## ૪. મુત્રકૃચ્છ ઉપર—

એલચી પાશાણભેદ, શીલાજીત,—દરેક અડધા રૂ. ભાર તાંદરજાના રસમાં નાંખી પાવું–તેથી મુત્રકૃચ્છ છુટે. (૧) ભેંશના કાનનો મેલ વાલ ૧, ગધૈયું એ બે વસ્તુ ચોપડવાની છે. અને ગધૈયું પાવાનું. તેનું ડુંટી ઉપર ફરતું હીંગળોક ચોપડીને માંહે નાખવો.–જેથી છુટે અને ગધૈયાને પાણીમાં પાવું. એટલે કે ગધૈયું પાવાનું ને ચોપડવાનું બન્ને છે ને મેલ તથા હીંગળોક ચોપડવાનું જ છે.

## ૫. સ્તંભન—

(અ) આમલીના મીંજ ટાંક ૧, મીઠાં ઈંદ્રજવ ટાંક ૧. વીષ ટાંક ૧ એને વડના દૂધમાં વાટી ડુંટી ફરતો લેપ કરે તો તે ધોવે ત્યારે છુટે.

(બ) કસ્તુરી વાલ ૧, કેસર, ટાંક ૧, સરજકંકોલ રૂ. અડધાભાર, ગજપીપર રૂ. અડધાભાર, જાયફળ રૂ. અડધાભાર, લવીંગ પા ભાર, મોચરસ એક ભાર, માયું અડધાભાર, ભાંગ અડધાભાર, અફીણુ અડધાભાર, મોતીની ખાખવાલ ૨ એ સર્વેને વાટી પાનના રસમાં ગોલી વાળવી. તે ખાઇ ઉપર દૂધ પીવું.

## ૬. ધાવરા ઉપડતાં હોય તે ન બેસતાં હોય તે બેસાડવાનો ઉપાય—

(અ) મધ, તીખાં, અજમા, કાલીપાટ, બંગ, કડવા ખડબોડા સર્વે વાટી ચોપડવું.

(બ) ગોળ, લવીંગ, કંકોડી, અજમો વાટીને ચોપડવો.

### ૭. ઝાડો બંધ કરવાનો ઉપાય—

ધતુરાનો રસ, અફીણ, માયુ—એ ત્રણને દહીંમાં પાવું.

### ૮. વાયુથી અંગ ઝલાઇ જવા ઉપર—

એકલ કંટાનું મૂળ, છાલ સુધાં લાવીને તેના કટકા વાલ ૫) ને આશરે કરવા—તેમાં લવીંગ ૪) લેવાં ને છાશની પરાશમાં વાટીને પાવાં-કરી-ખાટું, હીંગ, મરચું, તેલ,-તે વર્જ-બાજરો, લોદર, ગોળ ખાવું. જણુસ ૩ ઉપરની પેઠે ખાવી. દીન ૭ સુધી ખાવી.

### ૯. સુવારોગ—

લંગરીયા ખાખરાનું મૂળ, બેઠી તથા ઉભી ભોરીંગડી મૂળ, અરણીનું મૂળ, ખેરડાનું મૂળ, પીલુડીનું મૂળ, પીપલીમૂળ, બીલીનું મૂળ, ને સાંઠીનું મૂળ, સમભાગે રાખી ઉકાળો પાવો.

### ૧૦. સર્વે વાતોપરી ગુટીકા—

ખેરીયો, સુંઠ, ઈંદ્રજવ, કડુ, ખરી, હરડેદળ, ખેરડાની છાલ, પીપર, નસોતર, જવખાર, બીડલવણ, (વલવણ હશે ?) ટંકણ ખાર, પીપળીમૂળ, સાજી, લસણ-દરેક ટાંક ૨—આદાના રસમાં ગોલી.

### ૧૧. અતીસાર ઉપર તથા લોહીખંડવાળા ઉપર—

ભાંગ, સાલમ, અતીવીક, લવીંગ, હીંગ, અફીણ, પોસ્ત અથવા ખસખસ, જાયફળ-એ સર્વે પૈસા એક એક ભાર લઇ-વાટીને-દરીયા કાઢી નાખીને દાડમમાં ભરવા ને પછી ઉપર કપડમાટી કરીને તે ગોળાને શેકવો પછી તેને કાઢીને એ સઘળી ચીજ પેલા કાઢી રાખેલા દાડમના કળીયામાં વાટવી. ગોળી વટાણાપૂર કરવી.

### ૧૨. ખરજવા ઉપર.

ગધેડાની લાદને બાળીને માંહી સફેદ મળી નાંખી, ધ્રુપેલના ગદડામાં વાટી ચોપડવાં.

### ૧૩. પ્રમેહ.

હરડે, ગોખરૂ, પાષાણભેદ, ગરમાળો, ધમાસો, ધાણા, વળીયાળી, પીતપાપડો, દ્રાખ, કડુ, એખરામૂળ, જેઠીમધ, તેનો કવાથ સાકર નાખી પાવો.

### ૧૪. શ્વાસકુઠારનું અંજન.

શ્વાસકુઠારનું અંજન કરવાથી તથા સુંઘાડવાથી શૂન્ય હોય તે જવાબ દે.

### ૧૫. સંધિગત વાયુ ઉપર તેલ—

વછનાગ રૂા. ૪ ભાર, ગુગળ ૪ ભાર, બોલટાંક ૨, એલીયો ટાંક ૨, સુંઠ ટાંક ૨, પીપર ટાંક ૨, કાયફળ ટાંક ૨, માલકાંકણીનું તેલ શેર પા, સરસીયું તેલ શે. પા, એરડીયું તેલ અડધો

શેર, પાષાણભેદ શેર અડધો, એ સર્વેને એકત્ર કરી તાવડામાં ઉકાળવું ને શ્યામ થાય ત્યારે ઉતારી ચોપડવું.

## ૧૬. ચોરાશી વા ઉપર—

ઝેરકોચલા શેર પા, પારો ટાંક ૨, હીંગલો ટાંક ૨, ગવડ ટાંક ૨, સુંઠ ટાંક ૨, પીપળ ટાંક ૨, મળી ટાંક ૨, કાચકાં ટાંક ૨ (કેર ?) ગાયની છાશમાં તે ખરલ કરી ચણાપૂર ગોળી લેવી.–ખટાઇ, તેલ વર્જ.

## ૧૭. પ્રમેહ—

સીંદુર, બોદાર, લવીંગ, પીળી કોડીનો ચૂનો, એ સર્વે રૂ. ૧ ભાર–મોરથુથું રૂ. ૦। ભાર–લીંબુના રસમાં વાટી ચણાપૂર ગોળી લેવી.

## ૧૮. મસ્સા ઉપર—

કાથો, પારો, કાળી મશીયાણી સાથે વાટી ચોપડવું.

## ૧૯. મુત્રકૃચ્છ ઉપર—

(अ) કાચકાની મીંજ શેકીને કાઢવી–તેને લીંબુના રસમાં ઘસવી. ઘસીને રૂની બત્તી કરીને તેને તે રસમાં બોળીને તે બત્તી પેસાબના વેહેમાં મૂકવાથી પેસાબ છુટે.

(ब) મેંદી, સુખડ, લીંબુનો રસ, સાકર, પાયાથી છુટે.

## ૨૦ સંધીવા ઉપર તેલ–તથા નપુસંકતા ઉપર—

સોમલ ૨ પૈસાભાર, ગંધક પૈસા ૦॥ ભાર, સાબુ પૈસા ૦॥ ભાર, સરસીયું તેલ શેર અડધો, ઉકાળીને વસાણું નાંખી–ઓસડને પાનમાં લગાવી લીંગ ઉપર લગાવવાથી ઈંદ્રીય શથીલ્ય મટે.

## ૨૧. નાસુરનો ઉપાય—

મરેલા વીંછીને બાળીને તેની રાખ પાણીમાં વાટીને ચોપડવી–તલપુર ટપકું કરવું તો નાસુર જાય.

## ૨૨. દાદર—

ગંધક, હડતાલ, ટંકણ–લીંબુના રસમાં ચોપડવું.

## ૨૩. વમન ઉપર—

જાવંત્રી, વાવડીંગ, કમલકાકડી, લોબાન, અતીવીખ, કેસર, સાગનું બીયું, તથા કપૂરની ગોળી વાળી આપવી.

## ૨૪. અતિસાર—

અફીણ ટાંક ૧, કળીચૂનો ટાંક ૧ લવીંગ ટાંક ૧ સાથે મીલાવી આપવું.

## ૨૫. વિસ્ફોટક—

સંખીયો, સોમલ ટાંક ૧, ફટકડી ટાંક ૩ કાથો ટાંક ૩, મરી ટાંક ૩, પાનના રસમાં ગોલી, ચણીઆબોર પ્રમાણ સુધી બરાબર જોઇને આપવી. પથ્ય, ચણા, ઘીઈ, મીઠું વર્જવું.

## ૨૬. સર્વ વિષયોપરિ—

ઇંદ્રામણીના મુળ રૂા. ાા ભાર, વાટી ટાઢા પાણીમાં પાવાં.

## ૨૭. વિસ્ફોટક—

દાડમની છાલ રૂા. ૨ ભાર, ખોદાર રૂા. ૨ ભાર, ગોળમાં ગોલી ચણીયા બોર પ્રમાણ બરાબર આપવી સાંજ સવાર પથ્ય પાળવું.

## ૨૮. અશ્વના રોગ ઉપર—

સોમલ ટાંક ૧, હીંગળો ટાંક ૧, કાથો ટાંક ૩, આદાના રસમાં ગોલી ચણા પ્રમાણે–ઘોડાના સર્વે રોગ સમાવે.

## ૨૯. કાનખજૂરાના ઝેરનો ઇલાજ—

જે શરીરના ભાગ ઉપર કરડે કે ચોટી બેસે તે ઉપર દેવતાળગ દેવો અથવા તે ઉપર ગોળ કે ગોળને અભાવથી તે ભભરાવી દેવી, મતલબ કે ગળપણ તેનું મારણ છે–મોમાં કે કાનમાં ગળી ગયેલ હોય તેને માટે ગોળજ ખવરાવવો–આ ઉપાય તરતને માટે છે.

## ૩૦. બરોલ (મત્તહા) વૃદ્ધિનો ઉપાય—

એલીયો, સાજીખાર, અજમો. એ સર્વે ટાંક ૫ ને ગોળ શેર ાા ગોલી ટાંક ૩ ની બે વાર ખવરાવવી–બરલ જાય.

## ૩૧. ખાંસી તથા ક્ષય ઉપર—

કંટાલા થોરનાં ડીંડલા, ચાર હસ્તને પ્રમાણે લેવાં અને સીંધવ શેર ૧ કળીચુનો શેર ાા તથા અફીણ ટાંક ૩ ઘાલીને પકાવવું. પાણી સૂકાયે મટે સહી.

## ૩૨. પ્રદર ઉપર—

વડગુંદાનાં પાત્રાં છાંયે શુષ્ક કરી ખાંડી ટાંક ૩ ચોખાના ધોવણમાં પાવું.

## ૩૩. શીતપ્રસ્વેદ (શીતાંગ)....

પારો ટાંક ૫, અતીવીખ ટાંક ૫, મરી ટાંક ૪, ધતુરાની જીંડવાની રાખ ટાંક ૮ એકત્ર કરી કોરૂં ચાટવું.

## ૩૪. કાસશ્વાસોપરિ ગુટિકા—

બેડાની છાલ ટાંક ૫, જવખાર ટાંક ૫, આકડાના ફુલના રસે મરદી ચણીયા બોર જેવડી ગોલી કરી મુખમાં રખાવવી—વાર બેજ—

## ૩૫. શ્વેતકૃષ્ટ ઉપર—

આકડાના મૂળ શેર ૦।, કુંવારના મૂળ શેર ૦।, ખરસાડીનૂં મૂળ ૦।, ભાંગરાનું મૂળ શેર ૦।, તુરનાં મૂળ શે. ૦। મોટી દૂધેલીનાં મૂળ શે. ૦। બાવચીશે. ૦। અસારીયો શે. ૦। કુવાડીયાનાં બી શે. ૦। સોમલ ટાંક ૧ લીંબુ ૧૦ તેલમાં ભીંજવીએ—ગાળીએ—ચોપડીએ-ઉજમાં ચાઠાં જાય.

## ૩૬. હરસ (અર્શ)—નાસુર—

માણસની ખોપરીની રાખ, મોરથુથાની રાખ, ખડમાં કોશીટા થાય છે તેની રાખ—ગાયના ઘીમાં મલમ કરી ચોપડવું—તો નાસુર અને હરસ જાય.

## ૩૭. દમ—ચુંક—વાયુ ઉપર—

સાજીખાર રૂા. ૫ ભાર, હળદર રૂા. ૨ ભાર, મરી રૂા. ૨ ભાર, તેનું પડીકું વાળી ચાર અથવા આઠ ભાગ મધ સાથે આપવું. ચુંકત—વાયુ—દમ મટે—અજમાવેલ છે.

## ૩૮. ભૂતભૈરવ રસ—

વાળો, ગંધક, વછનાગ, કારેલીના રસમાં ખરલ કરવું—વાલ ૧ બરાબર આપવું.

## ૩૯. કંદર્પ સંજીવન રસ—

પારો તોલો ૧, વછનાગ તોલો ૧, તુલશીના રસમાં વાટવો તથા અગીણના કસુંબાની, કૌચાની તથા વીજ્યાની ભાવના દેવી—પછી કાળા ધંતુરાના જીંડવામાં ભરવું—ઉપર અડદના લોટનો લેપ કરવો—દૂધ શેર ૨ માં પચાવવું, પછી ખરલ કરવું—જાયફલ—તમાલપત્ર, લવીંગ, તુલશીના બી, કસ્તુરી, કેસર,—ખરલ કરવું—દૂધની ભાવના દેવી. સૂકવીને માત્રા વાલ ૧ દૂધમાં ખાવી.

## ૪૦. સિદ્ધિ ગણેશ રસ—

પારો ટાંક ૧૦, ટંકણ ટાંક ૧૦, પીપર ટાંક ૧૦, આકોલનાં બીજ ટાંક ૧, નેપાળો ટાંક ૧ તેને એકત્ર કરીને દંતીના રસમાં ખરલ કરવું. નાળીયેરમાં ભરવું—સાત દીન રાખવું—પછી કાચના પાત્રમાં કાઢવું—તડકો દેવો પછી તેલ કાઢવું—તે તેલ શીશીમાં ભરવું ને તે બન્નેનો નાભી ઉપર લેપ કરે તો રેચ લાગે—કંઠે ચોપડે તો ઓકારી થાય—સાકર દૂધ પીધે ઓકારી બંધ થાય.

## ૪૧. સમગ્ર યોગ—

પારો ટાંક ૨ વછનાગ ટાંક ૨ જવખાર ટાંક ૪ કેસર ટાંક ૧ મળી ટાંક ૯ ચૂરણ કરી વાલ ૧ પાનમાં આપવું. વાયુ ચોરાશી—પ્રમેહ ચૌદ—સંન્નિપાત તેર જાય.

## ૪૨. બાલકનું ફુલું જાય.

ચરકલીની હગાર, તથા સાકર સમભાગે વાટી આંખમાં ભરે તો જાય.

## ૪૩. કંઠમાલ—

મોરથુથુ, કપીલો, માણુસના મસ્તકની ખોપરીની રાખ, ગાયના માખણુમાં મલમ કરવો. કંઠમાલ જાય.

## ૪૪. આમણુ—

રાલ ને પડવારા વાટીને ભરભરાવે તો આમણુનિઃ શરતી મટે.

## ૪૫. ગુલ્મ—

બકરીનું મુતર શેર ૧૫ આકડાનાં પાન શેર ૫ એલીયો ટાંક ૯ નવસાર ટાંક ૯, ટંકણુ ટાંક ૯, સંચર ટાંક ૪, સીંધવ ટાંક ૯, અજમો શેર ०।, સર્વે બકરીના મુત્રમાં નાખવાં–વાસણુનું મોં બંધ કરવું–અગ્નિ પોર ચારની કરવી–બાળીને રાખ કરવું–શીત થયે ટાંક ૨ ગાયની છાશમાં પાય તો ગોલાનો રોગ જાય.

## ૪૬. રગની ગાંઠ બંધાયેલ છુટે—

ધતુરાનો રસ, ગાડરનું દૂધ, સીંધવ મેળવી ઓછે તાપે દીન ૭ સુધી ઘસે તો રગની ગાંઠ બંધાયેલી છુટે.

## ૪૭. હડકાયું કુતરૂં વિગેરે સર્વ વિષ ઉપર—

(अ) આકડાનું દુધ, તેલ, ગોળ, એ ત્રણુની ગોળી ખાય.
(ब) કેળનો રસ પાય તો સર્વ વિષ જાય.

## ૪૮. છોડ વછુટે તે ઉપર—

(अ) જાસુનાં મૂળ ખાંડી છાશમાં ઘસી પાય તો શુદ્ધ છોડ વછુટે.
(ब) ભાંગરાનો રસ ૩० દિવસ પીએ.

## ૪૯. અંતર્ગલ ઉપર—

સુરોખાર, નવસાર, સોનાગેરૂ ત્રણેને–વેંગણુ, ( રીંગણું ) કારીને તેમાં ભભરાવી તે વેંગણુ બાંધે તો મટે.

## ૫०. પ્રમેહ—

કેવડાના મૂળનો રસ શેર ०। સાકર ટાંક ૫ નાખી પાય તો વરસ ૧–૨ નો પ્રમેહ મટે.

## ૫૧. શિરોરોગ—

રૂમી મસ્તકી રૂા. ०। ભાર, ગાયનું ઘી રૂા. ૪ ભાર, ઉનું કરીને તેમાં મસ્તકી વાટીને નાખી ઉકાળીને ઠરે ત્યારે નાકમાં ટીપાં સાત દીવસ સુધી મુકીયે તો મટે, સિદ્ધ છે.

## ૫૨. તામ્રભસ્મ—

હડતાલ તોલા ૨, ત્રાંબુ તોલો ૧ લીંબુના રસમાં ખરલ કરી અડાયામાં ગજપુટે ફુંકી દેવું–રતી ૧ દમ તથા ઉદર વિકાર પર દેવું.

## ૫૩. દમ—

ધતુરાના પાનને ગાડરનું માખણ ચોપડીને તે ઉપર સીંધવ ભભરાવવો–પછી તેને ઉપરાપર મુકીને હાંલ્લામાં બાળી દેવું, પછી તેમાંથી વાલ ાા મધ સાથે લેવું.

## ૫૪. વાઇ—

પાંચ રૂ. ભાર સફેદ મરીની, લુગડામાં પોટલી બાંધી તેને કંટાળા થોળમાં થડ કોળીને ઘાલવી–તેના ઉપર તે ગર્ભનો ડાટો દેવો. ઉપર છાણ તથા મટોડી છાંદવી–દીન ૪૦ રહેવા દેવું. પછી બારીક ખરલ કરી વાઇ અથવા ફેફર આવે ત્યારે નાકમાં ફુંકવું–રતી ૨ ત્રણ વખત વાઇ તથા ફેફર ઉપર અજમાવવાથી અકસીર છે.

## ૫૫. સોમલ તથા હીંગલુ પ્રકાર—

સોમલ રૂ. ૧ ભાર, હીંગળો રૂ. ૧ ભાર–સોમલના કટકા વાલ ૬ ના કરવા–હીંગળોકનો કટકો રાખવો–વસ્તુ બે ધાટે લુગડે પોટલી બાંધીયે–પછી એક મોટો ગોળો લઇ તે મધ્યે દુધ શેર ૩૦ નાખવું, તે મધ્યે પોટલી અધવચ રાખી–ઉપર ઢાંકણીને કંઠે પોટલીનો દોરો બાંધવો–પછી ઢાંકણીને કપડમાટી કરવી ને ચૂલે ચડાવવું–મંદાગ્નિ પ્રહર આઠની દેવી. દુધ વચ્ચે પોટલી રાખવી ને ઓસડ લઇ ખરલમાં વાટી લીંબુ ૧૦૦ નો રસ પાવો પછી થેપલી કરી પીપલાના છોડીયાની રાખ શેર ૮–૧૦ પછી કોરી હાંલ્લીમાં રાખ શેર ૯ પાથરવી–પછી પીપળાનાં પાત્રાં રાખ ઉપર મુકીયે તે ઉપર થેપલી મૂકવી પછી ઉપર પાત્રાં મૂકીએ–પછી રાખ શેર ૨ ઉપર ઢાંકીયે–મુખ બંધ કરી ચૂલે ચડાવીયે–પછી અગ્નિ લાકડાંની કરીયે–પહોર ૪ કરીએ–સીંદુલના સરખો રંગ થાય તે પાકો જાણવો નહિંતર પહોર ૨ ની અગ્નિ દેવી. ઠરે ત્યારે રતી ૧ અગ્નિ પર મુકીયે–જો ધુમ્ર ન નીકળે તો નિશ્ચિન્ત–રતી ૧ થી ૩ સુધી બુદ્ધિ બલાબલ જોઇ પાનમાં આપવું તો ક્ષય, પ્રમેહ, ચોરાશી વાયુ, કુષ્ટ, વિસ્ફોટક, નિર્વાત્તપણું. એટલા રોગ મટે–તેલ, ખટાઇ, બંધ. દુધ–ઘી ખાય.

## ૫૬. દદ્રુ ઉપર—

કાચલીનો ચૂનો તથા નવસાર એકઠું કરી ચોપડવું.

## ૫૭. પ્રમેહ ઉપર—

શીશુ શેર ૦ા આમલીનાં છોડીયાં શેર ૦ાા તેને ઝીણાં વાટી તાવડી માંહે અર્ધ ભુકો પાથરીયે–પછી શીશું મુકીયે–પછી અર્ધ ભુકો ઉપર દાબીયે–પછી બીજી તાવડી ઉપર

ઢાંકીયે–કપડમાટી કરી બાવળના લાકડાંની આંચ ઘડી ૪ ની દેવી–પછી ઉખેડી એકમેક ભેગું કરવું–પછી ફરી કપડમાટી કરી પહોર ૬ ની આંચ દેવી–તો શ્વેત થાય–પછી ચોખા પુર પાનમાં દેવું, સર્વ પ્રમેહ જાય–ઉપર ચોખા મગની ખીચડી તથા ઘી શેર ૧ ખાય તો પચે.

## ૫૮. હાડગંભીર ઉપર મલમ—

બોદાર રૂા. ૨ ભાર, રૂમી મસ્તકી રૂા. ૨ ભાર. કપુર રૂા. ૨ ભાર સીદોર રૂા. ૨ ભાર, મીણ રૂા. ૨ ભાર, તેલ શેર ૦॥ માં મલમ કરવો. પછી ચોપડવો તો હાડ ગંભીર મટે.

## ૫૯. નાસુર તથા ભગંદર ઉપર—

ઉંટની નળી બાળીને રાખ કરવી–નાસુર તથા ભગંદર પર મુકીયે–ઉપર ગુગુલની આમલી મુકીયે તો જાય.

## ૬૦. કાળો રેચ—

પારો ટાંક ૧, ગંધક ટાંક ૨ મરી ટાંક ૧ ફુલાવેલો ટંકણ ટાંક ૪. સુંઠ ટાંક ૫ હરડે ટાંક ૪ એરંડીના મીંજ ટાંક ૪ ને પારાના મીંજ ટાંક ૮ ( અર્ક દૂધમાં ગોધમનો આટો બાંધવો–તે વચ્ચે નેપાળો આખો રાખવો તેને તાવડામાં પકાવવો તેના મીંજ કાઢી ટાંક ૮ ) હરદર ટાંક ૧ અકલકરો ટાંક એક રાખી મેળવવું. રેચ ખાધાની વિગત–હડકાયું કુતરૂં કરડયું હોય તથા શીયાળ કરડયું હોય તેને ટાંક ૧ દેવો–દીન ૧૫ સર્પદંશવાળાને દીન ૧૫ બાલકને સસણી ઉપર રતી ૧–મોટાને ત્રણ દેવા–ગોળના ઉના પાણીમાં બલાબલ જોઇને આપવું–ખીચડીને ઘી ખવરાવવું–નાંખે ( ઉલટી કરે ) તો ઉનું પાણી પાવું–હસ્તીને ટાંક ૭ આપીએ તો પેટપીડ જાય–તાવ–સોજા–ઝાડો–મૂર્છા–શ્વાસ–ખરજવું–લુખસ–દાદર–લોહી વિકાર–ચોરાશી વાયુ મટે–બલાબલ જોઇને આપવું.

## ૬૧. મીઠાનો વાટકો બાંધવાનું—

પ્રથમ મીઠું ઝીણું વાટવું–પછી બાવળના પાત્રાં તથા ઝીપ્ટાંના પાન સાથે વાટવાં–પાણીની ભાવના દઇ–વાટવાં. સંચામાં તથા લોઢાના તવા ઉપર લુગડું પાથરવું–ઉપર મીઠું છાંદીને વાટકો કરવો, પછી તડકે મૂકવું, પછી અંગારામાં ભરવો–સૂકો કરી કાઢવો–તેના ગુણ–હરસ–દમ–વાયુ જાય. એ વાટકામાં દૂધ પીવાથી પુષ્ટ થાય.

## ૬૨. પારદ—

બોરડીના કમળને વાટી કુલડું કરીને તેમાં પારો નાંખીને ઉપર કમળની પીપલી ઢાંકીને કુલડો છાણાં બેમાં મૂકવો–બાળવું–પારો ફુલી જાય–તાંબુ તોલો ૧ માં વાલ ૨ મૂકીયે તો હેમ થાય.

## ૬૩. પક્ષઘાત તથા મૃગી–વાઇ ઉપર—

રસ કપૂર તોલો ૧ તેનો ભૂકો કરીને પોટલી બાંધીને બકરીના દૂધ શેર ૫ માં અદ્ધર રાખવો–ને દૂધમાં રાંધવો–પછી કાઢી નાંખવો–પછી ઝેરકોચલાં તોલા ૩ લેવાં–તેને મરોડીનો ગોળ કરીને માંહે પલાળવાં–દીન ૩ પછી ઉપરથી છાલ ઉખેડી નાંખવી પછી ફાટચો કરીને મધ્યેથી જીભી કાઢી નાંખી ખાંડીને લોટ કરવો–પછી મરી તોલા ૭ લઈ તે સર્વેને બકરીના દૂધમાં ખરલ કરવું–ગોલી વટાણા જેવડી કરવી–સાંજ સવાર એક ખવરાવવી–પરેજ–મગ તથા ગોળ પણ ઓસડનો ઉતાર–મોળા દહીંની છાશની કઢી વઘાર વીનાની–દીન ૩ ખવરાવવી તો ઉતાર.

## ૬૪. વાળો—

ઉંદરની લીંડી, લસણ, ઘોડાના મુતર સાથે બાંધે તો વાળો જાય.

## ૬૫. રાફી—

સાટોડીની જડ વાટી બાંધે તો જાય.

## ૬૬. ફુલુ—

હરણીનું શીંગ, સાબરશીંગુ, એની ભસ્મ કરી સમુદ્રફીણ પીપળ, રાવણ મખો કાચ, માખણમાં વાટી અંજન કરે તો ફુલું પરવારે જાય.

## ૬૭. પ્રમેહ—

જવાસાની જડ ટાંક ૨–૩ મધમાં આપીએ તો જાય.

## ૬૮. ખરજવું—

સાજીખાર, કળીચુનો, ખારો પાપડીયો. સોનાગેરૂ, એ ચાર વાનાની ગોલી કરી પાણીમાં ઘસી ચોપડે તો ખરજવું જાય.

## ૬૯. રસોળી ઉપર—

મણશીલ ટાંક ૫ ખજૂર ટાંક ૫ ભેગાં વાટી દીન ૧૫ રસોળી ઉપર બાંધીયે તો રસોળી જાય.

## ૭૦. કમળો—

સાજીખાર રૂા. ૧ ભાર સાકર રૂા. ૧ ભાર બન્ને વાટી પડીકું વાલ ૪–૫નું ગાયના દૂધમાં દેવું. કમળો જાય. દુધ ભાત ખાવાં.

## ૭૧. ચાંદી તથા ભગંદર—

નરની ખોપરી મધ્યે મોરથુથું પૈસાભાર વાટીને પાથરવો, પછી ભઠ્ઠીમાં મૂકીને બાળવો, તે બન્ને વાટીને માખણ સાથે ચોપડીયે તો ભગંદર ચાંદાં રૂઝાય.

## ૭૨. હરીતાલ ભસ્મ—

તોલો ૧ લઇને કુંવાર તથા અર્ક દૂધના ત્રણ પટ દેવા. પછી ફટકી રૂા. ૪ ભાર વાટી કુલડીમાં પ્રથમ અરધ મૂકવી તેના ઉપર તાલ મુકી ઉપર અડધી ફટકી પાથરવી. આંચ પોર ૧ ની સુલાની આપવી તો મટે. સર્વ વ્યાધી મટે.

## ૭૩. બરેલ—

કેળનાં કુપલાં ટાંક ૩ ફટકી ટાંક ૩ સાજી ટાંક ૩ હીરાબોલ ટાંક ૩ રાળ ટાંક ૩ ગોળ જૂનો ટાંક ૨૮ માં ગોળી ચૌદ કરવી તો બરલ જાય.

## ૭૪. બંધેજ—

જાયફળ, હીંગળો ને લોબાન–ત્રણે સમ ભાગે લેવાં–લોબાનને ઘીમાં તળી–ઘીમાં સર્વ વાટવાં–પછી લઘુબોર પ્રમાણે ગોલી કરવી–પાનમાં ખાવી–ઉપર દૂધ પીવું–ઘડી ચારનું સ્તંભન થાય.

## ૭૫. ખીલીનો ઉપાય—તથા સાતપડા કંઠમાળ—

રાત્રે મેથી દહીંમાં પલાળવી–સવારે વાટીને પાટા બાંધવો. દીન ૭ માં ખીલી નીસરી પડે–

## ૭૬. નાસુરનો ઉપાય—

મરેલ મીંદડીનું માથું બાળી રાખ કરી–તે રાખનો મલમ કરી ચોપડવું તો નાસુર જાય—

## ૭૭. જલંદર—

હરડાં અને બેડાં માસ ૧ સુધી ઉંટના મુત્રમાં પાય અથવા એકલું ઉંટનું સુત્ર પાય તો જલંદર જાય.

## ૭૮. વિસ્ફોટક ચાંદા ઉપર—

બોદાર ટાંક ૧ લવીંગ ટાંક ૧ મરી ટાંક ૧ ગોળ ટાંક ૩ વાલી ગોલી ચૌદ તથા અકવીશ કરવી–ગોલી ૧ ખાય ઉપર સુરમું ખવરાવવું-તેલ વર્જવું–મુખ ન આવે ને ટાંકી જાય.

## ૭૯. પેટ ઉપર ચોપડયાનો રેચ—

ટંકણ, થુથું, કંટાળાથોરનું દૂધ ને પારો એરંડીના બીંજ વાટી નાભી ફરતું ચોપડે તો રેચ લાગે.

## ૮૦ કુષ્ટ પ્રકાર—

હડતાલ, સોનામુખી. પારો, સીંધવ, ટંકણખાર–સર્વે લેવો. પારાથી ગંધક બમણો લઇ ગંધક બરાબર માયું લેવું–લીંબુના રસમાં મરદીએ–દીન ૫–પછી ગજપુંટ સાથે

પચાવીએ—પળ ૪ લોહચૂર લેવું. લીંબુના રસમાં વાટીને થોડે રસે પચાવીએ. ત્રીજે ભાગે વછનાગ નાખીએ. પછી ઘી તથા મધમાં તથા બાવચીમાં અનુમાને આપવું-સર્વ કુષ્ટ જાય.

## ૮૧. સર્વ કુષ્ટ તથા દદ્રુપર તેલ—

મણશીલ, સીંદુર, હડતાલ, ફટકી, ગંધક, બાવચી, મીણ, સાજી, હીરાકશી, ગુગળ, કીન્દુ, કપીલા, ભીલામા, ગૌમુત્ર, તેલ, એકઠાં કરી ઉકાળીયે-તેલ શે. ૦। રહે ત્યારે ચોપડવું. તે તેલ શેષ રહે ત્યારે ચોપડવું. દાદર કોઢ જાય. ભાગને ટાંક વજન સમજવું જોઇએ-અથવા એક ભાગ બરાબર એક ટાંક.

## ૮૨. મહાબન્ધેચપાક—

ધતુરાના બી ભાગ ૧ મુસળી ભાગ ૨ ખુરાસાણી અજમો ભાગ ૩ એખરો ભાગ ૪ ઉટીગણના બી ભાગ ૫, કૌચાં ભાગ ૬ કપાશીયાના મીંજ ભાગ ૯ એ ઓસડ દૂધમાં પચાવવાં. પછી કલ્કમાં ભેળવવાનાં-એલચી ટાંક ૫ તજ ટાંક ૫ તમાલપત્ર ટાંક ૫ નાગકેસર ટાંક ૫ લવીંગ ટાંક ૫ જાયફળ ટાંક ૫ સાકર શેર ૩ નાખી પાક કરવો. ટાંક ૩ ખાવું-ઉપર દૂધ પીવું-પ્રમેહ સર્વ જાય-નબળો પુરૂષાઇમાં આવે. (એકભાગ=એક ટાંક)

## ૮૩. સ્તંભન—

અકલકરો, કેસર, લવીંગ, જાયફળ, તજ, હીંગળો એ સર્વે સમ ભાગે લઇને તેનું ચૂરણ કરી તે સર્વેથી અરધે ભાગે અફીણ લેવું-પછી અફીણને ડોલકા યંત્રે પચાવીએ-સર્વે એકઠાં કરી ગોલી ટાંક ૧ પ્રમાણે કરવી-ગોલી રાત્રે મુખમાં રાખે તો ઘણી સ્ત્રી ભોગવે અને તેનાથી પુત્ર થાય તે ઘણો બલીષ્ટ થાય.

## ૮૪. ચાંદીનો મલમ—

પારો ટાંક ૨ ગંધક ટાંક ૬ માણસની ખોપરીની રાખ ટાંક ૨ ઘીમાં મલમ કરી ચોપડવું.

## ૮૫. ગર્ભિણીના અતિસાર ઉપર—

કાળી ધરાખના ઠરીયા પાણીમાં પાય તો મટે.

## ૮૬. પારાનો પાલો બાંધવાનો ઉપાય—

પારો શેર ૧ મોરથુથું શેર ૧ પાણી મણ ૦॥ લોહના તાવડામાં ચૂલે ચડાવીયે-પાણી શેર ૫-૭ આશરે રહે ત્યારે ઉતારીયે. પારાનો પીંડો બંધાય તેને લેવો-ઘી તથા મધ ભેગું કરીને હાથે ચોપડીને લકડાનું ઓઠું લઇને તે ઉપર પાલો બાંધવો-પછી છાંયે સુકાવા દેવો. તેમાં દુધ ચડતું પીવું.×

---

× Note—ઓટીંગણના વાતલા જેવા છોડ થાય છે તેનાં ચાર પાંદડા થાય છે તે

## ૮૭. બાલકની સસણીનો ઉપાય—

ચરકલીની હુંગાર, મધમાં રતી ૧ આપીએ તો મટે.

## ૮૮. હરસ (અર્ષ)—

મુવેલ ઘોંસનું સુકું ખોખું લ્યો—ને તેનો મળ દ્વારાએ નાસ દેવો તો મટે.

## ૮૯. ઝમી ઉપર—

આકડાનું મૂળ ઘસીને છોકરાને વાલ ૨ ને મોટાને વાલ ૪ ને આશરે પાય તો ઝમી નીસરી પડે, ગરમ પડે તો ઘી નાખી પાવું.

## ૯૦. જ્વરાંકુષ—

સોમલ વાલ ૬, ખાવાનો ચુનો વાલ ૧ કુંવારના રસમાં ખરલ કરી તેની ટીકડી કરી સંપૂટમાં મૂકી કપડ માટી કરી આંચ છાણાં શેર ૮ ની દેવી—સ્વાંગ શીતળ થયા પછી રતી ૧ દેવું. મોળું ખવરાવવું.

## ૯૧. સંન્નિપાત—

નેપાળો રૂા. ૦ા ભાર, સોમલ વાલ ૯, કાથો વાલ ૪, ગોલી મગ પ્રમાણે જીરામાં દેવી. આ ઓસડ જોઈ વિચારીને દેવું—નહિ તો મરી જાય.

## ૯૨. શ્વાસકાસ ઉપર—

હીંગળો ટાંક ૨, વછનાગ ટાંક ૧, મધમાં મગ પ્રમાણે ગોલી દેવી—તેલખટાઈ વર્જ.

## ૯૩. હડકાયાં કુતરાનો ઉપાય—

કડવી તુંબડીનો ગર્ભ, જૂનો ગોળ, હીંગળો, નેપાળો, તીખાં, ટંકણ, આમળાં, પ્રમાણે ગોલી ઉના પાણીમાં દેવી—ઘી ખીચડી ખવરાવવી.

## ૯૪. કફ તથા વાયુ ઉપર—

અજમા, ધુર્તબીજ, ઝેરકોચલાં, આદાના રસમાં ઘોળી મગ પ્રમાણે ગોળી.

## ૯૫. પ્રમેહ—

વાંસકપુર, દૂધમાં વાલ ૪ પવાય તો જાય.

## ૯૬. વાળો—

મનુષ્યની ખોપરી બાળીને તેની રાખમાં કળીચુનો ભેળવીને નાગરવેલના પર ચોપડી વાળા પર મૂકે તો વાળો જાય.

---

ચાર ચાર ને એકએક કળી જેવું નીકળે છે તેમાંથી બે બીજ ચપટાં નીકળે છે ને એખરાં સરખાં ચીકણાં હોય છે. ધાતુ પુષ્ટિ કરે છે. મુત્રકૃચ્છ તે મટાડે છે. સ્વાદે મધુરાં ને તુરાં છે—ફારસીમાં તુખાંઅંજરાં કહે છે—હીંદીમાં ગુરવાં કહે છે.

## ૯૭. પ્રમેહ તથા ગરમી ઉપર—

હીલાગર્ભાંગ શે. ૧ નાળયેરના પાણીમાં ગોળી અણુ પ્રમાણે દૂધ શે. ૦।। સાકર શે. ૦। ઉનું કરીને થંડુ પડયેથી તે ગોળી ખાઈ પીવું તો પ્રમેહ મટે.

## ૯૮. અફીણનો ઝાડો બંધ થાય—

કડાના ફુલની ડાંખળી પાણીમાં વાટી પીવી.

## ૯૯. પુષ્ટિ ઉપર હીંગળો—

હીંગળો રૂા. ૧ ભાર, ને ભીલામાં રૂા. ૭ ભાર, આખાં એડામાં મૂકવાં–તે ઉપર હીંગળો મૂકવો–તે ઉપર પાછાં ભીલામાં રૂા. ૩ ભાર મૂકવાં તે પર મધ રૂા. ૨ ભાર રેડવું તે ઉપર માખણ રૂા. ૨ ભાર મુકવું–સંપૂટ કરવો કપડમાટી કરી છાણા શે. ૧૦ નો તાપ દેવો, પાકયેથી સિદ્ધ થાય.

## ૧૦૦. કાનમાંથી પરૂં વ્હેતું હોય તે ઉપર—

ધંતુરાનાં બી રૂા. ૫ ભાર, તેલ શે. ૦।। માં ઉકાળીને તે તેલનું કાનમાં ટીપું પાડવું તો મટે અથવા મરેલ મોરનો પગ તેલમાં ઉકાળીને તે તેલ કાનમાં નાંખવું.

## ૧૦૧. શ્વેત પ્રદર ઉપર—

ધાપાણને બાળીને તેનો ચુનો વાલ ૫, ખાંડી વાલ ૧–૫ ની ફાકી કરવી–દીન ૭ તથા ૧૪–મટે સહી.

## ૧૦૨. વાળો—

ખાવાની તમાકુ, મેંદી તથા ગોળ એ ત્રણને વાટી તેની થેપલી કરી વાળા ઉપર મૂકવી અને પછી ઉપર ચંપાના પાન ઘી ચોપડી તપાવીને મૂકવાં–પછી તાણીને મોટો બંધ બાંધવો. દીન ૩ રહેવા દેવો–પાછો છોડવો તો તાર ચાલ્યા આવે સહી.

## ૧૦૩. ગુમડા માત્ર તથા ચાંદી તથા નાસુર તથા હાડગંભીર ઉપર મલમ—

ફુલાવેલ ફટકડી તોલો ૧, ફુલાવેલ ટંકણ તોલો ૧, બાળેલ મોરથુથુ તોલો ૧, શંખજીરૂ, કપીલો, આમળાં, બોદાર, મેદીનો પાલો સૂકો, સફેદ કાથો, સીંદૂર એ એક એક તોલો મરી દાણા ૧૦, હળદર રૂા. ૦।।। ભાર સર્વેને બારીક વાટીને ખોરા ઘીમાં ભેળવવો–તે મલમ કાચો ચોપડવો.

## ૧૦૪. કોલેરાની મરજ—

કોલેરાનો મરજ સાંજ સવાર ઘરમાં કરે તો તેના ઘરમાં કોલેરા ન થાય. અગર, ઋમી મસ્તકી, અને અમર એ ત્રણે એકઠાં કરી ધૂપ કરવો.

### ૧૦૫. રૌપ્ય ભસ્મ—

તોલો ૧ રૂપાના પત્રાને શોધી અકકસાના પાન શે. ૦ાા વાટી લુગદી કરી તેની વચ્ચે પત્રાં મુકી અડાયાં શેર ૧૦ની આંચ ત્રણ વખત દેવી તો સફેદ થાય.

### ૧૦૬. જ્વરાંકુશ—

સોમલ પૈસા ૧ ભાર, વચ્છનાગ પૈસા ૧ ભાર, ટંકણ ફુલાવેલ પૈસા ૧ ભાર હીંગળો પૈસા ૧ ભાર, લવીંગ પૈસા ૧ ભાર, એ સર્વેને બકરીના દૂધમાં ખરલ કરી ટીકડી કરી અડાયાની અડસાડમાં પકાવી પછી વાટી ચોખાપુર દેવું–પથ્ય–ઘી, ખીચડી, તેલ, ખાંડ ખટાઇ વર્જ.

### ૧૦૭. મુંઝારાની ગાંઠ ફાટે તેનો ઉપાય—

અસોદરાનાં પાત્રાં શે. ૦ાા તેમાં પાણી શે. ૫ મુકીને ઉકાળવું. શેર ૦ાા રહે ત્યારે પાવું–મુંઝારાની ગાંઠ ફાટે ને લોહી નીકળે–મટી જાય.

### ૧૦૮. ધાધર—

વાળો તોલો ૧ માયું તોલો ૧, ગંધક તોલો ૧, સાકર તોલો ૧, દીન ૨ ખરલ કરવું–પહેલું સાકરનું પાણી ચોપડી પછી ઓસડ ચોપડવું–તો મટે.

### ૧૦૯. દમ—

સોમલ રૂા. ૫ ભાર, તાવડીમાં મુકીને ચુલે ચડાવીને અઘેડાનો રસ શે. ૨ ના ટુવા દેવા–રતી ૦ાાનું પડીકું દેવું–ખટાઇ, તેલ, વર્જવું.

### ૧૧૦. વાળો—

નવસાર વાલ ૨ દીન ૭ પાણીમાં પીએ તો વાળો પાણી થઇ ગળી જાય.

### ૧૧૧. સોમલની ક્રિયા—

સોમલ રૂા. ૨ ભારને કટકા વાલ ૮ ના કરવા પછી થોર ખરસાણીની રાખ શેર ૨ની વચ્ચે ગાંગડીઓ દાબીને ધુમાડો નીસરવા દેવો નહીં ફરતાં કાશીના કટકા ૪ મુકવા, ચુલે ચડાવવું, કાશીના કટકા બળે ત્યારે ઉતારવું પછી ત્રાંબુ તોલો ૧ માં વાલ ૪ નાંખવું. ત્રાંબાને સફેત કરે સહી.

### ૧૧૧ અ. સોમલની ક્રિયા—

સોમલ રૂા. ૨ ભાર તે ૦ાા કટકા વાળ ૮ ના કરવા પછી થોર ખોરશાણીની કાસીની રાખ શેર ૨ ની વચ્ચે તાવડીમાં દાબીને ધુંમાડો નીકળવા દેવો નહી–ફરતા કાશીના કટકા બળે ત્યારે ઉતાળવું–પછી ત્રાંબુ તોલો ૧ માં વાલ ૪ નાંખવું–ત્રાંબાને સફેદ કરે સહી.×

× **નોટ**—પારો પૈસા ૦। ભાર ગંધક રૂા. ૦। ભાર, સોમલ હલદી રૂા. ૦। ભાર સર્વેને

## ૧૧૨. તામ્ર—

ઉભી ભોરીંગડીની છાલ, ત્રાંબાના પત્રાં ઉપર વીંટી પછી અડાયા શે. ૮માં બાળવું-સફેદ થાય.

## ૧૧૩. હરિતાળ—

વીંટલા દૂધેલીના પાત્રાંને વાટી લુગદી કરીને તે વચ્ચે હરતાળનો ભૂકો કરીને વચ્ચે ઘાલીને આંચ છાણા શેર ૬ની ધીમી ધીમી દેવી-પાકે સહી.

## ૧૧૪. મહાપુષ્ટિ ઉપર—

કેશર રૂા. ૧ ભાર, સોમલ વાલ ૨ તેને આદાનો રસ શેર ૦ાા પાવો ખરલ કરવું-ગોળી રતી ૧ ની કરવી તે ખાવી ઉપર દુધ-સાકર ઘી પુષ્કળ ખાવું.

## ૧૧૫. સર્વજ્વરોપરિ—

મોરથુથુ, કંકણુ, પારો, ગંધક, વછનાગ, સુરમો, હરિતાલ, કારેલીના રસમાં ગોલી કરી (મગ પ્રમાણે) કાળીજીરી સાથે દેવી.

## ૧૧૬. સસણી ઉપર—

કડવા ઘીસોડાંનાં બી ગોળમાં ઘસીને પાવાં.

## ૧૧૭. બંગભસ્મ—

કલાઇ રૂા. ૨ ભાર, પારો રૂા. ૨ ભાર, તાવડીમાં ગોઠ પાડીને મૂકવાં-કળી ચુનાની ચપટી દેતી જવી અને લોઢાની કડછીથી હલાવવું-ઘડી ૪ માં બંગ નીપજે સહી.

## ૧૧૮. દમ તથા ક્ષય—

તમાકુ ઘણી આકરી શેર ૦ા તેને ગાયના મુત્રમાં પલાળવી પછી સૂકાય ત્યારે આકડાના દૂધમાં પલાળવી-પછી જાયફળ રૂા. ૧ ભાર માંહે નાખવું-તમાકુનો ખારો ચાળી નાંખવો-પછી વાટીને પટ દેવા. પછી તમાકુ ભંભોટીયામાં ભરવી-મોઢે કપડ માટી કરવી-પછી તેમાંથી એક વાલ મધ અથવા નાગરવેલના પાનમાં દેવું-દમ તથા ક્ષય મટે સહી-ઓસડ ઘણું સારૂં છે-અજમાવેલ છે.

---

ગાયના દૂધમાં ખરલ કરી હાંડલામાં ઘાલી કપડમાટી ગજપુટે અડાયાં ભરીને તે લગાડીએ પછી ત્રાંબુ ગાળીને નાખવું.

**નોટ:**—સોમલને મીણુ સરખે વજને ગોળી બાજરા જેવડી-ભુખ પર અકસીર છે.

**નોટ:**—એખર ગોખર ને નરગુંડી, સુંઠ શતાવરને શીર મુંડી,
ઘી ગોળ સે જો બાંધે પીંડી, નમે નાર પણ ન નમે દંડી.

## ૧૧૯. ચિત્તભ્રમ—

જબાદ તોલો ૦।। કસ્તુરી તોલો ૦। એ બેની ગોળી મગ પ્રમાણે કરી ખવરાવવી.

## ૧૨૦. યોનિકંદ—

જૂની ઈંટ ટાંક ૩, અશેરીયો ટાંક ૫ રાતી ઉન ટાંક ૩ સર્વેને ખાંડી પોટલી બાંધી ભગમાં રાખે તો યોનિકંદ જાય,

## ૧૨૧. કંઠમાળ—

× અર્ક દૂધ, મીઠું, ગોધમનો લોટ—એ ત્રણે એકઠાં કરી ગોળો કરીને બાળવો—તેની રાખ તેલમાં ઘુંટીને ચોપડવી તો કંઠમાળ જાય—

## ૧૨૨. મોતીની ખાખ—

+ મોતી ટાંક ૧ લવીંગ નંગ ૧૫ તેનો ભૂકો કરી તે ચૂરણમાં મેળવી અડાયાં શેર ૫ નો તાપ દેવો. ચૂના જેવો થાય.

## ૧૨૩. પ્રમેહ—સર્વ ઉપર—

ધ્રોનો રસ તથા જીરૂં પાવું.

## ૧૨૪. સફેદ કોઢ—

ઉંટના લીલા લીંડાનો અર્ક કાઢી દીન ૧૨ ચોપડવું—સર્વ કોઢ જાય.

## ૧૨૫. દમ ઉપર—

આસોંદરાનું મૂળ ઘસી પાવું.

## ૧૨૬. સર્વ ગુલ્મ તથા ચુંક—

આમલસારો ગંધક ૦।। લવીંગ નંગ ૨૦ એલચી નંગ ૨૦ હીંગલો પૈસા ૦। ભાર સુંઠ પૈસા ૧ ભાર, પીપળ પૈસા ૧ ભાર, પીપલી મૂળ રૂા. ૧ ભાર, પુષ્કળ મૂળ રૂા. ૧ ભાર, સંચળ પૈસા ૨ ભાર, પાપડીયો ખારો રૂા, ૨ ભાર, સીંધવ રૂા. ૨ ભાર, સાજીરૂં રૂા. ૨ ભાર, સુરો રૂા. ૧ ભાર, મીઠું રૂ. ૨ ભાર ટંકણ રૂા. ૧ ભાર, એ સર્વને એકત્ર કર્યા પછી ચણાના ખારનો આદાના રસનો, ડુંગળીના રસનો, લીંબુના રસનો, લીંબુના રસનો, લસણુના રસનો ઉત્તરોત્તર પટ દેવા. પછી ચણા બે પૂર ખાવું—સર્વ વાયુ—ચૂંક—સુળ—ગોલો—ઓકારી—વગેરેને ટાળે—અજમાવેલ છે.

---

× નોટ—સોમલ વાલ ૮ સોનેરી કેળું ૦।। ખરલ કરી પછી તેને ત્રાંબાની ડાબલીમાં ભરવું—પછી તે ડાબલીને અડાયા શેર ૧૦ માં મૂકીને ફુંકી દેવી—ઠરેથી જોવું તો ડાબલી રૂપાની થાય—કીમીયો છે.

+ નોટ—રૂના કપાશીયાના મીંજ ઘણા જ પુષ્ટ છે—સર્વ પાકમાં નાખવાં.

## ૧૨૭. દદ્રુ ઉપર—

હરતાલ, ગંધક, પાટીયો ટંકણખાર ગૌમુત્રમાં ચોપડવાં.

## ૧૨૮. ગતકામ ઉપર—

કલીનુંપત્રું કરીને તે પત્રામાં ત્રાંબાનું પત્રું ઘાલવું. તે પત્રાંને સંપુટ કરવો પછી શમડાનું લાકડું જાંઘ પ્રમાણે જાડું લાવવું અને તેની ડગળી કાઢીને પેલું ત્રાંબુ તથા કલાઇ મૂકવી; પછી બીજી વખત ડગળી દઇ કપડમેટ કરી ગજપુટમાં ફુકવું.

## ૧૨૯. —

પ્રવાલત-હીંગલોક-કોડીયામાં દાડમના પાનનો રસ મૂકીને ગજપુટે પકવ કરાવવું.

## ૧૩૦. વીર્યસ્તંભન—

જાયલફલ તોલા ૨ જાવંત્રી તોલા ૨ કેસર તોલો ૧ અફીણ તોલો ૧ કસ્તુરી તોલો ૦ા ખાખરાનાં મૂળીયાં સર્વ ભરીને પકાવવી. પછી ઉંબરાના દૂધમાં મગ પ્રમાણે ગોલી કરવી.

## ૧૩૧. લોહીવા ઉપર—

(अ.) કડાછાળ ટાંક ૧ જીરૂં ટાંક ૯ સાકર ટાંક ૯ ફટકી ટાંક ૨ દીન ૧૦ સુધી લેવાય તો લોહીવા મટે.

(ब.) ઘી તથા ચોખા વાટીને તેની થેપલી તાળવે મૂકીએ તો લોહીવા મટે.

## ૧૩૨. તામ્ર-મારણ-

મણસીલ ટાંક ૨ કુંગળીની ગાંઠ ચીરી તેમાં મણસીલ નાંખી ત્રાંબાનું કૂદીયું નાખી પછી ડગળી દઇ મણશીલ નાખી કોડીમાં કપડમાટી કરી ફુંકી દેવું. ખવાય છે. ચોખાપુર ક્ષય તથા શ્વાસવાળાને આપવું.

## ૧૩૩. હાડ વધે તે ઉપર—

મીંઢોળની રાખ, ચણોઠી, ગોળ, તેલ શુંપીડી બાંધીયે તો હાડ વધેલું હોય તો મટે.

## ૧૩૪. મદનકામેશ્વર—

કનકબીજ શેર ૧ છાલીના દૂધમાં પલાળી મૂકીયે. દીન ૫ છોલી પાછું જે દૂધ રહે તેને નાંખી દેવું બીજું દૂધ શેર ૫ લેવું. તે દૂધ અગ્નિ પર ચડાવી તે મધ્યે કનકબીજ ઓળવાં. પછી દૂધ સુધુંરાતું થાય ત્યારે ચારણી કરી માંહેથી બીજ કાઢી નાખી નીચોવી પછી તે મધ્યે આકલક હીંગળો ટાંક ૪ એમજ કેસર, જાવંત્રી, જાયફળ, અકલકળો, કૌંચાં ખોરાસાણી અજમો. મસ્તગી, તજ, તમાલપત્ર, સમુદ્રફલ, ખોરાસાણી વર્જ એખરો, અફીણ, લીલીભાંગ, લવીંગ, કણેરના મૂળ, એલચી, કાળીમૂશરી, ધોળીમુશરી એ સર્વે ટાંક ૪ ચાર લઇ ખાંડી ઔષધ દૂધમાં નાખીયે ગોલો ટાંક ૧ કરવો. સન્ધ્યા સમયે ગોલી ૦ા ખવરાવીયે વીર્યસ્તંભ ૨ પ્રહર સુધી રહે.

## ૧૩૫ સર્વ વાત ઉપર—

લસણ શેર ૧ ની કળી, મધ શેર ૧ માં નાંખીને હાંલ્લાનું મોં બંધ કરી તે આઠ દીન સુધી ડાટી રાખવું. પછી કાઢીને બીજી તોલડીમાં ઘી શેર ૧ નાખી દીન ૮ માં બાંધી રાખીએ પછી પ્રભાતમાં ટાંક ૪ ખાવું. વાયુ માત્ર શમે. ધાતુવૃદ્ધિ કરે. દીન ૨૪ ખાવું. ખટાઇ ન ખાવી.

## ૧૩૬. હાડ વધે તે ઉપર—

નવસાર ટાંક ૨ કુંવારમાં ઉનો કરીને ૭ દિવસ બાંધીયે તો હાડ વધ્યું મટે.

## ૧૩૭. હડકાયું કુતરૂં કરડયું હોય તેને—

કડવી નઈનાં મૂળ ટાંક ૪ પાણી શેર ા સાથે પાય તો હડકાયાનું વિષ દિન ૭માં ઉતરે.

## ૧૩૮. પ્રમેહ ઉપર—

ફળ શિવાય કિડામારીનું પંચાંગ છાયા શુષ્ક કરી ગોલી ૪ ગળાવવી. ઉપર દૂધભાત ખવરાવવું.

## ૧૩૯. હરસ ઉપર—

રસવન્તી ટાંક ૪ સાકર ટાંક ૪ સુક્ષ્મ વાટીને ચણા ૪ ભારની ફાકી ટાઢા પાણીમાં આપવી, તો હરસ મટે.

## ૧૪૦. વીર્ય સ્તંભન ઉપર—

અફીણ ટાંક ાા ચીણીયો કપૂર ચણા ૨ ભાર વાટીને ગોલી રાઇ પ્રમાણ ઇન્દ્રીમાં મૂકી સંભોગ કરવો.

## ૧૪૧. કાનમાં બગાઈ ઉપર—

કીડામારીનું મૂળ ટાંક ૧ વજટાંક ૧ બે વાના સરસીયા તેલમાં નાખી ઉકાળી—કકડાવી પછી તેનું પોતું કાનમાં મૂકીયે તો બગાંસ વળગી આવે.

## ૧૪૨. પાઠું તથા ચાંદા વીગેરે ઉપર—

સીંદૂર ટાંક ૫, ઝરખનાં લીંડા ટાંક ૫ મનુષ્યના અસ્થિની રાખ ટાંક ૫ ગુગળ ટાંક ૫. પ્રથમ ગુગળ રાત્રીએ પલાળી મૂકીયે. બીજાં ઓસડ વાટી કપડછાણ કરીએ એ ગુગળમાં નાખી ખરલ ઘડી ૧૬ કરીએ પછી ગોલી બાંધીએ પછી તેને પાણીમાં ઘસી લુગડામાં આંગળી કરી મુકીયે તો પાઠું-હાડ ગંભીર કંઠમાળ વિગેરે સર્વ જાય—" રામબાણ છે. "

## ૧૪૩. દદ્રુ ઉપર—

ગંધક ટાંક ૫ ગાડરના દૂધમાં મરદીને લેપ કરવો. ૭ દિવસમાં જાય.

## ૧૪૪. ધાતુક્ષીણ—

અડદની દાળ છડી ફોતરા વીનાની પૈસા ૩૨ ભાર લઇ (તે તેલમાં કરાવવી નહિં) તેમાંથી દાળ ટાંક ૬ લઇને પાણીમાં રાત્રે પલાળી મૂકવી. પછી સવારે દૂધમાં, દૂધ પૈસા ૩૨ ભાર અગ્નિ પર ચડાવી તેમાં દાળ ઓળીયે. પછી ખીર થાય ત્યારે તેમાં ટાંક ૧ સાલમ તથા સાકર ટાંક ૬ અને જાવંત્રી ચણા ૩ ભાર નાખી ઉતારી પછી એક ઘડી ઢાંકી રાખવું અને બાફ વળ્યા પછી ખાવું. એમ દીન ૩૦ કરે તો ધાતુ બંધ થાય. કઠ દુઃખતી રહે, નબળાઇ જાય, ઉપર ઘઉં તથા ચોખા ખાવા, ખારૂં, ખાટું ન ખાવું. સિદ્ધ રામબાણ છે.

## ૧૪૫. વીર્યસ્તંભન—

(અ) જાયફળ ટાંક ૧૦ ગાડરનું દૂધ શેર ૭ લાવી તેમાં જાયફળ નાખી કઢીયે. પછી મેળવીયે. પછી જાયફળ કાઢી લઇએ. પછી વછનાગ શોધેલ ટાંક ૫ (તે શોધવાની રીત–વછનાગ ટાંક ૫ તથા દૂધ શેર ૫ લઇ તેની પોટલી બાંધી ઉકાળીયે. દૂધ શેર ૨ રહે તોલા ૨ વછનાગ કાઢી લઇ સુકવીએ તો શુદ્ધિ થાય) હીંગળા ટાંક ૫, જાવંત્રી ટાંક ૫ એ વાટી કપડ છાણુ કરી અફીણુના કસુંબામાં ગોળી વાળવી. ચણોઠી જેવડી. પછી પ્રભાતે તથા સાંજે ખાવી તો ઘડી ૮ નું સ્તંભન થાય. "સત્ય છે"

(બ) કેસર ટાંક ૧ લવીંગ ટાંક ૨ જાયફલ ટાંક ૩ અફીણુ ટાંક ૪ કસ્તુરી રતી ૨ પછી સર્વે એકત્ર કરી વાટી મધ ઉનું કરી તેમાં વાટી ગોળી ટાંક ૦ાા ની કરવી. પાનમાં બલાબલ જોઇ આપવી.

## ૧૪૬. હીંગળોક પ્રકાર—

હીંગળો ટાંક ૪ લઇ શ્વેત ડુંગળીના ગાંઠીયામાં બોરડીનો રસ તેમાં ચોપડી હીંગળોનો કટકો નાખી ડગળી દેવી. પછી કોડીયા બેમાં ડુંગળી મૂકી સંપૂટ કરી અર્ધગજપુટ અગ્નિ દઇ પાકયા બાદ ચોખા ૧ ભાર પાનમાં દેવું. દીન ૧૧૪, ધાતુ બંધ કરે, ઉધરસ મંદાગ્નિ તથા વાયુને ટાળે.

## ૧૪૭. બરેલ તથા લોહીની ગાંઠ ઉપર—

સુરોખાર ટાંક ૧૨ સીંધવ ટાંક ૧૨ હરદર ટાંક ૧૨ ત્રણેને ખાંડી કુંવારના ગર્ભ શેર ૩ માં મેળવી એકત્ર કરી હાંડલામાં ભરીએ. પછી હાથ એકનો ખાડો ખોદી તેમાં હાંડલું ડાટીયે. ઉપર બકરાની લીંડીયો દીન ૭ તથા ૮ બાળીયે. પછી તેની ફાકી ટાંક ૨ ની કરાવીએ. ઉપર ઘઉનું ચૂરમું જમાડીયે. લોહીની ગાંઠને ગાળે ઉધરસ તથા બરેલની ગાંઠને ગાળે—સત્ય છે.

૧૪૮.

અલશેલ તેલનો ખરડ કરે તો **બરેલની** ખામી ગઇ હોય તો આવે.

## ૧૪૯. તણખીયા પ્રમેહ ઉપર—

મસ્તકી ટાંક ૫ ઉથમી જીરૂ ટાંક ૫ ચણીકબાબ ટાંક ૫ એલચી ટાંક ૫ બરાસ કપૂર ટાંક ૫ સર્વે ખાંડી તેમાંથી ટાંક ૧ વાસી પાણી સાથે સવારે ખાય તો મટે.

## ૧૫૦. હાથપગ તરડાઇજવા ઉપર—

આમળાં ટાંક ૩૦ સોનાગેરૂ ટાંક ૨ ખાંડી કપડછાણ કરી ગાયના દૂધમાં પલાળીયે હાથે ચોપડીયે તો દીન ૧૪ તથા ૨૧. તો હાથપગ સારા થાય.

## ૧૫૧. ક્ષય પ્રતિકાર—

હરદર શેર ૦। અજમો શેર ૦। સાજીખાર શેર ૦। સીંધવ શેર ૦। એ ચારને વાટી પછી આકડાનું દૂધ શેર ૦। કુંવારનો ગરભ શેર ૦। અને થોરનું દૂધ શેર ૦। તેમાંહે ખરલ કરી પછી એક કોરા હાલ્લાંમાં ભરી કપડમાટી કરી અગ્નિ દેવો. શીતલ થયા પછી કાઢી ખાંડ શેર ૧ ભેળવીયે પછી તેમાંથી ટાંક બે પ્રમાણે પ્રભાતે દીન ૧૪ સુધી ખાય. ખોરૂં-ખાટું નખાય-ક્ષય તથા ઉધરસ મટે.

## ૧૫૨. તૃતીય જ્વર ઉપર—

અફીણ ટાંક ૦॥ અર્ક દૂધ ટાંક ૦॥ મરી ટાંક ૧ એ વાટીને ગોલી મગ પ્રમાણે દેવી તો મટે.

## ૧૫૩. સ્ત્રીના તૃતીય જ્વર ઉપર—

અર્ધું પાન ધતુરાનું લઇ તથા મરીના દાણા ૨ લઇ તેની બીડી કરવી. તાવ વારાને દીન આપવી. એમ દીન ૫ આપવી તો મટે સહી.

## ૧૫૪. સોજા ઉપર—

અરણીનો રસ ટાંક ૪ કાંચકાનો રસ ટાંક ૪ કુંવારનો રસ ટાંક ૪ તે એકત્ર કરાવી દીન ૩ સુધી લેપ કરાવવો તો અસાધ્ય સોજો ટળે.

## ૧૫૫. સર્વ નેત્રોપરિ—

જૂના ગોદડાનું રૂ બાર વરસનું લઇને વાટવણીયે. પછી અર્કપઇના પુટ ત્રણ આપવા. કંટાળાથોરના પુટ ત્રણ આપવા. પછી ખરસાણી થોરના દુધના પુટ ત્રણ આપવા. પછી છાંયે સૂકવી શેર ૦। સરસીયા તેલમાં વાટ મૂકીને તેથી કાજલ પાડવું. તે ત્રાંબાના ઠામમાં લઇ આકડાના લાકડે ધોળાસ થાય ત્યાં સુધી ઘુંટવું પછી શીશાની સળી વડે અંજન કરવું તો સમસ્ત નેત્રરોગ જાય. સત્ય છે.

## ૧૫૬. પગ ફાટતા ઉપર—

બાર ટાંક રાળ, તથા બાર ટાંક ઘી લઇને તેને ત્રાંબાના ઠામમાં એકત્ર કરી ત્રાંબાને કળશે કરીને ૧૦૮ વાર પાણી ધોઇને પછી ચોપડવું તો સારા થાય.

## ૧૫૭. કપુરીયા કરવાની રીત—

ચંદ્રોશ શેર ૦॥ શુદ્ધ લઇ તેને પાળીથી છોલી શુદ્ધ કરવો. પછી ગાડરના દુધમાં ખરલ કરવો, તે મધ્યે કપુર ટાંક ૨ ચોણીયો નાખવો પછી ખુબ ખરલ કરી પછી વાંસની સળી ઝીણી છોલીને તે પાળાને વીંધવા. પછી છાંયે દીન ૮ સૂકવીયે ત્યાં ઝીણા લુગડે ઢાંકીયે પછી સરેશ ટાંક ૪ પાણી શેર ૦। માં ઉકાળીયે પછી તે પાણીમાં કપુરીયા ચોપડીયે. પછી છાયા શુષ્ક કરીને માંહોમાંહે કપુરીયા ઘસીયે તો શુદ્ધ નીપજે.

## ૧૫૮. જ્વરાંકુશ—

મનશીલ, કળીચૂનો, સાજીખાર, એક જાણુસ સમ ભાગે લ્યો. કુંવારના લાબ્યામાં પ્રહર ૨ મરદીયે પછી તેની લુગ્દી કરી કોડીયામાં ઘાલી સંપુટ કરી ગજપુટે પકાવવું તેમાંથી માત્રા વાલ ૨ સાકર કે ખાંડ સાથે ખવરાવે તો જ્વર જાય.

## ૧૫૯. સોમલ પ્રતીકાર—

લીંબડા (લીમ્બ) ના પાનનો ગોલો પા શેરનો કરીને તેમાંહે સોમલ મૂકી તે કોડીયાના સંપુટમાંહે મૂકી કપડમાટી કરી છાણા ૨૦ ની અગ્નિ કરવી.

## ૧૬૦. વાળો—

અ ભોંપાથરીનો રસ ગાયની છાશમાં ચોપડેથી વાળો સાતપડો જાય.

બ ટંકણખાર ટાંક ૩ સાજીખાર ટાંક ૧ ગોળ ટાંક ૯ એકત્ર કરી ૯ ગોલી કરવી. દીન પ્રત્યે ગોલી ૩ ખાવી. લાડુ જમવા દીન ૩ સુધી બીજી કાંઇ ચીજ ખાવી નહિં. દીન ૩માં વાળો સુકાય.

## ૧૬૧. ચાતુર્થીક જ્વર પ્રતીકાર—

સોમલ પૈસા ૧ ભાર મનસીલ પૈસા ૧ ભાર, તથા બાળેલ કોડીની રાખ પૈસા ૨ ભાર તેને કુંવારના રસમાં વાટીને કોડીયામાં સંપુટ મૂકી કપડમાટી કરી ગજપુટે ફુંકી દેવું. સ્વાંગ શીતલ થયા પછી તેમાંથી ચોખા ૨ ભાર ખાંડમાં ખવરાવવું. તાવ જાય છે ઉપર ઘી ખીચડી તેમાં ઘી શેર ૦ આપવું. હીંગ તેલ મરચું ખટાઈ ન ખાવી.

## ૧૬૨. કાનમાં છોડાં પડતાં હોય તે ઉપર—

ફ્રોનો રસ રૂ. ૫ ભાર દાડમના બીનો રસ રૂ. ૫ ભાર જાયના ફુલનો રસ રૂ. ૫ ભાર ગાયનું ઘી શેર ૧)= પ્રથમ ઘીને ચૂલે મૂકી તેમાં બીજો બધા રસ નાખી પકાવવું. ફક્ત એકલું ઘી બાકી રહે ત્યારે માંહે રૂ. ૨ ભાર બદામ તથા રૂ. ૦॥ ભાર નાગકેસર ઝીણું વાટીને નાખવું. પછી તે ઘી સુંઘવું.

## ૧૬૩. મોઢું આણવાનું ઓસડ—

પારો તોલો ૧ અજમો તોલા ૨ અકલકરો તોલો ૧ ભીલામાં તોલો ૧ સુંઠ તોલો ૧ જૂનો ગોળ તોલા ૫ ગોળી બોર પ્રમાણે કરવી.

## ૧૬૪. ફિરંગ વાયુ ઉપર—

પારો માસા ૪ જુનું ટોપરૂં માસા ૨૧ તલ માસા ૨૧ અકલકરો માસા ૪ ભીલામાં માસા ૪ ગોળ માસા ૫ તેને કુટીને ગોળી ૩૫ કરવી.

## ૧૬૫. કંઠમાળ ઉપર મલમ—

તીલનું તેલ તોલા ૪૦ સીંદોર તોલા ૧૦ મીણ તોલા ૧૦ રાળ તોલા ૩ કળી સંફેદો તોલા ૪ તેલ ઉનું કરી પ્રથમ સીંદુર નાખવો પછી મીણ નાખવું–પછી રાળ નાખવી–પછી સંફેદો નાખવો. તે મલમ કરી ચોપડવું તો કંઠમાળ–રાઠી–ભગંદર જાય.

## ૧૬૬. દદ્રુ–દાદર—

પારો માસા ૧ ગંધક તોલો ૧ મોરથુથું માસો ૧ હરતાલ તોલો ૧ સુરોખાર તોલો ૧ રાળ તોલો ૧ સોહાગો તોલો ૧ મણશીલ તોલો ૧ એ સર્વને લીંબુના રસમાં ખરલ કરીને તેની ગોટીઓ બાંધવી–પછી સૂકાયા બાદ લીંબુના રસમાં ઘસીને ચોપડવું–તો કાળી–રાતી સર્વ દાદર જાય.

## ૧૬૭. ચિંતામણી રસની ગોળી

પારો ૦।। લવીંગ ૧ અકલકરો ૧ છવારા ૧ ખુરાસાણી અજમો ૧ હીંગળો ૧ ગોળ ૨।। ભાર–ચણા જેવડી ગોળી કરવી.

## ૧૬૮. અર્શ—

શીકાતેરીયો એરીયો ૧ વાવડંગ ૧ કરમાણી અજમો ૧ તીખાં ૧ કાચકાં ગરભ ૧ લીંબોળી ૧ ઇંદ્રજવ ૧ લીંબુના રસમાં ગોળી ચણા જેવડી–તેઃ ખુની અર્શ જાય.

## ૧૬૯. રકત પ્રવાહ ઉપર—

પાષાણભેદ, મોચરસ, મજીઠ, ખડ બ્રાહ્મી, અતીવિશ, બાલબીલી, લોધર, મોથ, ગોખરૂં, કાયફળ, જેઠીમધ, સુંઠ, દ્રાક્ષ, રતાંજલી, ઇંદ્રજવ, ધાવડી, સર્વે સમાન–ચૂર્ણ કરી મધ સાથે અવલેહ ચાટવો તો રક્ત પ્રવાહ મટે.

## ૧૭૦. પ્રદર ઉપર—

શીલાજીત ટાંક ૪ ગોચંદન ટાંક ૪ ભીંતનો લુણો ટાંક ૫ ગાયના દહીંમાં દેવું–ભોજન–ચોખા દૂધ અષ્ટ પ્રદર જાય.

## ૧૭૧. જરદો એટલે તમાકુનો કલ્પ—

એક શેર જરદો (તમાકુ) ને ચાર શેર પાણીમાં પલાળવી ને ૩ ત્રણ દીવસ લગી લીલી રાખવી. પછી લુગડાંમાં ગળી ચોળીને તેમાં પાણી રેડી રસ કાઢવો—એમ કરતાં ૧૬ શેર પાણી કાઢવું—પછી લોઢાના તાવડામાં ઉકાળવું અને તેમાં આ દવા નાખવી—ફટકડી ટાંક ૩ જવખાર ટાંક ૩ સાજીખાર ટાંક ૫ બીડલવણ ટાંક ૩ વડાગરૂં ટાંક ૩ પાપડીયો ખારો ટાંક ૩ સુરાખાર ટાંક ૩ હરદર ટાંક ૧ વછનાગ ટાંક ૧ ત્રીફલાં ટાંક ૪ ત્રીકડું (સુંઠ, પીપળ, મરી) ટાંક ૪, પ્રથમ જરદાના કાઢેલા પાણીમાં ખાર નાખીને ઉકાળતાં પાણી શેર ૪ રહે ત્યારે બીજાં ઓસડ નાખવાં. પછી જ્યાર લોંદો થાય ત્યારે ઉતારવું—પછી ચોખા ૧ ભાર ચડતું નાગરવેલના પાન કે તુલસીના પાન સાથે ખાવું તો શ્વાસ—કાસ—કફ મટે.

## ૧૭૨. સોજા ઉપર—

સમુદ્ર ફલ શે. ૦॥ ગૌમુત્ર શે. ૧૦માં વાટીને નાખીને ઉકાળવું—ને તેનો ખાર કાઢવો—પછી તે ખાર રૂ. ૦॥ ભાર ગૌમુત્ર અથવા ઉના પાણીમાં આપવું તો ઘણા અસાધ્ય સોજા પણ મટે.

## ૧૭૩. વધરાવળ—

શેષ ગુંદર લગાવીએ તો મટે.

## ૧૭૪. અજમાના અર્કનાં ઓસડ—

અજમો, લવીંગ, ભારંગ, ષટ્કટુ ને અરડુસો.

## ૧૭૫. સાવરશૃંગનું મારણ—

**सावर विशाण मर्कै मारितमथवा कुमारिका स्वरसैः ।**
**कफकासश्वासानां नाशंविदध्यात्य चिरकालात् ।**
**वातकफोद्भवकासेवृदा अहिवल्लि युक्त मनुपानं ।**
**पित्तप्रजातकासे मधुयुत मधुपान मुच्चरितम् ॥**

## ૧૭૬. બરોલનો ઉપાય—

કુંવારનો રસ શેર ૫ પાણી શેર ૨ અજમો શેર ૦॥ વાવડીંગ રૂ. ૨॥ ભાર, સુવા શેર ૦॥ કાળીજીરી શેર ૦॥ અજમો રૂ. ૨॥ ભાર, અકલકરો રૂ. ૨॥ ભાર જાયફળ રૂ. ૧॥ ભાર જાવંત્રી રૂ. ૧॥ ભાર તજ રૂ. ૧॥ ભાર એ સર્વેને જુના મોરીયામાં ભરીને દીન ૭ રાખવુ—પછી તેનો અરધ રૂ. ૨॥ ભાર પાવો. ઉપલા ઓસડમાં નવખાર ૦)॥ બધો થઈને નાખવો.

## ૧૭૭. ઈંદ્રીમાં રોગ હોય તે ઉપર—

રેવંચીની ૧૦ાા ટાંકમાં બુરા ખાંડ ૧૫ ટાંક ભેળવી રોજ ખાવું–પથ્ય દૂધ.

## ૧૭૮. રકતાતિસાર—

જાંબુ, આંબો, આમલી એ ત્રણના પાનનો રસ કાઢી મધ ઘી અને દૂધ મેળવી પીધાથી અતિ કષ્ટકારક લોહીનો અતિસાર બંધ થાય.

## ૧૭૯. વિષ ઉપર અંજન—

ધોળાં તીખાં, સાણુ, અરીઠાંની મીંજ, લીંબુ, મોરથુથું. ન્લીંબોળીનાં મીંજ, શોધેલો નેપાળો, પીપળ, સીંધવ, કનકફળ, સમભાગે વાટી લીંબ પત્રના પટ ૨૧ દઈ ગોળી નર-મુત્રથી ઘસી અંજન કરીએ.

## ૧૮૦. અંતર્ગલ ઉપર—

**(અ)** એરડીનાં મીંજ ટાંક ૯ હરડે ટાંક ૪ મરી ટાંક ૪ સીંધવ ટાંક ૨ સુવા ટાંક ૨ હીંગ ટાંક ૦ાા ગોળ ટાંક ૨૦ ગોલી ૧૪ ઉના પાણીમાં દેવી તો મટે.

**(બ)** ખજૂર, મહુડાં, કાળા તલ, આકડાનાં ટેસાં, સીંધવ, દારૂહળદર, એરંડીના મીંજ, સાણુ એ સર્વે સમ ભાગે વાટી ઉષ્ણ કરી સળસળતું બાંધી–પાટો પહોર ૮ રાખીએ–એવા પાટા ત્રણ બાંધવાથી અંતર્ગલ મટે. પાટો છોડયા પછી ખરજ આવે તો તલ ચોપડવું.

## ૧૮૧. તૃતીય જ્વર—

કુત્તા ઘાસ, મરી, તુલશીના રસમાં અંજન કરવું ૦ાા અડધાને તેનુંજ નાકમાં ટીપું પાડવાથી આધા શીશી મટે.

## ૧૮૨. તામ્ર—

શુદ્ધ ત્રાંબુ ટાંક ૧૦ હીંગળો ટાંક ૨૦ પારો ટાંક ૨૦ શંખચુનો ટાંક ૧૦ ગંધક ટાંક ૧૦ ત્રાંબાની વાટકી મધ્યે ભરી ઉપર કોડીયું મુખ બીડી કપડમાટી કરી ગજપુટમાં ફુંકી દેવું તો ત્રાંબુ શુદ્ધ નીપજે–તે ત્રાંબુ રતી ૧ પાનમાં દેવાથી વાયુ–ફોડા–કળતર–શ્વાસ કાસ જ્વર–માંડુ વિગેરે જાય–ખાટું, ખાટું સ્ત્રી ત્યાગે તો મટે.

## ૧૮૩. ખરજવું—દાદર—

મણુશીલ ટાંક ૧ હરતાલ ટાંક ૧ સીંદુર ટાંક ૧ કપીલો ટાંક ૨ પારો ટાંક ૨ શંખભસ્મ ટાંક ૨ મરી ટાંક ૨ ગંધક ટાંક ૨ તલવણી બાવચી તેલ, શરસીયું ૦ાા ઔષધ બાલી–ઉકાળી ચોપડીએ તો મટે.

## ૧૮૪. મુખે લોહી પડતું રહે તે ઉપર—

અરડુસો, ધમાસો, જવાસો, સમભાગ ઉકાળી ૪ દિવસ પાઇએ તો લોહી પડતું રહે.

## ૧૮૫.

ભેંસના કાનનો મેલ માખણથી ઘસી અંજન કરીએ તો રાત અંધો મટે.

## ૧૮૬. જલોદર ઉપર—

જવખાર ટાંક ૩૦ આકડાના પાન ૬૪ ઈંદ્રામણાંના ફૂલ ૧૦૦ રીંગણી ફુલ ૬૪ કાચલવણ ટાંક ૩૦ સાજીખાર ટાંક ૩૦ મીઠું શેર ૩ કનક પત્ર ૬૪ થોરની રાખ–કુમાર ખંડ શેર ૧ વલવણ ટાંક ૩૦ ટંકણખાર ટાંક ૩૦ સંચળ ટાંક ૩૦ એ સર્વે એક કરી હાંડલીમાં પ્રથમ પત્ર પાથરી પછી ફુલ મુકી મુખ બંધ કપડમાટી કરી ગજપુટ અગ્ની દેવો–ટાઢું થાય ત્યારે તે મધ્યેજ–સુંઠ ટાંક ૧૦ મરી ટાંક ૧૦ પીપળ ટાંક ૧૦ અજમો ટાંક ૩૦ અજમોદ ટાંક ૩૦ નાખી અને પાનના રસના પુટ ત્રણ લીંબુના રસની ભાવના ૩ અશેલીયાં ટાંક ૩૦ જીરૂંજવાની ટાંક ૪૦ એનું ચુરણ કરી ઉના પાણીમાં લઇએ તો જલંધર–પ્રમેહ. રાજરોગ સર્વે જાય.

## ૧૮૭.

કેવડાનો જુનો રસ ટાંક ૯ ચોખા ૫ પલાળીને રસમાં પીએ તો રક્તપ્રવાહ મટે.

## ૧૮૮.

હીમજ, હરડે, ફટકડી સ્ત્રીના ધાવણમાં મર્દન કરી અંજન કરે તો નવી પાંપણ આવે.

## ૧૮૯.

ડુંગળીનો રસ ટાંક ૯ મીઠું ટાંક ૯ જારના કુશકાં ટાંક ૧૦ વાટી થેપલી કરી બાંધીયે તો અંડ વૃદ્ધિ મટે.

## ૧૯૦.

ખજુરી ટાંક ૪ મણસીલ ટાંક ૦ા મરી, મસોળી ઉપર બાંધીએ તો રસોળી જાય.

## ૧૯૧.

ગળજીભીનો રસ ટાંક ૯ ગોળમાં પાઇએ તો રાત અંધો મટે. ( માથા ઉપર એરંડીયું ઘસવાથી પણ મટે છે.)

## ૧૯૨. કાલારી રસ—

પારો ટાંક ૧ ગંધક ટાંક ૫ અકલકરો ટાંક ૩ વછનાગ ટાંક ૩ પીંપળ ટાંક ૧૦ લવીંગ ટાંક ૪ કનકબીજ ટાંક ૩ ટંકણખાર ટાંક ૩ મરી ટાંક ૫ જાયફળ ટાંક ૫ એ સર્વે વાટી પછી કુપલના રસના ત્રણ પુટ આદાના રસના ત્રણ પુટ લીંબુના રસના ત્રણ

પુટ નાગરવેલના રસના ત્રણ પુટ કરી ગોળી ૧૧ ને આસરે કરવી ચોરાશીવાયુ ટાળે-સનેપાત ૧૩ જાય-સત્ય છે.

## ૧૯૩. પારદ મારણ વિધિ—

પારો પૈસા ૧ ભાર, સાટોડીના પાન ૧ શેર-તેમાં પાંદડાં વાટી લુગ્દી કરી ત્રાંબાની ડાબલીમાં લુગ્દી અરધ વચ્ચે પારો મુકી અરધ લુગ્દી પર મુકી કપડમાટી કરીને છાણા સુંડલો ખડકીને વચ્ચે ડાબલી મુકવી-અગ્ની કરવો તો મટી સહી-અગ્ની ઉપર ધુંવાડો ન નીકળે તો પાકયો જાણવો.

## ૧૯૪. કુમારિપાક—

કુંવારનો રસ શેર ૩ ગોળ જુનો ૧ શેર બન્ને એકઠાં કરી દીન ૨૨ સુધી ભોંયમાં દાટી મૂકીયે-પછી કાઢી નીચેનાં ઓસડ નાખીએ-ત્રીકટું ટાંક ૪ ચવક ટાંક ૩ પીપરીમુળ ટાંક ૩ ચીત્રો, દીવેચી અજમોદ-અજમો-નસોતર-ભારીંગ-સરગવાની છાલ-તજ-અરડુસો પોસ્તના મુળ-વાવડંગ-સોહાગો, સંચળ-નાગરમોથ-કાકડાશીંગી-સિંધાલુણ-વડાગરૂં નરગંડી કાળું જીરૂં, હળદર, હીંગ, જવખાર, તરખાર, પીલુખાર, દરેક ટાંક ૩ લેવાં-સુક્ષ્મ કપડ-છાણ કરી તે રસમાં નાખી તડકે સુકવીએ-૩૫ દીવસ પછી લેવાં ટાંક ૨ તેમાંથી દે તો વાયુ, ગોળો આફરા ઉપર વ્યાધિ, પાંડુ, મંદાગ્ની, પ્રમેહ, અંડવૃદ્ધિ ગાંડ મટી જાય.

## ૧૯૫. તણખીયો પ્રમેહ—

કેસર, એલચી, ચંદન, વંશલોચન, શીલાજીત, કમલકાકડી, અજમોદ, મોચરસ, ધાણા, ધાવડી, ગોખરૂ, ઇંગોરીરસ, તાલમખાના, સાલમ સાકર સર્વે કુટી કપડછાણ કરી ટાંક ૧ ઉના પાણી સાથે દેવાથી દીન ૧૪માં તણખીયો જાય, લોહી મુતરતો રહે.

## ૧૯૬.

(अ) સમુદ્રફળ લીંબુના રસમાં નાભીલેપ કરીએ તો મુત્રકૃચ્છ છુટે. (ब) અથાણાના પાણીનો લેપ કરવાથી છુટે. (क) તાંજલજો વાટી નાભીએ લેપ કરવાથી છુટે.

## ૧૯૭. હાથ પગ ફાટતા હોય તે ઉપર—

આમલીના કાતરા શેર ૧।। મૂકી બાફવા પાણી બળી રહે ત્યાં સુધી રાખી પછી કપડ છાણ કરી તેનો રસ કાઢી ઘી શેર ०।। નાખી નવસાદર નવટાંક નાખીએ-ચુલે ચઢાવીએ-કઠણ થાય ત્યારે ઉતારી હાથે પગે ચોપડી ચોળીએ તો ગરમાઈ શાંત થાય.

## ૧૯૮.

ઈંદ્રિ વારણીને બળદના મુત્રથી ઘસી ચોપડીયે તો વાળ જાય.

## ૧૯૯. રાફી—

અ. જવાસાના મૂળની છાલ શેર પા આંબળા શેર પા કાથો શેર પા સીંધવ શેર પા વંટીઓ ગંધક ૦)= મોરથુથુ ટાંક ૫ ગધેડાના મુત્રમાં વાટી દશબાર વાર લગાડીયે તો રાફી મટે.

બ ગરજીભીના પત્ર તથા કંકોલનાં પત્ર ભેગાં વાટી થેપલી કરી પાઠા ઉપર મુકીએ તો થેપલી બારથી પાકું જાય.

## ૨૦૦. ગરમીનું ઓસડ—

પારો માસો ૧ એલચી માસો ૧ ખોરાસાણી અજમો માસા ૨ જમાલગોટા માસો ૧॥ ગોળમાં ગોલી કરવી; તેથી રેચ થાય તથા ઉલટી થાય તો તે દિવસે ઘીને ખીચડી ખાવી પછી દીન ૭ કરવી. પહેલે દહાડે ખીચડી ખાવી બીજે દિને ઘીને રોટલી તેથી પાવું એમ ૭ દીન કરી કરવી પછી તેની શાંતિ આઠમે દહાડે તાંજલજાની ભાજી અર્ધ ઘી તથા તેલમાં વઘારવી મરી-જીરૂં-સાજીરૂ-ધાણા-તજ-તમાલ પત્ર-એલચી-લવીંગ એટલા વાના નાખીને ભાજી કરી ખવરાવવી. મીઠું ન ખાવું પછી છુટ કરવી.

## ૨૦૧. ચાંદીનું ઓસડ—

રસકપુર તોલા ૨ ભાર તેની ભસ્મની વીધી હળદરમાં કરવી. તેની ખાવાની વીધી દૂધમાં ચોખા બે પ્રમાણે દેવી. તે મોમાં નાખવી ને ઉપર દૂધ પીવું. શેર પા પીવું. પછી દૂધભાત ખાવું. પડી દીનમાં બે ખવરાવવી એમ દિન ૭ ખાવી. તાંદલજાની ભાજી ઉપર પ્રમાણે કરવી. ને ભાજીને ઘઉંની રોટલી ને ઘી દેવું. એમ દીન ૨ કરવું પછી ૧૦ મે દહાડે ચણાની દાળમાં વઘારવાનું પ્રમાણ ઘીમાં ગરમ મશાલાથી વઘારવી મીઠું નાખવું તે દાળને ઘઉંની રોટલી ને ઘી ખાવું એમ દીન ૭ કરવું પછી બીજું બધું ખાવું.

## ૨૦૨. તામ્ર—

આમલાં નવટાંક વાટવાં પછી ખાખરાના લાકડામાં છીદ્ર કરવું. પછી આમલાં અરધ ખાખરાના લાકડામાં ભરવાં. પછી પૈસો મુકવો પછી આમલાં અરધ ઉપર મુકવાં. કપડમાટી કરવી. ગજપુટ ફુંકી દેવું તો ભસ્મ થાય. માત્ર ચોખાપુર દેવી.

## ૨૦૩. સળેખમ ઉપર—

સરલવાના બી, લીંડીપીપળ, વાવડંગ, તીખાં, મેળવી ચૂર્ણ સુંઘવું.

## ૨૦૪. પ્રદર રોગ ઉપર—

હીરાકશી-માયાં-ફટકડી-ત્રીફલાં-સોગડી પાણીથી કરવી ને યોનીમાં ધારણ કરવી તો પ્રદર રોગ મટે.

## ૨૦૫. ખેન તથા દમ ચડતો હોય અને બડખા પડતા હોય તે ઉપર—

અજમો વાલ ૮. અરડુશી, બાજરાના મુળ, જુની જાળખાણની વરસ ૧ ની વાલ ૮ અધેડાનાં ઝીંઝરવાં વાલ ૮ આકડાંના રવાઇડાં ૮ આંબાહળદર ૮ ખાવાની હળદર ૮ વડાગરૂં ૮ મીઠું ૮ જવખાર સુંગળીયો ૮ તે સર્વેને વાટી કુંવારના રસમાં લુગ્દી કરી ઠીંકરાની હાંડલીમાં મુકી તે ઉપર કોડીયું ઢાંકી ગજપુટે બાળી દેવું. પછી ઝીણું વાટી વાલ ૧ મધમાં ચાટવું ઉપર ઘી શેર પા ખીચડી ખવરાવવી. ખાટું-ખારૂં તેલ મરચું ન ખાવું.

## ૨૦૬. ખેનનો ઉપાય—

જાયફલ વાલ ૦ાા તજ ૦ાા પીપળ ૦ાા અફીણ વાલ ૨ જાવંત્રી વાલ ૦ાા લવીંગ વાલ ૦ાા પાટીયો ટંકણખાર વાલ ૨ તેની ગોલી પાનના રસમાં ચણા જેવડી સાંજ સવાર ખાવી. બંધણ થાય પણ દમ ચડે નહિં.

## ૨૦૭. લોહી પડતું હોય તે ઉપર—

લીલાગર ભાંગ વાલ ૪ મેંદીના પાન ૪ ચણીયો કપુર વાલ ૪ વાટી થેપલી બાંધીએ તો લોહી બંધ થાય.

## ૨૦૮. હીબકાનો—

કાચકાનાં બી શેકેલાં, કપુર કાચલી, કેસર, જાવંત્રી મધમાં ચટાડવાં.

## ૨૦૯. ઝેર કોચલાંની ગોલી—

ઝેરકોચલાં તોલો ૧ તીખાં વાલ ૮ અજમો વાલ ૮ વધારણી વાલ ૪ પીપળી મૂળ વાલ ૪ જાવંત્રી વાલ ૪ કાળીજીરી વાલ ૪ લીંબોળીના મીંજ વાલ ૪ અતીવીખની કળી વાલ ૪ કાચકાના બી, ખોડી અજમોદ, વાવડંગના બી, ઇંદ્રજવ, કલુંજો, પીંપળ, સુંઠ, કડુ, વાપુંભાં પીતપાપડો શીકોતરીયો એળીઓ દરેક વાલ ૪ ગાયના મુત્રમાં ઝેર કોચલાને ૭ દી રાખી શોધવાં. મુત્ર રોજ બદલવું પછી તેનાં ફોત્રાં ઉતારી ઘીમાં તળવાં તે ફુલે ત્યારે હેઠે ઉતારી નાખવાં. છેક બાળી ન દેવાં. પછી સર્વે ઓસડ ભેગાં વાટી કાચકાના રસમાં ગોલી ચણા જેવડી વાળવી. ગોલી ૨ મધ્યે જાવંત્રી વાલ ૧ નાખી મધ સાથે ચાટે તો ગમે તેવો વાયુ હોય તે તુરત મટે. અમથી ખાય તો વાયુ મટે. મધમાં ચાટે તો કમળો મટે.

## ૨૧૦. મોઢું આણવાનો ઉપાય—

પારો ટાંક ૨ અજમો ટાંક ૨ ભીલામું ટાંક ૨ અકલકરો ટાંક ૨ ભીલામાં, કોરા હાંડલામાં પાણી શેર ૧ ભરીને પાણી શેર ૦ા રહે ત્યાં સુધી બાફવાં. તેની ગોલી ૭ કરવી દહીંમાં ચોળીને નિત્ય દેવી ચોખા દૂધ સાકર ખવાય તો દેવું.

## ૨૧૧. મોઢું વાળવાનું ઓસડ—

બોરડીના મુલ—બાવળની અંતર્છાલ ચણોઠીનાં પાન ચીમેડનાં પાન, તેનું વગળ કરી કોગળા કરાવવા. ઘી તથા સાકર સારી પેઠે નાખી રાબ—દૂધ—ચોખા—સાકર—ઘી ખાવું. તેલ હીંગ ૨૦ દિ સુધી ન ખાવું. મરચું—તેલ—હીંગ—માસ ૨ લગી ન ખાય તો સર્વ રોગ જાય.

## ૨૧૨. બંધાણીના પેટ બેસણા ઉપર—

ધતુરાનાં જીડવાં ૪ કોરીને તેમાં તીખાં ટાંક ૪ ભરવાં. તેને માટે ચીકણી માટી છાંદી તેનાં મોઢા મધ્યે લુગડું પલાળી કપડ માટી કરી તેનો ગોળો કરવો. તે ઉપર બીજી માટી લઇને ગોળો કરી એની મધ્યે ધતુરાનાં જીડવાં બાંધવાં. ગોલો અડાયાનો આટ કરી તેમાં મુકવાં. જીડવાં બળી ન જાય એમ સુરત રાખવી. બફાય ત્યારે કાઢી તેને વાટવાં. તેમાં જાયફલ ટાંક ૨ જાવંત્રી ટાંક ૨ અફીણ ટાંક ૧ ના કસુંબામાં ગોલી વાળવી—વટાણા જેવડી—સાકરમાં દેવું તો પેટબેસણું મટે.

## ૨૧૩. કોલેરાનો ઉપાય—

પાનની જડ શેર ૧ અકલકરો રૂા. ૨ ભાર લવીંગ રૂા. ૧ ભાર તજ તોલો ૧ તમાલપત્ર તોલો ૧ ધરાખ શેર ૧ મેળવી પીવું.

## ૨૧૪. વાયે રહી ગયો હોય તે ઉપર—

બીલામો શેર ૦। અજમો તોલો ૧ લવીંગ તોલો ૧ લશણ શેર ૦। ચોપચીની તોલો ૧, અકલકરો તો. ૧ ધોલાંનાંન શેર ०। ભોંકલું તોલો ૧ મિશ્રણ કરી વાપરવું.

## ૨૧૫. દાઢ દુઃખતી હોય તે ઉપર—

**अ** બેસો ગુગળ તોલો ૧ વાવડીંગ તોલો ૧ અકલકરો તોલો ૧ ચણીયો કપૂર તોલો ૧ ઇંદ્રવારણીની જડ તેની અફીણના રસમાં ગોળી ચણા જેવડી વાળી દાઢ નીચે રાખી મોં ખુલ્લુ રાખવું.

**ब** અવાળું ચડતાં હોય તો રાત્રે મોંમાં ઘઉંના દાણા રાખવાથી મટે.

## ૨૧૬. માથું દુઃખવા ઉપર—

**अ** કળીચૂનો—નવસાર—લોબાન—તજ—તીખાં—વાટી ચોપડવાં.

**ब** ઝેરકોચલાં ને સુંઠ ઘસી ચોપડવાં.

**क** કાયફલ—મરી—એરડાની જડ ઘસી ચોપડવી.

## ૨૧૭. મસ્સા રોગ ઉપર—

ધોળાં તીખાં, કપાસીયા નાંખી, છાશમાં વાટી ચોપડે તો મસ્સા મટે.

## ૨૧૮. હડતાળ વિધી—

તેના ચણા જેવડા કટકા કરી એક છાણા ઉપર ફટકીનો ભૂકો નાખી તેના ઉપર હડતાલ નાખી ઉપર ફટકી નાખી બીજુ છાણું ઉપર મુકી સળગાવી દેવું તો ધોળી ખાખ થાય. ઝાડાવાળાને વાલ ૧ પાનના રસમાં તથા માખણમાં તથા તલશીના પાનના રસમાં દેવી.

## ૨૧૯. ખરજવા ઉપર—

ઘોડાનો નખ તોલો રાા જૂના જોડાનું તળીયું રાા કોડી તોલો ૩ તે બાળી રાખ કરવી. તેમાં કપીલો રૂા. ૦ાા ભાર મોરથુથું ૦ાાા ભાર કુલાવેલ, એ વાટી ચોપડવાથી મટે. ઘોઈને ચોપડવું.

## ૨૨૦. હડકવાં તથા આડા છોકરાના ઉપાય—

પીપળાની વડવાઈ રૂા. ૧ાા ભાર પાણીમાં વાટી ગરમ કરી દીન ૧ માં બે વખત પાય તો મટે ને સ્ત્રીને સુખે પ્રસવ થાય.

## ૨૨૧. ચુંક ઉપર—

કબુતરની ચરકને ગોળમાં ગોળીવાળી ખવરાવે તો ચૂંક મટે.

## ૨૨૨. શીળસનો ઉપાય—

કીડામારીનાં મૂળ, જાવંત્રી, તથા તીખાં વાટી પાવાં.

## ૨૨૩. બામલાઈ ઉપર—

अ સાજીખાર, માથું વાટીને ચોપડે તો મટે.
ब કીડામારીને ગૌમુત્રમાં ઉકાળી વાટી ચોપડે તો બામલાઈ મટે.
क ઓદારથી પણ મટે.

## ૨૨૪. સર્વજ્વર ગુટિકા

લીંબોળીનાં બીંજ, સીકોત્રીયો એલીયો, સોમલ તેની તલના દાણા જેવડી ગોલી પાણીમાં વાળવી.

## ૨૨૫. સોમલની ખાખ—

એઠી ભોરીંગડીનાં પાન લાવી તેને ખુબ છુંદીને તેને એક કોરા મોરીયામાં માથોમથ ભરી કપડ માટી કરવી. તે મોરીયાની નીચે સુક્ષ્મ છીદ્ર પાડવું-એક નાની કુલડી લઇ તેમાં મલ નાંખવો. પછી નીચે કુલડી તથા ઉપર મોરીયો રાખી કપડ માટી કરવી. પછી કુલડી દટાય તેટલો ભોંમાં ખાડો પાડીને કુલડી તથા અર્ધ મોરીયો દટાય તે પ્રમાણે દાટવો. પછી તેની આસપાસ ૨૫ થી ૩૦ છાણાં ગોઠવીને સળગાવવાં તો તેથી મલ્લ શુદ્ધ થશે. (કપડ

માટીની વિધીઃ—મેથીનો લોટ તથા અડદનો લોટ બે ભેગા કરીને ઉપર ચીકણી માટી લગાડવી આ વીધીથી શંખીયો અગ્નીજીત થશે તથા ફૂલી જશે. (ખાખની વીધી):—ખરસાણી થોરનો લીલો જાડો કટકો લાવવો. આશરે એક વેંતનો, તેમાં પોલાણ કરી તેની અંદર મલ્લના સોપારી જેવડા કટકા કરી ભરવા. પછી દાટો દેવો. તેની ઉપર મેથી તથા અડદનો લોટ છાંદવો ને પછી તેની ઉપર ચાર થરી કપડમાટી કરવી એટલે ચાર કપડમેટ દેવાં. પછી દસ છાણાં નીચે તથા દસ છાણાં ઉપર રાખી વચ્ચે તે કટકો રાખી સળગાવવો. પછી સંભાળથી તે કટકાની અંદરથી ભસ્મ લઇ લેવી.

### પછી તે વાપરવાની વીધી.

**અ** ધાતુક્ષીણ ઉપર—વાલ ૧ પાન તથા આદાના રસમાં આપવી તેની ઉપર દોઢશેર દૂધ તથા ઘી ૦)= ભાર ઉનું કરી પાવું. દીવસમાં ૧ વખત ૨૧ દિવસ સુધી સ્ત્રી પહેરેજ સખ્ત.

**બ** દમ ઉપર—મધમાં વાલ ૧ બે વખત, દિવસ ૧૫ સુધી. પહેરેજ સાથે.

**ક** તરીયા તથા ચોથીયા તાવ ઉપર—વાલ ૧ માખણ તોલા ૦ાા માં એક વખત આપવું. માથે આકડાનાં પાન બંધાવવાં, આ દવા ખાવાવાળાના સંગથી સ્ત્રીને જો બહુજ ગરમી લાગે અને સાંધા તુટવો માંડે તો તેને છાશ હાંડો ૧ તથા પાણી હાંડો ૧ બે ભેગાં કરી તેમાં તેને એક કલાક સુધી બેસારવી તથા માથામાં માખણ ઘસવું અને ઘી ખીચડી ખવરાવવી. અનુભવસિદ્ધ છે.

## ૨૨૬. ક્ષય ઉપર અજમાનો પ્રયોગ—

અજમો શેર ૦। પાને કંટાળાથોરેનું થડ કોતરીને તેમાં ભરવો. ઉપર છાણ તથા માટીથી છાંદવું. દીવસ ૨૨ રાખવું. પછી અજમો કાઢવો તેનો રંગ ભૂરો થશે. તેને ખરલમાં એક દિવસ ખૂબ ઘુંટવો ત્યાર પછી તેમાંથી વાલ ૨ સવારે તથા સાંજે જાયફલનું તેલ ટીપાં ૪ માં આપવું. દીવસ ૨૦ સુધી. તેલ મરચું ખટાઇ બંધ. ઘી દૂધ ખાવું.

## ૨૨૭. જાયફલનું તેલ કરવાની વીધી—

જાયફલ શેર ૦ાા તેના ઉપર સુડીથી આંકો પાડવો (ચીર પાડવી પણ છુટાં ન કરવાં) પછી એક દોણી લઇને તેના તળીયામાં સુયા જેવડું કાણું પાડી તેની અંદર તે જાયફલ ભરવાં. ઉપર કોડીયું ઢાંકી કપડમાટી કરવી. તેમાં ખાડો કરી તે ખાડાની અંદર નીચે છાલીયું મુકી તે ઉપર તે દોણકું મુકવું. તેની આસપાસ ૩૦ છાણા મુકી સળગાવવું એટલે તે જાયફલનું તેલ તે વાટકામાં પડશે. તેને લઇ શીશામાં ગળીને ભરવું. તેનાં અનુપાનઃ-

**અ** જો સ્ત્રીને બહુજ શુલ આવે તેનેઃ—આદાના રસમાં આપવું. બે ટીપાં, એક વખત, બે દિવસ સુધી. ઉપર ઘી-ખીચડી ખાવી.

**બ** સ્ત્રી તથા પુરૂષના ગુલ્મ ઉપરઃ—કાચા તેલ તોલા ૧ ની અંદર ૪ ટીપાં નાખી પાવું તો તેથી કૃમી ગોલો શાંત થશે. સવારે ઔષધ આપવું ને આખો દિવસ ખાવા ન આપવું પછી રાત્રે ઘી-ખીચડી ખવરાવવી.

દમ તથા છાતીનાં શુળ તથા મુંઝારા ઉપર:—તીખાં નંગ ૧૦ ને શીંગફલીના પાનનો રસ રૂા. ॥ ભાર, તેમાં ટીપાં ૪ નાખી, અર્ધું પાવું તથા છાતીએ ચોળવું ઉપર શેક કરાવવો. અજમાવેલ અનુભવિત છે.

## ૨૨૮. વાય–મૃગી દવા—

દરીયાના શંખમાં જે જીવડો થાય છે તે જીવડો (રૂા. ૨–૩ ભારનો) લાવવો અને તેને છાયામાં સૂકવવો પછી તેને ખરલમાં નાખી નાગરવેલના પાન શેર ૧ નો રસ કાઢી તેમાં નાખી ઘુંટવું. તેમાં કસ્તુરી વા. ૨ તથા કેસર વા. ૨ નાંખી દીન ૭ સુધી ખરલ કરવું. પછી શીશીમાં ભરવું પછી તેના ટીપાં બે નાકમાં પાડવાં. તે જે તરફની આંખ ફરડાતી હોય તેની સામેના નસકોરામાં પાડવાં. જેટલા વરસની હોય તેટલા દીવસ સુધી પાડવાં. ટીપાં સવારમાં વેલાં ૧ વખત પાડવાં.

તે ઉપર ખાવાની દવા—ધોળી ડુંગળીનો ગાંઠીયો લાવી તેમાં પાવલીભાર ધોળાં તીખાં ભરીયે. તે ગાંઠીયાને ઘીમાં તળવો. એવા બેદડા (ગાંઠીયા) હંમેશાં સાંજ સવારે વહેલાં ખવરાવવાં, જેટલા વરસની વાય હોય તેટલા દીવસ ખવરાવવાં.

## ૨૨૯. પ્રમેહ–ઉપર બંગભસ્મ—

કલાઇ તોલા ૫ લઈ તેને પ્રથમ શોધીને તેના ઝીણા કટકા કરવા. બાદ ભાંગ શેર ॥ હરદર ૦)= ભાર ગુલાબના ફુલનો રસ ૦)= ભાર લેવો. પછી કાચી હાંલ્લી લઈ ભાંગ અરધ સુધી પ્રથમ ભરવી ને તેમાં તે કલાઈના કટકા ફરતા નાખવા ને તે ઉપર હળદર તથા ગુલાબનો રસ નાખવો. અને છેલે ભાંગ નાખવી અને ઉપર કોડીયું ઢાંકી કપડમાટી કરી ગજપુટ આંચ દેવી. પછી ભસ્મ થયે અનુપાન આપવા.

(૧) પ્રમેહ ઉપર—ચણીકબાબ રૂા. ૦ ભાર તેની અંદર માત્રા વાલ ૨ નાખી તેની ફાકી ભરવી ઉપર પાણીનો કોગળો પીવો દૂધ–ભાત–રોટલી ખાવું. તેલ, મરચું, ખાંડ–ખટાઈ બંધ. આ દવા દિવસમાં એક વખત આપવી.

પીત્ત પ્રમેહ ઉપર—કેસુડાના ફુલના ચુરણમાં આપવી.

(૨) ધાતુક્ષીણુતા ઉપર—બહુફલીનું ચૂર્ણ રૂા. ૦। ભાર મધ રૂા. ૦॥ ભાર ઘી રૂા. ૦॥। સાકર રૂા. ૦॥ ભાર તેમાં માત્રા વાલ ૨ સવાર તથા સાંજે આપવી. પચે તેટલું દૂધ ઘી ખાવું. દીન ૨૧ સુધી.

## ૨૩૦. જલંદર આદિ આઠ પ્રકારના મહા ઉદર વ્યાધિ ઉપર—

ઈંદ્રામણાં (ઇંદ્રાયન) ૭ લાવવાં પછી જવખાર તોલા ૪ સાજીખાર તોલા ૪ પાટીઓ ટંકણખાર તોલા ૪ ટંકણખાર તોલા ૪ અજમોદ તોલા ૪ અજમા તોલા ૪ હીમજ તોલા ૪ એ ખરલ કરવાં પછી એ તમામ ઔષધ પેલાં ઇંદ્રામણામાં ભરવું અને તેને કપડ માટી કરીને ૨૫ છાણાના ભાઠામાં ભારવું પછી બહાર કાઢી કપડ માટી કાઢી તે ઔષધને ખરલમાં વાટવું, પછી શીશીમાં ભરવું તેની માત્રા રૂા. ૦। ભાર ટાઢા પાણીમાં

દેવી. સવારે તથા સાંજે ૭ દીવસ સુધી ખવરાવવું. મીઠા વગરની ખીચડી તથા ઘી ખવરાવવાં. આથી તમામ નશો શાંત પડી દસ્ત લાગશે. જેમ વધારે દસ્ત લાગે તેમ વધારે ઘી ખીચડી ખવરાવવાં. કોઠો ખાલી થવા ન દેવો, પછી તેના ઉપર ઉપયોગ કરવો.

## ૨૩૧. તામ્ર દેવાની વીધી—(ઉદર રોગ ઉપર)

ત્રાંબાના દોકડાને પ્રથમ શોધીને પછી તે દોકડાને કુંવારના થડમાં ભરીને ઉપર મેથી તથા અડદનો લોટ છાંદવો, તે ઉપર પાણી ૭ દી સુધી છાંટવું પછી દોકડો કાઢી લેવો. પછી લાલ ડાંડલીની ચમાર દુધલી (લુણીનાં બી જીણાં પાંદડાંવાળી તથા લુણી જેવી, તેને તોડયે દુધ નીકળે) શેર ૧ લાવી તેને કચરી એક લુગદો કરવો, તેની અંદર દોકડો મુકવો. તેના ઉપર સાતથરી મેથીના લોટની કપડમાટી કરવી. તેની ઉપર માટી લગાડવી. પછી સો છાણાં નીચે તથા સો છાણાં ઉપર રાખી ગજપુટ આંચ દેવી. પછી ત્રીજે દહાડે કાઢી તે માત્રામાંથી અરધા ચોખા ભાર પાનના રસમાં એક વખત આપવી. ઉપર ઘી ખીચડી ખુબ ખવરાવવી. આથી દસ્ત લાગે તથા ગરમી કરશે. જેમ વધારે દસ્ત લાગે તેમ વધારે ઘી-ખીચડી આપવાં (ગરીબને દવા આ ન આપવી) આ દવા (આરોગ્યવાળાને ૩ દિવસ સુધી આપવી.

(૨) અશક્તિ તથા ત્વચા ગરમી તથા નામર્દી ઉપર-એક રાઈના દાણા જેટલી મધ-ઘી-સાકરમાં દીવસમાં એક વખત દેવી એમ ત્રણ દિવસ સુધી દેવી. પચે તેટલું ઘી દૂધ દેવું, પથ્ય ૨૧ દિવસ સુધી પાળવું સ્ત્રી ત્યાગ સખ્ત છે. તેલ-મરચું-ખટાશ ન ખાવું.

## ૨૩૨. રાજા-પાદશાહ માટે તામ્ર ભસ્મ—

પ્રથમ દોકડાને શોધીને પછી તલવણીના રસમાં ૨૧ વખત ઝબોળવો. (તીલપરણી -તલવણીમાંજ માત્ર ભસ્મ થાય છે. એવું નીઘંટુમાં લખ્યું છે.) પછી ઘોળરોકંદ (સુરણ જેવી ગાંઠ થાય છે. વેકરાળ જમીનમાં થાય છે. ખાવે ડરદરના સ્વાદનો, મોઢામાં નાખે ઘણો ગરમ સુરત જીલ્લામાં થાય છે. કાળી વાઘરી મારફત મળી શકે છે, ચણોઠી જેવાં પાંદડાં, ઝાડ ગલના જેવડું થાય છે.) વજનમાં પાશેર ઉપરનો લાવી તેની અંદર દોકડો નાખવો. ઉપર કપડમાટી ત્રણ થરી કરવી. ડીબ પર મુકી ગજપુટના ખાડામાં બકરાની લીંડી સુંડલા ૪ નાખી અર્ધો ખાડો ભરવો, પછી તે કંદ ખાડામાં મૂકી ઉપર સુંડલા ૪ લીંડી નાખી ખાડો ભરી દઈને સળગાવવો. અગ્નિ સારી રીતે લાગે ત્યારે તે ખાડા ઉપર ધુળ વાળવી. ત્રીજે દિવસે તે ઓસડ બહાર કાઢવું. દોકડો ધોળો થશે. તથા વજનમાં પૂરો ઉતરશે. તેની પરિક્ષા રાત્રે પાશેર દહીમાં રતી ૧ નાખી જોવું. જો બીલકુલ લીલુ ન થવું

નોટઃ—(ધમડાચાગામા—સુરત જીલ્લામાં ભાનુશંકર શાસ્ત્રી રહે છે. ત્યાં ઘોળરો કંદ થાય છે.)

હોય તો પાકયું સમજવું અને કાચું હોય તો છાણાની અંદર ખાડો પાડી તે દોકડા પર તલવણીનો રસ રૂા ૦। ભાર નાખી તે દોકડો તેમાં ભરી એક છાણું મુકી સળગાવવું જેથી શુદ્ધ પાકો થશે.

તેની ખવાની વીધી—નાગરવેલના પાન ઉપર હીટી રતી ૧ એક માત્રાનો કરી આપવું. પથ્ય દુધ ભાત સાકર. આથી અત્યંત કામ વૃદ્ધિ થશે.

## ૨૩૩. હીંગળોક ભસ્મ—

હીંગળો તો ૨ તે કુંવારના રસ શેર ૧ માં નાખી તેને બે પહોરની આંચ આપીને તે રસ બાળી નાખવો. પછી તે કટકાને કાઢી તોળવો, પછી ગુલાબગળ (ગુલંબાસ) ની આખી ગાંઠ લાવવી. (તે ગાંઠ શે. ॥ થી ઓછી હોવી ન જોઇએ. વધારે હોય તો વાંધો નથી) તેની ડગળી કાઢવી એટલે હીંગળોક માય તેટલો ખાડો પાડવો તેથી તેમાંથી તેટલો ખાડો પાડી ગરભ કાઢવો અને તે ગરભ લઇ તે હીંગળોમાં મેળવીને એક કલાક સુધી ખરલ કરવો. પછી તે હીંગળાની લુગદી કરી તે લીલીને લીલી લુગદીને ગાંઠના ખાડામાં ભરવી અને પછી ડગળી દઇ દેવી ને પછી અડદનો લોટ ને મેથીના લોટથી તેનું મુખ બંધ કરવું અને તેની ઉપર કપડમાટી કરવી અને પછી તેની તે તેની એટલે મેથી અને અડદની ત્રણ કપડાની પ્લાશ મારવી ત્યાર પછી લાલ માટીના તે ઉપર બે કપડમાં કરવા, આખી ગાંઠ પર કરવા, ત્યાર પછી તેને ૨૫ છાણાની આગ દેવી, તે છાણાની વચમાં તે ગાંઠજ મુકી તે આગ દેવી. સળગીને શીતળ થયા પછી તે બળેલી ગાંઠ કાઢી તેમાંથી હીંગળો કાઢી લેવો. તે કદાચ વચનમાં બે ત્રણ ચાર વાલ કમતી થશે અને રંગ કાળો અને નિર્ધુમ થશે. તે નીચે કહેલા ઉપર લાગુ પડશે.

(अ) તાવ ઉપર—ટાઢા પાણીમાં વાલ ૧ એક દીમાં એક વખત સાત દીવસ સુધી.

(ब) ચાંદી—વિસ્ફોટક અને પ્રમેહ ઉપર–માખણ તથા તુલશીના પાનમાં વાલ ૨ બે દિવસમાં એક વખત ૭ દિવસ સુધી.

(क) ધાતુ ક્ષય તથા કફ ઉપર–મધ રૂા ॥ ભાર, પીપળ એક આની ભાર તેમાં માત્રા વાલ ૨ દેવી દિવસમાં ૧ વખત ૧૪ દિવસ સુધી દેવી.

## ૨૩૪. હીંગળો ભસ્મ–(શ્વેત) બીજી વીધી—

હીંગળો તો ૨ લેવો. આમલીની છાલની રાખ શે ૨) લેવી. તેને કુરડીમાં અરધ ભરી ઉપર હીંગળો મુકી તેની ઉપર બાકીની અરધ રાખ ભરી દાબીને કપડ માટી કરીને તેને ગજપુટની આંચ દેવી પછી કાઢવી. એનું અનુપાન તરીયો તાવ, જીર્ણ જ્વર, ખાંસી, માખણ રૂા. ૦। ભાર તથા મધ રૂા ૦। ભાર તેની અંદર માત્રા ચોખા ૧ ભાર આપવી. ઉપર દુધ ખીચડી આપવી. હંમેશાં એક વખત એમ ૭ દીવસ સુધી દેવી.

---

નોંટ—ચાંદી–વિસ્ફોટક ઉપર દુધ–ભાતનું પથ્ય, સાકર વર્જ, તાવ ઉપર ખીચડી તથા ઘી.

## ૨૩૫. હરીતાળ ભસ્મ—

આ ઉપરની સફેદ હીંગળો વીધી પ્રમાણે આ હડતાલ ભસ્મ પણુ થાય છે. અને આ હડતાલ ને શ્વેત હીંગળો એ બંને ભસ્મો તાવ તથા ખાંસી પર અકસીર છે.

## ૨૩૬. બંગ-કલાઇ ભસ્મ—

કલાઇ શે ૦ા લાવી શોધીને પછી કેરડાના ફુલ શે ૧ માં મુકી કપડમાટી કરી ગજપુટ આંચ દેવી, તેના અનુપાન—

(૧) ધાતુ ક્ષય વાળાને-મધ ઘી સાકરમાં વા ૩ આપવી, ૧ દિવસ, ૨૧ દિવસ સુધી.

(૨) પ્રમેહ ઉપર ગુલાબના ફુલ ૦ાા ભાર તથા આમળાનું ચૂરણ ૦ા ભાર તેમાં માત્રા વા. ૨ એક વખત, ૭ દિવસ સુધી આપવી. મધુ પ્રમેહ વાળાને ન આપવી.

## ૨૩૭. ચાંદીની ખાખ—

રૂપાનું પત્રું તો ૧ નું લઇ તેને દારૂડીના રસમાં ૭ ઝબોળા દેવા ત્યાર પછી કણેરના લાલ ફુલ શે. ૧ લાવવાં. તેનો લુગદો બનાવવો. તેની અંદર તે પત્રુ મુકી કપડમાટી-માટીની ૭ થરી કરવી તેને ગજપુટની આંચ દેવી. શે. ૧ દારૂડીના રસમાં તો ૫ સુધી થઇ શકે ને ૧ તોલે ૭ ઝબોરા દેવા તેનું અનુપાન—

(૧) ખાંસી ઉપર પાનમાં વા. અર્ધી આપવી.

(૨) અસાધ્ય માણસને ધમાસાના ઉકાળામાં વા. ૦ાા આપવી.

(૩) તાવ પર માખણમાં વા. ૦ાા આપવી.

(૪) સ્ત્રીના પ્રદર ઉપર આમળાના મુરબ્બામાં વા. ૦ાા આપવી.

(૫) ખાંસી પર મધમાં વા. ૦ાા આપવી.

(૬) અશક્તિ પર મધપીપળમાં વા. ૦ાા આપવી.

## ૨૩૮. લોહ ભસ્મ—

ચોખી ગજવેલ તો. ૫ નો કટકો લઇ તેને બીજોરામાં ભરવો-બીજોરૂં સુરણની ગાંઠ જેવડું અથવા શેરનું હોય ત્યાં સુધી ચાલે, તેને કપડમાટી કરી ગજપુટ આગ દેવી. એમ ત્રણ બીજોરામાં ૩ ભઠી દેવી તો નિર્ધુમ થશે. વજનમાં અરધો અરધ થશે. ઉપયોગ-વાય અપસ્માર ઉપર મધ પીપળમાં વાલ ૧ સાત દિન ઉધરસ પર પાણીમાં.

---

નોંટ—ધોળું તીખુ ૧ કરોળીયાનું પડ ૧ કરોળીયાના પડમાં મરીનું ચૂરણુ ભભરાવી તેની વાટ કરી તેને ઘીને દિવે સળગાવી તેની મેશ આંજવાથી સનેપાત-બેભાનીથી તુરત શુદ્ધિ.

## ૨૩૯. અભ્રક—

ઓડીયા કલહારમાં ૫ ભઠીમાં નિશ્ચીન્ત થશે. વધુ દેવાથી વધુ સરસ ( એક બીજા વૈદનું પણ આમજ કહેવું છે. )

## ૨૪૦. ચાંદી–સીફલીસ–વિસ્ફોટક ઉપર ચોપડવાની પટી મલમ—

(ઇન્દ્રી ગમે તેવી સડી ગઇ હોય તો પણ સારૂં થાય) ઓદાર રૂા. ૦। ભાર, કાથો રૂા. ૦। ભાર, મેંદીનો રસ રૂા. ૦। ભાર દાડમના બીજ રૂા. ૦। ભાર, શંખ વગાડવાનો થાય છે તેને ઘસીને રૂા. ૦। ભાર ઉતારવો અંદર ઉપલી ચીજોને મીશ્ર કરી ઇન્દ્રી પર ચોપડી દેવું. ૭ દીવસમાં ગમે તેવો ઝખમ રૂઝાશે.

## ૨૪૧. હાડગંભીર તથા પાઠા ઉપર—

(હાડકાં સડે તથા માંસ બગડે તે ઉપર) જૂનામાં જૂનું ખાસડું લાવી બાળી રાખ કરી તે રાખમાં જોઇતું એરંડીયું નાખી તેની અંદર ઉંબરાના પાનનો રસ તોલા ૨ નાખી એક રસ કરી ઝખમની અંદર પહોંચાડવું. ઉપર નીચે આસપાસ બધે લગાડીયે, તેના પર નગોડના પાંદડાં બાંધી દેવાં. ૩ દિવસ સુધી એક પાટો રાખવો એવા ૭ પાટા કરવા ગમે તેટલા વરસનું તથા ગમે તેવું મુશ્કેલ હાડગંભીર આથી અવશ્ય મટશે. પાટો બદલતી વખતે પરૂ કાઢી ગરમ પાણીથી ધોઇ સાફ કરવું. મલમ લગાવવાથી બળશે નહિં પણ ઠંડક થશે.

## ૨૪૨. સાધારણ બધી જાતના ગુમડા ઉપર ચોપડવાનો મલમ—

સીંદુર તો ०।। મોરથુથુ તો ०। મરડાશીંગી તો. ०।। સોનાગેરૂ તો. ०।। મીણ તો. ૧ લીંબડાની અંતરછાલ તો. ૧ મીઠું તેલ તો. ૪ પછી સીંદુર શીવાયની ૪ વસ્તુને તેલ ગરમ કરી તેમાં નાખ્યા બાદ એક રસ થઇ ફીણ થઇ ઉભરો આવે એટલે તેમાં ગાયનું દુધ તો. ૪ તથા સીંદુર નાખીને સાંઠીકડે હલાવી પાંચ મીનીટ બાદ ઉતારી લેવું. આ મલમ ગુમડાને પકાવવા તથા રૂઝાવવામાં ઉપયોગી થશે.

## ૨૪૩. મીણનું તેલ શરીરે ચોપડવાનું દરેક પ્રકારના વાત વ્યાધી ઉપર—

નગોડનો રસ તો. ૨ રીંગણી (ખાવાનાં વંતાક) ના પાન તો. ૨ દારૂડીનો રસ તો. ૨ બેઠી ભોરીંગડીનો રસ તો. ૨ કંટાળાથોરના પાંદડાનો રસ તો. ૨ ધતુરાના પાનનો રસ તો. ૨ સુંઠ તો. ૪ ઉપલેટ તો. ૪ કપુર તો. ૨ જાવંત્રી તો. ૧ મીણ શેર ૧. મીણને ખાંડીને તેને ઓગાળી કુંડલું કરવું ને તેની અંદર તમામ જાતના રસ તથા ઓસડનું ચુરણ નાખી દેવું. પછી તે કુંડલાને લાડવા જેવો કરી તમામ દવા બુરી દેવી, ત્યારબાદ સરસીયું તેલ શે. ०।। લઇ તેની અંદર તે લાડવો રાત્રે મુકી દેવો ને સવારમાં ઉઠી તેનું તેલ કાઢવું. તે આ રીતઃ–એક હાંડલાંની નીચે અંદર તળીયે ઝીણું છીદ્ર પાડવું, ને તેની નીચે એક છાલીયું મુકવું, તે મોટું હોવું જોઇએ, તે હાંડલામાં પ્રથમથી પેલો લાડવો છીદ્ર ઉપર મુકી

ઉપર કોઠીયું ઢાંકી કપડમાટી કરવું. પછી પાતાલ યંત્રની પેઠે છાલીયું તથા અરધ હાંડલું બુડે તેટલો ખાડો ખોદી બન્ને ગોઠવી હાંલ્લાની આસપાસ તથા ઉપર ૩૦ છાણા મુકી આંચ દેવી બાદ તેલને શીશામાં ભરી લેવું પછી ગમે તેવો ફીરંગવાયુ–શુલવાયુ વીગેરે હોય તે પર ચોપડવા દેવું આ દર્દીને પુર્વોક્ત ("મલ્લ") દેવાથી વધુ ઠીક પડશે.

## ૨૪૪. પક્ષઘાતવાળાને બાફ—

એક ખાડો ગાળી તેની અંદર ૫૦ છાણા ભરી આગ લગાડી પછી તે ખાડો ગરમ થયા બાદ આકડાના ૨૦૦ પાન આસપાસ ગોઠવી પાથરી દેવા બાદ રોજ તેને તેના પર બેસાડી ઉનનું વસ્ત્ર મોઢાથી પગ સુધી ઓઢાડી બાફ દેવો ને મુંઝાય ત્યારે મુખ ઉઘડાવવું ને નાતાકાત થાય ત્યારે બહાર કાઢવો. ખાડો કેડ સુધી કરવો એટલે પાંદડા પર બેઠા પછી ખભાનો ભાગ જરા બહાર દેખાતો રહે (ચૂની. વૈ. નું સંપૂર્ણ.)

## ૨૪૫. પારદ ભસ્મ—

એક પાણીચા નાળીયેરમાંથી થોડું પાણી કાઢી (સુઇ વતે ઝીણું છીદ્ર પાડી પાણી કાઢવું ને નાળીયેર એમને એમ રહેવા દેવું) તે પાણીના વજન બરાબર તેમાં વડનું દુધ તથા પારદ તો. ૧–૧॥ નાંખી પાછુ મુખ બંધ કરીને પછી અર્ધ ગજપુટનો ખાડો કરી તેની અંદર બોરડીનાં છોડીયાં લીલાં સુકાં પાથરી થોડાંક છાણાં મુકી નાળીયેરને મુકી છાણા ઢાંકી લગાડી દેવું તો પારદ ભસ્મ થશે. આકાશ રંગી થશે.

## ૨૪૬. બંધેચ—

(અ) ભાંગ ધોઇને સ્વચ્છ કરવી. મીરચ દાણા ૧૦ લવીંગ દાણા ૧૦ તેને વાટીને લોપરી, ભોમાં, ભીત પર થેપલી મારવી ને સુકાવા દેવી. ત્યાર પછી ત્રણ માસા લેવી, ત્યાર પછી દ્રાખ પૈસા ૪ ભાર લેવી. બંધેચ રહે.

(બ) જાયફલ કોરીને માંહે અફીણ ઘાલીને થોર કંટાળાનું થડ કોરીને માંહે એક માસ સુધી જાયફલ રાખવું. ત્યારબાદ વાટીને ગોળી મધમાં ઝીણી રાઇના દાણા બરાબર વાળવી. શરીરમાં બંધેચ રહે.

## ૨૪૭. વિરેચન પ્રકાર—

નેપાળો લઇને ભેંસના છાણમાં નાંખી ઉનો કરી શોધવો. પછી પાનની જડ બરાબર લઇને ખરલમાં પરતવો-(તે પાન નાગરવેલનાં સમજવાં) પછી ગોલી મગ જેવડી વાળીને તેને પાનમાં દેવી. ૧૫ પાન સંધાતે ખવરાવવી. બાદ પતાશાના પાણીથી રેચ વાળવો. તે ઉપર દહીં, ભાત ખવરાવવું. જીરૂં શેકીને ઉપર દહીમાં નાંખવું.

## ૨૪૮. મૃતસંજીવીનિ ગુટિકા ઉપર—

શીંગડીયો વછનાગ ગૌમુત્ર તથા દુધમાં શોધવો. પારો તો. ૧ ગંધક તો. ૧ લવીંગ તો. ૧ જાયફલ તો. ૧ જાવંત્રી તો. ૧ કેસર તો. ાા કનકબીજ તો. ૧ કસ્તુરી વા. ૨ તેની અદ્રકના રસમાં શરસવના દાણા જેવડી ગોલી વાળવી.

## ૨૪૯. તજનું તેલ કાઢવાનો ઉપાય.

તજ શે. ા તથા ગાયનું દૂધ શે. ા તેનો ૩ દિન સુધી આથો રાખી તે પછી પહોર એક ખરલ કરવો. પાટીયો ટંકણખાર તો. ૨ નાંખી પછી ડોલકા જંત્રમાં ભરવો. હેઠલથી ખેરની અગ્નિ કરવી. પહોર ૧ જંત્રના નાળવા પાસે શીશુ મુકીએ. પછી તેલ શે. ા નીકળે તે તેલ, આમવાયુ, રગબંધ, ભાંગેલ હાડ, કોઢ, એ ઉપર ચોપડવાથી એ રોગ જાય.

## ૨૫૦. સુરાખારનું તેલ

સુરોખાર શે. ાા ને આદાના રસમાં દીન ૭ આથો રાખવો. પછી ગાયનું માખણ તો. ૨ નાખીને પહોર ૧ ખરલ કરવો. પછી આડત્રાંસ જંત્રમાં ભરીને શીસમના કાષ્ટની અગ્નિ પહોર ૩ દેવી. પછી શીશી જંત્રને નાળવે બાંધવી. તેલ રૂ. ૫ નીકળે, તે તેલ પીત્ત કોઢ કાલી દાદર ઉપર ચોપડીને શેક કરવો તો એ રોગ જાય.

## ૨૫૧. લવીંગનું તેલ—

લવીંગ શે. ાા લઇ ગૌમુત્રમાં ૫ દિવસ સુધી આથો રાખવો. પછી તેમાં વા. ૬ નવસાર નાખી ૪ ઘડી ખરલ કરવો. પછી જંત્ર ચતુરીયામાં ભરી કાષ્ટની અગ્નિ અરધ પહોરની કરવી. પછી જંત્રને નાળવે શીશી બાંધવી. પછી તેલ તો. ૩ નીકળે તે તેલ વા–પીત્ત–કફ–નળબંધ–ગોલો વાયુ તે ઉપર માસ ૧ આ મધ્યે ખવરાવવું. દીન ૭ સુધી દેવું સર્વ રોગ જાય–પથ્ય–તેલ–હીંગ–લસણ–ખટાઇ–મરચું વર્જ.

## ૨૫૨. રસકપુરનું તેલ—

પાશેર રસકપુરનો અરડુસાના રસમાં ૮ દીન સુધી આથો કરી રાખવો તેમાં રીંગણીના પાન ૧૪ નાખી અરધો દીન ખરલ કરવો. પછી જંત્ર તુરો કરીને નાખવો. અગ્નિ છાણાની કરીને આંચ પહોર અરધ દેવી. પછી તેલ પરવરી આવે ત્યારે જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ પીત્ત–વાયુ–કફ ઉપર વા. ૨ ખીચડીમાં ખવરાવીયે, દીન ૭. તે ઉપર તેલ–હીંગ–ખટાશ–મરચું–લસણ–ખારૂં ન દેવું.

## ૨૫૩. ધતુરાના બીજનું તેલ—

ધતુરાના પાશેર બીજનો ભાંગરાના રસ શેર ા માં દીન ૭ સુધી આથો કરી મૂકવો. પછી તેમાં પાટીયો ટંકણખાર નાખીને એક પહોર ખરલ કરવો. પછી તે આથાને જંત્ર

પાતાળમાં ભરવો. છાણાની અગ્નિ પહોર અરધની કરવી. તેલ પરવરી આવે ત્યારે શીશી જંત્રને નાળવે બાંધવી. તે તેલથી સ્ત્રીના કમળનો રોગ જાય છે. તેલ વા. ૨ ગાયના ઘીમાં ખવરાવીએ. પછી સંતાન ન થતું હોય તો થાય. તેલ–હીંગ–મરચુ–ખટાશ–લસણ ન ખાવું, દૂધ સાકર ચોખા ખવાય.

## ૨૫૪. પારસ પીપળાના ફલનું તેલ—

પારસ પીપળાના ફલના બી શે. ૦। તેમાં બકરીનું દૂધ શે. ૦। નાખી તેમાં ૩ દિ આથો રાખવો, પછી તેમાં મીઠું રૂ. ૧ ભાર નાખી પછી તેને જંત્ર પંચકુટમાં ભરવું. ને અગ્નિ છાલાની પહોર ૨ કરવી બાદ જંત્રને નાળવે શીશી બાંધવી. જે સ્ત્રી વાંઝણી હોય તેને ૧૪ દિવસ ભેંશના માખણમાં ખવરાવીએ તો પુત્ર થાય.

## ૨૫૫. જાયફલનું તેલ—

જાયફલ શે. ૦। ને ગૌમુત્ર શે. ૦। માં આથો દીન ૭ સુધી મૂકવો. પછી તેમાં નવસાર વા. ૬ નાખી સવાપહોર ખરલ કરવો. પછી તેને જંત્ર ઉડણમાં નાંખી અગ્નિ મજીઠના લાકડાંની અરધ પહોર કરવી. બાદ જંત્રને નાળવે શીશી બાંધવી પછી તે તેલ જેને પુરૂષાતન ન હોય તેને વા. ૨ સુરમામાં ખવરાવવું ને તેલ વા. ૨ નો લીંગ લેપ કરવો. દીન ૭ સુધી કરવો. તેલ–મરચું–હીંગ–લસણ–ખટાઈ વર્જ.

## ૨૫૬. ઈંદ્રિજવનું તેલ—

ઈંદ્રજવ શે. ૦। ગાયનું દૂધ શે. ૦। તેમાં દીન ૧।। આથો કરવો. તેમાં જવખાર પૈસા ૧ ભાર નાખી ખરલ ઘડી ૪ કરવો. જંત્રને શીશી બાંધવી. પછી એ તેલ ગોલો–કરમ તથા કળતર ઉપર વા. ૨ ખવરાવવું. પથ્ય ઉપર પ્રમાણે.

## ૨૫૭. વાવડીંગનું તેલ—

વાવડીંગ શે. ૦। ને ખરખોડાના રસમાં ૭ દી આથો કરીને તેમાં જમાલગોટા ૧ નાખી ખરલ પહોર ૧ કરવો. તેને જંત્ર અધુ મસ્તમાં ભરવું. પછી તેને ગધેડાના લીંડાની અગ્નિ પહોર ૧ દેવી. શીશી જંત્રને નાળવે બાંધવી. તે તેલ શારણીની ગાંઠ ઉપર વા. ૬ ખોપરાના પાણી સાથે દેવું તો હાડ ગાંઠ ઉતરે. પછી દીન ૭ સુધી ખોપરાના રસમાં ખવરાવવી. એ દીન ૭ સુધી કરવું. ગાંઠ ચડે નહિં ને પડદા ૭ બંધાય.

## ૨૫૮. જમાલગોટાનું તેલ—

જમાલગોટા શે. ૦। પર બોળીયાનો રસ શે. ૦। તેમાં આથો ૩ દી કરી મૂકીયે. પછી તેને બે ઘડી ખરલ કરીને જંત્ર જર્જરીમાં ભરીએ. પછી દીન ૧ અગ્નિ છાણાની દેવી. શીશી જંત્રને નાળવે બાંધવી. તે તેલ બંધકુષ્ટ ઉપર વા. ૨ ગાયના દૂધમાં ખવરાવીયે તથા અંતર્ગલ ઉપર દીન ૩ શેશગુંદર નાખી પાટો રાખે તો અંતર્ગલ જરૂર જાય.

## ૨૫૯. અકલકરાનું તેલ—

અકલકરો શે. ૦ા ખરણીનો રસ શે. ૦ા તે મધ્યે આથો દીન ૩ કરી મૂકવો પછી તેમાં સંચલ તો. ૧ નાખી એક પહોર ખરલ કરવો. પછી પન્નગ યંત્રમાં ભરી કાષ્ટની અગ્નિ ઘડી ૪ ની કરવી. તેલ પરવરી આવે ત્યારે શીશીને જંત્રને નાળવે બાંધવી તે તેલ વાયુ–કફ શુલ ઉપર ટાંક ૦ાા ચોખામાં રાંધી તેમાં દેવું. દીન ૭ સુધી. કરી ઉપર પ્રમાણે.

## ૨૬૦. કુકડવેલનું તેલ—

કુકડવેલના ફુલ શે. ૦ા તેમાં તાંજલજાતનો રસ શે. ૦ા તેમાં આથો દીન ૩ કરી મૂકવો પછી તેમાં સુરોખાર તો. ૧ નાખી ઘડી ૨ ખરલ કરવો. પછી જંત્ર આડ બંધ કરી તેમાં ભરવું. છાણાની અગ્નિ પહોર ૧ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ ગાયના દૂધમાં વા. ૨ નાખી વાંઝણીને પાવું. દીન ૭ ખાય તો પુત્ર થાય સહી. દૂધ સાકર ચોખા ખાવું.

## ૨૬૧. કણેરના મૂળનું તેલ—

કણેરના મૂળ શે. ૦ા કળનો રસ શે. ૦ા તેનો આથો દીન ૧ાા કરી મુકવો. પછી તેમાં ફટકી વા. ૬ નાંખી ખરલ ઘડી ૨ કરવો. પછી તે જંત્ર સતાંગમાં ભરવું. બાદ પહોર ૧ છાણાની અગ્નિ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ અફીણના ખાવાવાળા (બંધાણી) ને પ્રમાણ જોઇને કટળાતલ શે ૦ા ખંડાવીને તેમાં દીન ૭ દેવું. કરી ઉપર પ્રમાણે. સખ્ત ગમે તેવું અફીણનું બંધારણ છુટે.

## ૨૬૨. ઝેરકોચલાનું તેલ—

ઝેરકોચલાં શે ૦ા તથા મૂળાનો રસ શે. ૦ા તેનો આથો દીન ૭ સુધી કરી રાખવો. પછી તેમાં સીંધવ વા. ૬ નાખવો. ને ખરલ ઘડી ૪ કરવો. પછી જંત્ર એડમાં ભરી છાણાની અગ્નિ પહોર ૧ ની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલની રાળી એક સ્ત્રીની યોનીમાં ઘડી ૨ રખાવવી અને પછી છાણાનો શેક ઘડી ૨ કરાવવો પછી ગર્ભપાત થાય, સહી. તેની કરી–દીન ૮ સુધી ખટાઇ ખાવી નહી. ફરીથી કોઇ દીન ગર્ભ રહે નહિં.

## ૨૬૩. વછનાગનું તેલ—

વછનાગ શે ૦ા આદાનો રસ શે. ૦ા તેનો આથો દીન ૩ કરી મૂકવો. પછી તેમાં તો. ૧ જવાખાર નાખવો ને ૨ ઘડી ખરલ કરવો. પછી પઠાણ જંત્રમાં ભરી અગ્નિ પહોર ૧ સાગનો કરવો. જંત્રને નાળવે શીશી બાંધવી તે તેલ તાવ ઉપર વા. ૨ ગૌમુત્રમાં દેવુ. એકાંતરીયા પર તુલસીના પાન વાટી તેલ વા. ૨ પાવું. દીન ૧ ટંક ૧. તરીયા તાવ પર, કરીયાતાનો રસ વા. ૪ તથા તેલ વા. ૨ પાવું. પીત્તજ્વર પર વા. ૨ બાજરાના ધાનમાં દેવું. સનીપાત જ્વર. પર વા. ૪ સુંઠનું પાણી તેમાં તેલ વા. ૨ નાખી પાવું. તો તાવ જાય. તેની કરી

તેલ–ઘી–ખટાશ–સાકર–મરચું–મીઠું–લસણ–દેવું નહિ–ઝાડા ઉપર તેલ વા. ૨ શીળામાં દેવું. દીન ૧. ઝાડો બંધ થાય. દમ ઉપર પાનના રસમાં તેલ વા. ૨. આ તેલથી આટલા રોગ જાય છે.

## ૨૬૪. હરડેનું તેલ—

હરડે શે. ૦। ગૌમુત્ર શે. ૦। તેનો આથો દીન ૧॥ કરી મૂકવો. પછી તેમાં સુરોખાર વા. ૬ નાખી ખરલ ઘડી ૨ કરવો. પછી જંગ પંખીયામાં ભરી અગ્નિ. તમરીયાનો પહોર ૧ કરવો. શીશી જંત્રને નાળવે બંધવી–તે તેલ ઘઉંની રાબમાં વા. ૬ ખવરાવવું. દીન ૭ સુધી–તેથી કઠોદર જાય. તેની કરી હીંગ–તેલ–મરચું–ખટાઇ–દૂધ–દહીં એ સર્વે દેવું નહિ. કઠોદર જાય સહી.

## ૨૬૫. જાવંત્રીનું તેલ—

પાશેર જાવંત્રીનો પાશેર બકરીના દૂધમાં ત્રણ દિ આથો કરી મૂકવો. તેમાં મળ વા. ૧ નાખી તેનો ખરલ પહોર ૧ કરવો. પછી જંત્ર કોઠીયું કરી તેમાં ભરવું–જંત્રને નાળવે શીશી બાંધવી. પછી આવલના પાનનો રસ શે. ૦। કાઢી તે મધ્યે તેલ વા. ૬ નાખી જલોદરવાળાને રાત ઘડી હોય તે વેળા પાવું–દીન ૧૪. તેની કરી પાળવી. ઘી–દૂધ–તેલ–હીંગ છાશ–જરા માત્ર દેવી નહિં. દિન ૧૪. જલોદર જાય સહી.

## ૨૬૬. અજમાનું તેલ—

અજમો શે. ૦। ગાયનું દૂધ શે. ૦। તેનો આથો દીન ૧॥ કરી મૂકવો–પછી તેમાં સંચળ વા. ૬ નાખી ખરલ ઘડી ૪ કરીને જંત્ર સટકમાં ભરવું ને અગ્નિ છાણાની પહોર ૧ કરવી. ને જંત્રને નાળવે શેશી બાંધવી. તે તેલ હીંગ–ચૂંક–ઝોક–બંધકુષ્ટ તે ઉપર સુંઠનું પાણી પૈસા ૪ ભારી કાઢી તેમાં તેલ વા. ૪ પાવું–સર્વે રોગ જાય.

## ૨૬૭. પીપરનું તેલ—

પીપર શેર ૦। ધંતુરાનો રસ શે. ૦। તેનો આથો દીન ૧॥ કરી મૂકવો. પછી તેમાં જમાલગોટો ૧ નાખી ખરલ ઘડી ૨ કરવો–પછી જંત્ર ચૂડીયું કરી તેમાં ભરવું–અગ્નિ તમરીયાની પહોર ૧ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી–તેલ વા. ૨. વાયુ અતીશે થયો હોય–ને દાંત સકર પડી ગયા હોય–ને લોહીનો કોગળો નાખતો હોય તેને એ સર્વે રોગ ઉપર નાગરવેલના પાનનો રસ વા. ૪ કાઢી તેલ વા. ૨ નાખી પાય તો તે રોગ જાય સહી–તેની કરી–છાશ–દૂધ–લસણુ–હીંગ–મરચું દીન ૩ દેવું નહિં.

## ૨૬૮. એલચીનું તેલ—

એલચી દાણા શે. ૦। ગાયનું દૂધ શે. ૦। તેનો આથો દીન ૩ કરી મૂકવો તેમાં

ટંકણખાર વા. ૬ નાખી ખરલ ઘડી ૨ કરવો-પછી જંત્ર અડમમાં ભરવું-પછી તેને અગ્નિ પહોર ૧ છાણાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ કોઢ પર વા. ૨ દીન ૭ ગાયના ઘીમાં ચોપડવું-પછી તેલ વા. ૨ દીન ૭ ગાયના ઘીમાં દમ પર પાવું. તેલ વા. ૨ દીન ૭ સ્ત્રીને લોહીવા ઉપર ખીચડીમાં ખવરાવવું. તેની કરી-દુધ, દહીં, તેલ, મરચું, લસણ, ખટાશ, હીંગ એટલી વસ્તુ ૭ દિ દેવી નહિં.

## ૨૬૯. આકડાના મૂળનું તેલ—

આકડાનું મૂળ શે. ૧ ટોપરાનું પાણી શે. ૦ા તેનો આથો દીન ૩ કરી મૂકવો, પછી તેમાં નવસાર વા. ૩ નાખી ખરલ ઘડી ૨ કરવો. પછી જંત્ર પોઢમાં ભરવું-પછી અગ્નિ પહોર ૧ છાણાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી, પછી તે તેલ તથા તલ રૂ. ૪ ભાર તેમાં તેલ પૈસા ૧ ભાર એકત્ર કરીને પછી ટાંકીના અજારવાળાને મોઢું લાવવા વાસ્તે લુગડું લઇ તે મધ્યે તલ તેલ એકત્ર કરી છે-તેમાં લેવું. પૈસા ૧ ભાર નાખી તે લુગડું વીંટી ભુંગળી કરવી. પછી ટાંકીના અજારવાળાને પાસે બેસાડી કાકડી સળગાવી ધુંવાડી દેવી. એટલે મોઢું આવે સહી-દરરોજ રાત્રીએ સુકાય સહી. તેની કરી દીન ૩ તેલ હીંગ, મરચું, ખટાશ ખાવું નહિં. મશીયા ફોડાવાળાને સુંઠ ભૂકો વા. ૬ તે મધ્યે તેલ વા. ૪ નાખી ગોલી મગ પ્રમાણે કરવી. તે ગોલી મધમાં દીન ૭ ખવરાવવી, પછી તેની કરી-તેલ, હીંગ, ખટાશ ઇત્યાદિક વસ્તુ ખાવી નહિં. પછી મશીફોડા જાય સહી.

## ૨૭૦. શુંઠનું તેલ—

સુંઠનો ભુકો શે. ૦ા અગથીયાનો રસ શે. ૦ા તેનો આથો ૩દીન કરી મુકવો. પછી તેમાં સુરોખાર તો. ૧ નાખવો. ખરલ પહોર ૧ કરવો. પછી જંત્ર પાતાલીયામાં ભરવું, અગ્નિ પહોર એક લાકડાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ વા. ૬ વીસ્ફોટક ઉપર ચોપડવા દેવું. વા ૨ સુરમામાં ખવરાવવું. તેની કરી-તેલ, મરચું, લસણ, ખટાશ ખાવા દેવી નહિં. દીન ૭ વીસ્ફોટક જાય સહી. ઝાડાના રોગ ઉપર તેલ વા. ૨ ગાયના દુધમાં દીન ૩ દેવું, ભીલા ખસપર તેલ વા. ૬ ગંધક વા. ૬ ડીલખરડ કરાવીએ. પછી બેંશનું છાણ ચોપડી ટાઢા પાણીમાં નહાવું એવી રીતે દીન ૩ કરે તો ભીલાખસ જાય.

## ૨૭૧. મણશીલનું તેલ—

મણશીલ શે. ૦ા ગાયનું દુધ શે. ૦ા તેનો આથો દિન ૩ કરી મુકવો. પછી તેમાં ગલોડી (galodi)નો રસ તો. ૧ નાખી ખરલ પહોર ૧ કરવો. પછી મૂલ જંત્રમાં ભરવું. પછી તેને અગ્નિ ગોરડના કાષ્ટની પહોર અડધો કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે

તેલ કાલી દાદરપર વા. ૬ પરઓળીયાનો વા. ૬ નાંખી એકત્ર કરી એકવાર ચોપડે તો દાદર જાય સહી. બળતરા બંધ કરવી હોય તો પરઓળીયાનો રસ વા. ૨ વધુ નાખવો. પછી હરસના રોગવાળાને બેસાડી દેવતા નીચે તે મધ્યે તેલ વા. ૨ નાખવું. દેવતા પર તેની ધુમાડી દેવી. દીન ૩ કરવી. પછી ઘરોડી આડેથી ઉતરી આવે ત્યારે છરી લઈને એ રગ ઘરોળીના મોઢામાં કાપી નાખવી. પછી તે ઘરોળી ઉપાડી લેવી. પછી એ ઘરોળીની ધુંમાડી દેવી. હરસના રોગવાળાને દીન ૩ દેવી. પછી દીન ૧ હરસના આજારવાળાને દેવી દિન ૧માં અર્શ જાય સહી. તેની કરી–હીંગ, લસણ, મરચું, ખટાશ, તેલ માત્ર દેવું નહિં. ખીર, સાકર, ઘી ખાય સહી. પછી તેને મૂલમાલા અર્શ જાય સહી.

## ૨૭૨. દાડમના છોડીયાનું તેલ—

દાડમના છોડીયાં શે. ૦ા કેળનો રસ શે. ૦ા તેનો આથો દીન ૨ કરી મુકવો. પછી તેમાં નવસાર વા. ૨ નાખી ખરલ ઘડી ૨ કરવો. પછી જંત્ર જંદુકપમાં ભરવું. પછી તેને અગ્નિ છાણાની પહોર ૧ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ ભરનીંગળ ઉપર વા. ૬ લઈ માખણને ખોપરાનો ભૂકો ઝીણો પરતવો. તે તેલ નાખી એકત્ર કરીને ગાયનું ઘી તો. ૨ તેમાં મીણ કપૂરીયું નાખવું. પછી તેમાં સર્વે મળ્યું કરી અગ્નિ પર ઘડી ૨ રાખવું. પછી પટી લુગડાપર ચોપડી ગુમડાપર મારવી. દીન ૩ પટી ૧ રાખવી. પછી ભરનીંગળ ભરાતું રહે ને બીજી પટીયે રૂઝ વળે. ભરનીંગળ જાય સહી.

## ૨૭૩ સુવાનું તેલ—

સુવા શે. ૦ા પાણી શે. ૦ા તેનો આથો દિન ૧ાા કરી મૂકવો. પછી તેમાં આકડાનું દૂધ વા. ૨ નાખી ખરલ ઘડી ૪ કરવો. પછી જંત્ર બસ્તાતલમાં ભરવું. પછી તેને અગ્નિ ઘડી ૨ છાણાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ કાનમાં ચસકા આવતા હોય તેને કાનમાં ટીપાં ૨ તેલનાં પાડવાં. વાયૂ થયો હોય તેને વા. ૨ પાણીમાં પાવું. દીન ૧૦ કોઢ ઉપર તેલ વા. ૨ ચણોઠીના પત્રના રસમાં વા. ૬ નાખી એકત્ર કરી પછી તેને કોઢ ઉપર દિન ૭ ચોપડેથી કોઢ જાય સહી.

## ૨૭૪. હલદરનું તેલ—

હલદર શે. ૦ા ચમેલીના પત્રનો રસ શે. ૦ા તેનો આથો દિન ૩ કરી મૂકવો. પછી તેમાં સંચળ તો. ૦ાા નાખી ખરલ પહોર ૧ કરવો. પછી જંત્ર આલુમાં ભરવું. અગ્નિ છાણાની પહોર ૧ ની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ કરોળીયાપર ગાયના ઘીમાં વા. ૨ નાખી ડીલે ચોપડવું. દીન ૭. કરોળીયા જાય સહી. કફ ઉપર મગનો લોટ કરી તેલ વા. ૬ નાખી ગોલી ચણા પ્રમાણે કરવી. તે ગોલી ૧ દેવી. એવી રીતે ખવ-

રાવવી એ તો કફ જાય સહી. તમોલીયાખેનપર નાગરવેલના પાનના રસમાં તેલ વા. ૨ પાવું, દીન ૩. તેની કરી–તેલ, લસણુ, મરચું, હીંગ, ખટાશ માત્ર દેવી નહિ; શુલ ઉપર ગાયના દૂધમાં તેલ વા. ૨ નાખી પાવું.

## ૨૭૫. સંચલનું તેલ—

સંચલ શે. ૦। તેનો આથો દિન ૧॥ કરી મુકવો પછી જંત્રચૂડમાં ભરવું, તેને અગ્નિ છાણાની પહોર ૧ કરવી. પછી તેલ પરવરી આવે ત્યારે જંત્ર નાળવે શીશી બાંધવી. તે તેલ નલબંધ વાયુ પર શેરામાં વા. ૨ ખવરાવવું, દીન ૩ કરી, ઉપર પ્રમાણે. અજીર્ણ ઉપર તેલ વા. ૨ ખીચડીમાં દેવું. દમ ઉપર નાગરવેલના પાનનો રસ કાઢીને તેમાં તેલ વા. ૪ નાખીને પાવું. એકવાર તો દમનો રોગ જાય.

## ૨૭૬. ગંધકનું તેલ—

ગંધક શે. ૦। સરધવાનો રસ શે. ૦। તેનો આથો દીન ૩ કરી મુકવો. પછી તેમાં સાટોડીના પાનનો રસ તો. ૧ નાખી ૪ પહોર ખરલ કરવો. પછી સર્વીયા યંત્રમાં ભરવો. ખેરની અગ્નિ ઘડી ૪ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ પીત્ત ઉપર વા. ૪ ખુજલીનો રસ તો. ૧ નાખી એકત્ર કરીને તેનો ખરડ કરવો. દીન ૩. તેની કરી ઉપર પ્રમાણે. કાળા કોઢ ઉપર તેલ વા. ૪ તાજલજાના પાનનો રસ તો. ૧ એક મેળવીને ચોપડવું. દીન ૩. તેની કરી ઉપર પ્રમાણે, એટલે તેલ, મરચું, હીંગ, લસણ, ખટાશ વર્જ. કોઢ જાય.

## ૨૭૭. દ્વાદશક્ષારનું તેલ–શંખદ્રાવ—

૧ નવસાર, ૨ ટંકણખાર, ૩ પાટીયો ટંકણખાર, ૪ સોમલ, ૫ સીલીયો ખાર ૬ ખારણીયા ખાર, ૭ સુરાખાર, ૮ લુણ, ૯ ખર્પરીયા ખાર, ૧૦ ધાપાણખાર, ૧૧ સીંધવ ૧૨ મળશીયા ખાર, ૧૩ સંચળ એ સર્વે મળીને ખાર શે. ૦। ગોળ તો. ૧ ગોળ તથા ખાર (ભેગો) કરી ખરલ પહોર ૧ કરવો. પછી અગન શીશીમાં ભરવો. બાદ તમરીયાની અગ્નિ ઘડી ૨ કરવી. પછી અગન શીશીને નાળવે પ્યાલો મૂકવો તે તેલ મુંઝારાની ગાંઠ પર વા. ૧ શેરામાં નાખી ખવરાવવું. તેની કરી તેલ, મરચું, હીંગ, ખટાસ, દૂધ, ઘી, કાચું દેવું નહિ. દીન ૩ માં ગાંઠ ગળે સહી. ગાંઠ સારણની ત્રણ પટમાં ચડાવી તેલ વા. ૪ ચોખામાં નાખી ૩ દીન ખવરાવવું. દીન ૩ માં ગાંઠ ગળે. તેની કરી ઉપર પ્રમાણે. તેમ ગાંઠ સારણની ચડી હોય અને કોઈથી ઉતરતી ન હોય તો મરચાનું પાણી શ્રા ૫ ભારમાં તેલ વા. ૪ નાખી દાંતની પીચકારીમાં ભરવું પછી તે પીચકારી ગુદામાં પીચકારીએ મરાવી તેમાં પીચકારીમાં ઉપર લખેલું ઓસડ ભરી પીચકારી સાત દાબવી તો ગાંઠ ઉતરે.

## ૨૭૮. રક્ત રોહીડાનું તેલ—

રક્તરોહીડો શે. ૦। ગા મુત્ર શે. ૦। તેનો આથો દીન ૩ કરી મૂકવો. પછી તેમાં નવસાર વા. ૬ નાખી ખરલ ઘડી ૨ કરવો. પછી આડબંધ તથા અગન્ય શીશીમાં ભરવું. પછી અગ્નિ પહોર ૧ છાણાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી તે તેલ રગ બંધ પર તથા હાથ પગ ખડી ગયા હોય તે ઉપર વાપરવું. ઇલાજની વિગત—રગબંધ ઉપર તેલ વા. ૪ દીન ૭ સુધી ચોળવું. અંગ ખડયા પર પટી દીન ૩ મારીએ તો અંગ સાજુ થાય સહી.

## ૨૭૯. ભીલામાનું તેલ—

ભીલામા શે. ૦। ભેંશનું મુત્ર શે. ૦। તેનો આથો દીન ૧॥ કરી મુકવો. પછી તે આથો હાંડલું એક તથા કોડીયું એક મોટું તેને છીદ્ર પાડવું. તેમાં આથો ભરવો પછી હાંડલામાં વાંસની શળીઓ આડી ભરવી તે શળી પર આથાનું કોડીયું મુકવું. પછી તે શળીની હેઠે હાંડલામાં તેલ માય તેવડી વાટકી મૂકવી. બાદ હાંડલાપર ઢાંકણી ઢાંકવી. પછી તેને અગ્નિ ઘડી ૪ કરવી. તે તેલ વાયે રહી ગયું હોય તેને તેલ પૈસા ૧ ભાર દીન ૭ ચોપડવું. તેમજ ગુમડા પર ગોધમના લોટમાં વા. ૨ નાખી બંધાવવું. ગુમડું ફુટે સહી. તથા ખસ પર લેપ કર્યાથી ખસ જાય સહી.

## ૨૮૦. મીણનું તેલ—

મીણ શે. ૦। અરણીનો રસ શે. ૦। તેનો આથો દીન ૩ કરી મૂકવો. પછી તેમાં સુરોખાર વા. ૬ નાખી ખરલ ઘડી ૨ કરવો. પછી જંત્ર ખાંધલામાં ભરવું. પછી અગ્નિ પહોર ૧ તમરીયાની કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ વાયે રહી ગયું હોય તે ઉપર ચોળાવવું. દીન ૭. ભર નીંગર ઉપર તેલ વા. ૬ કેદું તે મધ્યે નાખીને પાટો કરી બાંધવો. દીન ૩. ભરનીંગર જાય સહી.

## ૨૮૧. સોમલનું તેલ—

સોમલ શંખીઓ શે. ૦। સાટોડીના પાનનો રસ શે. ૦। તેનો આથો દીન ૧॥ કરી મુકવો પછી જંત્ર ચાકડીયામાં ભરવું. અગ્નિ ખેરની પ્રહર ૧ કરવી. જંત્રને નાળવે શીશી બાંધવી. તે તેલ કોઢ ઉપર વા. ૪ ચોપડાવવું. દીન ૩. તથા હાડગંભીર પર સીંદારમાં તેલ વા. ૪ નાખી એકત્ર કરી લુગડે ચોપડી પટો મારવો તેથી સુખ થાય સહી તેની કરી–તેલ, હીંગ, ખટાશ, ખાંડ વિગેરે ખાવું નહિ.

## ૨૮૨. હડતાલનું તેલ—

હડતાલ શે. ૦। નચોડનો રસ શે. ૦। તેનો આથો દિન ૩ કરી મુકવો. પછી યંત્ર નેળીયામાં ભરવું પછી તેને અગ્નિ ધાવડાના કોયલાની પહોર ૧ કરવી પછી જંત્રને નાળવે

શીશી બાંધવી. પછી તે તેલ પત્ય (રક્તપીત્ત) ઉપર વા. ૪ ખુજલીના પત્રના રસમાં નાખી દીલે ચોપડવું. દિન ૮. તેની કરી હીંગ, લસણુ, મરચું, ખટાશ, તેલ, ખાંડ દેવી નહિ.

## ૨૮૩. મૃત્તિકાનું તેલ—

કાળા ખેતરની મૃત્તિકા શે. ૦। ભાંગળાનો રસ શે. ૦। તેનો આથો પહોર ૧ કરી મુકવો. પછી તે આથો અગન શીશીમાં ભરી મુકવો. અગ્નિ પહોર ૨ લાકડાની કરવી. અગન શીશીને નાળવે શીશી બાંધવી. તે તેલ ગરમીવાળાને તેલ વા. ૪ ખીચડીમાં નાખી દેવું. દિન ૭. ગરમી જાય સહી.

## ૨૮૪. તામ્રભસ્મ—

તાંબાનો પૈસો ૧ લઇ તેને રૂપવન્તીના પાનના રસમાં ઘડી એક ભીંજવવો. પછી તેના કુચામાં પૈસો મૂકવો. પછી તેને ચીંથરાએ વીંટવો. છાણામાં ખાડો પાડવો. તેમાં પૈસો મુકવો ઉપર છાણું ૧ મુકવું પછી તેને અગ્નિ કરવી પછી છાણું બળે ત્યારે પૈસો કાઢી લેવો. પછી તેને કાંટે ચઢાવો તો પૈસો વા. ૬ ઘટે. કમ થાય. પૈસો શ્વેત થાય સહી. પછી તેમાંથી વા. ૧ નાગરવેલના પાનમાં ખવરાવવું. દિન ૩, તેની કરી માસ ૧ પર્યન્ત તેલ, મરચું, હીંગ, લસણુ, ખટાશ ખાવું નહિ, વર્ષ ૫૦નો થાય ત્યાંસુધી શ્વેત કેશ થાય નહિ. ને શરીરમાંથી વાત જાય નહિ અને કશી વ્યાધિ થાય નહિ.

## ૨૮૫. પારદ ભસ્મ—

પારો તો. ૧ બહુફલીના પાત્રના રસમાં બાંધવો. પછી તેના કુચામાં મુકવો. પછી તે ઉપર કુચો બીજો મુકવો પછી તેને ચીંથરાં વીંટવાં પછી તેને છાણાં અડાયામાં મુકવો. અગ્નિ કરવી. પછી છાણાં બળી રહે ત્યારે કાઢવો પછી કાંટે નાખવો વા. ૫ કમ ઉતરે પછી પત્ય (રકતપીત્ત) વાળાને ચોખા ૧ ભાર પાનમાં દેવો દીન ૩ તેની કરી દિન ૧૫ તેલ, મરચું, હીંગ, ખટાશ ઇત્યાદિ દેવું નહિ. કોઢવાળાને ઘઉંની પરસોદી મેંદામાં ચોખા ૧ ભાર દેવો. દિન ૩. સુધી તેની કરી ઉપર પ્રમાણે.

## ૨૮૬. હડતાલ ભસ્મ—

હડતાલ તો. ૧ જાતીપુષ્પ તો. ૧ લઇ તેના રસમાં ઓળવી. પછી તેના કુચામાં મુકીને ઉપર ચીંથરી વીંટવી પછી છાણા બે ઘાસ વગરના લઇ, તે છાણાને ખાડો કરીને મુકવાં તે ઉપર છાણું મુકવું પછી અગ્ની કરવો પછી છાણું બળી રહે ત્યારે હડતાલ શ્વેત થાય તે લેવી ને કાંટે નાખવી તો તો. ૧ વા. ૪ કમતી થાય પછી પીત્તના રોગ પર વા. ૧ ઘીમાં દેવી દિન ૩ તેની કરી તેલ, લસણુ, હીંગ, મરચું, ખટાશ ખાવા દેવી નહિ. દમ ઉપર ચોખા ૧ ભાર પાનમાં દીન ૩ ખવરાવીએ તેની કરી ઉપર પ્રમાણે—તો રોગ જાય, વિસ્ફોટકના રોગ પર હડતાલ ચોખા ૨ ભાર ને દુધ એકત્ર કરી પાવું દિન ૩ કરી ઉપર પ્રમાણે.

## ૨૮૭. શંખીયો–સોમલ ભસ્મ—

શંખીયો તો. ૧ લઇ તેને ઓવાના પત્રના રસમાં બોળીને તેના કુચામાં સોમલ મુકીને ઉપર ચીંથરી વીટવી પછી છાણામાં ખાડો પાડીને તેમાં શંખીયો મુકીને ઉપર ૧ છાણું મુકવું ને અગ્ની કરવો છાણું બળી રહે ત્યારે શંખીયાનો કટકો કાઢવો ને કાંટેથી તોલવો તો વા. ૪ કમતી થશે પછી કોઢ ઉપર ચણોઠી ૧ ભાર ને તીખાનું પાણી પૈસા ૧ ભાર એકત્ર કરી પાવું અથવા ચોપડવું દિન ૩ તેની કરી અડદની દાળ, તેલ, લસણ, હીંગ, મરચું, ખટાશ ન દેવી કોઢ જાય વિસ્ફોટક ઉપર વા. ૧ ચોખા રાંધેલા પૈસા ૧ ભાર ને આશરે તે મધ્યે દેવું દિન ૩ તેની કરી હીંગ, તેલાદિ વર્જ. તો દીન ૩ માં વિસ્ફોટીક જાય અંતર્ગલ ઉપર તો. ૧ ભસ્મ તે મધ્યે તો ૧ અકલગરો તેની ગોળી ૧ બોર જેવડી કરવી તે રીંગણામાં ભરવી તે ગોળી ૧ દઇ પાટો બાંધવો તેની કરી–તેલ, હીંગ, મરચું, ખટાશ દેવી નહિ. અંતર્ગલ જાય.

## ૨૮૮. રસકપુર ભસ્મ—

રસકપૂર તો. ૧ ગોળમુંડીના પત્ર તો. ૧ તેનો રસ કાઢીને ઘડી ૧ ભેળવવો. પછી તે મધ્યે તેના કુચામાં મુકવો પછી તે ઉપર ચીંથરી વીટવી પછી છાણાને ખાડો ગાળવો પછી તે મધ્યે મુકવો પછી તે ઉપર છાણું મુકવું પછી અગ્ની કરવો પછી છાણાં બળી રહે ત્યારે રસકપૂર કાઢવો પછી કાંટે નાખવો ગાયના માખણમાં રસકપૂર ચોખા ૧ ભાર દેવો દિન ૩ વિસ્ફોટક જાય–ઉપર બકરીના દૂધમાં ચોખા ૧ ભાર દિન ૩ દેવો તો ધાતુબંધ થાય–કરી માસ અઢી સુધી, ખાવું નહિ.

## ૨૮૯. મોતીની ખાખ—

મોતી વા. ૨ ફણુસના પત્રાના રસમાં ભીંજવી તેના કુચામાં મુકીયે, પછી છાણામાં ખાડો કરી છાણું મુકવું અગ્ની કરવી પછી બળી રહે ત્યારે કાઢવું પછી સુસ્તી ઉપર વા. ૧ ના પડીકાં ૩ કરવાં પછી પાનમાં ખવરાવવાં, કરી પાળવી, પ્રમેહ ઉપર પડીકું એક રતીનું આપવું. વજ દંતીના પત્રના રસમાં અભ્રક ભસ્મ થયાનું વંચાય છે.

( મુંભલીવાળા એક અનુભવી માણુસ સૂચીત )

## ૨૯૦. અભ્રક—

બોડીયા કલારમાં થાય છે અભ્રક માત્ર પલાળવાથીજ ઓગળી જાય છે

## ૨૯૧. લોહ—

ઇક્ષુરસમાં થાય છે

### ૨૯૨. ચાંદી—

અંકુંબરમાં થાય છે.

### ૨૯૩. તામ્ર—

ગરમાળાના લાકડામાં થાય છે.

### ૨૯૪ પારદ—

ખાખરાના ( મૂળ ) ના રસમાં આખો દિવસ પીસવાથી ગોલી વળે છે ને પછી તેનાજ લુગદામાં શેર છાણામાં ભરવી.

### ૨૯૫ ચાંદી—

સોમલ તો. ૨ નું પાણી કરી તેમાં જેટલા બુઝાવા દેવાથી પતરૂં ભસ્મ થાય તેટલા બુઝાવા દેવાથી ભસ્મ—

## ૨૯૬ નળબંધ વાયુ તથા કબજીયાત ઉપર સુવાનો પ્રયોગ—

( માસ્તર દેવજી તથા સ્વામીજી સૂચિત )

સુવા રૂ. ૧ ભાર કુટી ફાકી કરી લેવી. ૫ રૂ. ભાર મધ લઇ કાચના કે કાંસાના વાસણમાં નાખી તેમાં એટલું પાણી નાંખવું—કે મધને પાણી એક જીવ થઇ જાય ને સરબત જેવું થઇ જાય—મધને પાણી લાકડાની શળીથી કે તેવી કાંઇ ચીજથી મેળવવાં, પછી તેને જરા આગ દેખાડવી—વધારે ગરમ ન કરવું, પછી ફાકીઓમાં લઈ ઉપર શરબત પીવું, ૭ દિન કરવું, અગ્નિ, તડકો, ભાર, મરચાં, ખટાઇથી બચવું.

### ૨૯૭ ગંધક તેલ—

ચંબેલીના પાનનો રસ, પાનની જૂનો રસ, લસણનો રસ, લઈ વિષ્ણુ ક્રાન્તાના રસમાં ગંધકને પીસી ઝીણી ગોળી વાળી સુકવી આતશીશીશીમાં ભરી પાતાલ યંત્રથી ( શીશી રેતમાં દાટવી, ઉપર અગ્નિ લગાવી, મુખ બંધ કરી, તાર દઇ) તેલ કાઢવું.

### ૨૯૮ નાગેશ્વર—

તો. ૮ નાગભસ્મ (પથર ચટીવાળી) તો. ૮ હીંગળો શુદ્ધ, તો. ૧૬ ગંધક શુદ્ધ, તો. ૧ મનશીલ શુદ્ધ કુંવરના રસમાં પીસી ગોળી વાળી ગજપુટ આંચ દેવી.

### ૨૯૯ ચાંદી—

બોરડી કે અનારના પત્તામાં થાય છે.

### ૨૯૯ અ મુગી—

અગસ્ય, અગથી આનાપાન અને ધોળી મરીના ચૂર્ણની નાસિકા દેવાથી મુગી વાળનો

અકસીર ફાયદો થશે. જીવડું નીકળી જશે. એ ત્રણ રતીની માત્રા સુંગાડવી, જે વખતે મૃગી આવે ત્યારે.

## ૩૦૦ ચાંદી–વિસ્ફોટક–લગાવવાનું તેલ—

શુદ્ધ તો ૧ પારો, તો. ૨ ગંધક, એની કજલી કરીને તેમાં ૬ તો માખણ મીલાવી એક ચીતરા પર મલમની પેઠે ચોપડી એક લીમડાની સુકી લાકડી પર લપેટી તેને સળગાવી જે ટપકી નીચે પડે તેને શીશીમાં ભરી દેવું ને તે ચાંદી–વિસ્ફોટક વાળાને પાનમાં એક બે ટીપાં ખાવા આપવાં–(દવા ખૂબ ખરલ કરવી આ દવા પટીમાં પણ લેવાય છે.)

## ૩૦૧ મૃગી (સ્વામીજી સૂચીત )

મનુષ્યના શરીરના અસ્થિને બાળીને તેની રાખ કરવી. તે રાખ અને તેની બરાબર સાકર મેળવી ખવરાવવી ગમે તેટલી માત્રા દીન ૩ માત્રા આશરે રૂા. ૦। ભાર

**नागवंगादिभिर्वगं विषोपविषांधनं ***
**मूत्रशुक्र हतंवंग त्यजेत् कल्पेरसायनी**

નાગ, બંગ, જસદ (એ ત્રણ)થી બાંધેલો, વિષ અને ઉપવિષથી બાંધેલો અને મુત્ર, શુક્રમાં બાંધેલો તેમજ ભસ્મ થયેલો એવો જે પારો છે તેને કલ્પ સાધનમાં તથા રસાયન પ્રયોગમાં પણ સાધવો નહિં.

રસાયનનું લક્ષણ–લક્ષવર્ષના આયુષ્યને માટે જે પ્રયોગ તે–

કલ્પનું લક્ષણ–૧૨–૧૪–૫૦ ઈત્યાદિ વર્ષ નિરોગત્વ માટેનો જે પ્રયોગ તે–

પરંતુ ઉપર પ્રમાણેનો બદ્ધ તથા ભસ્મીત થયેલો, આ બે શીવાય વ્યાધી મટાડવા માટે વાપરવા અડચણ નથી.

**चांचल्यभद्रिते जावा द्रवते गौरवाणिच**
**मृतस्यपंच नश्यति बंगस्यापि मृतस्यच**

ચાંચલ્યતા, પર્વતના ગુણ, તેજ અગ્નિના ગુણ, દ્રવતાના ગુણ, ભારેપણું એ પાંચ દોષ મૃત તથા બદ્ધ પારદના નાશ પામે છે.

**अजेता अगुरुः शुभ्रो बहिन स्थायि स्थिरोधुमः**
**हेमादिधातु भोक्तातत्कर्त्तास्यात्मृतः सुतः ॥**

તેજવીનાનો, ભારરહિત હલકો, શ્વેત, અગ્નીપર રહેવાવાળો, ચંચળતા રહિત, ધુમ્રરહિત, હેમાદિધાતુને ખાઈજવા વાળો તથા હેમાદિ ધાતુને કરવાવાળો. એવો જ્યારે થાય ત્યારે મૃત પારદ કહેવાય છે.

---

* નોટ—રસાયન વિશે તો અષ્ટાદશ સંસ્કારવાળા પારદનીજ યોજના કરવી.

જસદ, નાગ, બંગ એ ત્રણે ધાતુ કુભૂત કહેવાય છે. એટલે તે વિકૃતી કરે એવી ધાતુ છે તેથી રસાયન પ્રયોગમાં તેનો ઉપયોગ નહિ કરવો. (વ્યાધી ઉપર ઉપયોગ કરવામાં બાદ નથી.) એટલે પારદ સાથે મીલાવવાં નહિં—અર્થાત્ તે રસાયનનો ગુણ નહિં આપે પણ તે રોગ પ્રયોગમાં માત્ર રોગ મટાડશે.

સુવર્ણ, રૌપ્ય, તામ્ર, લોહ એ સુભૂત ધાતુ કહેવાય એટલે તેવી કૃતિ કરે એવી નથી એટલે રસાયન પ્રયોગમાં તેમજ રોગ પ્રયોગમાં ઉપયોગી થશે.

**गुडगुंजा सुख स्पर्श मध्वाज्यै सहयोजितं ।**
**नायाति प्रकृतिं ध्मानात्दपुनर्भव मुच्यते ॥**

ગોળ, ચણોઠી, સોમલ, મધ, ઘી એ સર્વ વસ્તુમાં તૈયાર થયેલી હરકોઇ ધાતુની ભસ્મ મેળવીને અગ્નીમાં ધમન કરવાથી પ્રકૃતિ મૂળ સ્વરૂપમાં ન આવે—પુનર્જીવીત ન થાય તો તે અપુનર્ભવ (પકવ) ખાવા લાયક ભસ્મ થઇ સમજવી.

**खटीका पटकीदैश्च महीषी दुग्ध**
**मर्दितैः यस्तया म्रछनया सीघनगंतुं क्षमते**
**रसः निदग्धवनिता प्रौढ प्रेमणानद्धः पुमानिव**

ખડી, મીઠું, મંડુરનો (લોટાનો કાટોડો) એ ત્રણનું ચૂર્ણ વસ્ત્રગાળ કરી ભેંશના દુધમાં ત્રણ દીન સવારથી સાંજ સુધી મર્દન કરવું. એ સિદ્ધ મુદ્રા છે.

## ૩૦૨. કેરીનો રસ કૃત્રિમ—

લીંબુનો રસ શે. ૧ (૪૦ રૂ. ભારનો) સાકરની ચાસણી પતાસાં જેવી ચોતારી શે. ૪ સીંઘોડાં તો. ૧ બદામ તો. ૧ ચાસણી તૈયાર કરીને તુરત તેમાં લીંબુનો વસ્ત્રગાળ રસ નાખી મીલાવવો. તે પછી સીંઘોડાનો કપડછાણ ગર્ભ (લોટ) ભભરાવી દેવો. તે પછી પીસેલી બદામ તેમાં વાટીને એક રસ કરી મેળવી દેવી પછી જેટલાથી રંગ આવે તેટલું કેસર ગુલાબજળમાં પીસી છણીને મેળવી દેવું તો રસ તૈયાર થશે.

## લોહ સબંધી વિશેષ—

લોહના મંડુરના ગુણપણ ને અનુપાન પણ તદ્વવત્ છે. મનુષ્યનો વાતાદિદોશ તથા જઠરાગ્ની બલ જોઇ એક રતીથી નવ રતી (૩ વાલ) સુધી ભસ્મ આપવી.

## લોહ સેવીને વર્જ્ય પદાર્થ—

રાઈ, મધ, અડદ, તિલ તૈલ, ખટાઇ, પત્રશાક, ભૂરૂં કોળું (કુષ્માંડ), કેળનું મૂળ (કદળીકંદ) કરમદાં, કાંજી, કારેલાં, વાંસનો ફણગો, એ વસ્તુ વર્જ્ય.

---

નોટઃ—સુભૂતધાતુ અપકવ (ભસ્મ થયેલી હોય) તો વીકૃતિ કરે. અને કુભૂતધાતુ જો પકવ (ભસ્મ થયેલી) હોય તો પણ વીકૃતિ કરે આમ રસહૃદયકારનું કહેવું છે.

## ૩૦૩. રોશની.

ક્લોરો ફોર્મને શીશીમાં રાખી ઝેર કોચલાની જડમાં દીન ૩૦ સુધી રાખવો. બાદ મજલસમાં ધુપ દેવો એકાંતમાં શીશી રાખવી. ગંધક જલાવવાથી રોશની થાય તેવો દેખાવ થશે.

## ૩૦૪. સોનું.

પારો તો. ૧ જસતની ખાખ (લીમડાની લાકડીથી કરેલી) તો. ૦ા શીશાની ખાખ (લીમડાની લાકડીથી કરેલી) તો. ૦ા મીઠીયાવર તો. ૦ા મેંદી લીલીનાં પતાં તો. ૦ા એ બધાં સાથે પીસીને તાગ્રના ડબામાં મૂકી તારથી બાંધી કપડમીટ કરીને ચોરશ ચોરશ એક હાથ ઉંચાઇના છાણા ભરી ગોઠવી તે મુકવી. કપડમેટ બે કરવી પછી કાઢીને સોની પાસે ગળાવવું ઘણીવાર પછી ગળશે એટલે હાળકી પાડી લેવી વજન પુરૂં થશે. જ્યારે ગાળશો ત્યારે ગળશે મણીકા વીગેરે બનશે પણ પાતળાં પતરાં થશે નહિ. કસ બારવલો આવશે. જરદરગેથી રોજ ગળાવતાં એવું ને એવું રહેશે. વીશેષ પરિક્ષા કરવી.+

## ૩૦૫. વીંછીની દવા—

કાળા ધંતુરાના પાન (લીલાં) રાઇ અને મેથીના દાણાને સરખે ભાગે લઈ પીસીને વસ્ત્રગાળ ચૂર્ણ કરી શીશીમાં રાખી મૂકવી. તે જ્યારે સર્પ કરડે ત્યારે થોડુંક લઈ એક પાટીયા પર તેમાં કાંઈ પણ ખટાઈ (લીંબુ—આમલી—છાશ) મેળવી વીંછીવાળાને તે પાટીયું દેખાડવું કોઇ મજબુત માણસ જ્યારે વીંછી ચડયો હોય ત્યાંથી પકડી રાખે.

અ. કાચી કેરીના ડીંટીયાં તોડીને તેમાંથી જે પહેલોર રસ (છીર) નીકળે તે લઇ શીશીમાં એકઠો કરી રાખવો. આશરે ૧૦૦ કેરીમાંથી ૫ તો. રસ નીકળશે તે રસ વીંછીના ડંખ પર અસલી ભાર લગાવવાથી ડંખમાંથી તુરત જશે.

બ. જાંબુનાપાન વાટી ડંખ પર બાંધવાથી આરામ થશે.

## ૩૦૬. સર્પ વીષ ઉપર—

કેવળ ગાંજો પીતા હોય તેવી ચલમની કીટ આંખમાં આંજવી ૧ વાર બે વાર કે ૩ વાર.

## ૩૦૭. હડકાયા કુતરા ઉપર—

મોટો ઉંદર એટલે ઘુંશને મારી સુકવી તેને ખાંડી ચુરણ કરી રાખવું તે હડકાયાવાળાને ૩ વાર ખવરાવવું હડકવા શરૂ થાય કે તુરત દેવું. પાણી નજ પાવું. જો પાણી પાયું તો જીવવાની આશા છોડવી.

## ૩૦૮. ગોળો—ગુલ્મ—વાયુ પર—

દાલ ચીકણાથી બમણો લીંબુનો રસ લઇ તેમાં ઘુંટી ગોળી વાળવી પછી તેને સુકવી

+ નોટ—હીરાનો ઉતાર મીઠું છે.

ડમરૂ યંત્રથી તેના ફુલ (એક વખતમાં ફુલ નિર્ધુમ ન થાય તો આજ ક્રિયાથી બે ત્રણ વખત ઉડાડી નિર્ધુમ કરવાં,) ઉડાવવાં પરંતુ પહેલી કલાકમાં મંદ આગ બીજી કલાકમાં મધ્યમ આગ, ત્રીજી કલાકમાં સખ્ત આગ કરવી (ઉપર ભીનું કપડું રાખવાની જરૂર નથી) યંત્ર ઠંડુ થયા પછી ઉખેડી લઈ શીશીમાં ભરી લેવું. માત્રા સોયના નાકામાં આવે તેટલી અનુપાન, વાયુ, કફવાળાને પાનમાં. પીત્તવાળાને ઘીમાં ખાધા પછી દશ મીનીટની અંદર ઉલટી થાય કે તુરત ઘરમાં જે કાંઇ ખાવામાં (શીરો માત્ર હોય તો પણ ચાલશે ખીચડી, રોટલી, સુકી, ટાઢી વિગેરે) દેવી. પણ તે તેમાં ખાસ આ ખ્યાલ રાખવો કે જેટલો ખોરાક હોય તેટલાજ વજને તેમાં ઘી મીલાવી આપવું. તે ખોરાક તો. ૪ થી વધારે થવો ન જોઇએ. આ દવા એકજ વખત દેવી ને તેટલાથીજ ફરી કદી પણ ગોળો ચડશે નહિ ગોળો ચડે ત્યારેજ આ દવા દેવાની છે તે પહેલાં નહિ.

## ૩૦૯. પ્રમેહ તેમજ બહુ મુત્રતા પર—

કુંવારના પાઠાના રસમાં–પાંદાના રસમાં ૧૨ કલાક ગમે તેટલું (આશરે ૨–૩ તો.) મોરથુથુ પીસીને તેનો ગોળો કરી સુકવવો. પછી નાના કોડીયાના સંપુટમાં મુકી કપડમાટી કરી ૧૨ છાણામાં ફુંકી દેવું. તો તેમાંથી ½ થી અધિક મોરથુથુ ઉડી જશે માટે બાકી જેટલું બચે તેને લઇને બકાન લીમડીના પાનના રસમાં ઘુંટી ગોળી વળે તેવું થાય એટલે ગુંજા (રતી) પ્રમાણ ગોળી વાળવી એક કલાકમાં ઘુંટાય તેટલો. રસ બસ છે પછી સવારમાં ૧ ગોળી ને સાંજે ૧ ગોળી સાકરના શેરામાં દેવી જો રોગીને બળતરા (ઇંદ્રીમાં) થતી હોય તો ગાયના મોળા દહીં તો. ૧૦ માં ગોળી દેવી બન્ને વખતે દહીંમાં એક ગોળી દેવી, તે દહીં સવારનું જમાવેલું સાંજે ને સાંજનું જમાવેલું સવારે કામમાં લેવું–અર્થાત એકલું દહીંમાં ઘોળવું જોઇએ જ્યારે એ અનુપાનથી બળતરા મટી જાય ત્યારે શીરામાં દેવું. રોગ મટે ત્યાં સુધી આ દવા દેવાની અવધી છે. તેલ, મરચું, ખટાઇ ને સ્રીસંગ વર્જ–**મધુપ્રમેહ** વાળાને આટલો વિશેષ છે કે તે રોગી સવારમાં ઉઠી ભીંડા (જેનું શાક થાય છે તે) ના ઝાડવા પાસે જઇ પોતાના હાથે તોડી કુણા કુણા ભીંડા એટલા બધા ખાવા કે પેટ ભરાઇ જાય–આ દવા બહુ મુત્રતા પર પણ એજ રીતે દેવાય છે.

## ૩૧૦. શ્વેતકુષ્ઠ—

શ્વેતકુષ્ટ પર પાણીમાં ચિત્રક ઘસી ચોપડવાથી ધોળા ડાઘ જાય.

## ૩૧૧. શ્વેત પ્રદર—

(ધોળી ધાત જાય છે તે–રક્તપ્રવાહ ન સમજવો) ત્રીફલાં તો. ૧૦ (ત્રણે મળી તો. ૧૦)ને ખુબ બારીક પીસી કપડછાણ કરી પાણીમાં ખરલ કરવાં, કેરીના રસ જેવું ગાઢ થાય, આટલું પાણી નાખવું. તેમ છતાં વધારે પાતળું પડી જાય તો સુકવી નાખવું. પછી

શળી પર રૂની આવી રીતની વાટ કરવી કે શળી નીકળ્યા પછી તેમાં પોલ રહે, ને બત્તી ખડી રહે અર્થાત્ વાટ શળી કાઢી લીધા પછી ટટ્ટાર ઉભી રહે તેવી વાટ કરવી–લગાડવી, વાટ ૪. આંગળ લાંબી જોઇએ. આવી ૨૪ શળીને ૨૪ વાટ કરવી પછી ૧ બત્તી ૧ પહોર સુધી તે પાણીમાં (શળી કાઢી નાખ્યા પછી જે ખાડાવાળી વાટ રહે તેને) ડૂબાવી રાખવી. પછી તે કાઢીને તે બત્તી (વાટ)ને ૧ પહોર સુધી સુકવવી ને જ્યારે આ પહેલી ૧ બતી તેમાંથી કાઢી લેવામાં આવે ત્યારે તે ત્રીફલાના પાણીમાં બીજી બત્તી (વાટ) પલાળી મુકવી. પછી તે પ્રથમની સુકાયેલી બત્તી યોનીમાં મુકાવવી. તે પ્રથમની શુષ્ક બત્તી યોનીમાં ૧ પહોર પર્યન્ત રાખવી જ્યારે પહેલી બત્તી સુકાયા પછી યોનીમાં દાખલ કરી કે તેજ વખત બીજી વાટ બહાર કાઢીને સુકાંવવી. ને ત્રીજી વાટ પાણીમાં ડુબાડી દેવી. એમ અવિછન્નપણે યોનીમાં બત્તી એક એક ઘંટા રાખવી ને પહેલી બત્તી એક એક પહોર અવિચ્છીન્ન ભીંજાતી ને સુકાતી રહે. આવી રીતે ૨૪ પહોર (ત્રણ દીવસ) લાગઠ યોનીમાં બત્તી ધારણ કરવી. આ કામ બરાબર ટાઇમસર ઘડીયાળમાં જોઇને કરવાનું છે. રાતની વખતે સુઇ ગઈ હોય તો પણ જગાડી બત્તી યોનીમાં મુકાવવી. ટાઇમમાં ભંગ થવો ન જોઇએ. ૩ દિવસ એટલે ૨૪ પહોરનો આ પ્રયોગ છે.

## ૩૧૨. સીફીલીસ–ઉપદંશક વાયુ—

રસકપૂર તો. ૧ ગાડરના ૭ તો. દુધમાં તાંબાના વાસણમાં ત્રાંબાના હથીઆરથીજ ઘુંટવું, ગોળી વળ્યા જેવું થઈ જાય ત્યારે તેની રતી પ્રમાણે ગોળી વાળવી તેમાંથી ૧ સવારે તથા ૧ સાંજે દાંત તથા જીભને ન અડે એમ, એમ ને એમ પાણી વિના નકરી ગળી જવી. પથ્ય ખૂબ ગરમ પાણી ઉકાળીને પછી થંડું કર્યા બાદ તે પાણી પીવાના ઉપયોગમાં લેવું ૧ શે. દુધ ગાય કે ભેંસનું તથા પાશેર ઘી રોજ ખાવું જોઇએ તે ઉપરાંત ઘઉં, તેલ, કેરી, દાળ. નીમક વિગેરે જે ચીજ ખાવાની મરજી હોવ તે ખાવાની છુટ છે. ખટાઇ મરચું બધે ખાવાની છુટ છે. તથાપી કરી પળાય છો ઠીક, આવી રીતે આ દવા ખાવાની અવધી ૪૯ દીવસ સુધીની છે. આ દવાથી મોંઢું નહિ આવે, કદાચ કોઇને મોંઢું આવે તો મીઠાના કોગળા ૨–૩ દીન કરાવવા ને ૧ દિન દવા બંધ કરવી. પ્રમેહ પર પણ આજ દવા દેવાય છે તેમજ સ્ક્રોફ્યુલસ હરકોઇ ડીઝીઝમાં આ દવા મહાન વ્યાધી વાળાને ૨–૩ માસ સુધી પણ દેવાય છે.

વાયુ–ઉપર પણ એજ અનુપાન અને એજ રીતે એટલા દીવસ દવા ખાવા દેવી તો સંધીવા વિગેરે તમામ વાયુ જાય.

## ૩૧૩. હડતાળ, શંખચો ને શીંગક સફેદની વીધી—

૧૬ કલાક કુંવારના રસમાં પીસી ગાજરના જેવી (તેવા આકારની) ગોટી બનાવી તેને બે છાણા વચ્ચે ફુંકી દેવું, નીચેના છાણામાં તે ગોળી બરાબર ખોદી બેસાડી ઉપર બીજુ છાણું બરાબર ચીપટ સાંધન રહે તેમ બેસાડવું. કપડમાટી વિના સળગાવવું તેને આગમાં (એટલે તે ગાજરા કૃતીને) કયારે મુકવું કે તે કુંવારમાં પીસેલી માત્રા જરાક લઈ અગ્ની પર મુકતાં ધુમાડો ન નીકળે. તે પછી અગ્નીમાં (છાણામાં) મુકી સળગાવવું–આ તમામ ભસ્મ નિર્ધુમ થશે.

હડતાલનું અનુપાન—તાવને આવ્યાને આઠ દિવસ થઈ જાય તે પછી તાવ આવવાના વખત પહેલાં એક કલાક અગાઉ દેવાની છે, તે દિવસ તાવ વધારે આવશે અથવા થોડો આવશે પણ ત્રણ દેવીજ. તેનું અનુપાન ઉનાળામાં સાકરમાં ને શીયાળામાં ખોરાક (અન્ન) સાથે એક ચાવલભર દેવી. દમ ઉપર મધ પીપર સાથે. ક્ષય ઉપર ચણુકબાલ, કાથો, એલચી ને મધ એ તમામ મળીને એક વાલમાં દેવી, કુષ્ટ વ્યાધી ઉપર.–

સંખીયો—તાવ, મંદાગ્ની ને નામરદી ઉપર ચાલે છે, અનુપાન એજ—

શીંગક—નામર્દી, મંદાગ્ની, ચાંદી ને પ્રમેહ પર પણ ચાલે છે.

## ૩૧૪. તાકાતી માટે તામ્ર—

મોરથુથુ ૧ તો. શેર તાંદલજાની લુગદીમાં મુકી કપડમાટી કરી (વગર સુકવે–સંપુટ વિના એમને એમ) ૧૫ છાણામાં આગ દેવી ક્ષારને તામ્ર જુદા જુદા ભાગ પડી જશે, તેમાંથી લાલ (તામ્ર) ભાગ સાચવીને લઇ લેવો, તે વજનમાં બે આનીભાર રહેશે, પાનમાં ચાવલભર દેવું ઉપર શીળો ખવરાવવા દેવો. મરદાઇ આવશે–અને જો વિશેષ ખાખ કરવા મરજી હોય તો ઊપર ભાંગવાળી વિધિ પ્રમાણે ભસ્મ વિધિ કરવી. (તાંદલજાનો યોગ આ-વવાથી કાચીની શંકા ન રાખવી.)

## ૩૧૫. રતાંધળાપણું—

લાલ સાબુ વિલાયતી, સિંહણનું દુધ, થોડાંક લઇ બંનેના ફીણ ઉઠાડી એટલે તે બન્ને ભેળાં મસળતાં જે ફીણ નીકળે તે આંખમાં આંજવાં, પાણી નાંખવાથી ફીણ આવશે. પ્રથમ દુધ ને સાબુને ભેગાં પીસી લેવાં ને પછી પાણી નાખી ફીણ ઉડાડવાં.

## ૩૧૬. જ્વર—

નવસાર તો. ૩ સોમલ તો. ૨ કાળી મરી તો. ૮ સર્વેને બારીક પીસીને ડીબમાં મૂકી ૧૫ લીંબુના રસના ઉપર ટુવા દેવા. (દવા બુડાબુડ રાખવી) મંદાગ્નીથી આંચ દેવી. પછી ગોળી વળવા જેવું થાય ત્યારે ઉતારી સરશવના દાણા બરાબર ગોળી વાળવી ને

પાણીની સાથે દેવી, ખાધા બાદ અરધા કલાક પછી પરસેવો દેવો. મતલબ ગોદડાં ઓઢાડવાં ગમે તેવો જ્વર હશે તો પણ આ દવાથી એક વખત તો રોકાઇજ જશે.

## ૩૧૭. ખસની દવા—

બાવચીનાં બીજ ૨ દોકડાભાર, ગંધક, મોરથુથુ, ટંકણુ, પારો, એ દરેક બે દોકડાભાર, સીંદુર ૧ દોકડાભાર લઇ મીલાવી ઉપયોગ કરવો.

## ૩૧૮. અર્શ—

બીડી વાળે છે તેનાં પાન જેને ખુખી (કાશીંદરો) કહે છે અને આમલીના કાતરા જેવાં જેનાં ફૂલ થાય છે ને આ દેશમાં એનાજ પાંદડાની બીડી બનાવે છે. તેનાં પાંદડાં લીલાં લઈ વાટીને તેમાં થોડુંક મીઠું મેળવી વાટવું, ને તેથી થેપલી લગાવી લંગોટી મારવી કળશે જવા વખતે લુગડીને જરા પાણીમાં મેળવી ગુદામાં આંગળી ફેરવી દેવી, આ દવા ૧૫ દિવસ સવાર સાંજ બે વખત બાંધવાથી નાબુદ થશેજ.

## ૩૧૯. ગર્ભાધાન—

કાળી ચૌદશની સંન્ધ્યાએ મયુરશીખાને નોતરી આવવું (એટલે તેની પાસે ચોખા, સોપારી, નાડું મુકી ચાંદલો કરી આવવું ને બોલવું કે હું તમને લઇ જઇશ) પછી તેજ ચૌદશની અર્ધરાત્રે ઉઠી સ્નાન કરી નગ્ન થઈ તેને મુળમાંથી ઉખેડવી આટલુંજ નહિ પણ તે ખુંટીની આસપાસ જે કામ મોરશીખાની ખુંટી હોય તે પણ ઉખાડવી. ઉખાડતી વેળા ઘીનો દીવો ત્યાં આગળ બાળવો પછી તે ખુંટી ઘેર લઈ આવવી. (માત્ર ઉખેડવા ટાણેજ નગ્ન થવું) પછી એઆની ભાર જેટલી લાલ ફટકડીને વાટી કપડામાં બાંધી ઋતુના ૪ દિવસ સુધી યોનિમાં રખાવવી. સવારે ઘાલેલી સાંજે કાઢી નાખવી ને સાંજે ઘાલેલી સવારે કાઢી નાખવી. વાટીને લુગડામાં પોટલી બાંધી ધારણ કરવી. (ચાર દીન એમને એમ રાખી મુકવી. તેથી કાંઇ છાલાં—ક્ષત—કે બળતરા થશે નહિ. ઋતુસ્નાતાને ચોથે ન્હાવાને દિવસે કાઢી નાખવી. બાદ સ્નાન કીધા પછી પુર્વોકત બુટી થોડીક પાણીમાં પીસીને ગાળીને પીઈ જવી, તથા હાથ પગના ૨૦ એ નખ પર લગાડવી તેમજ હાથપગના તળીયાને લગાડવી હથેલી તથા પગ તળે પછી રાત્રે રીત પ્રમાણે સહપ્રેમ વીર્યાકર્ષણ કર્યા પછી (એક કલાક પછી) તે દવાઇ ધોઈ નાખવી. હાથ—પગ તળ તથા નખ ઉપર જે દવા ચોપડવી તે નાહ્યા પછી તુરત ન લગાડવી ને છેક રાત્રે સંયોગ પછી ધોઇ નાખવી આખો દિન કાંઇ વિશેષ કામ ન કરવું. આ દવાનો આ રીતે એકજ વખત ઉપયોગ લેવાથી સગર્ભા થશેજ એક વખતથી ન ફળ થાય તો બીજી—ત્રીજી વખત કરવું. સુકી શીખા પણ પછી દેવામાં કામ લાગશે ઋતુ બંધ થઈ ગયું હોય તેને ખાવા ત્રણ દિવસ સુધી દેવું.

## ૩૨૦. વાળો (સ્વામિજી સૂચીત)

પાણી લાગ્યા વીનાનો કળીચૂનો પીસીને છાણીને શીશીમાં ભરી રાખવો (અને જો તે ચુનો છે એમ ન જાણવા દેવા માટે તેનો રંગ બદલી દેવો હોય તો તેમાં ઘરમાં રસોયના લાકડાના પાણી છંટાવી અથવા નાના કોયલા અથવા પાણી લાગ્યા વગરનું નળીયું તેનો બારીક ભૂકો કરી ગમે તેટલો માત્ર રંગફેર માટે તે ચૂનામાં મીલાવી દેવો) પછી જેને વાળાનું દરદ હોય તેને તે ખાઇ શકે તેટલા દહીંમાં દેવું તેની રીત આ છે કે દહીં મંગાવી તેમાંથી અર્ધ દહીંમાં દવા મીલાવી દર્દીને આપણે હાથે પીવા દેવું ને પછી તે ઉપર બાકીનું દહીં પીવાને આપી દેવું. (દહીં રોગીની રૂચી માફક તે વખતે ખાવા દેવું. ૨૦ થી ૪૦ તોલા દહીં સુધી બસ છે. આશરે અર્ધશેર બસ છે.) માત્રા મોટા માણસને ૦ાા તો. ને બાલકને ૦ા તો. આ દવા થોડામાં થોડી ત્રણ નહિં તો ૭ દિન દેવાથી વાળો અંદર ગળી જશે. દવા સાથે દહીં ખાધા પછી કોઈ પણ વખતે દહીં જરાપણ ખાવા ન દેવું. તેમજ તેલ મરચું ખટાઈ વર્જ. જો વાળાને બહાર કાઢવો હોય તો આમલ સારા ગંધકને વાટી વાળાના મુળની આસપાસ ફરતો જાડો લેપ કરવો તો થોડો થોડો બહાર નીકળતો જશે.

## ૩૨૧. ગર્ભરોધ—

આવળના ડોડવાને વાટી તેની ગોળી ચણા જેવડી ઋતુમતીયે યોનિમાં રાખવાથી ફળે.

## ૩૨૨. કામબંધ—

ગુગળીની અંતર્છાલની ગોળીથી કામ બંધ થાય છે.

## ૩૨૩. નિર્ધુમ ઉપર—

હીંગળું તો. ૧ ને ઈંડાની જરદીમાં બે દિન પીસી તેની ગોળી વાળી ઇંડાના ફોતરાને બ્રાન્ડીમાં ૪ કલાક પીસી તેની મુસમાં મુકી સુકવી વાલુકાયંત્રથી ૨૦ કલાકની મધ્યમ આંચ દેવી તો રંગ કાળો રંગ નિર્ધુમ હીંગળુના ઈંડામાં પીસેલા ગોળાને ઉંદરના પાંજરામાં રાખી સુકવવો તે સુકાયા પછી ઇંડા વાળો લુગદો લપેટવો ને સુકાયા પછી તડપડે ને છાંદી દેવી, તેજ ફોતરાથી, અને પછી કપડમેટ કરી સુકવવું, ને સુકાયા પછી કાગળ પર નાખ-વાની ઝીણી દરીયાઇ રેતીમાં સુકવો. મોળીયા જેવો કાળો ગાડવો લેવા. રેતી આશરે મણ ૧ જોઈએ.

કાળો–નિર્ધુમ વજનમાં પોણો ભાગ પછી તેને રીંગણા ડુંગળી વિગેરેમાં પીસી સંપુટ વગર ૧૦, ૧૫, ૨૦, છાણા ક્રમોત્તર ઓછીવત્તી આંચ દેવી.

## ૩૨૪. સોમલ—

તેને લીંબુ રસમાં કલાક પીસી જ્યાં સુધી ઉડતો રહે ત્યાં સુધી ડમરૂ યંત્રમાં ફુલ ઉડાડવા. નિર્ધુમ.

## ૩૨૫. સર્પવિષ—

મોરના ઇંડામાં છેદ પાડી તેમાં કાળા મરી ભરી છીદ્ર બંધ કરી લીંબડાના પોલાણમાં ૭ માસ સુધી રાખવું. પછી એકજ મરી ઘસી આંખ તથા ડંખ પરે ચોપડવું.

## ૩૨૬. તામ્ર—

તાંબુ શે. ૧ સર્પંગખાનો રસ શે. ૧ ગોખરૂ શે. ૧ સરસીયું શે. ૨ સઘળાને મીલાવી ગજપુટ ૧૨ પહોર આગ આપવી. (એક બીજી પુરાણી નોટમાં પણ આજ વીધી છે.) તેમાં આટલો ફેરફાર છે કે ગોખરૂ શે. ૧। સવા છે, ને તાંબાને પ્રથમ પહુવા જેવા કાપીને કરવાનું લખ્યું છે ને ત્યારબાદ મુસમાં મુકી ૧૨ પહોરની ગજપુટ આંચ અરણીયાની દેવા લખ્યું છે. અનુપાન શુદ્ધાં લખ્યાં છે. ઘી સાકર સાથે દેવાથી વીર્ય વધે, મધ પીપળ સાથેજ વાયુ હરે. પાન સાથે પીંડરોગ જાય, ખાંડ સાથે રેચ લાગે. (ડા. ધીરજરામની નોટમાંથી)

## ૩૨૭. ગજવેલ—

ગજવેલના કટકાને પીલુના રસમાં પ્રથમ સાતવાર એના એજ રસમાં બુઝાવવાથી તથા બીજો નવો રસ કાઢી તેમાં પણ ફરી ૭ વાર બુઝાવવાથી ખાખ થશે. બીજી નોટમાં પણ આ ગજવેલની આજ ક્રિયા છે.

## ૩૨૮. પારદ—

પારો તો. ૧ નવસાર તો. ૨ સુર્પંગખા તથા મજીઠના રસમાં ભીંજવી પછી ખરલ કરી ગોળી વાળવી, પછી સંપુટમાં મુકી ધીમે ધીમે આંચ દેવી તો ખાખ થાય.

## ૩૨૯. છોડ—

જાંબુની જડનો રસ પાવાથી છોડ પાલવે.

## ૩૩૦. તામ્ર—

રાન તુલસીના ટુવા દેવાથી કૃષ્ણતામ્ર શ્વેત થાય.

## ૩૩૧. ખરજવું-

કેળાનાં કાતરાં બાળી રાખ કરી ઘીમાં ચોપડવાથી ખરજવું મટે.

## ૩૩૨.

( કોહોળ-પાઠાં ફેરમાં છે) ઉંદરની ગુદામાં કાવલી વજ નાખી ૩ માસ (હાંડીમાં ઘાલી) દાટી મુકવો, પછી (વજકાઢી) તેની (પાણી સાથે પીસીને) નાસ દેવાથી (મૃગી આવે ત્યારે નાસ દેવાથી) મૃગી નષ્ટ થાય, પાઠાફેર-નર જાતિનો કોહોળ મુવેલ હોય તેની ગુદામાં ઘાલવાનું છે.

## ૩૩૩. ખરજવું-(સ્વામિજી સૂચીત)—

મેંદી શે. ૪નો રસ કાઢવો. પ્રથમ માખણને ૧૦૮ વાર પાણીથી ધોવું, પછી મેંદીના પાણીથી ધોવું, થોડુંક પાણી મેંદીનું બાકી રાખવું પછી એક લીંબડાના સોટામાં પૈસો જડીને ત્રણ દીન તે માખણને મેદીના બચેલા રસમાં ઘુંટવું, વાસણ કાંસાનું વાપરવું.

## ૩૩૪.

વરતેજવાળા વૈદ્ય નરભેરામ રઘુનાથ ત્રવાડી પાસેથી અનુભવિત-

અરીઠાં (માંગલ્ય)–વૃક્ષની છાલ ઘસી (પાણીમાં) ને નાકમાં ટીપાં પાડવાથી આંચકી તથા ઉલટી બંધ થાય છે. (૨) જે સ્ત્રીને ગર્ભ આડો આવ્યો હોય તથા પ્રસવ વખતે, થોડો ગર્ભ, તથા બાર મહીના થયા છતાં પ્રસવ ન થતો હોય, તથા આઠ પ્રકારના મૂઢ ગર્ભ પ્રકારનો હોય તો તેને પણ ઉપર પ્રમાણે નાકમાં ટીપું પાડવું તેમજ તેને ઘસીને પોતું પલાળી ઉનું કરી ભાગમાં પોતું મુકવું એટલે ગર્ભ પ્રસવ થાય છે. (૩) તેજ ઓસડ પાણીમાં ઘસી નાકમાં ટીપાં પાડવાથી તથા ડંખ ઉપર ચોપડવાથી વીંછીનું ઝેર ઉતરે છે. (૪) તેમજ સર્પડંસ ઉપર અરધા અરધા કલાકે ડંખ ઉપર (૫) તેમજ અફીણ ખાધું હોય કે પીધું હોય તો અફીણથી બમણી છાલ પાવી.

## ૩૩૫. રક્તાતીસાર—

કર્પૂરાદિ ગોળી–કપુર, અફીણ, જાવંત્રી, જાયફલ, હીંગળો, ચંદ્રસ. પ્રથમ હીંગળું ઘુંટી પછી અફીણ સાથે કપુર ઘુંટી પછી ચંદ્રસ મેળવી ગુટી વાળવી. ( આ ગુટી રામવટી કરતાં ચડતી છે.)

આમળાક્ષસી—અફીણ, જાયફળ, લવીંગ, હીંગલો, કપુર સમભાગ–બે રતીની ગોળી, તેથી કોલેરાનો સખત ઝાડો બંધ થાય છે, ગોઠલા બંધ પડે છે, શરીર સતેજ થાય છે.

## ૩૩૬. સાદા અતિસાર ઉપર–રામવટી—

મોચરસ, હીંગ, અફીણ; કાંચકાનાં મીંજ, જાયફલ સરખે ભાગે પાણીમાં મગ જેવડી ગોળી વાળી વાપરવી.

## ૩૩૭. નબળાઇ, નામર્દી, પુષ્ટિ ઉપર—

ધોળી કણેરનું મૂળ, શરપંખાનું મૂળ, અક્કલકરો, લીલાગર ભાંગ, વછનાગ, હીંગળો, અફીણ, કેસર, ખોરાસાણી અજમો, ચણા જેવડી ગોળી પાનના રસમાં આસકંધ સાથે દૂધમાં ત્રણ ગોળી સુધી આપવી. મૈથુન ત્યાગ.

## ૩૩૮. ઈંદ્રી શૈથીલ્ય પર પટી—

સોમલ વા. ૧ ભીલામાંના બીંજ વા. ૪ પારો વા. ૮ મધ વા. ૧૬ ઘી વા. ૩૨ ગુંડતુ ઘી વા. ૬૪ નેપાળો વા. ૦ાા એ બધાને વાટીને તેનો લેપ પાન ઉપર કરી ઇન્દ્રી ઉપર લગાડવું. ૩–૪ પટીએ ઉપડશે, ઉપડયા પછી તે પટી વાળવી તે કાં તો ચંદનાદિ તેલથી અથવા તો આસકંદ, ભોરીંગણી, જટામાસી, ઉપલેટ, શતાવરી બધાંને ખાંડી ૧૬ ઘણું પાણી મુકી ઉકાળવું ને ચતુર્થાંશ રાખવું પછી કુચા ફેંકી દઇ ગાળીને દૂધ શે. ૨ તિલનું તેલ શે. ૦। નાંખી ઉકાળવું ને જ્યારે તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી ગાળી શીશીમાં ભરી, ઇંદ્રી ઉપર તથા પેડુ ઉપર, હ્રદય ઉપર લગાડવું- આ માણસને આમ્રપાક ભાવપ્રકાશવાળો અથવા રક્તપીતમાં કુષ્માંડપાક લખ્યો છે તે ખાવા આપવો. આ તેલજ માત્ર એકલું લગાડવાથી લિંગ વૃદ્ધિ તથા સ્તન વૃદ્ધિ થાય છે.

## ૩૩૯. મધુવટી–પ્રમેહ–ચાંદી ઉપર—

એલીયો બોદાર આંબાહરદર દરેક એક એક તોલો લઈ તેની ૭ ગોલી મધમાં કરવી, ૭ દિન આપવી.

## ૩૪૦. પાણુવી—

ખાખરાનો ખાર ૧ ઘઉંથી ૧૦ ઘઉં ભાર નાળીયરના પાણીમાં દેવાથી પાણુવી જાય.

## ૩૪૧. પ્લીહા ઉપર—

શંખભસ્મને સરપંખાથી પ્લીહા મટે.

## ૩૪૨. સોજા–શોથ ઉપર દુગ્ધવટી—

(૧) (અનુભવિત વૈદ્યની પોતાની) વછનાગ ધંતુરાનાં બીંજ તથા હીંગલોક સરખે ભાગે ધંતુરાના રસમાં મગ જેવડી ગોલી દૂધ સાથે આપવી.

| | | | | |
|---|---|---|---|---|
| ૧૦ વરસથી | ૧૫ સુધી | ઉંમરનાને | ૧ | ગોલી |
| ૧૫ ,, | ૩૦ | ,, | ૨ | ,, |
| ૨૦ ,, | ૩૦–૪૦ | ,, | ૩ | ,, |

ખાવામાં દુધ ભાત સીવાય કશું આપવું નહિં. તેમ પાણી મુદ્દલે પીવું નહિ. તૃષા લાગે તો દુધ માત્ર પીવું. મીઠું પણ વર્જ (આ પથ્ય તમામ દુગ્ધવટીમાં સમજવું.)

(૨) વછનાગ રતી ૧૨ ભાર, અફીણ રતી ૧૨, લોહ ભસ્મ રતી ૫ અભ્રક ભસ્મ રતી ૬૦, ગુટીકા મગ જેવડી, બાકી ઉપર પ્રમાણે.

(૩) વછનાગ ધંતુરાના બીંજ હીંગલો એ દરેક રતી ૧૨ એટલે ત્રણ મળીને ૩૬ રતી તથા તેટલુંજ અફીણ એટલે ૩૬ રતી દૂધમાં ગોળી વાલ ૨ ની કરી વાપરવી. દૂધમાં પથ્ય ઉપર પ્રમાણે.

(૪) હીંગલુ-વિષ-તામ્ર-લોહ-ટંકણુ-જીરૂં-અફીણુ-ગોળી અરધાયવ પ્રમાણુ ગુટી, દૂધ સાથે, બાકી ઉપર પ્રમાણે.

## ૩૪૩. અતીસાર ઉપર—

અફીણુ અને કળીચૂનો મેળવી ચણા જેવડી ગોળી કરી વાપરવી. અફીણુ પાન પણુ અતીસાર ઉપર અકસીર છે.

## ૩૪૪. સ્વામી રામગીરાજાય કૃતની દવા—

સાજીખાર તો. ૨૦ ફટકી તો. ૫ આંબાહળદર તો. ૫ નવસાર તો. ૩ સીંધવનીમક તો. ૫ કુંવારનો ગર્ભ શે. ૧૦ એ દરેકને જુદી જુદી ખાંડી છાણી કુંવારાના ગર્ભમાં મેળવી એક જીવ કરી લોહની કડાઈમાં નાખી અગ્નિ પર ચડાવી તેને બાળવી તે છેક ધુંવાડો નાશ થઈ ઉતારીને છાણી રાખવી. કહડાઇ ઉપર હોય ત્યાં સુધી હલાવતા રહેવું. માત્રા અર્ધાથી ૧ તો. સુધી. જંગલમાં ચરવાવાળી બકરીના દૂધ સાથે. ખટાઈ-તેલ-મરચું વર્જ.

(૧) યકૃત રોગીને તેનું પોતાનુંજ મુત્ર પાવાથી આરામ (અજાયબ મખ્લુકાત ગ્રંથ)

(૨) શંખદ્રાવ પણ સારો ફાયદો કરે છે.

(૩) વજક્ષાર અને પર્પટી (કવ્યાદાદિ) પણુ અકસીર છે.

## ૩૪૫. સચેતન-મૃતસંજીવની રસ (પંડયાજી)

હીયાવળ, સાણુ, પારો, ગંધક, જીરાંબે, વાંઝીણી કંકોડી ચીતરા છાલ રાતોબોળ (રક્તાંબોલ), સુવર્ણ માક્ષીક, પાઠ (કાલીપાટ) કાકડાશીંગ, મહૂડાની ડાળી, ત્રિગડું (ત્રિકટુ) વછનાગ વગેરે સમભાગે વાટી ચાળી આદાના રસ સાથે ગોળી વાળીએ. મગ પ્રમાણે નગોડના રસની ૭ ભાવના દેવી, અચેતન હોય ત્યારે ૧ ગોળી દેવી તો સચેતન થાય દાટયું-સાટયું-ખત-કીતાબ જે પુછો તે ૧ પ્રહરમાં બતાવે.

## ૩૪૬. આંખ ઉપર રતનજોત—

(આ રતનજોત હીંગલાજ જઈ આવેલા બાવા-જોગી પાસેથી મળી શકે છે તે અકસીર છે) ઉત્તરાખંડમાં ભાગસુનાથના કુંડ ઉપર તથા હીંગલાજના પહાડમાં થાય છે. તેની મજીઠના જેવી લાકડી થાય છે એ ઝાડને પતાં થતાં નથી એ ઝાડ ૧ાા હાથ લાંબુ હોય છે. તેની ઝીણી ડાખલી થાય છે. તથા તેનું થડ લાકડી જેવું થાય છે. તેથી આંખના સર્વ રોગ મટે છે.

## ૩૪૭. સોમલનું મોમ તથા સુમઇની વીધી—

રાળ પા શેરનો પ્રથમ ભુકો કરવો ને તેને લોઢાના વાટકામાં નાંખી નીચે કોલસાનો દેવતા કરવો ને રાળ વીધરી જાય એટલે તેમાં પ્રથમ પાવલીભાર ઘી નાંખ્યાબાદ તેમાં સંખીયો તો. ૧ નો કટકો આખોને આખો નાંખી દેવો. ને નીચે મધુરો તાપ કરવો. એટલે

સંખીયો ગળવા માંડશે ને થોડીવાર પછી અંદર સોયો ઘોચતાં આરપાર ઉતરી જાય એવો મીણીયો થાય એટલે વાટકો ઉતારી સોમલને કાઢી લેવો. આમલ-વાયુ-કફ પુષ્ટિ ઉપર અપાય છે. ઘીની અંદર દેવાય છે. બાકી જે રાળનો ભાગ વાટકીમાં રહે તે મુંબઈ સમજવી, ને ઘીમાં આપવી.

## ૩૪૮. ગંધકનું તેલ—

કુકડાના ઈંડામાં ગંધક માય તેટલો ભરીને પછી ઘઉંના લોટનો લાડવો કરી તે ઈંડુ તેમાં ઘાલી જરા વવડાવા દીધા પછી સરશીયાના અથવા તે ન મળે તો તીલના તેલમાં લાલાશ પર આવે ત્યાં સુધી તળવું ને પછી નીચોવી લેવું.

## ૩૪૯. સુરોખાર પકાવવાની વિધી—

સુકી મેંદી, બોરડીના પાન સુકાં, લીલાગર ભાંગ સુકી, એ ત્રણમાંથી ગમે તેનાં પાન લઇ એક માટલામાં સુરો ને એ વનસ્પતી થરોથર ભરી નીચે તાપ કરવો. ને પાન બળ્યા કેડે ઉતારી લેવો.

## ૩૫૦. ચાંદી ઉપર—

ચાંદી ત્રણપુટમાં સત્યાનાશીમાં થાય છે. તે ગોલી બાંધવાના ઉપયોગમાં આવે છે. તેની વિશેષ વીધીઃ–સત્યનાશીનું દુધ તો. ૧ ચાંદીનાં પત્રાં ઉપર જાડું લગાડવું જાડો લેપ કરવો. પછી સત્યાનાશીનાં પંચાંગ વાટી નાના લાડુ જેવડી લુગદી બનાવી તેમાં તે પતરૂં રાખવું. તે ઉપર એક કપડમાટી કરવી. પછી નાના હોય તો ૮ ને મોટાં હોય તો ૬ છાણાની આગ દેવી. એ પ્રમાણે ૩ વખત કરવાથી ખાખ થાય છે. (તે ગોલી બાંધવામાં ઉપયોગી) પછી પારદ તો. ૧૩ અને આ ખાખમાં લીંબુનો રસ નાખી ૧ કલાક પીસવું બાદ કપડાથી છાણી લેવું તો ગોલી બંધાશે પછી ભાંગ તો. ૧ બાવળનાં પાન તો. ૪ ઓરીયા (વાલ) તો. ૫ એને પાણીઆશરે ૫ શે. માં નાખી અગ્ની પર ચડાવવાં ને જ્યારે ગરમ થાય ત્યારે પહેલી ગોળી માંહે નાખવી એમ પાણી બળતાં જ્યારે ગોલી ડુબી પાણી માત્રજ બાકી રહે ત્યારે ઉતારી લેવું તો કઠણ થશે. જો તેમાં છિદ્ર કરવું હોય તો ગોલી જરા નરમ હોય ત્યારે કરવું.

## ૩૫૧. સ્તંભન—

પારો ૮ વાલ, પાવડીનો તાર ૮ વાલ, સંખીયો અડધો વાલ, શુદ્ધ વછનાગ અરધો વાલ, એ સર્વ પીસીને વસ્ત્રમાં બાંધીને ગામમાં આંટો મારી આવવો પછી પ્રથમ જેટલાં ભાવે તેટલાં કેળાં ખાઇ તે ગોળી મોંમાં રાખવી.

## ૩૫૨. કામવૃદ્ધી—

વીરબહુટી, સાંઢાનું તેલ, કેશર, અલશીયાં, જાવંત્રી, જાયફલ, ખુરાસાની અજમો, એ સર્વે સરખે ભાગે પીસી એક જીવ કરી ૨૫) પાનના રસમાં ખરલ કરવી. મગ જેવડી ગોળી ખાઈ ઉપરથી દુધ પીને એક કલાક પછી જવું.

**૩૫૩. પ્રમેહ—**

ભોંય આમલી, મોટા ગોખરૂ મુળ, તથા ગળો ભેગી કરી સાકર સાથે પાવું.

**૩૫૪. મુત્રકૃચ્છ—**

ભોંય આમલીના પંચાંગ વાટીને તેનો રસ પાવો ને થપેલી ડુંટી ઉપર મારવી તરતજ છુટકો.

**૩૫૫. સ્ત્રી પુરૂષ બંનેની ચાંદી પર ચોપડવાની દવા—**

"રેડ ઓકસાઈડ ઓફ મરકયુરી" લગાવવાની, લાલ સફેદી.

**૩૫૬. તાઢીયો તાવ—**

હરડે, ઈંદ્રજવ, ગોળમાં ગોળી બોર જેવડી કરવી. અને અનુપાન કરવું.

**૩૫૭. શીળસ—**

કરોલીયાના પડની ગોળમાં ગોળી દેવાથી તુરત આરામ (ચોથીયો તાવ પણ જાય છે.)

**૩૫૮. હેડકી—**

મોરપીછ, અજમા, ડાભ, લસણનાં ફોતરાં ખાંડી ગોળીવાળી ચલમમાં દેવી.

**૩૫૯. ખાંસી ઉપર—**

ગરણીના બીયાં પાવાથી બચ્ચાંની ખાંસી જાય છે.

**૩૬૦. હડતાળ—**

તાલને ત્રણ દીવસ સુધી અર્ક દુધમાં પીસી ત્રણ પુટ દેવા તથા ત્રણ દીવસ કેસુડાના રસમાં પીસી ત્રણપુટ દેવા બાદ તેની ગોલી વાળી સુકવી અંકોલના તેલના ચોંબા દઈને પછી ખાખરાનું લાકડું હાથ ૧ નું લઈ વચમાંથી કોરી ડગળી મારી કપડમેટ કરીને પછી તે લાકડાને બન્ને છેડેથી સળગાવવું તે સળગતે સળગતે વચમાં તાલ છે ત્યાં આવે એટલે બુઝાવી દેવું.

**૩૬૧. બાળાઘુંટી—**

ટંકણ ફુલાવેલ, શુંઠ, એલીયો પલાશ પાપડો નરકચુર વા. ષડકચૂર એ પાંચ ઓસડ દરેક બે બે રતી ભેળવવાં.

(અ) ફોદીનો, વળીયાળી, મરોડફલી (મરડાશીંગી) ગરમાળાનો ગર્ભ, પીતપાપડો, ધોળું જીરૂં, મીઢીઆવળ, ને સંચળ એ આઠ દરેક ૪ રતી લઈ ભેળવવાં.

(બ) ઉનાબ નંગ ૧ ઠલીયો કાઢીને.

ઉપરની દરેક વસ્તુ બરાબર પારખી જુદી જુદી ખાંડી ચાળીને પછી તોળીને મીલાવી દેવી ને પછી તેમાં પાણી નાંખી સોગઠી કરી રાખવી. તેમાંથી બચ્ચાના વય પ્રમાણે ઘસારા પાવા. (રોગી હોય તો રોજ નહિં તો અઠવાડીયામાં બે વાર)

## ૩૬૨. બરોલનો તાત્કાલીક ઉપાય—

સવારનાપોરમાં ઉઠતાંવેંત દાતણ કર્યા પહેલાં ૪–૫ થી ૧૦ સુધી દાળીયા ચાવવા ને લાળ જેવા થાય ત્યારે થુકી નાખવા ને પછી તુરત થોડું મીઠું ચાવી જવું. જમતી વખતે બરેલની ગાંઠ દાબીને જમવું ને ડાબે પડખે સુવું.

(ख) ખરસાણી થોરના ફુલમાં ચાવલ જેવા દાણા થાય છે. તે લઈને તેને પાણી અથવા દુધમાં રાંધી, ઘીમાં શેકી ખાવું. તે સૌથી ઉત્તમ. માત્રા વધુમાં વધુ ત્રણ માસા. ફરી સખત, તેલ, મરચુ, ખાંડ ખટાઈ નહિં ખાવી. સ્ત્રીને આ દવા ન આપવી.

## ૩૬૩. જીર્ણ જ્વર—

નાગભસ્મ વાસ્તે ખાટી ( જેની ચટણી કરીને ખાય છે ) કામમાં આવે છે તેનાં પત્તાં અથવા ઝાડનો રસ લેવો.

## ૩૬૪. જીન, ભૂત, નાશક ધુણી—

(क) હિંદુ હોય તો ગલી (નીલ) ને મુસલમાન હોય તો સુવરના વાળની ધુણી દેવી. ( ભૂતને માટે )

(ख) જીન વળગ્યું હોય તો નાસીકા કે મુખદ્વારા શરાબ પાઈ પસંદ કરી કાણુ કરવો.

(क) જનાર્દન ધૂપ–ગુંદર જેવો થાય છે. શ્વેતબંધુ રામેશ્વરના રસ્તામાં જનાર્દન નામના ગામમાં મળે છે. એ ધુપથી ભૂતાદિ દોષ દૂર થાય છે.

## ૩૬૫. માહેશ્વઘૃત—

નીઘંટ રત્નાકર ભા. ૩ પૃષ્ઠ ૧૨૮૯
વિચર્ચિકા કુષ્ટ ઉપર–માહેશ્વર ઘૃત—

**कृत्वाकज्जलिकांद वौमनशिला द्रूजिरके**
**द्रेनिशे गोदं तोषणनाग एड गजिका**
**बांक्रू चिकासर्थिंषा ॥ लौहे लोह विमर्दितं**
**हठनरं माहेश्वराख्यं घृतं कंड कुष्ट वि–**
**चर्चिका दिकहरं वामाहर लेपनात**

વાળા ગંધકની કજલી, મનશીલ, જીરૂં, શાહજીરૂં, હળદર દારૂહળદર ગોદંતી હડતાલ સુંઠ, મરી, સીંદુર, પીપળી નાગ (સીંદુર–કુહાડીયાના બીજ બાવચો શીરખ (ક્ષરસા) એ

પદાર્થ લોહ પત્રમાં નાખી તેમાં ઘૃત મીલાવી લોઢાના દસ્તાથી મર્દન કરવું. આકડું કુષ્ટ વિ. ચર્ચિકા પાત્રાં વિગેરેનો લેપ કરવાથી નાશ થાય છે.

### ૩૬૬. મલ્લ-તાલ હીંગલોકવિધિ—

આમાંથી કોઈને કરવું હોય તેમાંના-હરકોઈને કુંવારના રસના ૨૧ પટ દેવા. બાદ જંગલી પાણુકંદો લાવીને તેમાંથી જે કરવું હોય તે તો. ૧ સદર્હુ પાણુકંદામાં મુકવી-રાખવી બાદ ખાખરાની રાખ ૫ શે. થી ૧૦ શે. સુધી હાંડલીમાં ભરી વચ્ચે દવા (પાણુકંદો) મુકીને નીચે ૪ પહોરની આંચ ખાખરાના લાકડાની દેવી. હાંડલા પર રાખમાં શળી એક ખોસવી શળી બળેથી ઉતારી ઠંડું થયે કાઢવું.

### ૩૬૭. રૂપ, રસ, વિધિ—

(અ) ધોળી ચણોઠી વાટી તેની થેપલી કરીને તેની વચ્ચે તે (ચાંદી) મુકી ટીકડી કરવી બાદ રામચપણ બે લેવાં, તેમાં પીંપળાનાં છાંડીયાંનો ભૂકો શે. ૧ તથા ચણોઠી જે ઉપર લખી છે તે વજનમાં રૂા. ૧૦ ભાર લેવી અને સદરહુ પીપળાના ભૂકામાં વચમાં ટીકડી મુકી સામસામું સંપુટ રામચપણ ઢાંકીને ગજપુટ આંચ દેવી-સિદ્ધ.

(બ) અર્ધ શેર પીપળાના છોડીયાં ને શે. ૦॥ કપાશીયા. આ બન્નેને કુટી ભૂકો કરવો તેને પણ ઉપર મુજબ રામચપણમાં ભરી દશ શે. છાણાની આંચમાં ફુંકી દેવું એ રીતે ૭ આંચ કરવાથી આસમાની રંગે થાશે. પછી તેના ભાગ ૪ કરવા તેમાંથી ૧ ભાગ ૧ તોલો ગાળીને ૧ ભાગ નાખવાથી જોટક સિદ્ધિ.

### ૩૬૮. તામ્રભસ્મ—( નિરગ્નિક સૂર્યાગ્નિક )

ત્રાંબુ તો. ૧ ના કાગળ જેવાં પત્રાં કરાવવાં ને તેને પછી ઉભાં સળી માફક કાતરી (અથવા ત્રાંબાના તારને ટીપી) ને પછી જ્યાં કુંવારનું વન હોય ત્યાં કુંવારના લાંબાનું માથું કાપીને અંદર ઉક્ત તાંબાની શળીઓ ખોસવી એ પ્રમાણે એક કુંવારના લાબામાં એ સળી સાત દીવસ સુધી રહેવા દીધા પછી ફરી સદરહુ પ્રમાણે લાબામાં એ સળી નાખવી એમ આઠ આઠ દીને બદલતા જવું ને નવી કુંવારમાં નાખતાં જવું એમ છ માસ સુધી કરી પછી તેને કહાડીનેકટકા કરીને એક લોઢા ( લોહ )ની કઢાઇ અરીસા જેવી માંજીને કરવી, ને તેમાં સદરહુ પત્રાં (શળી નાખી ને માથે (તેના ઉપર) પાંચ શેર કુંવારનો રસ નાખી સૂર્યાગ્નીએ માસ ૧ સુધી રાખવું અને કોઈનો ઓછાયો પડવા દેવો નહિ-તો ભસ્મ થશે.

## ૩૬૮ અ. ભક્ષ્ય વીધી—

જલંદરવાળાને રતી ૧ એક માઠેરી માત્રા દેવી ઉપર પાણીની જગ્યોએ ઘી પાયા કરવું અને ખાવામાં પ્રથમા તથા દ્વીતીયા ત્રણ દીન સુધી તે ઘીમાં કરીને ખવરાવીએ બાદ બીજી વસ્તુ ખાવાની છુટ.

રક્તકુષ્ટ વાળાને માત્રા ઉપર મુજબ છે. તેમજ ઘી પણ સદહું મુજબ દેવું એટલે દર્દશાન્તિ ઉપરાન્ત એ દર્દવાળાને વિશેષ શું કે—એક ખાડો ખોદાવી અંદર ચોફેર લીંબડો ભરી અંદર બેસાડવો અને સુવું તે પણ લીંમડામાંજ, આ રીતે દીન ૩ કરવાથી શાન્તિ પરંતુ માત્રા તો આ બંને દર્દવાળાને માટે છે.

## ૩૬૯. સુર્ય તથા ચંદ્ર વીધી—

જસતની વાટકી છુટા (પૈસા) બેભારની કરી તેમાં હીંગલોક છુટા (પૈસા) ૨ ભાર તે વાટકીમાં ઘાલીને પછી એક તાવડીમાં મીઠું શે. ૦ાા અરધને આશરે પાથરી તેની ઉપર હીંગલોક સહીત વાટકી મૂકવી ને પછી તાવડી નીચે અગ્ની કરીને ઉપરથી લીંબુનો રસ નીચોવતા જઇએ એટલે ટુવા દેતા જવા. હીંગલોક પર વાટકીમાં એમ લીંબુ નંગ ૨૦૦ નો રસ પાવો, પછી તે વાટકી તાંબા જેવી લાગે તે વારે ઉપાડી અગ્ની પરથી હેઠી મુકવી. ઠરે ત્યારે ઉંચેથી પછાડીયે. ત્યારે પાકી થયાની ખબર પડે. પછી ૫ ગદીઆણા ત્રાંબુ ઉકાળી વા. ૪ વાટકીનો ભૂકો નાખવો તો સુર્ય ભવતિ (૨) પારો છુટા બે ભાર લોહપાત્રમાં નાખી ચુલે ચઢાવીયે ને તે વખતે લીંબુનો રસ શે. ૦ા નાખી એને હેઠે અગ્ની કરવી. તે જેમ રસ બળવા માંડે તેમ રસ નાખતા જવું. એમ લીંબુ રસ શે. ૨–૩ નાખવાથી ચૂના જેવી ખાખ થશે. પાંચ ગદીયાણે પાંચ વાલ તો રોપ્ય સિદ્ધ.

## ૩૭૦. સુર્યસિદ્ધી—

ટંકણખાર ૧ તો. ને દારૂડીનું દુધ ૨૧ દિન સુધી ટોવું એટલે ૨૧ દિન સુધી દુધ તાજેતાજું પાવું બાદ જરદ રંગે થયેલી તામ્રમાં મેળવવું. બે વાલ. તો સુર્ય સિદ્ધી.

## ૩૭૧. કાશ્મીરી ચૂર્ણ ( વાતવ્યાધી ઉપર પરીક્ષીત–)

મેથી તોલા ૧૧ ઝેરકોચલાં તો. ૫ તીખાં તો. ૩ લવીંગ તો. ૨ાા ગુગળ તો. ૩ એક મોટા ઠીકરાના ગોળામાં કુંવારના કટકા મોં સુધી ભરી તેની વચમાં આ દવા કોથરીમાં રાખી ૪ પહોર આગ દેવી ને તે પછી ગોઘૃતમાં દરેકને જૂદી જૂદી કરી ફાકી દેવી. ઘી ચોખા દેવું માત્રા ૪ વા. સુધી.

## ૩૭૨. પારદ વીધી (મર્દ પીપર)—

પારો ટાં. ૧ એક તથા કુકડીનાં ઇંડાના ફોતરાં ટાં. ૬ એકત્ર કરી ખરલ કરીએ તે જ્યારે પારદ બીલકુલ ન દેખાય ત્યારે થયું પછી ગુંજા (રતી) ૧ ભાર પાનમાં દેવું. દીન ૨૧. તો ભાંગો પુરૂષ ઠેકાણે આવે પણ ઉપર દુધ પીવું. પરેજમાં ખારૂં ખાટું તજવું.

## ૩૭૩. હડતાલ (પીત્ત વીકાર ઉપર)

તાલ છુટા ૫ ભાર તેને લીંબુ રસની ભાવના ૭ તથા ૧૪ દીવસ આપવી. પછી પીપળાની છાલની વચમાં થેપલી મૂકી પ્રહર ૧ની આગ દેવી ઠરે ત્યારે લેવું જરાક કાચીનો ભાવ જણાય તો ફરી સદર્હુ છાલમાં મૂકવી. પછી પાકયે શ્વેત થશે. પછી પાનમાં વા. ૧ પીત્તવાલાને દેવાથી પીત્ત ટળે.

## ૩૭૪. ગુડચડી (વિરેચન ઉપર—)

આમળાની છાલ, હરડાની છાલ, બેડાની છાલ, મરી, પિપર, મોથ, રેવંચીની લાકડી, અકલકરો, સુઠ, નસોતર શ્વેત, ચિત્રક, વછનાગ, ટંકણખાર, હડતાળ એ ચૌદ ઓસડ દરેક એક એક તોલો તથા પારો તો. ૩ ગંધક તો. ૩ અને જમાલગોટો તોલા આઠ લઇ મિશ્ર કરી ભાંગરાના રસમાં મગ જેવડી ગોળી વાળવી. બાળકને માટે બાજરા જેવડી. તુરત જનમેલા બાળકને પણ દેવાય છે, બાલકને એકજ દેવી, મોટાને એકથી ચાર સુધી દેવાય છે. જેટલી ગોળી ખાય તેટલા રેચ લાગે.

## ૩૭૫. સીફીલીસ ઉપર—

મોરથુથું-હરડે-લીંબુ (અમૃતસાગરમાં છે તે પ્રયોગ સીફીલીસપર અકસીર છે.)

## ૩૭૬. તાઢીઆ તાવ ઉપર—

કવીનાઇ ૧૦ ગ્રેન સુધી ગંધકનો તેજાબ ૨ બે ટીપાં, ફોદીનાનો અર્ક ટીપાં ૨ બે કોલન વોટર ટીપાં બે.

## ૩૭૭.

કવીનાઇન ડબલ ગળોનું સત્વ સરખે વજને, કાકચીયા સરખે વજને પાણી કે ગુલાબ-જળમાં ગોળી વાળવી તે એક ગોળીમાં ૧૦ ગ્રેન સુધી કવીનાઇન આવે તેવડી ગોળી વાળવી. ૧–૨–૩–૪ સુધી તાવના જોર પ્રમાણે દેવી.

## ૩૭૮. જીર્ણજ્વર ઉપર—

૮ આની ભાર કાથો ૪ આનીભાર સંખીયો ૨ આની ભાર એલચીના બી લઇ રાઈ જેવડી ગોળી કરી તેમાંથી ૧–૨–૩ સુધી પાણીમાં ગળાવવી. તરીયો, તાઢીયો; જીર્ણ-જ્વર પર દેવી.

## ૩૭૮. અ હડતાલ ભસ્મ—

કરજવાનાં બીની લુગદી તો. ૧૫ માં બે તોલા તાલ મુકી સંપુટમાં લુગદી મુકી ૧૫–૨૦ છાણાની આંચ દેવી. શ્વેત થયે વાપરવી.

## ૩૭૯. મન્ડુર ભસ્મ—

પ્રથમ કાટોડાને ગૌમુત્રમાં ગુજાવી ચૂરણ કર્યા પછી તેને ખાંડી વસ્ત્રગાળ કર્યાબાદ આ

પ્રમાણે ગજપુંટ દેવા. ૧ આકડો કે કંટાળા થોરનાં દૂધનો ૨ કુંવાર ૩ ત્રીફલા ૪ અરડુશો ૫ આદું ૬ લસણુ પછી તેમાંથી અરધ ભાગને સુરકામાં પલાળી સૂર્યપુટ આપવો.

## ૩૮૦. લોહ ભસ્મ—

લોહને ખાંડી વસ્ત્રગાળ ભૂકો દીધા પછી તેમાં ૧/૧૨ હીંગળોક મેળવી પીસીને પછી પ્રથમ ત્રીફલાના કાઢામાં ઘુંટી તેના ને તેનાજ ૪–૫ ગજપુટ દેવા. બાદ કુંવાર આકડો વડની વડવાઈ જાંબુ ભાંગળો અરડુશો મજીઠ અને છેવટ જાંબુના પુટ દેવા દરેકના ૩–૪ પુટ દઈ સુકવીને પછી અગ્નિ દેવી પછી સરકાનો સુર્યપટ દેવાથી રંગ બદલશે.

## ૩૮૧. ત્રિબંગ—

જસત કલાઇ સીસું સરખે વજને ગાળી તે પછી અફીણના ડોડવા (પોસ)નો ભૂકો કરી રસમાં નાખતા જવું અને હલાવતા જવું એટલે તેની રાખ થઈ જશે. (ત્રીબંગના વજન બરાબર પોસ્ત લેવો) પછી પુટ દેવા ( ૧ ) કુંવારના પુંટ ગોપીચંદન જેવો થાય ત્યાં લગી દીધા કરવા.

(૨) વડની વડવાઈના રસના ૩–૪ પુંટ દેવાથી ગુલાબી રંગ થશે.

ત્રિબંગના અનુપાન- પ્રમેહ ઉપર ત્રીફલાના ચૂર્ણ અથવા એકલી હરડે અથવા ચીની-કબાબને એલચી અથવા ત્રીફલા કવાથ અથવા કોઇ શરબતમાં અથવા કોઇ મગજમાં (કાકડી–ખડબુંચાં વીગેરે) ત્રિબંગ દેવી. અભ્રક સાથે ત્રિબંગ ઉકત અનુપાનમાં દેવાથી ગુણકારી થશે.

## ૩૮૨. પ્રમેહની દવા—

ધાણા તો. ૧ વરીયાળી તો. ૧ તડબુચનો મગજ તો. ૧ ખડબુચ (તળીયાં)નો મગજ તો. ૧ કાકડીનો મગજ તો. ૧ આમળાં તો. ૨ ચીનીકબાબ તો. ૧ એલાયચી તો. ૧ ગોખરૂ તો. ૪ કાશની તો. ૦ાા ગુલેબતફશા તો. ૦ાા ગુલેગાં ઉજબાં તો. ૦ાા ગુલાબના ફુલ તો. ૧ ખાંડી વસ્ત્રગાળ ચૂરણ કર્યા પછી ખરલમાં પ્રથમ સાકર રૂ. ૦ાા ભાર ઘુંટવી આ દવા રૂ. ૦ાા ભાર ભેગી પીસવી પછી તેમાં ૧૦ રૂ. પાણી નાંખી ગાળીને અથવ એમને એમ પીજવું.

## ૩૮૩. સોમલના ઉતાર ઉપર—

હરકોઇ ધાતુ કુટવા ઉપર તથા સોમલના ઉતાર ઉપર પ્રવાળ આપવી.

## ૩૮૪. પ્રવાળનો ઔષધ પ્રયોગ—

પ્રવાળ–છીપ–સાવરશીંગુ–અળોનું સત્વ એલચી (ઝાડો સાફ ન ઉતરતો હોય તો હરડે) નું ચૂર્ણ ૪ વા. સુધી ક્ષય–દમ–શ્વાસ–જીર્ણજ્વર–હૃદયરોગ શુલ વીગેરે પર દેવું ફેદીનો વાવડંગ સાથે તેના ઉકાળામાં ઉલ્ટી ઉબકારી ઉપર પ્રવાલ દેવી.

## ૩૮૫. કોલેરાની દવા—

કોલેરા ન થવાનો ઉપાય—

સવારમાં સુતા ઉઠી કોગળા કરીને ૦। રૂ. ભાર સીંધવ પાણીમાં ઘોળીને પી લેવું પછી દાતણ ઝાડે જંગલ જવું તેજ પ્રમાણે દિવસના સુતા હોઇએ તો ત્યારે પણ ઉઠી તેમ કરવું

કોલેરાની દવા—

હીંગરનનો ગર્ભ (ઇંગોરા ગોરનના ફુલનો ગર્ભ) અફીણ ગાંજો ત્રણે સરખે ભાગે પાણી કે લીંબુના રસમાં પીસી મગ સમાન ગોળી વાળવી. એક એક કલાક પછી ૧ ગોળી ખાવી. ૩ કે ૭ ગોળીમાં આરામ.

## ૩૮૬. અરશની ધુણી—

લીલાગર ભાંગ રૂ. ૧ ભાર કપુર ૦।। ભાર, કાંકચીયાંનાં બીનો ગર્ભ ૧ ભાર કલોજી ૦।। ભાર, ઘોડાનો નખ ૦।। ભાર, ગંધક ૦।। ભાર કારીજીરી તો. ૧ એનું ચુરણ

## ૩૮૭. હરશની દવા—

બકાન લીમડીના બીનો ગર્ભ, ચમેળ, રસવંતી, તકમરીયાં, એ સર્વને સરખે વજને પીસી ગોળી વાળી સવાર સાંજ ખાવી તથા લગાવવી. લગાવવામાં પાણી તથા માખણ મેળવવું.

## ૩૮૮. સદામસ્તાની—

એક વેલ થાય છે. પહાડમાં થાય છે. તે તાકાત તથા નપુંસકત્વ ઉપર અકસીર છે. (જવાસાવાળા સલીમખાન જમાદારની કહેલી. તેનું ઠેકાણું ઇલાકા ઉજ્જેન તાજપુર પોસ્ટ ના. રાવજી સાહેબ મારફત મુ. જવાસા.)

## ૩૮૯. હેડકીની દવા—

કાગદી ખાટાં લીંબુની બે ફાડ કરી એક ફાડમાં સાકર ૧।। થી ૨ માસા સુધી અને એક ફાડમાં ૧।। માસા સુધી તીખાં ભરવાં. બાદ પ્રથમ સાકરવાલી ફાડ ચુસવા આપવી ને પછી તુરતજ તીખાં વાળી ફાડ ચુસવા આપવી એમ ૧–૨ કલાકમાં બંધ ન થાય તો બીજા લીંબુની બન્ને ફાળ ઉપર પ્રમાણે દેવી કલાક બે કલાકનો આંતરો રાખવો. એથી ત્રણ. આરામ ન થાય તો પછી ૬–૭ કલાક પછી ત્રીજું લીંબુ દેવું લીંબુમાં મરીને સાકર વાટીને મેળવ્યા પછી લીંબુની ફાડને દેવતા ઉપર ઉભરો આવે ત્યાં સુધી ગરમ કરવી. એથી હેડકી તથા પીત્તપ્રકોપ શાંત થશેજ.

## ૩૯૦. વાયુવ્યાધી બાદી ઉપર—

પા શેર (૧૦ તો.) મેદા (પરસોદીને) કુંવારના ગર્ભમાં બાંધી બે બાટી બનાવી બરાબર શેકી (છાણામાં) ભુકો કરી તેમાં ૩–૪ તો. ઘી તથા તેટલીજ સાકર નાખી ચુરમું

કરવું. ને શક્તિ પ્રમાણે રૂચતી ૧ કે ૨ બાટી ખાવી. ઉપરાંત ભુખ લાગે ત્યારે પાતળી ઘઉંની રોટલી મીઠા વગરની થોડુંક મીઠું નાખેલ મરચાં વગરની અડદની દાળ, (મરીની છુટ છે) બાદ ૫ દીન આ પ્રમાણે કરવાથી ઉદર–વ્યાધી–વાયુ–શુલ નષ્ટ થશેજ.

## ૩૯૧. શુલ–ગંઠીયો–સુજત (સોજો) વગેરે વાત વ્યાધી માટે—

જેને કોઈ લોકો દક્ષણી બણુલ કે વીલાયતી બબર અથવા હડકીયાં બણુલ કહે છે. એમ ત્રણ ભાષામાં ત્રણ નામ છે ઝાડ આદમીપુર થાય છે. તેનાં પાંદડાં ખસખસનાં જેવાં બહુજ બારીક થાય છે. ઝાડમાં કાંટા થાય છે, ફુલ પીળાં થાય છે આ ઝાડનાં પાંદડાં રૂા. ૩) ભાર લેવાં (વચમાં નીસાની જરૂર નથી) અને તેને ભાંગની પેઠે બારીક પીસીને ૬ રૂા. ભાર પાણીમાં છાણી લેવાં (ભાંગ પેઠે) અને પછી પી જવું સુર્યોદય પહેલાં ૫ કે ૭ દિન સુધી પીએ તો વધારે સારૂં.

ખોરાક—જ્યારે ભૂખ લાગે ત્યારે પાતળી રોટલી રૂા. ૩ ભાર સાકર, ૩ તો. ઘી સાથે ખાવી. મીઠું ન ખાવું તથા બીજું પણ કશું ન ખાવું આમ કરતાં ૫–૭ દિન થાય તે પછી પરેજ રાખે એટલે મગની દાળ (અરધી મીઠા વાળી તથા મરચાં વગરની) (તીખાં લસણ વગેરે મશાલાની છુટ છે) ને રોટલી, તો ઉપરના રોગો મટે—

## ૩૯૨. ભારે ભરનીંગલ ગુંબડું—

બકરીની પાંસળી બાળીને તેની રાખ ધોયલા ઘીમાં મેળવીને ચોપડયેથી ઉક્ત રોગ મટે—

## ૩૯૩. પાઠું—

જંગલી કાચબાની ઢાળને કુંવારના રસમાં બાળીને તેની રાખ ૨ આની ભાર પ્રથમ આવળના ડોડવાને પાણીમાં બાફી તેને વાટી એરડીયામાં ખદખદાવી તેની થેપલી દીન ૩ લગાડવી ત્યારબાદ ગોરખતબોળના મૂળમાં ઉપર કરેલી રાખ નાખી તેની થેપલી મૂકવાથી પાઠાં મટે છે.

## ૩૯૪. મુત્રકૃચ્છ ઉપર—

ગધેડી પહેલ વહેલી વીહાય (પ્રસવે) તેનું ખીરૂં લઇ સુકવી રાખવું તેમાંથી ‌ા થી ‌ા। તોલો દેવાથી મુત્રકૃચ્છ નરમ મટે છે.

(અ) લીંબડાના મુળને ડોળ (માછલા જેવું એક પ્રાણી જળમાં થાય છે) ની કાંકરીમાં પાવાથી તુર્ત મુત્ર છુટે છે.

## ૩૯૫. ઉપદંશ (અંદરની ચાંદી)—

દારૂડીનો રસ સાકરમાં પાવાથી મુત્ર તો છુટશે. એટલે દરદ તો થશે, પણ ત્રણ દીવસ તો. ૨।।) ભાર પાવાથી સર્વ જાય છે.

### ૩૯૬. કોલેરા ઉપર—

(અ) અગ્નીકુમાર રસથી કોલેરા મટે છે.

(બ) વધારે કોલેરા ઉપર બરાસ કપુર ૦। તોલો અફીણ ૨ હીંગ ૦। તોલો તીખાં ૦। તો. આદા રસમાં બે વાલ કપુર સાથે ગોળી વાળી પાણી સાથે લેવી.

### ૩૯૭. અર્શ ઉપર—

ઢોરના શીંગડાની જુવારો તથા સુકો દાદુર (દેડકો) તેમજ ભોરીંગણીના બીજની ધુંવાડી દેવી. ખાવાની ઇંદ્રજવ ૧ તોલો હીમજ ૧ તોલો ફાકી રાતે ગરમ પાણીમાં.

### ૩૯૮. તાવ ઉપર—

વખમો ૦। ભાર તથા જરાફ પક્ષી (તેતર જેવાં કાળા રંગનાં ઉજડ જગામાં થાય છે તેની ચરક ચુના જેવી ધોળી હોય છે. કડવી ઝેર હોય છે.) ની ચરક રૂા. ૫) ભાર એને ખરલ કરીને શેદરડીના રસમાં ગોળી વાળી દીવસ આખામાં ૧૨ સુધી દેવી. ઘૃત ન ખાવું. તાવ જાય છે.

### ૩૯૯. આંચકી–તાણ–ટીટેનસ—

મરેલી ટીડને સુકવી ચુરણ કરીને આંચકી વખતે તુરત દેવી. તરત બંધ.

(અ) ભાંગથી પણ આંચકી મટે છે.

### ૪૦૦. ગુંબડાને પકાવવાની તથા ફોડવાની પોટીસ—

દેશી કમોદના ચોખાને પકવીને હેઠે ઉતાર્યા પછી તેમાંથી ૩ તોલા ચોખાએ ૧ તો. ગોળ મેળવી ફીણી તેની પોટીસ મારવી. આ પોટીસ રાત્રે વધારે લાગુ કરતા છે. આ પોટીસ ત્રણ દી લગાડયા બાદ ગુંબડું ફુટયા બાદ રસી નીકળ્યા પછી નીચેની બેરજાની રૂઝવનારી પટી મારવી.

### ૪૦૧. રૂઝાવવા માટે બેરજાની પટી—

મીણ ૨ ભાર, રાજન ૨, દેશી તલનું તેલ ૪ ભાર મીશ્રીત કરી અંગારે ઉકાળવાથી એક રસ થયે લાકડીવતે હલાવી હેઠે ઉતારી લેવું. તો મલમ જેવું થશે તેમાંથી જોઈતી પટી મારવી તો આરામ.

### ૪૦૨. નાકસુર–નાળ–હાડગંભીર—

(અ) ત્રિફલાંની છાલ સમભાગે લઈ બારીને પછી એ ત્રણથી અરધાં આમલીના કુણા પાન લઇ મેળવી પીસી થેપલી લગાડવી, આથી દરદ, સ્થાન પરનો સોજો, ચાલુ રહેલી નાળ તથા નીકળતી રસી બંધ થશેજ. ૪–૫ દિવસે ફાયદો થાય છે. રસી નીકળ્યા પછી પણ કદાચ ઘા ન રૂઝાય તો ઉપરના બેરજાની પટીનો ઉપયોગ લેવો.

(બ) આ દવા બાંબલાઇ એટલે કક્ષા ગ્રંથી ઉપર પણ લાગુ પડે છે.

## ૪૦૩. અમ્લપીત્ત (પેટમાં અન્ન ન ટકતું હોય તેને માટે—

(अ) ઘણા દિવસનો રોગ કોઈપણ ઉપાયથી ન મટતો હોય વા સંભવ ન હોય તો પેટની અંદર ડુંટીની આસપાસ નાની ચલમે લગાવીને ડામ દેવાથી (ચલમની વચમાં ડુંટી આવી જવી જોઈએ તેમ ડામ દેવો) આંતરડાનો રોગ નાબુદ થાય છે.

આ ઉપાય ફકીરી છે.

(ब) ખાધા પછી તુરત ઉલટી થઈ અન્ન નીકળી જવા ઉપર લીલાગર ભાંગની ગોળી અડદ જેવડી વાળી દરદીને ખોરાક સાથે આરંભ, મધ્ય, અંતમાં એમ ૩ ત્રણ દેવી તોજ ૨–૩ દિનમાં આરામ.

(क) ચોખાને દાળ શેકીને તેની ખીચડી બનાવી (મીઠા વગરની) ને પછી કોળીએ કોળીએ સાકર મેળવી ખાવાથી પણ આ ઉલટી તથા અતિસાર મટે છે.

(ड) અવિપત્ય કર ચુરણ–અમ્લ પીત્ત પર અકસીર ત્રિકટુ, ત્રિફલા, નાગરમોથ (મુસ્તાબીજ–એલદોડે ) વાવડીંગ, તમાલપત્ર આ દરેક સમાન ભાગે અને તે બધાના વજન સમાન લવિંગનું ચુર્ણ, અને તે લવિંગ તથા બીજી દવાના ચુરણના વજનથી બમણું (ડબલ) નસોતરનું ચુર્ણ અને બધી વસ્તુના વજન સમાન સાકર, આને ઘીના ડામમાં એટલે ચીકણા વાસણમાં રાખવું. માત્ર માસા ૮. અનુપાન તાઢું પાણી કે નાળીયેરનું પાણી–આથી આમ્લ પિત્ત મટે છે.

## ૪૦૪. રતવા ઉપર લેપ—

શેષગુંદર, શંખજીરૂં, હીરાદખણુ, સફેતરી એલચી અને ખાખરાના પાંદડાંની પાછળના લાંબા ડીટીયાં સમભાગે પાણીમાં બારીક પીસી લગાડી દેવું આથી બળતરા ન થતાં પાકીને રસી નીકળી જશે.

## ૪૦૫. દમ—

તાત્કાળીક ઉઠેલા દમને બેસાડવા માટે ફકીરી ઉપાય એ છે કે–ધતુરાના બીજ ૧ ભારને ચલમમાં ભરી અગ્ની રાખી ૩–૪ સટ ઉપરાચાપરી લેવાથી તે વખત તો દમ બેસશે. અજાણ્યાએ ધીમી ને થોડી સટ લેવી.

## ૪૦૬. અર્શ—

(अ) બહારના અર્શ માટે ખારેક કે ખજુરના ઠળીયાની ધુણી લેવી.

(ब) અંદરના અર્શની હજુ શરૂઆત હોય તો સાજડના પાકી ગયેલાં પાનની વચલી રેષા કાઢી નાખી તમાકુની પેઠે ચલમમાં ભરી સિંહાસને બેસી ૩–૪ સટ ૩–૪ દીવસ મારવી–આરામ.

## ૪૦૭. મોઢા વગેરે પરના મસા—

તુલસી પાનનો રસ તો. ા તાજો કળીચુનો રૂ. ૦ા વડાગરૂં ૧ તો. ગાંગડી એ ત્રણેને મેળવીને તેની અંદર મળે તો ૨ ટીપાં લીંબુનાં નાખી મસા ઉપર લગાડી ખુબ ચોળવું તો મસ ખરી પડશે, ૩ દીન લગાડવું વખતે મસો કપાઇ ગયો હોય ને ઉપર ચોપડવું હોય તો સાધારણ રીતે માત્ર ચોપડી દેવું.

## ૪૦૮. કસ્તુરીપાક

મુખ્યત્વે કરીને પ્રસુતા રોગ અને વાતવ્યાધિ ઉપર—

(રા. બા. નંદકૃષ્ણલાલ રતનલાલ મજમુદાર સર ન્યાયાધીશ પોરબંદરનું અનુભૂત એક હકીમથી મળેલું) જાયફળ નંગ ૧૬ એલચી તોલો ૧ તજ તોલા ૨ વાંસકપુર તોલા ૨ પિપર તોલા ૨ ધોળા મરી તોલો ૧ કેસર તોલો ૧ કાચો હીંગળો તોલા ૨ રૂપાના વરક નંગ ૧૬ સોનાના વરક નંગ ૮ કસ્તુર વાલ ૨ મધ તો. ૧ા—જાયફળથી કસ્તુરી સુધીની દરેક ચીજને બારીક ખાંડી વસ્ત્રગાળ ચુર્ણ કરી જુદા રાખવા, કસ્તુરી ને વરખ જુદાં રાખવાં, ચાંદી સોનાના વરક એક એક લઇ મધની અંદર ખરલમાં મેળવતા જવું, ને એવી રીતે કે તેની ગોળી નહિ વળી જતાં મધની સાથે વરક એકરસ થઈ જાય અને તેટલા માટે ઉપલા ચુરણમાંથી ચમચો ચમચો ચુરણને એક એક વરક નાખતા જવું ને પીસતા જવું અને એવી રીતે સઘળાં મેળવી દેવાં. તમામ વરક મળી ગયા પછી અંદર કસ્તુરી મેળવવી ને પછી ચુરણનો બાકીનો ભૂકો ને મધ મેળવી દેવું. અવલેહ જેવું થશે પછી તેને કાચના વાસણમાં ભરી દેવું.

### ઉપયોગ

(अ) પ્લેગના વખતમાં હિંદુ પ્લેગ હોસ્પીટલમાં આનો ઉપયોગ કરેલો છે તેના એટલે પ્લેગના સંબંધમાં બે મોટા ફાયદા જણાયેલા છે, ને એ કે, ડીલેરીયમ—સન્નીપાત થતો અટકાવે છે અને જો થયા પહેલાં આપ્યું હોય તો ડીલેરીયમ થતું નથી.

(ब) બીજો ફાયદો એ છે કે હાર્ટસ્ટીમ્યુલન્ટ—હૃદય બલ તરીકે ઉપયોગી નિવડ્યું છે.

(क) મુખ્યત્વે કરીને પ્રસુતાવ્યાધિ અને વાતવ્યાધિ પર અપાય છે.

### માત્રા

પ્લેગ વખતે તેનો ડોઝ મોટા બોર (ચણીયા બોરથી મોટા) જેવડો એકજવાર આપવાનો છે. તે ડીલીરીયમ અથવા ડીપ્રેશન (શીતાંગ વિગેરે ક્ષીણતા) અટકાવવા માટે આપવાનો છે અને એટલો ડોઝ દીવસમાં બે વાર કરતાં વધારે આપવાનો નથી.

સાધારણ પ્રિવેન્ટીવ તરીકે—પ્લેગ થયેલાને મોટા વાલ એટલે ઓળીયા જેટલું દીવસમાં બે વાર આપવું.

નોટ;—અગ્રે જ્યારે ઘણોજ ડીપ્રેશન હોય છે અને કેસ ઘણોજ ખરાબ હોય છે ત્યારે બ્રાન્ડી સાથે આપે છે. પ્લેગ વગરના સાધારણ ઉપયોગમાં મોટામાં મોટો ડોઝ વાલ (ઓળીયા) જેટલો, નાનામાં નાના (બચ્ચા વિગેરે માટે) રાઇ જેટલો ઉપરના પ્રમાણમાં દેવો.

## ૪૦૯. બ્યુબોનું પ્લાસ્ટર—

મીંઢળ, નેપાળાના બીજ (બીજ) સંચોરો (ખારો) ચુનો, ખરસાણીનું દુધ વાટી પ્લાસ્ટર મારવું. ને ખમાય તો શેક પણ કરવો.

## ૪૧૦. ઉદરવ્યાધિ ઉપર ( શેઠ હરી ભીમજી સુચીત )

ઝેર કોચલાં શેર ૧ એકવીસ દીવસ સુધી ગોમુત્રમાં પલાળ્યા બાદ તેને સાફ કરીને પછી અર્ધાશેર ઘીમાં તળવા ને પછી તે તળેલામાંથી અરધ કોચલું સવારે ને અરધ સાંજે જમવા પહેલાં પુખ્ત ઉમરના માણસને ચુર્ણ કરી સાકર તોલો ૧ માં આપવું. એ દવા ઉપરના તમામ રોગ ઉપર લાગુ પડે છે.

## ૪૧૧. કોલેરા ઉપર—

એક ભાગ ઝેરકોચલાનું ઉપરનું ચુર્ણ એક ભાગ શોધેલો વછનાગ એક ભાગ શુદ્ધ ગંધક બે ભાગ કાંકચના બીજ અને એક ભાગ કાળાં મરી એ સરવેનું ચુરણ કરી તેની ગોળીયો ચણાના દાણાથી બમણા વજનની લીંબુના રસમાં બનાવવી તે ગોળી ચોખાના ધોવણના પાણી અને સાકર સાથે એક સવારે અને એક બપોરે અને એક સાંજે આપવી.

## ૪૧૨. શુલનાશીની ગુટીકા—

હરડેની છાલ, સુઠ, કાળાં મરી, પીપર, કચોલાં, શુદ્ધ ગંધક, શેકી હીંગ, સીંધવખાર એ સર્વે સમભાગે લઈ બારીક વાટી ચણા પ્રમાણે ગોળીયો બાંધી રોજ સવારમાં ગરમ પાણીથી લે તો શુળ, સંગ્રહણી, અતિસાર, અજીર્ણ, મંદાગ્ની, એ સર્વે દૂર થાય (આ ગોળી દીવસમાં બે ત્રણ આપવી જેથી જુનો પક્ષઘાત, વાયુ, અને ગુલ્મ મટે છે.)

## ૪૧૩. શુલ ગજકેસરી ગુટી—

હરડેની છાલ, ટંકણખાર, સુંઠ, શેકીહીંગ, કાળામરી, ચીત્રક, શુદ્ધ ગંધક, સીંધવ આ સરવે બરાબર લેવા અને તે સરવે બરાબર કચોલાં લેવાં અને એ સર્વને બારીક વાટયા બાદ માસો ૧ પાણીની સાથે. લે તો શુલ, આફરો, બંધકોશ, ગોળો ખાંસો, કફના રોગ, અજીર્ણ, મંદાગ્ની, તાવ, એ સરવેને આ દુર કરે છે.

## ૪૧૪. (ઝેરકોચલાના ગુણદોષ)—

આ દવા વિષ છે માટે સંભાળ રાખવી.

**માત્રા**—બે થી ૭ ગ્રેઇન સુધી.

**ગુણ**—માદક, પાચક, પૌષ્ટીક, વાતહર, અને સ્નાયુ સંકોચક,

ઉપયોગ—કોચલાંને ઘસીને ખીલ, ગુમડાં તથા સોજા પર ચોપડાય છે. ઘીમાં તળીને સુંઠ, પેટનો દુખાવો, કરમ, ઝાડો, અજીર્ણ, નબળાઈ, લકવો, વિર્યસ્ત્રાવ અને ઉલટી ઉપર અપાય છે તેવાજ ઉપયોગનાં ચુર્ણ તથા ગોળીમાં નખાય છે.

ઝેરકોચલાના ગુણ ભાવપ્રકાશ ભાષાન્તરમાંથીઃ—ટાઢું, કડવું, વાયુ કરનાર, કફ કરનાર, હલકું છે. પગની વ્યથાને હરનાર તથા કફ, પિત, અને લોહીના બીગાડને મટાડનાર છે. જુદા જુદા વાતવ્યાધી (સંધીવા કટીગ્રહ, પક્ષાઘાત, અડદીયો, વીગેરે) જીર્ણ થયા પછી તેમાં ઝેરકોચલું સારી અસર કરે છે. એજ દરદોની શરૂઆતમાં તેના તીક્ષ્ણરૂપમાં ઝેરકોચલું ફાયદાને બદલે નુકશાન કરે છે. બરડાના દરદથી હાથપગમાં ધ્રુજ આવે છે. અને વખતપર લખતાં લખતાં કાંડું ધ્રુજે છે અને આમંદતાથી કલમ મરડી શકાતી નથી. તે દરદોમાં ઝેરકોચલાને બે ચાર માસ સુધી સેવન કરવાથી ફાયદો થાય છે.

## ૪૧૫. ગુમડાને રૂઝાવવા પર—

(અ) એક શેર સરશીયું લઇ તેમાં લીમડાના પાન નાખતાં જવાં ને નીચે તાપ રાખવો ને તે જ્યાં સુધી દોઢપાશેર રહે ત્યાં સુધી લીલાં પાન નાખતા જવાં પછી તે તેલનો ઉપયોગ લેવો.

(બ) લીમડાનો રસ અને મધ સરખે વજને મેળવી ગરમ કરી ઘાટું (જાડું) થાય એટલે નીચે ઉતારી તેની વાટ બનાવી રાખવી ને તે વહેતા વ્રણ—નામ—વિગેરેમાં મુકવી તો રૂઝાઇ જશે. (ભાણુજી વૈદ.)

## ૪૧૬. જ્વરની ગોળી—

એક ભાર દીકામારી બે ભાર કડુ બે ભાર કાકચીઆ બે ભાર કલુંભો, બે ભાર કાળીજીરી, દસ ભાર કરીયાતાનું સત્વ ખાંડી જીણું કરીને ગોળી ચણીયા બોર જેવડી ખાવી.

## ૪૧૭. જીર્ણ જ્વર—

આંબળાં, સીંધવ, ચીત્રા છાલ, પીપર, હીમજને સરખે વજને ખાંડી અરધાભાર સવારે ફાકવી. સવારે ઉનું પાણી અને સાંજે ટાઢું પાણી.

## ૪૧૮. હાડતાવની દવા—

કાળી દ્રાખ તો, ૪ કરીયાતું તો. ૦ાા હરડે છાલ તોલો ૦ાા સાકર તો ૦ાા સીંધાલુણ તો. ૦ાા સુંઠ તો. ૦। પીપર તો. ૦। પીપરી મુળ તો. ૦। લવીંગ તો. ૦। તજ તો. ૦। મીંઢીઆવળ તો. ૦ાા ચીત્રો તો. ૦ાા દ્રાખમાં અરીઠાના બીજ જેવડી ગોળી કરી એક સવાર સાંજ ખાવી. ( તે અનુભુત છે )

## ૪૧૯. ક્ષાર—ઉદર વ્યાધિ ઉપર—

એક દોકડા ભાર સાજીખાર બે દોકડા ભાર ટંકણખાર બે દોકડા ભાર સંચળ ચાર દોકડા ભાર બલસાર એક દોકડા ભાર ડેકામારી બે દોકડા ભાર વકાગરૂ ચાર દોકડાભાર

ચણાનોખાર બે દોકડા ભાર સુરોખાર ત્રણ દોકડા ભાર જવખાર એક દોકડા ભાર સીંધવ એક દોકડા ભાર આંબાહળદર બે દોકડા ભાર નવસાર પાંચ દોકડા ભાર ખાવાનું મીઠું કુલ ત્રીશ દોકડાભાર ગાયનું મુત્ર પાશેર ખેરસાર અરધીકારીનો કુંવારનો ગર્ભ ત્રણ સરવેને ભેળું કરી હાંડલામાં નાખી ચુલા પર ચડાવતાં રાખ થયે ઉતારવું.

## ૪૨૦. હીંગાષ્ટક—

સુંઠ, મરી, પીપર, અજમો, સીંધવ, શંખજીરૂં, અને શાહજીરૂં, દરેક પૈસાભાર અને વધારણી અરધા પૈસાભાર.

## ૪૨૧. લસણાષ્ટક—

હીંગની જગ્યાએ લસણ નાખવું.

## ૪૨૨. અજમાષ્ટક—

સુંઠ, મરી, પીપર, બાલાવજ, જવખાર શેકેલ સાજીખાર અને ટંકણ શેકેલ, હીમેજ, અજમો, વાવડીંગ, બોડીઅજમોદ, હીંગ શેકી સમભાગે લીંબુની ભાવના.

## ૪૨૩. અગસ્ત્ય ચુર્ણ-ક્ષુધા ઉપર—(એક સન્યાશીનું—)

હરડે, બેડાં, આંબળાં, ધાણા મરી, અકલકરો, એલચી, અજમો, અજમોદ, ખુરાસાની, કડુ, પીપર, સુંઠ, જીરૂં, એલચીદાણા, કાળું જીરૂં, કરીયાતું, તજ, તમાલપત્ર, મીઠીઆવળ, દાડમસાર બમણો, સંચાળ બમણો હીમજ સરખે વજને મિશ્ર કરવી.

## ૪૨૪. ભસ્માર્ક ચુર્ણ-પેટમાં ભુખ લાગવા પર—

આકડાના પાન ૬૪ ધતુરાના પાન ૫૦ એરડી અરધો શેર આકડાનાં રવાઇડાં શેર ાા સંચળ રૂા. ૮ ભાર સીંધવ રૂા. ૮ ભાર સાજીખાર રૂા. ૮ ભાર મુળા નંગ ૫ રીંગણા નંગ ૫ સરશીયુ રૂા. ૧૦ ભાર આ સરવેને એક કોરા હાંડલામાં ક્રમ પ્રમાણે નાખવા એટલે પ્રથમ આકડાના પાન ૩૨ પાથરવાં પછી ધતુરાના પાન ૨૫ એ પછી ઉત્તરોત્તર થરેથર પાથરવાં એટલે એરડી આકડાના રવાઇડાં, સંચળ, સીંધવ, સાજીખાર, મુળા, રીંગણા, પટેપટે નાખવા અને છેલ્લે આકડાનાં પાન ૩૨ અને ધતુરાના પાન ૨૫ નાખી ઢાંકણી ઢાંકી કપડછાણ કરીને પછી ગજએક ઉંડો અને ગજએક ફરતો ખાડો કરી હાંલ્લું વચમાં મુકી ૧૨૫ છાણાની આગ ભટ્ઠી દેવી. થોડા છાણા હેઠે ને થોડાં ઉપર ને વચમાં હાંલ્લું મુકી આગ દેવી તે વખતે સેજ કાઢવું પછી તેને જીણું વાટતાં ચુર્ણ થશે.

## ૪૨૫. દસ્ત સાફ લાવવાનું પંચ સમચુર્ણ—

સુંઠ, પીપર, સંચળ, હીમેજ, નસોતર ભૂંગળીઓ, સરવેને સમભાગે ચુરણ કરી રોજ અરધા દોકડાભાર લેવાથી પેટ સાફ રહેશે.

## ૪૨૬. ઉધરસનું—

કેવડીયો કાથો દોકડા એક ભાર પાટીઓ ટંકણખાર એક દોકડાભાર અફીણ વાલ ૨ આકડાનાં રવાઇડાં દસ દોકડાભાર ફટકડી ફુલાવેલી એક દોકડાભાર તે સરવેને વાટી ચણી બોર મુજબ ગોળી વાળી મોંમાં રાખવી તેથી ન મટે તો સાકર દોકડા એકભાર ગોળીમાં ઉમેરવી.

## ૪૨૭. મુંઝારાનું ઓસડ—

મહુડાંની છાલ, આસોદરાની છાલ, ગોરડીયાની છાલ, ગરમારાની શીંગ, બાજરાના મુળીયાં, ઇગોરીયું, અજમો અને સવા સરવેને પાણી શેર એકમાં ઉકાળી માંહે જુનો ગોળ નાખી પીવું.

## ૪૨૮. મુબારકીની ગાંઠ—

આકડાનાં રવાઇડાં, થોરનાં કમરીયાં, સાજીખાર, રાઇ બાળેલી, ચમારદુધેલીના પાન તથા ફુલ હોકાનોકીલ સરવેને વાટી ગોળીવાળી ખાવાથી મટે.

## ૪૨૯. પ્રમેહ તથા તણખીઆનો ઉપાય—

આસોદરાની છાલ નરણે ગળે તો મટે તેથી ન મટે તો એટલે મુળથી ન જાય તો બાવળના કમળીયાં પલાળી સાકરમાં સવારે પીવું.

## ૪૩૦. ચાંદી ઉપર—

વાંકડી સોપારી, કાથો, વડનીવડવાઇ તેને ઘસી ચોપડવાથી મટે.

## ૪૩૧. શીળસ—

લોધર મુળ, ખાખરાના મુળ, બાજરો, તથા ગલ (ગુલંબાસ) તેને પાણીમાં ઉકાળી નાવું.

## ૪૩૨. થડકાની ગાંઠ પર—

થોરના કમરીયાં, આડકાનાં રવાઇડાં, ચમારદુધેલીના ફુલ, મીઠું ચોળી ખાવાં.

## ૪૩૩. શીતોપલાદી—

સાકર રૂા. ૮ ભાર વંશલોચન રૂા. ૪ ભાર પીપર રૂા. ૨ ભાર એલચી રૂા. ૧ ભાર તજ રૂા. ૦।। ભાર મધ ઘીમાં એકથી અરધા દોકડાભાર ચાટવું.

## ૪૩૪. દમ-ઉધરસ ઉપર—

અફીણ-ટંકણ કાથો પાનના રસમાં ગોળી રાઇથી જુવાર જેવડી કરી વાપરીએ તો દમ-ઉધરસ મટે.

## ૪૩૫. લઘુ સુદર્શન ચુર્ણ—

( ડા. ત્રીભુવનદાસ શા. )

ગળો, સુંઠ, પીપળ, લવીંગ, પીપરી મુલ, લીમડાની છાલ, કડુ, રતાંજળી, હરડાં અને તજ એ દરેકનો એક એક તોલો ને કરીયાતુ પાંચ તોલા લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરવું. માત્રા અરધો તોલો ફાકી તરીકે આપવું.

## ૪૩૬. નવીન સુદર્શન ચુર્ણ—

કલંબો, અતિવિખની કળી, કાકચીયાના મીંજ, લીમડાની લીંબોળીના મીંજ, કડુ, ઈદ્રિજવ, કાળીજીરી, તીખાં અને કરીયાતાની પાંદડી એ સર્વેનું સમભાગે ચુર્ણ કરવું તેમાંથી એકથી બે ડ્રામ તાવ વગેરેમાં ઠંડા પાણી સાથે મોટા સુદર્શન પ્રમાણે આપવું.

## ૪૩૭. વાળો—

( વૈદ્ય જટાશંકર લીલાધર, અમદાવાદ )

એક વાલ (કે એક રતી) મોરથુથુ વાળાવાળાએ ત્રણ દિવસ ખાવું તો વાળો મરી જશે. મરી જવાનું. ચીન્હ એ છે કે ત્યાર પછી ખાવામાં આવેલી દવા ઉલટી થઈને નીકળી જશે, એટલે પછી ન દેવી અને જાણવું કે વાળો મરી ગયો.

## ૪૩૮. અશ્રુત—

(ઘરવૈદું ડા. જટાશંકર અમદાવાદ) (ખંભાતમાં રોગ થાય છે)

(અ) સાબર (શૃંગી)ના અંદરના ચામડાના ચુરાને પાણીમાં પીસી પટી મારવી, બે, ત્રણ રોજ. (બ) ચુનો તથા લીંબુનો રસ મેળવી બે ત્રણ દીન લગાડવાથી પણ અશ્રુકી મટી જાય છે.

## ૪૩૯. અર્શનો મલમ—

સોમલ ટાંક ૦। મોરથુથુ ટાંક ૦। સીંદુર ટાંક ૧ તેને ખરલ કરી બારીક કરી મસા ઉપર ચોપડેથી અર્શ જાય.

## ૪૪૦. કંઠમાળ–સફેદ નીરવસી—

સફેદ નીરનસી ટાંક ૩ નો ભુકો કરી એરડીયા શેર ૧માં ઉકાળી તેમાં ઉભરો આવે ત્યારે તેમાં ધંતુરાનો ખાર ટાંક ૨ નાખી ઉતાર્યા બાદ કંઠમાળ પાકમાં હોય તે પર ચોપડવું તો મટે. (સફેદ નીરવસીની પરીક્ષા એ છે કે લોહીનાં ટીપાં પર નાખે તો લોહી પાણી થઇ જાય.)

## ૪૪૧. તાવ—

( ડા. ધીરજરામની અનુભૂત દવા )

Tincture Warbug's એક આઉંસ ( કંપ્નની બનાવટનું ) આંતરીયા તાઢીયા વગેરે ગમે તે તાવ અટકાવવા માટે ચોકસ ઇલાજ માત્રા–એક ઔંસ દિવસમાં તાવ આવ્યા પહેલાં પાણી મેળવ્યા વગર પાઇ દેવું. દવા પીધા પછી અરધા કલાક સુધી પાણી કે ખોરાક નજ લેવો. આખો દિવસ ખોરાકમાં સાબુચોખાની સાકરની કાંજી સિવાય કાંઈ લેવું નહિ. આખા દિવસમાં ૧॥ શેર કાચા સુધી દૂધ લેવું જોઇએ.

## ૪૪૨. લોહીવા તથા કોલેરા—

સુંઠને બારીક પીસી વસ્ત્રગાળ કરી માંહે સ્ટ્રોંગ સલ્ફ્યુરીક એસીડ ચોખું નાખી ગોળી વળે એવો સખત લોંદો વાળવો (સખત લોંદો વાળવો કે જેથી સલ્ફ્યુરીક કયાંઇ ન પડી જાય) ગોળી વટાણાપુર વાળવી બાદ તેનો ઉપયોગ:—

૧. આખો દિવસ ત્રણ ત્રણ કલાકને અંતરે બબે ગોળી સાકરના પાણી સાથે ગળાવવી તો તેથી કોલેરા અને લોહીવા અર્થાત્ વિશેષ રક્તસ્ત્રાવ (રકત પ્રદર) ને અટકાવ (આર્ત્ત વાયિકય) દુર થાય છે. મટે ત્યાં સુધી દવા ૧ દિવસમાં ૬ થી વધારે ગોળી ન દેવી. (ઉપરાઉપરી ૧૫ દિવસ સુધી દેવાય તો અડચણ નથી) ખોરાકમાં બાજરીની રાબ ગોળમાં દેવી.

૨. અત્યંત અજીર્ણને લીધે લીવર વીગેરેના ભાગોમાં ચુંક શુળ થાય છે તેના પર પણ અકસીર છે. ને ઉપરની રીતેજ દેવાય છે.

## ૪૪૩. મુંઝારો એટલે કંઝેશન ઓફ લીવર ઉપર પાટો—પટી—

૧ ઔંસ આમોનીયા કલોરાઇડ (નવસાર)

૧ ,, એસીડ નાઇટ્રોહાઇડ્રો કલોરીક ડીલ્યુટ.

૨૦ ,, પાણી—આ ત્રણેને એક બાટલીમાં ભરી રાખવું. બાદ ફ્લેનલના જાડા કટકા લઇ તે લોશનમાં ભીંજવી લીવરનાજ ભાગ ઉપર મુકવા, તરબોળ કરીને મુકવાને તેની ઉપર રૂનાં જાડાં પોલ કરીને મુકવાં. શુષ્કરૂ ને તેની ઉપર પાછો ફ્લાનલનો ગરમ પાટો બાંધી મુકવો.. આવી રીતે આ પાટો કલાકે કલાકે બદલવો. આમ ૨૪ કલાક સુધી કરવું તેથી આરામ થશે.

## ૪૪૪. તાવ—

આની સાથે તાવની દવા દેવી પણ સારી છે તે નીચે મુજબ—

૧ સ્પીરીટ ઇથરીસ નાઇટ્રસ ૧ એક ડ્રામ

૨ લાઇકર આમોનીયા એસીટેટસ ૨ બે ડ્રામ

૩ પોટાશ નાઇટ્રસ ગ્રેન ૧૫ પંદર

૪ આમોનીયા કલોરાઇડ ગ્રેન ૧૫ પંદર

૫ મેગ્નીશીયા સલ્ફીસ ડ્રામ ૨ બે. કપુરનું પાણી ઔંસ ત્રણ:—દિવસમાં ત્રણ ૩ વખત દેવું.

## ૪૪૫. ન્યુમોનીયા એટલે ત્રિદોષ—

સ્પીરીટ ઇથરીસ નાઇટ્રોસી ડ્રા. ૧

લાઇકર આમોનીયા એસીટેટીસ ડ્રા. ૨

પોટાશ નાઈટ્રેશ ગ્રેન ૧૫

વાઇનમ્ એન્ટીમોનીયાલીસ ટીપાં ૨૦

વાઇનમ્ ઇપીકયાક ટીપાં ૩૦ ત્રીશ

આમોનીયા કાર્બોનસ ગ્રેન ૬

સ્પીરીટ એમોનીયા એરોમેટીક ટીપાં ૩૦ ત્રીસ

સાઇરપ ટોલો ડ્રામ ૨

કપુરનું પાણી ઔંસ ૩—દીવસમાં ત્રણ વખત. આ દવાથી કફ પાકી જાય અને લંગ્ઝમાં પરપોટાના જેવા અવાજ સંભળાતા થાય, દરમ્યાન બલગમ બહાર કાઢવા બીલકુલ અશક્ત થઇ જાય, તેવી સ્થિતિ વખતે આ દવામાં પોર્ટવાઇન ઔંસ દોઢ તથા પાણી ઔંસ દોઢ નાંખી એટલે કુલ બધી દવા મળી ત્રણ ઔંસ જેટલીજ કરીને દેવા માંડવી અને જરૂર જણાય તો દીવસમાં બે વાર આ મીક્ષ્ચર દેવું એટલે દિવસ અને રાત મળીને બે વખત દેવું–મતલબ દરદી અતિશય લેવાઇ ગયેલી અંતાવસ્થામાં ક્ષીણ હાલતમાં લાગે, ત્યારથીજ પોર્ટવાઈન શરૂ કરવો. પોસ્ત ને ટરપીટાઇનનો શેક પણ આ વ્યાધીમાં ચાલુ રાખવો. આ દવા આપતાં જેમ જેમ કફ ઓછો થતે થતે છેવટ ફીણુજ આવવા લાગે તેમ તેમ દવાનું પ્રમાણ ઓછું કરતું જવું. કેટલીક વખતે ન્યુમોનીયામાં પેશંટ ડીલીરીયમ એટલે ભ્રમીત, સન્નિપાત યુક્ત થઇ જાય છે તે વખતે હોમીયોપેથીક–બેલેડોના ઉપર તેને રાખવો, ને તે રાતની વખતે આપવું કેમકે રાતેજ ઘણું કરીને ડીલીરીયમ ઉપડે છે. બેલેડોના રાતનું આપવું તો રાતનું મીક્ષ્ચર ન આપવું.

## ૪૪૬. આધાશીશીનો ઉપાય—

ગ્લીસરીનનાં બેથી ચાર ટીપાં જે બાજુનું માથુ દુખતું હોય તેની સામેની બાજુના કાનમાં નાખવાં ને રૂનું પુમડું દાબી રાખવું ને તેને પાંચ મીનીટ સુવાડી રાખવો. તરત આરામ.

## ૪૪૭. આંખના ખીલ–(Granvilatory)

એસીડ બોરાસીક તથા એસીડ ટેનીક સરખે વજને મેળવી પાપણ ઉથલાવી ખીલ કાઢીને તે ઉપર લગાડવું, સવાર સાંજ એમ દીનમાં બે વાર લગાડવું. મટી જાય ત્યાં સુધી બે ત્રણ દીવસ ઉપયોગ કરવાથી આરામ થઇ બેસી જશે.

## ૪૪૮. ટીસેંન્ટ્રી–મરડો—

ટીંક્ચર આયોડીન ટીપાં ૧૦

---

નોટ:—ઉપરની હરેક દવાના ડોઝ પુખ્ત ઉંમરવાળા માટે છે, માટે વયાનુસાર ફેરફાર કરવો, [આમાંનું ટીંચર આયોડાઇન પોઈઝન છે માટે આદમીની વય વિચારીને દેવું.]

„ ફેરીપરકલોરાઇડ ટીપાં ૩૦ કપુરનું પાણી ઔંસ ત્રણ, દિવસમાં ત્રણ વખત.

## ૪૪૯. ક્ષયનો ઉપાય

ગાય વસુકડાં, અજમો, વડાગરૂં મીઠું, સરખે વજને અજમા તથા મીઠાને વાટી ગાય વસુકડાંની ડગળી કાઢી તેમાં ભરવું, ડગરી પાછી ચોટાડી દઇ કપડછાણ કરી ભઠીમાં મુકી દેવું. પાકયા બાદ (રાખ થઈ જાય) માંહેલો ભુકો તથા ગાયવસુકડાંનો ગર્ભ વાટી લેવા બાદ માત્રા એક પૈસાભારના વજનથી દિવસમાં ત્રણ વખત પાણી સાથે આપવું. ઉલટી તથા ઝાડા શરૂ થશે. ખોરાકમાંથી સાકર તથા દુધ પુષ્કળ ખાવા આપવાં.

## ૪૫૦ જુનો પ્રમેહ—

કે જેની અંદર મુત્રેંદ્રિમાં ગ્રંથી અથવા મસો થાય છે ને તેથી મુત્રઘાત વગેરેનો રોગ થાય છે. તે ઉપરઃ—

મોરથુથુ બે ગ્રેન, ગુલાબજળ અરધો ઔંસ એની પીચ કરી ઇંદ્રીમાં મારવી દરદીને ઉભો રાખીને દીવસમાં એકવાર મારવી અથવા બે ભાગે બે વાર મારવી. આઠેક દીવસ આમ કીધા બાદ દિનપ્રતિદિન મોરથુથુનું વજન ઘટાડતા જવું ને પછી પાછું ચડાવતા જવું.

## ૪૫૧ પ્રમેહ ઉપર—

તલનાં ફુલ રૂા. ૧॥ ભારને આશરે રાત્રે ભીંજવી રાખી સવારે તોલો ૧ યા ૧॥ તેમાં સાકર નાખી પી જવું તેથી પરમો મટે છે.

## ૪૫૨. ઝેર ઉપર—

ચાંદી, હાડગંભીર, સ્ક્રોફ્યુલા, વિસ્ફોટક, આખા શરીરના સોજા, ઉંદરનું ઝેર, સર્પનું ઝેર, (જેમાં તે કરડતા ભાગ પર સોજો આવે છે તેવું.)

ખુરાસાની અજમો ભાગ બે તથા રસકપુર ભાગ એક મીશ્ર કરી સોપલ જાલપનો ભુકો ગોળી વળે એટલો નાંખી પાણી સાથે મેળવી વટાણા જેવડી ગોળી વાળવી ને દીવસમાં ત્રણ દેવી. ઘીનો લોંદો લઇ અંદર ગોળી નાંખી ઉપર ઘી મુકી અધર ઘળી જવી. ૨૧ દીવસ સુધી દેવી, મીઠાની સખત પરહેજ. મોંઢું આવશે નહિ. ઘઉં, દુધ, મગની દાળ ખાવી. ઝાડામાં લીલો કાળો મળ નીકળશે.

## ૪૫૩. બરેલનો ઉપાય—

હેડ્રાર્જીરી આયોડાઈડમ્ રૂબ્રમ ગ્રેન ૧૦ મીણનો સાદો મલમ ૧ ઔંસ એ મલમને બરલ ઉપર ચોપડવો. (દવા ઝેરી છે માટે હાથ ધોઇ નાંખવાં તથા મલમની ડબી સાવચેતીથી રાખવી.)

## ૪૫૪. મોઢું આવવું, ચાંદી, વિસ્ફોટક, ત્વચાના રોગ, શરીરમાં ચલ, લુખસ વગેરે પર—

શેકેલા ચણા, પારો, ગંધક, જાવંત્રી સફેદ મરી, કાથો સફેદ, ખોરાસાનો અજમો–સરખે વજને લઇ સર્વને એક પછી એક બારીક જુદાં જુદાં વાટવાં (પારો ગંધક ભેગાં) ને પછી મેળવી દેવાં માત્રા ½ અરધો તોલો દિવસમાં ત્રણ પડીકાં એટલે ૧½ તોલા દેવાં. દીવસ ૨૧ સુધી વધારેમાં વધારે ખવરાવવાં. ભાતના કોળીયા સાથે અધરથી ગળાવી દેવાં. ખાવામાં ચોખા, દુધ, જુવારનો રોટલો શેકેલા ચણા વગેરે દેવું–સિવાય બધી રીતે પરેજ. સાકર અને મીઠું, બાજરો વગેરે પણ વર્જ્ય. ઘીની છૂટ છે.

## ૪૫૫. સ્ત્રીના ઓવરી (અંડ) અને ગર્ભસ્થાનજન્ય લ્યુકોરીઆ. પ્રદર, નષ્ટાર્ત્તવ, પીડીતાર્ત્તવ, હીસ્ટીરીયા વગેરે પર સામાન્યોપચાર.

Calerina ડ્રામ ૧
Aletris Cordiol „ ૧॥
Extract Pulsatilaliqs „ ½
Potash Bromide ગ્રેન ૧૦
Tinctre Belladona મીનીમ ૧૨
Spirit Chloroform ડ્રામ ½
Spirit Amonia Arometic ડ્રામ ½
Potash Iodide ગ્રેન ૬
Aqua Camfor ૩ ઑંસ. આપવા.
પુખ્ત વયનાને મિશ્ર કરી ત્રણ ડોઝ તેલ તથા ખટાઇની બંધી.

## ૪૫૬. ન્યુરેલજીક એટલે જ્ઞાનતંતુજન્ય મસ્તકપીડાનું ઓસડ—

(જેમાં માથું તુટી પડતું હોય તે પર) Stearn's instant Head Ache cure. આની બાટલી ટ્રેચર કે કંપને ત્યાં મળે છે ને તેમાં ટીકડીઓ આવે છે. તેમાંથી ૧ ટીકડી લઈ વાટકીમાં તોલા ૧ પાણીમાં ટીકડી મુકી દેવી ને જ્યારે ટીકડી મલાઈ જેવી થઇ જાય ત્યારે તે ટીકડીને લઇ જીભ પર મુકી ગળી જવી તરત વ્યથા બંધ થશે.

## ૪૫૭. મેડનેસ પર—

Insanely Pills મુંબાઈની અંગ્રેજી દુકાનમાં મળે છે, મેડનેસ પર અકસીર છે—

## ૪૫૭. અ લુખસ, પ્રમેહ—

નવટાંક સુખડના તેલનાં ટીપાં ૬ થી ૭ દુધ સાથે સવારમાં તથા જરૂર પડે તો ખાસ કેસમાં સાંજે પણ દેવાથી શરીરની લુખસ મટે છે તથા પ્રમેહ પર પણ સારૂં કામ કરે છે—

## ૪૫૮. કમળો—

કડવાં ઘી સોડાં (ઘી તુરીયાં)ની વચમાંથી થોડોક ગર્ભ કાઢી લઇ અંદર ખાડો કરી પાણી નાંખવું ને તેને છાપરા પર આખી રાત ઝાકળ ખાવા દેવી, પછી કમળાના દરદીને આ પાણીનાં આઠથી દશ ટીપાં બંને નસકોરાંમાં સુંઘાડી નાંખવાં. રોજ સવારે–બે ત્રણ દિવસમાં કમળો સાફ થશે.

## ૪૫૯. પ્લેગ—

ખાસ કરીને પ્લેગનો તાવ હોય તે ઉપર (અજમાયશ લેવા જેવી છે. ધરમપુરના એક મુનિ મહારાજનું ડા. ધીરજરામને કહેલ છે.)—રાતો સોમલ ૧ રાઇભર લઇ દૂધમાં મેળવીને પાઇ દેવું. તેથી ઉલટી ૫ થી ૭ થવાથી (ખાસ કરીને પ્લેગનો) સખત તાવ હોય તે પણ ઉતરી જાય. જો ઉલટી વધી પડે તો ઘીસાકર ચટાડવાથી બંધ થશે.

## ૪૫૯. અ તેનીજ બતાવેલી પ્લેગની દવા—

સોમલ તો. ૧ બાર પહોર સુધી નાગરવેલના પાનમાં ઘુંટવો અને મળી ગયા પછી અરધો તોલો લીંડીપીપર નાંખવી અને ફરીથી ખરલ કરવો, બાદ મધ સાથે રાઇ પ્રમાણમાં ગોળી વાળી લેવી. મોટાને ૧ નાનાને અર્ધ ગોળી દેવી.

## ૪૬૦. મુંઝારા પર દેશી લેપ—

કોલસો ને ચુનો (પાનમાં ખાવાનો) બે સરખે વજને લઇ ખરલમાં વાટી નાંખવાં. ( કોલસો વસ્ત્રગાળ ને ચુનો ભીનો હોવો જોઇએ ) આ બન્નેની સોગઠી થઇ પછી એ સોગઠીને ભીના કપડામાં વીંટાળી રાખવી. બાદ દરદ સ્થાન પર મધ ચોપડી તે ઠેકાણે ફરતી સોગઠી ફેરવવી, એવું એક દિવસ કરવાથી એક લેપ કહેવાય અને તે ત્રણ દિવસ ચાલશે, ઉપર રૂ ચોંટાડી દેવું. (કોલસો સારો પાકેલો જોઇએ).

## ૪૬૧. દંતમંજન—

અજમોદ વાટીને ૭ પુટ આકડાના દૂધના દઇને પછી વાટી દાંતે દેવાથી દાંત હાલતા બંધ થઇ જશે.

## ૪૬૨. ચક્ષુરોગ પર—

અફીણ ટાંક ૦।, બરાસકપૂર વાલ ૧ પાનના રસમાં ખરલ કરવું (પાન ૫૦ નાગરવેલનાં) બાદ કાંસાની થાળીમાં કાઢી ત્રાંબાના કળશા વતી વાટીને પછી બે પાનના રસમાં આંખે આંજવું.

## ૪૬૩. દાંતની, દાઢની દવા—

જેની કોરની દાઢ દુખતી હોય તેની સામેની બાજુના કાનમાં મરચું, પાણીમાં બારીક પીસીને ટીપાં પાડવાં, એક બે વાર ટીપાં પાડયાથી આરામ–એ રીતે કરતાં દાઢ દુખતી મટી જાય તે પછી એટલે કલાક પછી કાનને થંડા પાણીથી ધોઇ દવા બહાર કાઢી નાખવી. (આ દવામાં જેમ તીક્ષ્ણ, લાંબું, લવંગીયું મરચું હોય તેમ સરસ).

## ૪૬૪. દાંતના કીડાની—

લોઢાની દાતરડી કે પાટી લાલચોળ તપાવી તેને થાલી પર ઉંધી પાડેલી હાંડલીની આરપાર ખોસી તળીયામાં રાખેલા કાણામાંથી ધુંવો લેવો ને ધુંવો લેતી વખતે ભોંરીંગણીના બી અને બેચાર દાણા અજમાના તે દાતરડી પર નાખવા.

## ૪૬૫. કેસર બનાવટી—

મકાઇપોટાના માંહેના દરેક રંગના રેસા લઇને તેની ઉપર ચોખા કેસરના પુટ દઇ દેવા–સરસ જોઇએ.

## ૪૬૬. બનાવટી લીલમ—

ચુની એટલે છેલ કડીમાંનું લવીંગડું અથવા એવી જાતના પારા નંગ વગેરે આવે છે તેને (છીદ્ર વગરનાને) મેળવી એક ઠીકરી પર મુકી ગરમ થયા પછી ફટકડીના ટુવા દેવા ને જ્યારે મલલીનો રંગ આવે એટલે અસલ રંગ ઉડી જાય ત્યારે ઉતારી ઉપયોગમાં લેવું.

## ૪૬૭. હીંગલોક—

૩૨ ખારેકમાં ૧ તોલો રોમી શીં. ની સરખી કટકી કરી માંહેથી ઠળીયા કાઢી નાખીને તેમાં ભરી ઉપર દોરા વીંટી દેવા, તે પછી તેને દુધ શેર ૧૦ (૪૦ રૂા. શેર)માં ઉકાળતાં જ્યારે માવા જેવું થઇ જાય ત્યારે કાઢી નાખવી. બાદ સવાશેર ઘઉંના લોટને ઘીમાં શેકીને તે લોટ તે માવામાં મીલાવી તેના રોટલા બે કરવા. તેની વચમાં હારદોર ખારકને ગોઠવી ઉપર ભીના લુગડાના બે પટ વીંટીને પછી બકરીની લીંડીને આગળથી સળગાવી રાખેલ હોય અને અંગારવા જેવી નીર્ધુમ થઇ હોય તે વખતે તે રોટલી તેમાં મુકી દેવી તે જ્યારે બળવાની ગંધ આવે ત્યારે તેમાંથી કાઢી લઇને પછી વવડાવવા દીધા પછી ખાંડી રોટલાને ખારેક સર્વેને ખાંડી એકમેક ચુરણ કરવું. બાદ તે છેક હવારહીત થઇ જાય એટલે સુકાઇ જાય ત્યારે બાટલીમાં ભરી દેવું. તેમાંથી રોજ યથાશક્તિ તોલાથી અરધા તોલા સુધી તેની બરાબરના મધ અને ઘી સાથે એક વખત ખાવું. આ દવા સાથે દુધ, ઘી ખાવું. ખાંડયા પહેલાં જરા ખારેક અને રોટલો નરમ જેવા હશે પણ આગ દીધા પછી ખાંડવા બાદ લોટ જેવું થઇ જશે. (આગની ભુભળમાં શેકવા કરતાં રોટલાને ઘીમાં તળી લેવો વધારે સરસ છે.)

## ૪૬૮. મવાલ (બનાવટી)

શંખનો ભૂકો ને સીંદુર સરખે વજને લઇ ગાડરના દુધમાં ખુબ બારીક પીસી યથેચ્છા પારા ડાંખળી વગેરે કરી તેમાં છિદ્ર કર્યા બાદ કેળાના પાંદડામાં મુકી સુકાવવાં. પછી તેને ત્રાંબાના તાહમાં પહોળી માળા જેવું કરી લેવું. એક લોઢાની કઢાઇમાં મહુવા (મહુડાં) ના ફુલ નાંખી નીચે આગ રાખી તે કઢાઇ ઉપર લાકડી મુકી તે ઉપર માળા અધર ટંગાડી દેવી તેથી પકી થશે.

## ૪૬૯. પ્યાલો કપુરનો બનાવવાની વિધિ—

કપુરને નાલીયરનો ગર્ભ સરખે વજને લઈ પીસી પાતળી પીતળની કડાઈમાં મૂકી કાચી માટીનો વાટકો તેના ઉપર ઢાંકવો. એ કડાઈ નાના ચુલા પર મૂકી મોટી વાટનો દીવો (કાકડો) મુકવો તેની ગરમીથી કપુર ઉડીને તે વાટકાને ચોટી જશે. પછી થંડો થાય ત્યારે તેને પાણીમાં મૂકી દેવો તો માટી ગળી જશે અને તેનો પ્યાલો રહી જશે. ઉપયોગ આ પ્યાલાથી મગજના રોગ સરસામ (સન્નીપાત મગજનો) સોજો અને પહેલા દરજ્જાનો ક્ષય મટે છે.

## ૪૭૦. મલાઇ—

દુધ કઢાઈમાં મુકી આગ દેવી ને તેના પર એક તોલો શીંઘોડાનો લોટ ભભરાવી દેવો બાદ જ્યારે મલાઈ તવે આવે ત્યારે કાઢી લેવી ને વળી શીંઘોડાં ભભરાવવાં એમ જેટલી તર ઉતરે તેટલી ઉતારવી.

## ૪૭૧. પ્યાલો ગંધક—

ઘઉંની કણેક કસણુવી. બાદ એક કાચનો પ્યાલો ઉંધો પાડી તેની પર પ્રથમ ઘી ભુંસી કણુક લગાવી ઢાલો પાડી લેવો, ને તે અલગ રાખવો તેજ પ્રમાણે પ્યાલાની અંદરના ભાગમાં કણુક ભરી ઉપર એક ટોચ કરી તેમાં કાણું રાખી તે પણ અલગ કરી પછી બે ઓઠાંને ગોઠવી અંદરનો રાખવાનો પ્યાલો ઉંચો રાખી ઘીમાં ઓગળેલ ગંધક નાખી દેવો, તો પ્યાલો બંધાશે. ઓગાળીને હરકોઈ વાસણ પર રેડી આમતેમ ફેરવવાથી પણ થઇ જશે.

## ૪૭૨. ગર્ભ ધારણ પ્રયોગ—

(अ) મીંઢોળની વચલાં બી કાઢી નાખી એક તોલો ખાંડી ચુરણ કરવું. બાદ ચોથે દિવસ નાહીને કંસાર રાંધી તેની વચમાં તે ચુરણ મીલાવી ઘી નાખી ખાઈ જવું. એકજ દીવસ એકજ વાર રાત્રે પુરૂષ પાસે જવું. જો પેટમાં રહે ને ઉલટી ન થાય તો સીદ્ધ સમજવું.

(ब) ચાઈના અને પલ્સેટીલા—ચાર ચાર દિવસને અંતરે એક માસ સુધી દેવાં.

## ૪૭૩. પ્રસુતા પ્રદર—

એપીસથી સુવાવડમાં સ્ત્રીને આખા શરીરમાં સોજા થઇ યોનીમાંથી પરૂ વહેતું હોય છે. તે બે ત્રણ દીવસમાં સારૂ થાય છે.

## ૪૭૪. ગર્ભ ધારણ પ્રયોગ—

( વૈદ જટાશંકર પાટણવાલા સુચીત )

બાવળનો ગુંદ તોલો ૧ હાથીદાંત તોલો ૧ એખરો તોલા ૨ સાકર તોલા ૪ ઋતુસ્નાન પછી ચાર દીવસ આપવું.

## ૪૭૫. શમશમની નંબર ૧—

૧૦ તોલા ગળોનું ઘન, ૫ તોલા જેઠી મધ સર્વ જાતના દરદને મટાડી જીવન અને શકિતને વધારે છે. ત્રણે દોષને સરખા રાખનાર છે. ૧ ગોળીથી ૩૦ ગોળી સુધી આખા દિવસમાં દૂધ કે પાણી સાથે દેવી.

### શમશમની નંબર ૨—

૧૦ તોલા ગળોનું ઘન, ૫ તોલા જેઠી મધ, ૧ તોલો માક્ષીક ભસ્મ સર્વે દરદોને મટાડી શક્તિ વધારે છે. આ. નં. ૨જો પણ નં. ૧ મુજબનો ગુણ અનુપાન અને ફળ સરખું છે.

### શમશમની નંબર ૩—

૨ તો. શીલાજીત, ૧ તોલો માક્ષીક ભસ્મ, ૫ તો. જેઠીમધ આ નં. ૩જો જ્વરાદિ અનેક રોગને મટાડે છે. આ નં. ૩ પણ સદરહુ મુજબ ઉપરાંત બાળકને બાળાગોળી બદલે આપવાની છે.

## ૪૭૬. સર્વતાવ મુખ્યત્વે આંતરીયા જ્વર પર વિશેષ—

૨ તોલા મીંઢીયાવળ, ૧ તો. ક્રોઇલીન, ૦॥ તો. સોનાગેરૂ ધંતુરાના પાનના રસમાં ચણા જેવડી ગોળી કરી આપવી.

## ૪૭૭. ટાઢીયો તાવ—

સોનાગેરૂને ધંતુરાના પાનના રસમાં ચણા જેવડી ગોળી કરી આપવી.

## ૪૭૮. પરસેવો લાવનાર—

૧ તોલો સોનાગેરૂ. ૧ તોલો કરીઆતું ૦॥ તો. સુરોખાર મેળવી આપવું.

## ૪૭૯. મમી ઉપર—

૧૦ તો. ગુગળ અને ૫ તો. ભીલામાંનો પાતાલ યંત્રથી ચુવો કાઢીને પછી જરા તેને ગરમ કરી પાણીમાં ઢાલવી દેવું તો પાણી પર પાપડી બાઝી જશે તે લઈ લેવી આ મમી શોધ–સોજા વગેરે ઘણા પર દેવામાં આવે છે.

## ૪૮૦. ચન્દ્ર–ઇન્દુ—

અ નં. ૧ મલ્લ ૮ વાલ, સુરો ૮ વાલ, એ બંન્ને પીસવાં ને એક જીવ કરવાં.

બ નં. ૨ ક્રીમ ઓફ ટાર્ટર વાલ. ૨ ટંકણખાર વા. ૪ બંન્ને પીસીને એક જીવ કરવાં. પછી કોડીયામાં નં. ૧ નાંખીને નિર્ધુમ આગ પર મુકીને આંખ બચાવીને લોઢાની

સલાઈથી હલાવવું ને ફટકડીની પેઠે પીગળી જાય ત્યારે ઉતારી લેવું. પછી તેને ખરલમાં નાંખી નં. ૨ જાની પડીકી તેની સાથે ભેળવીને પછી તેજ કોડીઆમાં નાંખી ફરી આગ પર મુકવું. તે પીંગળીને કાળું બંગર થશે તે ઉતારી લેવું ને લોઢાના ઠામ પર નાંખી અર્ધ કચરૂં કરી લેવું. પછી ૧ તો. તામ્ર ને આગમાં ૭ વાર ગરમ કરી બુઝાવવું. પછી કુલડીમાં ગાળીને મજકુર ભૂકી ત્રણ વાર ત્રણ ભાગે નાંખવી પછી ઈંદુ ૦ાા તો. તેમાં નાખવી ગળ્યા પછી કાઢી ઢાળકી પાડવી ને તેજાબ ( સલ્ફ્યુરીક એસીડ) નો સ્પર્શ કરાવી સાફ કરવું. ૧૦ વ. થશે. દર તોલે ‌ા પાકશે.

## ૪૮૧. ( અર્શ ) બાહ્યોપચાર—

રા. હરી ભીમજી કર્નાક બંદર—મુંબઇ સુચીત.

સોમલ તો. ૧ તેમાં ગોઘૃત તો. ૪૦ નાંખી લોઢાની કડાઇમાં પહેલે રોજ ૧૦ તોલા ઘૃત બળતાં સુધી ધીમી આંચથી પચાવી ઢાંકી રાખવું. ફરી બીજે રોજ આંચ આપી ૧૦ તોલા ઘૃત બળી રહે ત્યાં સુધી પચાવવું. અને ત્રીજે રોજ પણ તેવીજ રીતે ૧૦ તોલા ઘૃત પચાવવું અને જ્યારે ત્રીજે દીવસે બાકી ૧૦ તોલા ઘૃત રહે, તે ઘૃત હરસની જગા ઉપર લગાડવું તેથી અર્શ ખરી પડશે અને દર્દમાં શાન્તી થઈ જશે.

## ૪૮૨. રાજરેચ—

નેપાળો ને ટોપરૂં સમભાગે પીસી ડોલા યંત્રમાં પચાવતાં ઉપર તેલ આવે, તે લઇ લેવું ને પછી જમ્યા પછી તેની લકીર પાન પર ખેંચી દેવી. અને તેના પર જેટલાં પાન ચાવશો તેટલા રેચ થશે. ગરમી ચુંક ગભરાટ જણાશે નહિ. અથવા હાલ્લાંના તળામાં એક સુક્ષ્મ છીદ્ર કરવું એટલે પાણી નીકળી ગયે તેલ પડયું રહેશે. રેચ લેવાની વીધી એ છે કે પ્રથમ જમ્યા પછી રેચ લેવો ને બંધ કરવા મરજી હોય ત્યારે થંડા જળથી સ્નાન કરવું, તેથી બંધ ન થાય તો દહીને સાકર ખાવા દેવાં.

## ૪૮૩. રસકપુર—

ખાંડીમાં તો. ૧ ને પીસી લુગદીવાળી સુકવી એક તાવડી જેવા પહોળા વાસણમાં મુકી ઉપર દાથરી જેવું કુડું ગોળ ઠામ ઢાંકી કપડમાટી કરી ચુલા પર ચડાવી નીચે એક-વીશ તંતુની વાટનો દસ તોલા ઘીનો દીવો કરવો. ચાંદી પ્રમેહ સાથે ચાલે છે.

## ૪૮૪.

રસકપુર તથા સંખીયાને ભેળા કરી કુલ ઉડાવવાં. નીચે પાંચ શેર બોરડીના લાકડાંની આંચ કરવી.

## ૪૮૫. તુત્થભસ્મ—

દશેર ધુળને ચાળી અરધી એક માટલામાં ભરી ઉપર આકડાના પાન પચાસ પાથરી

તેની ઉપર ગમે તેટલું તુઉત્થ બીછાવી બીજા પચાસ પાન બીછાવી બાકીની ધુળ પછી મુખ સુધી ભરી ચુલા પર આગ કરતાં સળી બળે ઉતારવી.

ધુળને જરા પાણીનું મોણ દઈ આગ પર મુકવાથી આ તુત્થ જલંધર પર તથા જ્વર પર ચાલે છે.

ધુળને પાણીનું મોણ ન દીધેલું હોય તે રંગે લાલ થાય છે.

## ૪૮૬. રસકપુર—

કોડીયામાં સંપુટ કરી માટલામાં ધુડ ભરી વચમાં કોડીયું મુકી બાર પહોર આગથી ભસ્મ થાય છે. સળી બળેથી ઉતારવું. સાડાત્રણ મણ લાકડાં જોઇશે.

## ૪૮૭. ખરજવું-દાદર-ખસ—

મનશીલ ૧/૪ ભાગ ને સરશીયું ૧) ભાગ ભાર બન્ને લોઢાના વાટકામાં અગ્ની ઉપર ઉકાળી જ્યારે તેલ કકડીને લાલચોળ થાય એટલે તે વાટકાને થંડુ પાણી ભરેલા ટોપમાં ડુબાવી દેવો. એટલે હાથે વતી ઉતારી લેવું ને પછી દરદ સ્થાન ઉપર મસળીને બે ત્રણ કલાક રાખ્યા પછી ગાયનું છાણ મસળીને નાઇ નાખવું. તેલથી ૧/૩ ભાગ મનશીલ લેવાથી એટલે આકરૂં કરવાથી દાદર ખસ વગેરે પણ જશે.

## ૪૮૮. આંખના રોગ ઉપર ચંદ્રપ્રભાવતી—

હીમેજ ૦। તોલો હરડેના મીજ ૦। તો. બહેડાના મીજ ૦। તો. ધોળાં મરી ૦। સીંધવ ૦। ઉપલેટ ૦। વજ ૦) ≈ ભીમસેની બરાસ ૦) ≈ શંખનાભી ૦। મનશીલ ૦। આ સર્વેને બારીક પીસી ગધેડોના દુધમાં સાત દીવસ સુધી પીસી ગોળી વાળવી. ધાવણ યા ગાયના દુધમાં ઘસી આંજવું.

## ૪૮૯. ભીમસેનની બરાસનાં ઓસડ—

કપુર કાચલી તો. ૦॥ મોથ ૦॥ ધઉલા તો. ૦॥ સુગંધીવાળો તોલો ૦॥ એલચી તોલો ૦॥ ચણકબાબ તોલો ૦॥ સુખડનો વહેર તો. ૦॥ કપુર તોલા ૫) આંબાનો મોર તો. ૦॥ એ પ્રમાણે લઈ થાળીમાં નાખી ઉપર ગ્લાસ ઉંધો પાડી નીચે ઘીનો દીવો કરવો.

## ૪૯૦ શંખદ્રાવ—

સુરોખાર તો. ૧૦ ફટકડી તો. ૧૦) નવસાર તો. ૨॥ સીંધાલુણ તો. ૫ બંગડીખાર તો. ૫) સર્વેનો ભુકો કરી એક હાંડલીમાં ભરી તેના ઉપર એક લાંબો સીસો તેના તળીયામાં બારીક કાણું કરી બરાબર બેસાડી મુલતાની માટીથી કપડમેટ કરી ચુલા પર ૦। થી ૦॥ કલાક આગ દેવી તો અર્ક ઉપર ખેંચાઇ આવશે પેટના મહાન દરદ પર ઉત્તમ.

## ૪૯૧. ઝેરકોચલું—

તેને પ્રથમ શોધી પછી મરી જેવડા કટકા કરી રૂ. ૧૦ ભાર લઈ એક માટીની કુંડ-

શીમાં પોણો શેર પક્કા (૬૦ રૂા. ભાર) અર્ક દુધ નાખી તેનું મુખ બંધ કરીને પછી બકરાં ગાડરના વાડામાં (જ્યાં તે મુતરતા હોય) એક હાથ ખાડો ખોદીને હાંલ્લી તેમાં દાટી દેવી. તે ઉપર ધુળ વાળી દેવી એમ એકવીસ દિવસ રાખવું. પછી નરઘોડાના થાનમાં (તબેલા-માં) કે જ્યાં મુતરતા હોય ત્યાં એકવીસ દીવસ દાટી રાખવું. પછી જ્યાં બાળકો પેશાબ કરતાં હોય ત્યાં એકવીશ દીવસ સુધી દાટી રાખવું. એવું સ્થાન કે જ્યાં છોકરાં પેશાબ કરતાં હોય તેવું સ્થાન ન મળે તો પુનઃ નરઘોડાનાજ થાનમાં (તબેલામાં) એકવીસ દીવસ દાટી રાખવું, એમ ત્રેસઠ દીવસ કીધા પછી તેનું મુખ છોડી કોચલાં કાઢી તેને ગોમુત્રથી ધોઇ લેવાં. બાધ દુધ મધ્યે તેને પકાવવાં (દુધ ગમે તેટલું) જ્યારે દુધનો માવો થઇ જાય ત્યારે તરત એમને એમ કાઢી માવા સુધાંત ગરમાગરમ ખાંડી નાખવાં, તરત નહિ કુટો તો પછી તાઢા થયે નહિ કુટાય—માત્રા—એક રતી પાન વગેરેની સાથે લાભ—વાયુનાશક, ધાતુવર્ધક, સ્તંભક.

## ૪૯૨ સંખીઓની ખાખ—

એક મોટું ગાજર લઈ તેના પીંડામુળની તરફથી જુકિતથી તેની હડી કાઢી નાખવી અને ગાજરનું ખોખું એમને એમ આખું રાખવું પછી તેમાં સોમલ તોલો ૧) નાખી કપડમેટ કરી છાયામાં સુકવીને ત્રણશેર પક્કા કોયલાની નિર્વાત સ્થાનમાં આગ દેવી. થંડુ થયા બાદ કાઢવું. પરીક્ષા એકે જે ગાજર નીકળે તે ગાજર પણ બળી બફાઇને અર્ધ મુડદાલ થઇ જાય એ પ્રમાણે પરીક્ષા કીધા પછી કામમાં લો.

ચાવલથી એક રતી સુધી માત્રા દેવાય છે. તાવ નામરદી વગેરે જાય (આગમાં મુક્યા પછી ફેરવવું નહિ ને આગના વચમાં રાખવું. આગ ઓછી વત્તી ન લાગતાં બરાબર લાગવી જોઇએ) હલવા શીરામાં દેવાથી ઠીક પડે છે. ગાજરમાં બનેલી દવા મેં ખાધી છે. ત્રણ શેર પકકું દુધ પીવાય છે. ચાવલ હલવામાં દેવાય છે. બીજો માણસ મારી સાથે ખાતો તે નવશેર પકકું દુધ પીએ છે. હજી ખાય છે રાતોચોળ થઈ ગયો છે. મને સગવડ ન હોવાથી ત્રણ દીવસ પછી મુકી દીધું છે, આમાં બે કે ત્રણ દીન ત્રણ ચાર વાર ઝાડો થાય છે. દુધ છે તે રાત દીવસ મળીને પીવાય છે. જેમ ભુખ લાગે અથવા મચળાઈ મોળ મનમેલા જેવું થાય તેમ દુધ પીવું. રોટી ન ખવાય તો ફીકર નથી.

ચાળીસ દીવસ સુધી દેવાય છે, પાંચ દીનમાં જેને માફક ન આવે તેને બંધ કરવો તાવ માટે પણ આ ચીજ સરસ છે. શંખીયો ખાનારે બે દિવસ સુધી તો જ્યારે ભુખ લાગે ત્યારે તથા તૃષા લાગે ત્યારે દુધજ પીવું અને બનતાં સુધી રોટલી કમ ખાવી ખટાઈ મરચું, તેલ આદીની પરેજ આવશ્યક છે.

અથવા ૧ તોલો સં. લઇને પાશેર પક્કો (રૂા. ૨૦ ભાર) ગોખરૂની લુગદીમાં રાખી

કપડમેટ કરી સુકવીને પોણા પાંચશેર પકા છાણામાં આગ દેવી. બાકી પૂર્વવત્.

૩ અપા અથવા માર્ગપંચાગ બાળીને તેની રાખ કરી આશરે બશેરથી ત્રણશેર પક્કી રાખ એક હાંલ્લીમાં ભરી વચ્ચે સંખીયો રાખી મોં સુધી રાખ ખુબ દાબી દેવી. પછી તેની ઉપર એક તૃણુ ખોસવું અને ચુલાની આગ દેવી તે જ્યારે તૃણુ પડી જાય ત્યારે નીચે ઉતારી થંડું થયા બાદ ખોલવું અને બીજ કાઢવી શક્તિ, તાવ, વગેરે પર ઉપયોગી છે. માત્રા પૂર્વવત.

૪ તથા સંખીયો ૧ તોલો તથા સફેદ કણેરની જડ ૫ તોલા લઈ બન્નેને પીસી એક રસ કરવાં પશ્ચાત્ કપડાની પોટલીમાં બાંધીને પછી પાંચશેર પકકું દૂધ કઢાઇમાં નાંખી તેમાં ઉકત પોટલી ટાંગી નીચે મંદ મંદ આગ કરવી, એમ કરતાં જ્યારે અરધુ દુધ રહે (આ અરધા દુધમાં જેટલો સંખીયો ગળીને આવે તેટલો ખરોજ. આટલું પ્રયોજન છે) ત્યારે તે દુધને જમાવી દેવું ( છાશ, ચાંદી, તાલમખાના વગેરે હરકોઇથી જમાવવું ) અને પછી તેમાંથી વલોવી–તાવી ઘી કાઢવું. પતાસામાં એક ટીપું દેવું. નામરદી વાસ્તે એક કે બે કે ત્રણ દીવસ બસ છે ( પેંડા વગેરે કરી મુકવાથી પણ ચાલશે. )

૫ બોઇ તથા પદ્દી ( હાથીશુંડી, ઝુઆડો, ગોરખગાંજો )ની સપંચક વિભૂતી કરવી તે રૂા. ૨૦ ભાર લેવી તેમાં એક શેર પાણી નાખવું અને એમ ચાર દીવસ સુધી રહેવા દેવું પણ વચમાં વચમાં હલાવતા રહેવું. ચોથે દીવસ પાણી નીતારી લેવું પછી સંખીયો તોલો એક કે વધારે લઇને તેના નાના ટુકડા કરીને લોઢાની નાની કઢાઇમાં નાખીને તેના ઉપર પૂર્વોક્ત બોઇના પાણીના ટુવા ચોખા દેવા. ને નીચે નરમ આગ કરવી. એમ કરતાં જ્યારે સુકાઇને ગાઢુ થઈ જાય (ચોંટી જવા જેવું થઈ જાય) ત્યારે ઉતારી લેવું. (પરીક્ષા– જરાક લઇ હાથમાં મસળવાથી તેલ જેવું જણાય એટલે લઇ લેવું) અને એક શીશીમાં રાખી મુકવું અશકત ઇંદ્રીવાળાને જુવારના દાણા બરોબર દેવું એટલે તે ઇંદ્રીના મુળમાં–ઇંદ્રી પર લેપ કરે (ધ્યાન રાખવું કે લેપ નાભીની તરફ થાય નીચેની તરફ ન લાગે એક આંગળથી વધારે સુપારી તરફના ભાગ–ફુલા તરફ ન લાગે એટલે એણીમેરનો ભાગ પડતો મુકવો. ઘોડાને ગોલી અંડજ વગેરે કયાંઇ પણ લાગી ન જાય ) ખુબ મર્દન કરવું. પણ સામાન્યપણે લેપ માત્ર કરવો–ચોપડવું. લેપ પછી ઉપરથી વડનું પન્તું બાંધી દેવું. તથા તેની પર વસ્ત્ર વીંટાળવું. પ્રાતઃકાળે ખોલી નાખવું. છાલ નહિ પડે એક દીન બસ છે અથવા બહુ અગત્યતાએ એક દીવસ વધારે, વધુ નહિજ. ( સંપૂર્ણ )

## ૪૯૩. ઉપદંસ પર–પારદવિધાન—

પુનર્નવા (ઇટસીટ) તાજની જુના અર્કમાં ૧ તો. પારદ એટલો રગડો કે સફેદી ન દેખાય, કાળો પડે ( થોડો થોડો અર્ક નાખતા જાઓ અને પીસતા જાઓ જ્યાદેમાં જ્યાદે પાશેર અર્ક બસ થશે ) પછી બંગલા પાન ૧૫ તેમાં પીસો અને એકજીવ થયા કેડે તે

સર્વ ચીજને શીશીમાં ભરી રાખો પછી જ્યારે જરૂર પડે ત્યારે આંગળીઓ મુકીને હથેલીના ભાગમાં ચોપડી દો અર્થાત જરાક જેટલી દવા જલદીથી લઈ ને હથેલીમાં રાખી થુંક કે પાણી તેમાં નાખી તેમાં મેળવી રગડીને હથેલી આખી પર ચોપડી દો આ દવા રાત્રે ચોપડવી અને સવારે ગરમ જળથી ધોઇ નાખવી. આ પ્રમાણે ચાર રાત લગાવવાથી ચાંદી, સીફીલીસના જખમ શરીરમાં હશે તે સુકાઈ જશે પરહેજ કશી નથી (પણ આથી બહારના જખમ રૂઝાશેજ અંદરથી નહિ જાય તેને માટે આ નીચેનો પ્રયોગ છે.) ઘણાને ઘેરા જખમ હોય તો બન્ને હથેલી પર પણ લગાડાય છે.

## ૪૯૪. ઉપદંશ પર પારદ—

પારદ તો. ૧ લઇને ગાયના એક શેર દહીંમાં રગડો, થોડું થોડું દહીં નાખતા જવું. ને રગડતા જવું. ફક્ત એક તોલો દહીં લઇને ખરલમાં પીસશું તો તેમાંનું પાણી સુકાઇને તેલ જેવી બત્તી બની જશે, પછી સુકો ભુકો થઇ જાય છે અર્થાત ગારા જેવું નહી થતાં કઠણ થશે. ધ્યાન રાખવું કે પત્થરના ખરલ ઘસાય, ઉતરે નહી વળી એક તોલો દહીં નાખતા જવું ને સુકાય ત્યારે બીજું નાખવું. આમ કરવાથી ૧૦ દીવસમાં પાશેરે દહી સુકાઇ શકે છે. ગરમ ઋતુમાં તો ૭ દીવસમાં સુકાઇ શકે છે. રગડવાથી ગરમી પેદા થાય છે. તેમાંથી પાણી સુકાઇ જાય છે ને જાડો ભાગ રહી જાય છે એમ કરતાં જ્યારે બધું દહીં ખરચાઈ જાય અને માખણ જેવું થઇ જાય ત્યારે દહીં સમેત સર્વે લઇને ચણાપુર ગોળી કરવી પછી કેરી (આંબા) નું અથાણું કે જેમાં તેલ નાખ્યું હોય (અર્થાત તેલવાળી આંબાની કેરી–રાયતી ) એવા અથાણાની રાયતી કેરીનું ઉપરનું ફોતરૂં લઇ તેમાં પૂર્વોક્ત એક ગોળી મુકી તેમાં લપેટી ગળી જવી. ગોળીના બે કટકા થઇ જાય તો હરકત નથી પણ તે ગોળી દાંત કે મોંઢાને ન અડવી જોઇએ, કંઠની નીચે ઉતર્યા પછી અડે તેમ કરી ખાવાની છે. આ પછી તેલ ખાવું નહિ એમ સાત દિવસ ખાવું. પરેજ મીઠું (ક્ષાર) તેલ મરચું, ખટાઇ, દુધ, ઘી, ઘઉં ખાવાની છુટ છે. આથી જડમૂળથી ચાંદી, સીફીલીસ, ઉપદંશ જાય છે.

## ૪૯૫. નેત્રરોગ માટે જસત પુષ્પ—

જસતના નાના ચણા બરાબર કટકા કરીને તેલમાં નાખવા એટલે તેલમાં ડુબતા રહે. તેલ સરસવનું અથવા તીલનું જોઇએ. જસત રૂા. ૧૫ ભાર જોઇએ તેને લોઢાની કઢાઇમાં નાખીને નીચે આગ દો. જ્યારે તેલમાં આગ લાગશે ત્યારે જસત ઉડવા માંડશે. ત્યારે થોડું તેલ ( આશરે ૧૦ ટીપાં ) તેમાં વધારે નાખવાં. ત્યારે જસત ફુલી જશે તે ચક્ષુના સર્વ રોગ પર કામ આવશે.

## ૪૯૬. હીંગલોક ભસ્મ-અશક્તિ પર—

૧ તોલો લઇને તેને આકડાના ૨૦ રૂ. ભાર દુધમાં પીસવો. જ્યારે પીસતાં સુકાય ત્યારે ગોળી કરીને તે ઉપર ૪॥ તો. સફેદ સુત્રનો તાર લપેટીને નીર્ધુમ સ્થાનમાં દીવાસળીથી આગ લગાવી દો. સફેદ ખાખ નીકળશે. માત્રા ૧ ચાવલથી ૧ રતી સુધી કામોદ્દીપક.

બ બીજી વીધી—

સીંગરફ ત્રણ તો. તિલ રૂા. ૪૦ ભાર માલકાંકણી ૪૦ ભાર એરંડના બીજનો ગર્ભ ૪૦ ભાર સર્વેને કુટીને તેની બે રોટલી બનાવવી. પછી લોહની કઢાઇમાં ઉકત ૧ રોટલી રાખી તેના ઉપર ૩ તો. હીંગલો મુકીને તેની પર બીજી રોટલી ઢાંકી, તે બન્ને રોટલીની કોર મેળવી દેવી. પછી ત્રણ પહોરને આશરે ચુલાની આગ દો, એટલે સુધી કે ઉપરની રોટલીનો એમાં કેંદ્ર ભાગ કાંઇક કાચો રહે ત્યારે આગ બંધ કરી દો. થંડી થયા પછી ઉતારી લ્યો સફેદ વજનદાર ખાખ નીકળશે. નામરદી વાસ્તે અકસીર છે.

## ૪૯૭. તામ્ર—

તામ્રને હાથીસુડીની લુગદીમાં રાખીને ૭ શેર પક્કા અરણીયાં છાણાની આગ દો, વિધિ—પ્રથમ તામ્રનો ચુરો કરાવી પત્થરના ઠામમાં નાખવો અને તેના ઉપર હાથીસુડી બુટીનો રસ ડુબે એટલો નાખવો. જ્યારે રસ સુકાઇ જાય ત્યારે વળી નાખવો. મતલબ હાથ લગાડીને જોવું જ્યારે તામ્રની કઠોરતા ન ભાસે અને ભસ્મ થઇ જાય ત્યારે પછી તે છેક શુષ્ક થઇ જાય ત્યાં સુધી તડકામાં રાખવું.

વિશેષ—ઉપર લખ્યા પ્ર. તામ્રને હાથીસુંડીની પાશેર લુગદીમાં મુકીને જેમાં ૨-૩ કપડમેટ કરીને ૭ શેર પક્કા જંગલી છાણાની ખાડામાં આગ દેવી થંડુ પડયે કાઢીને પરીક્ષા કરવી, શ્યામ રંગ થશે ખામી માલમ પડે તો બીજી વાર આગ દો. ધાતુપુષ્ટિ અશકિત માટે છે. આમાં ઘી વધારે ખાવું પડે છે.

## ૪૯૮.

તામ્રના તારને જુદી જુદી બુટીમાં પીસી પુટ આપવાથી ઘણું સરસ બને છે, જેમકે અર્ક, કુંવાર. કેવડો, દર્ભ, સુરણ, તીલવણી, દારૂડી, નાક છીંકણી વિગેરેમાં.

એકલી દારૂડી, તલવણી, લાલ લજામણી, તીલોર, વડવાઇનીજટા વિગેરેમાં તામ્ર થાય છે—

## ૪૯૯. હડતાલની ખાખ—

ખાખરા (પલાસ)ની સપંચક રાખને એક કળશામાં ભરી તેની વચ્ચે તાલ રાખી ને ઉપર એક સળી ખોસી ચુલાની મંદ આગ દેવી સળી બળે આગ બંધ કરવી. થંડું થયે કાઢવી. તાવ, સનેપાત, કફ, ભુખ વગેરે માટે ઉપયોગી છે—

## ૫૦૦. પારદવિધિ—

આકડાના પત્રનો રસ, કાંટીયા (કંટાળા) થોરનો રસ (જડ પત્ર સમેત) ધંતુરાના પાંદડાનો રસ, સફેદ કણેરના પત્રનો રસ, પારો અને અફીણ આ સર્વેને સમભાગે લઇને સર્વેને મેળવીને પારદને ખરલમાં નાખીને ઉકત મિશ્ર ઔષધ થોડી થોડી નાખી ને ખરલ કરતા જવું, જ્યારે સર્વ ઔષધી થઇ રહે ત્યારે ગોળી બાંધી લેવી પછી—

(૧) હાંડલીમાં નાખી તેના ઉપર બીજી હાંડલીનું મુખ મેળવી બન્નેનું મુખ કપડછાણુ કરી ચુલા પર ચડાવી મંદ આગ દેવી. જો પારદ તો. ૨ હોય તો બે કલાક આગ બસ છે. પછી થંડુ પડે ઉતારી લેવું. પારદ ઉપરની હાંલ્લીમાં લાગેલ હશે, તે લઇ લેવો અથવા (૨) ઉકત ગોળીને પાણીમાં નાખી પીસવી પછી પાણી નીતારી લેવું. એમ વારંવાર કરવાથી પારદ રહી જશે.

પછી તેમાંથી ૧ માસા લઇને એક નાના કોડીયામાં નાખી કપડમાટી કરી ૧૦ છાણાની આગ દેવી. રહી જશે.

એક તોલો હોય તો ૧૦ કલાકમાં પીસાઇ શકશે. (આ અગ્ની જીત થાય તો ઘણોજ લાભ છે.)

## ૫૦૧. સ્થંભન વછનાગ તેલીયો મહોરો—

શુદ્ધ વછનાગને લોઢાની નાની કઢાઇમાં નાખી તેના ઉપર કુંગળીનો રસ થોડો થોડો નાંખો તે નીચે આગ દો. કુબ્યો રહે એટલો રસ રાખ્યે જવો. એ પ્રમાણે રસ નાંખતા જવું. અંતે તે સર્વ ગળીને ખાખ થઇ જશે. ત્યારે હાથથી તેને જુઓ કે કકણ ભાગ ન રહ્યો હોય, ત્યારે ઉતારી લઇ શીશીમાં રાખી લો. માખણ કે પાનપર એક રતી સંભોગની પહેલાં બે કલાક સ્તંભન. લીંબુ યા નીમક ચુસેથી ખલીત ઉપદંશ તથા કફ—ખાંસી પર અકસીર છે.

## ૫૦૨. સર્પવિષ ઉપર—

આંબલીના કચુકાને એક તરફથી ઘસી સફેદ ભાગ કાઢો ને પછી જ્યાં કરડયો હોય ત્યાં ડંખપર લગાવી દો. ચીમટ જશે. જ્યારે ઉતરી જાય ત્યારે ફરી લગાવી દો. આમ કરવાથી ઝેર ચુસાઇ જશે. આ તરતનો ઇલાજ છે.

## ૫૦૩. ઇંદ્રી શૈથીલ્ય પર તૈલ—

સારી ઉમદા માલકાંગણી આશરે રૂા. ૨૦ ભારથી અધીક લેવી તેને અર્ક દુધમાં ડુબાવી રાખવી. જ્યારે દુધ સુકાઇ જાય ત્યારે તેટલુંજ દુધ ફરી નાંખવું. એ પ્રમાણે ૩ વખત દુધ નાખી છાયામાં સુકવી લેવી. પછી તેને હાંડીમાં નાંખી મુખ બંધ કરવું. અને તેને તળીયે એક છીદ્ર રાખવું, પછી એક ખાડો ૧ ફુટ ઉંડો ખોદો અને તેમાં તે ખાડાના તળીયાથી—ધરાતલથી—તે, તે ખાડાના કાંઠા સુધી લગાડતાં વડનાં પાંદડાં ચીપટાવી દો.

વળગાડી પાથરી દો, તેની વચમાં એક કાચનો પ્યાલો રાખી દો, ને તેની ઉપર પેલી હાંલ્લી રાખી દો. પછી ઉપરથી ૧૦ શેર છાણાની આગ દો તો નીચે તેલ પડશે. (ખાડામાં વડનાં પાંદડાં એવી રીતે ગોઠવવાં કે નીચેથી ભૂમીની વરાળ ન આવે) ઉપયોગ—સોપારી છોડીને ઇંદ્રીપર લગાવવાથી ઇંદ્રીની નામરદી, શીથીલતા જાય. રાતે ચોપડી વડના પાન વીંટાળી કપડું લપેટી સુવું સવારે ઉતારી ગરમ પાણીથી ધોઈ નાંખવું.

વૈદ્ય હરગોવીંદઃ—ભાવનગર.

## ૫૦૪. સફરકે જખમ ઔર ભગંદર—

સફેદ મોમ તોલો ૧ રોગને સરસોં તો. ૪ મુરદારસંગ માસા ૨ ગુલનાર માસા ૨ ફટકડી જુની માસા ૨ સર્મો માસા ૨ વારહ સીંગી કે ભસ્મ માસા ૨. મીલાવી ઉપયોગ કરવો.

## ૫૦૫. માદા—તીલી—કલેજાકી ગીલટી દુર કરના હય ઔર ઇનકો તાકાત દેતા હય—

ખરબુજાકી મીંગી તોલો ૧॥ ખીરાકકડીકી મીંગી તો. ૧॥ કાસની કે બીજ તોલો ૧॥ અકાસવેલ કે બીજ તોલો ૧॥ અને સુ. તો. ૧ સોંફ તોલો ૧ અજમોદ તો. ૧ મુલહઠીકોસત તો. ૧ જરીસ્ક તો. ૧ રેવંદ ખટાઈ તો. ૧ ધુલીલાખ તો. ૧ બાલછડ તો. ૧ મસ્તગી તો. ૧ જાફરાન તો. ૦॥ કાફુર માસા ૪ મીશ્રી સફેદ તો. ૮ મેળવી ઉપયોગ કરવો.

## ૫૦૬. ખુનીઔર બાદીબવાસીરકે મવાદકો દફે કરે—

બકાયનકી મીંગી તો. ૩ વીનોલેકી મીંગી તો. ૩ રસોંત તો. ૩ જવાહડ તો. ૩ ગેદેકી પખડીયા (હરી હોતો દુની) તો. ૩ અમલતાસ તો. ૩ મીલાવી ઉપયોગ કરવો.

## ૫૦૭. હોલદીલી—નફસ દુર કરે ઔર દીલ, માદા વગેરેકો તાકાત દે—

(અ) શરબતઃ— ગાંવજબાં તો. ૪ ગુલાબ કે ફુલ તો. ૧॥ ઉસ્તુખુદ્દુસ તો. ૧॥ શામ તુલસી તો. ૧॥ બીલીલોટન તો. ૪ ગુલનીના ફર તો. ૪ કચ્ચારેશમ તો. ૫ સફેદ ચંદન માસા ૭ કમા અગર માસા ૭ ગુલાબજળ તો. ૩૦ નારંગી કાપાની તો. ૩૦ સફેદ કંદ તોલા ૯. મેળવવું.

## ૫૦૮. શરબત—

ચ જહોરાતકા કુસ્તા માસા ૯ સફેદ ચંદન માસા ૭ સુખાછનીયા માસા ૭ સફેદ વંશલોચન તો. ૧। બહેમન સફેદ તો. ૧। ગુલાબ પુષ્પ તો. ૧। બહમનસુર્ખ તો. ૦॥ પીસ્તા કે છીલ કે તો. ૦॥ કચ્ચા રેશમ તો. ૦॥ ગેરૂ માસા ૪ ચાંદી કે વર્ક નંગ ૨૦ સોનેકે વર્ક નંગ ૧૦ સફેદ કંદ તો. ૪૦. મેળવવું.

## ૫૦૯. પુરૂષત્વ–જવાહીર પાક—

મોતી વગર વીંધેલ માસા ૨ માણેક ઝીણું માસા ૨ પીરોજાં પાસા ૨ પરવાળાં બે વખત ફુંકેલ માસા ૨ ( એ બધાને દૂધમાં સાત વખત સૂર્યપુટથી શોધવાં) અકીકલાલ માસા ૨ લાજવરદ (લંકાનો પત્થર) માસા ૨ (પાંચ વખત દુધમાં શોધવાં.) શંખજસમ (પથ્થર માસા ૨) (યશવહરીયાહોલ દીલ્લી ત્રણ આને ૧ તો. મળે છે.) કેરબો કાચો માસા ૨ (કમળકાકડી કે સુખડ કે કેવડાના પાણીમાં શોધો) સોનાનો વરક માસા ૨ રૂપાનો વરક માસા ૨ (સાકરમાં વાટવો) અમર માસા ૧ એક કસ્તુરી માસા ૧ એક ભીમસેની બરાશ માસા ૧ એક (સાકરમાં) શ્વેતસુખડ માસા ૩ સાકર તો. ૧૫ ગુલાબના ફુલ, સરદેચીની, લવીંગ, એલચી, તમાલપત્ર, જાયફળ, કેશર, વંશલોચન (દરેક માસા ૩) રેશમ કોરૂં સંતરાંની છાલ, દરેક માસા ૪.

**આનો પાક કરવો.** જો પાક ન કરવો હોય તો સુખડસુધીની ૧૪ વસ્તુ લેવી તેમાં કેરબા સુધીની આઠ દવા કેવડાના પાણીમાં ૭ દીવસ પલાળી ૭ ભાવના આપવી. એટલે સૂર્યપુટ આપવા; પછી બાકીની ૬ ચીજ મેળવી વાલપુર ગોળી કરવી. આ દવાનો પાક અને કુસ્તો (ખાખ) બન્ને બને છે અને એ બન્ને બધા રોગપર લાગુ પડે છે. ક્ષય ફેફસાની નબળાઈ, મગજની કમજોરી, છાતીનો દુખાવો, વગેરે રોગપર દેવાય છે. તેમાં પણ છાતી અને ફેફસાના વ્યાધી ઉપર અકસીર છે. તેમ ધાતુની ક્ષીણતા અને પુષ્ટી માટે અપાય છે. આનો પાક બનાવવાથી તેમાં સમાન દવા આવવાથી, ત્રણ પ્રકૃતિવાળાને ઠીક પડે છે. અને કુસ્તો દરેકને આપવામાં કદાચ કોઈને અનુકુળ ન પણ આવે. અર્થાત પાક વધારે ઉપયોગી છે. ખાખ સામાન્ય છે. તે ૨૧ થી ૪૦ દીન સુધી ખવરાવવો જોઈએ. એની ખાખનું અનુપાન–મધ, માખણ, સાકર, ઘી, ચ્યવન પ્રાશ્યાવલેહ, આંબળાનો મુરબ્બો વગેરે છે. માત્રા ખાખની તેમજ પાકની, એક વાલની છે. તે ઉપર પચતું દુધ પણ પીવું. (આ ઉપરાંત નીચેની માજુમમાં લખેલી ચીજ મેળવવા વિચાર હોય તો વધુ સરસ થશે) (તોલો ૧ એક પાછળ ૭ થી ૮ સુધી ભસ્મમાં ખરચ લાગે છે.)

## ૫૧૦. માજુન—

(મુજર બાતભશીર નામક પુસ્તકનો નુંખસો) નપુંસકતા–અવીંધ મોતી. લાલરવાની મુંગા, કહરૂવા (કપુરનો ભેદ છે) શમઈ, પન્નાહરા, અકીકપીલા, યશવહરા (સંગપશવ–હોલદીલી) પહેલે ઇન દવાઇયોંકો ખરલ કરેં; લાજવધ ધોયા હુઆ. પ્રત્યેક નવ માસે ગાંવજવાં–ગાંવજવાં કે ફુલ, કચ્ચા રેશમકે ચીસેં કતરાહુવા, બહમન સફેદ, બહમન લાલ, તોદરી સફેદ, તોદરી લાલ, તોદરી પીલી, શકાકુલ, મસ્તગી, સાલવમીશ્રી, લોંગ, દાલચીની, હરેક દો તોલે. કેશર, કસ્તુરી, અંવર અશહવ (અંબર) હયેક સાડે ચાર માસે, ચાંદીકે તવક, સોનેકે તવક, સાત સાત માસે ઉત્તમ ચોપચીની, નવતોલે સાડેચાર માસે, શ્વેતચંદર રકતચંદન, ગોખરૂ છોટે, સફેદ પોસીકે દાને, હાલ્યોંકે બીજ, પીસ્તાં, પ્રત્યેક નવ માસે,

શહત સબકી બરાબર, તુરંતબીન (યવાસાના વૃક્ષમાંથી જે સર્કરા નીકળે છે, તેને કહે છે.) ખુરાસાની, ડયોઢી (૧½) કંદ સફેદ (ખાંડ) સબકા બરાબર, ચર્સકા રોગાન સતાઇસ તોલે, પહેલે તુરંજબીન, શહત ઓર કંદકી ચાસની કરેં ફીર ઉસમે ચર્સકા રોગાન ડાલે, જબ ચાસની ધાઢી હો જાય તબ ઉકત ઔષધીયોંકા ચુર્ણ મીલાકર માજુન બના રખ્ખે.

ઉપયોગઃ-તાસીર, નશાલાતી, કામદેવકો તથા હૃદય, મસ્તક, ઓર કલેજેકો બળદેતીહય, ઓર વીર્યકો સ્તંભન કરતી હય.

## ૫૧૧. ગંધકવટી—( માધુભાઇ )

ગંધક રસાયન તો. ૩ શુદ્ધ લોહભસ્મ તો. ૨ હરડેછાલ તો. ૩ બેડાદળ તો. ૪ાા આંબળાની છાલ તો. ૯ એ દવાનું વસ્ત્રગાળ ચુર્ણ કરી તેમાં ગરમાળાનો ગોળ રૂા. ૧૦) ભાર જેઠીમધ તો. ૫ મધુરીના વેલા તો. ૨૦ ને પાણી શેર પાંચ મુકી ઉકાળવું. સવાશેર રહે ત્યારે ઉતારવું. ગાળવું; પછી તેમાં ઉપલી દવાનું ચુર્ણ દીવસ ૩ ઘુટવું. મતલબ ૩ ભાવના દેવી પછી તેની ચણા જેવડી ગોળી કરવી તે ૨ થી ૬ સુધી લેવી. તે ઉપર લખેલ ઉકાળો પાવો. રૂા. ૫ ભાર ગોળી ખાધા પછી.

ઉપયોગ-લાભ અર્શ ઉપદંશ, પ્રમેહ લોહીવિકાર, પારાના વિકાર, મંદાગ્ની નેત્રરોગ, કલેજાના રોગ, કફ, પિત્તના વિકાર, વગેરે મટે છે. પારા વિગેરે હરેકચીજથી મોઢુ આણેલ હોય, તો તે ઉપર ઉપરની વિધિ પ્રમાણે સાથે ખવરાવવી. ઘણા વ્યાધિ મટે, ચોળાવવાથી થયેલ નબળાઇ દુર થાય, લોહી નવું આવે, પારાનો વિકાર ન થાય, પથ્ય-ઘઉંની રોટલી, માખણ, ગાયનું દૂધ એ ત્રણ વ્યાધિ મટે ત્યાં સુધી ખરો અનુભવીત છે. પંદર દિવસે ગુણ વરતાશે. એકદમ નહી.

## ૫૧૨. સ્ત્રીના મૃત્યુ વત્સા યોન્યોપદંશ—

કૃષ્ણાદિપર ખદિર ઘૃત--પાકેલ ખેરનો સાર જે અંદરથી રાતો હોય તે લઇ તેનાં છોડાં આશરે અરધો આંગળ જાડાં અને ચાર આંગળ લાંબાં એવાં શેર ( ) ચાર ભાગ લઇ સોળગણા પાણીમાં લોઢાના વાસણમાં ઉકાળવાં, જ્યારે ચોથા ભાગનું પાણી રહે ત્યારે તેમાં ગોઘૃત શેર ( ) નાંખી નીચેનો કલ્ક મેળવવો-ત્રાયમાણુ, ઇંદ્રજવ, કરંજના પાન, ભોજપત્ર, કરીયાતું, લીંબછાલ, મોથ, ખડસલીયો, અરડુસો, કડુ, પટોળ, ગળો, હરડેદળ, બેડાની છાલ, આંબળાની છાલ, રાતો ખેરસાર, પદમક, હળદર, દારૂ હળદર, સુખડ, બેઠી, ભોરીંગણી, દેવદાર, ગરમાળો, ધમાસો, સાવડ, બીઓ, ખાખરો, શીસમ, શતાવરી, પીપર, ધોળી ધ્રો, કાળીપાટ, ધોળો વજ, અતિવિશની કળી, રતાંજલી, મધુરીના વેલા વિગેરે મેળવવું.

## ૫૧૩ પુરૂષત્વ

પાવલીભાર હળદર આખી, પાવલીભાર ફટકડી. ( ) આને ખાંડી લુગડે ચાળી તેમાંથી રૂા. ાા ભારની ગોળમાં ગોળી વાળવી. ગોળના શીરામાં ગળાવવી. ફટકડી છે

માટે જીભે કે ગળે લાગવા ન દેવી. શીરાની લાંબી થેપલી કરી તેમાં થોડી દવા નાખી ગળી જવી. ફરી પાળવાની નથી. આમ ૧૦ દીન કરવું. સામર્થ્ય એટલું આવે કે ૧૦ કલાક કામ કરી શકે—

## ૫૧૪. ગર્ભાધાન

એળીયો, હીરાકશી, હીરાબોળ, ત્રણે સમભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચુર્ણ કરી, ગુલકંદમાં ચણીયાબોર જેવડી ગોળી કરી. તે સવાર સાંજ દુધ કે પાણી સાથે દેવી. રજસ્વલા કાળમાં ન દેવી, એમ ત્રણ માસ ખાવી. વ્યભીચાર બંધ. ખાઇને બેશી ન રહે, દહાડે ઉંઘે નહિ, તો ગર્ભ રહે. આરંભમાં કદાચ ચુંક આવે તો અડચણ નથી. બીજા રોગ મટે–(ઉત્તમરામ)

## ૫૧૫. સંધીવાત–ચીકણેશ્વર

રસકપુર તોલો ૦॥ લવીંગ તોલો ૦॥ એલચી તોલો ૦। દાલચીકણો ⌐ ધોળાં તીખાં તોલો ૦॥ પાનના રસમાં ગોળી દીન ૩ ખરલ કરી વાળવી. સાંધા રહી ગયા હોય તે પર તથા ફીરંગ વાયુ ઉપર. (ઉત્તમ)

## ૫૧૬. ગુલ્મગોળો

વળવળતું સુરણ કટકા કરી સુકવી ખાંડી રાખવું. લુહારને ત્યાં લોઢું ઉકાળતાં નીચે કાટોડો રહે છે તે લાવી–તે જુનામાં જુનો લાવી–તેને ગોમુત્રમાં પલાળી ઉકાળવો, પછી મુળાના રસમાં, બકરીના દુધમાં શુદ્ધ કરવો, પ્રથમ મોઢામાંથી ચોપડી પછી તે સુરણ હથેલીમાં પાથરી પેલો કાટોડો પાથરવો ને પછી ફાકી ભરવી અને ઉપર છાશ પીવી. આમ ૩ દીવસ કરવું. ગોળો મટે–(ઉત્તમ)

## ૫૧૭. તામ્ર

૧૦૧ વાર ફેદીનાના રસમાં બુઝાવી તેનીજ લગદીમાં ગજપુટ આગ દેવી.

## ૫૧૮. તુત્થ ભસ્મ

હાથલા થોરના રસમાં ૨૧ દીવસ ડુબાવી પછી ખાખરાના લીલાં પાન સાત–આઠ વીંટી અગ્ની છાણા બેનો દેવો—

## ૫૧૯. તાલ

એક તોલા તાલને અમરવેલનો રસ તોલા ૧૩ માં ખરલવું, સુકાયા પછી તેની ગોળી વાળી તેને ધતુરાના જીંડવામાં ભરી ઉપર ૩–૪ કપડમેટ કરી, અડાયાં શેર ૨ ની અગ્ની કરવી.

## ૫૨૦. સોમલ

સોમલ તોલા ૫ પાંચને તાવડીમાં મુકી અઘેડાના રસ શેર ૨ ના ટુવા દેવા. માત્રા રતી ૦॥ કાસશ્વાસ મટે. (ઉત્તમ)

## ૫૨૦. હૃદયરોગ

■ અરડુસાનો ઉકાળો પાવો.

■ મસ્તકી સાથે કેરબો મેળવી આપવો.

## ૫૨૨. મુત્રકૃચ્છ—

શીતલ ચીની, (ચીનીકબાબ ) એલચી, હજરત હાઉ, રેવંચીનું લાકડું, ગુલાબના ફુલ, કલમી સુરો દરેક સરખે વજને લઈ ઉપયોગ કરવો.

## ૫૨૩. પ્રેમેહ—

સીંદુર, બોદાર, લવીંગ, પીળી કોડીનો ચુનો, દરેક તો. ૧ તથા મોરથુથુ તો. ૦। લઇ લીંબુ રસમાં ચણા જેવડી ગોળી વાળી ઉપયોગ કરવો.

## ૫૨૪. ઇંદ્રી જુલાબ—

વાત પિત્તવાળાને જવખાર, સાકર અને દહીંમાં, કફવાળાને કાળા તલના ખોળની ભસ્મ તો. ૧ મધ તોલા ૨ ગાયનું દુધ શે. ૦॥ તેમાં રેચ આપવો.

## ૫૨૫. ઉપદંશવાળાને મોં લાવવાનું—

પારો રતલ ૧ ચરબી રતલ ૧ એ બેને પીસીને આસમાની રંગનું થાય ત્યારે તૈયાર થયું સમજી જંઘાના મૂળમાં અગર બગલમાં નિત્ય અરધો તોલો રગડવું. જો એક દીવસમાં મોં લાવવું હોય તો બે ત્રણ તોલા એક સાથે ઘસવું. સખત જરૂર હોય તોજ એકદમ લાવવું. નહિ તો ધીમે ધીમે લાવવું. આવ્યા પછી ચોળવું. બંધ કરવું. કરી પાળવી.

વાલણુ:-બોરડીની છાલ કે ત્રિફલાના પાણીના ઉકાળાના કોગળા કરવા, મોં બંધ કરવાંની રીત—બેલેડોના ટીંક્ચરના ૧૦ થી ૧૫ ટીપાં એક ઔંસ પાણીમાં મેળવી દીવસમાં ચાર વાર પાવું. મોં બંધ થશે.

## ૫૨૬. મોં ન આવે તેમ પારો દેવાની વિધી–ઉપદંશ પર—

રસકપુરનું પાણી ૧ ડ્રામ, પોટાસ્યમ આયોડાઇડ ૪ ગ્રેન કરીયાતાની ચહા ૪ ઔંસ મેળવી દીનમાં બે વાર પાવું પછી ધીમે ધીમે પોટાસ્યમ વધારતા જવું એમ ૩ દીન કરવું.

## ૫૨૭. રાજવટી (ત્વચા ગરમી ઉપર—)

સુંઠ. સીંધવ, હેમજ, ગંધક દરેક શેર ૦। અને મીઠીઆવળ શેર ૨ છાશમાં ગોળી બનાવી વાપરવી.

## ૫૨૮. દાઝયા ઉપર—

અ ઇંડાની સફેદી, જવનો આટો ને કપુર મેળવી તુરત ચોપડવાથી ફાયદો થશે.

બ ચુનાનું પાણી ને તેલ ચોપડવું.

## ૫૨૯. પછડાટપર—

અ તુર્ત દારૂ પાઇ દેવો.

બ નવ માસા ફટકી તથા ૩ માસા સાકર અગર ગોળ ખવરાવવું. (હળદર હોય તો સારૂં.)

## ૫૩૦. વાળો—

કપુર, હીંગ, બન્ને વાટી લુગદી બાંધવાથી વાળો નીકળી પડશે (ઉત્તમરામ)

## ૫૩૧. બહુમુત્રતાપર—

અ જાયફલ થોડું થોડું પાનમાં ખાવું.

બ પેશાબમાં ધાતુ જતી હોય તો, વડનું દુધ પતાસામાં ખાવું. બકાનના બીજ તથા સાકર સરખે ભાગે લઇ દુધ સાથે પિવું.

ક અમીરની બહુ મૂત્રતા માટે, નાગરમોથ તોલો ૧ાા રૂમીમસ્તકી માસા ૩ ધાણા તોલો ૦ાા શાહજીરૂં તોલો ૦ાા કાળા તલ તોલા ૨ અજમો તોલો ૧ ચારોલી તોલો ૦ાા જેઠીમધ તોલો ૧ પીંપળ તોલો ૦ાા બકરીના શીંગની ભસ્મ તોલો ૧ આને કુટી છાણી ઝીણું કરી મધ તથા સીરકામાં અવલેહ કરવો. દરરોજ ૦ા તોલો ચાટવું.

## ૫૩૨. ધાતુપુષ્ટી—

રૂમિસીંઅફ તોલો ૧ બંગભસ્મ તોલા ૨ વડના દુધમાં ૨૧ દીવસ સુધી ઘુંટવું. હમેશ ૩ તોલા દુધ પાવું. પછી ભેંસના દુધમાં ખરલ કરવું. દરરોજ ૨ તોલા દુધ પાવું—માત્રા ૧ રતી. પીત્તવાલાને માખણમાં શરદીવાલાને સાકરમાં આપવું.

## ૫૩૩. ગાજરનો હલવો તાકાત માટે—

ગાજર છોલી તેનું પીતું કાઢી પાણીમાં બાફી પછી કપડામાં બાંધી પાણી ટપકાવી છાયામાં સુકવવું. જો સખત હોય તો ખમણવું. એકરાત ઘીમાં ડુબાવવું. બીજે દીન કાઢી દુધમાં પકાવી માવો બનાવવો. પછી તેને ઘીમાં શેકીને સાકરની ચાસણીમાં નાખવો. તે પાક થશે તેમાં આ ઓસડ નાંખવાં—કેસર તોલો ૦ાા જાયફલ તોલો ૧ જાવંત્રી તોલા ૨ એલચી તોલા ૬ વંશલોચન તોલા ૫ પીસ્તાં શેર ૩ મોચ્યરસ તોલા ૫ બદામના બીજ શેર ૨ તમાલપત્ર તોલા ૩ શુંઠ શેર ૦ા ચાંદીનો વર્ક, સોનાનો વર્ક, ઘીમાં પકાવેલ ઘઊંનું સત્વ, ગુલાબજળ, ખીરા, કાકડી, ખરબુચના બીજ.

## ૫૩૪. દેશી કોકલ્સ—વિરેચન—

એલીઓ ઉત્તમ ( દવાખાનેથી લેવો ) મોટાં ઇંદ્રામણાનો ગર્ભ, મીઠીઆવલ, કાબલી હરડેની છાલ, હરડેનાં ફોતરાં, હીમજ, આંબળાં, નસોતર, (જીભ કાઢીને) ગુગલ, શાહજીરૂં, ગુલાબના ફુલ, રાઈ, એ દરેક ૧ એક તોલો લઇ ગુગલને પલાળી સાફ કરી આગપર ચડાવી ગાઢો કરવો. એલીયો એક પાલામાં નાંખી તેની એક બાજુમાં કાણું પાડવું. તેમાં એલીયો નાંખી કપડમેટ કરી થોડીવાર ઉની રાખમાં રાખવું. દરેક દવા ખાંડી, ચાળી મેળવી, જો લીલું ઇંદ્રામણું મળે તો તેના રસમાં અગર સુકું ઇંદ્રામણું હોય તો કુંવારના રસમાં પીસી અડદ જેવી ગોળી માત્રા, ગોળી ૪ ટાઢા પાણીમાં સુતી વખતે લેવી.

## ૫૩૫. ઇંદ્રીજુલાબ—

સુનામુખી ૧ ભાગ. સુરોખાર ૨ ભાગ, ગુલાબના ફુલ એની ફાકી લઇ ઉપર દુધ પાણી પીવાં.

## ૫૩૬. વાસંત માલતી—

સોનાના વર્ક ૧ ભાગ, ચોખાં મોતી ૨ ભાગ, હીંગલો ૩ ભાગ, મરી ૪ ભાગ, ખાપરીયું ૮ ભાગ તે બધાંને માખણમાં ઘુંટવું પછી લીંબુના રસમાં ચીકાશ મટે ત્યાં સુધી ઘુંટવું. માત્રા ૧ થી ૨ રતી. પથ્ય પાળવું. મધ સાથે અથવા પીપર સાથે લેવી.

## ૫૩૭. ધાતુપ્રવાહપર—

એરંડાનો રસ શેર ૦I તથા પાણી શેર ૧૬ લઈ એરંડાને પાણી જેવો પીંગાળી પાણીમાં નાખવો. બાદ ઉપર રહે તો નીચે જાય ત્યારે અને નીચે જાય તો ઉપર આવે ત્યારે લેવો. વહેતી ધાતુ પર ઠીક કામ કરે છે.

## ૫૩૮. સમીર પન્નગ રસ—

પારો, ગંધક, સોમલ, તાલ, આ સરખે વજને લઇ એટલે દરેક દસદસ તોલા લેવું. ને તેને એકમેક સુક્ષ્મ કરવું. પછી તામ્રભસ્મ તોલા ૪ નાંખી સાથે ઘુંટવું ને પછી આતશી શીશીમાં ભરી ઉપર સાત કપડમેટ કરી ઉપર ઈંટનો બુચ મારી મોઢાપર પણ ૪ ચાર કપડમાટી વાલુકા યંત્રમાં ૨૦ પહોર અગ્ની દેવી. એક મોટી હાંડલીમાં નીચે ચાર આંગળ રેતી ( કાગળપર નાખવાની અથવા ભાડભુંજા રાખે છે તે રીતે ) રાખી ઉપર મોં સુધી રેત ભરી તીક્ષ્ણાગ્ની આપવી.

ઉપયોગઃ—સન્નીપાત, જેમાં ઉઠી ઉઠીને ભાગતો હોય તે પર પ્રલાપ, સન્નેપાતપર, બુદ્ધીપુર્વક અનુપાન યોજી માત્રા ૧ રતીથી ૧ વાલ દરમીયાન દેવી.

## ૫૩૯. ગર્ભવૃદ્ધિ એટલે છોડ વધારવાની—

સફેદ જીરું તોલા ૧૧ શીંગોડાં તોલા ૧૧ કમળકાકડીના બીજ તોલા ૧૧ પદમાક્ષીની લકડી તોલા ૧૧, પાશેર ( ૧૦ ભાર ) દુધ.

વીધીઃ—પ્રથમની સઘળી ચીજને ખાંડી મેળવી ૧૪ પડી બનાવવી હમેશાં ૧ પડી ખાઈ ઉપર પાશેર દુધ પી જવું.

## ૫૪૦. ગર્ભાધાન એટલે ગર્ભ રહેવાપર—

**અ** સોનામુખી તોલો ૧ બાલ હરડે તોલો ૧ ( બાલ હરડે સોનામુખીથી અર્ધ લેવાથી ચાલશે ) કાયફલ તોલો ०II એકત્ર કરી ત્રણ પડી બનાવવી. તે પડી રજસ્વલા થાય તે વખતે રોજ ૧ પડી પાણીમાં દેવી. આ પ્રમાણે દરેક વખત ૩ પડીકી એમ ત્રણ રૂતુ સુધી લે, તો ગર્ભ રહે અથવા બીજો પ્રયોગ

**બ** ૧ તોલો ગાંઠી પીપલી ( લીંડી પીપરથી મોટી પીપર ) લીંડી પીપર તોલો ૧ ગાજરના બીજ તોલો ૧ એરંડમુળ તોલો ૧ એ સર્વેને બારીક કરીને તેમાં ત્રણ તોલા

કાળા તલ ખાંડીને મેળવવા. તે પછી ૬ બનાવવી. ૠતુને વખતે દીવસથી રોજ ૧ પડી બે તોલા જુના ગોળનો પાક બનાવી તેમાં આપવી. એવી રીતે ત્રણ દીવસ બે માસ સુધી દેવી.

## ૫૪૧. ઋતુ શુદ્ધ ન આવતો હોય એટલે આથી ઋતુ સાફ આવે છે—

વડના ફળ ( ટેટા ) નંગ ૨, પાવલી ભાર હીંગ, એ બેને ખાંડી બે તોલા ગોળનું પાણી કરી ઉકાળી ગાળી ઋતુના ત્રણ દીવસ સુધી પાવું. આ ત્રણે ચીજને સાથે ઉકાળી પાવું. આથી ઋતુ સાફ થશે. આથી વંધ્યા દોષ કે યોની રોગવાળી સ્ત્રીની પ્રથમ આ પ્રમાણે પરીક્ષા કરવી. પરીક્ષામાં પ્રદર જણાય તો તે ટાળ્યા પછી આ ઉપાય કરવો, પ્રથમ આવી સ્ત્રીને પુછવું કે, "તને અટકાવ આવ્યા પછી દસ દીવસ સુધી ગમે તેવાં પણ પ્રદર ( શ્વેત કે લાલ સ્ત્રાવ ) જાય છે?" જો હા કહે તો તેને પ્રથમ ૧ તોલો ગાયફળ (માયું) લાવી તેને ખાંડી ૭ પડી બનાવવી. તેને રોજ રૂતુસ્નાતાના દીન એટલે ૪થા દિનથી ઘીમાં માખણ કે ગોળમાં ૧ પડીકી દેવી. ૭ દિવસ સુધી દેવી. અને જો એમ કહે કે મને પ્રદર નથી તો તેને એમ પુછી નક્કી કરવું કે "તને બે અથવા અઢી દીન ઋતુ દેખાય છે?" એમ કહેવું અને હા કહેથી ઉપરના ગર્ભ ધારણવાળી એટલે એક કે બીજા પ્રયોગવાળી દવા દેવી ( મતલબ એવી સ્ત્રીને સાધારણ વિરેચનની જરૂર છે ) બીલકુલ રૂતુ બંધજ હોય તો તે ઉપર આપવાની એટલે નષ્ટાર્તવની દવા:—કાળા તલ ૦।। શેર ( ૨૦ તોલા ) અને જુનો ગોળ ત્રણ વર્ષ ઉપરનો પાશેર કે અર્ધશેર, એનો લાડવો કરી ૭ દીવસ સુધી ખવરાવવો.

## ૫૪૨. અંધાપાનો અતિ ઉત્તમ ફકીરી ઉપાય—

કડવા લીંબડાના ફુલ લઇ આવી તેને વાટીને તેની અંદર રૂ પલાળી રાખવું. અને તે રૂ સુકવી સાચવી રાખવું. પછી એક કાળો ઝેરી ભોરીંગ ફણીધર સર્પ તાજો મુવેલો લઇ આવી તેને ૧૨ શેર દુધમાં ખુબ ઉકાળવો. અને ઉકળ્યા પછી તે સર્પને કાઢી નાખીને તે દુધનું દહી જમાવી છાશ કરી માખણ ઉતારી ઘી બનાવવું. છાશનું મથન કરવાનું હથીયાર જેને ફુલ-કુદકું કેરવાઇ કહે છે તે કેરડાનું જોઇએ. તે ઘીમાં પેલા લીંબમાં પલાળી સુકવી સાચવી રાખેલા રૂની બત્તી કરી દીવો કરી કાજલ પાડવું. અને તે આંખમાં આંજવાથી આંધળો પણ દેખતો થાય તો પછી બીજા સામાન્ય નેત્ર રોગનું પુછવુંજ શું ?

## ૫૪૩. કુષ્ઠ ઉપર મર્દન—

મીઠા લીમડાનાં પાંદડાં વાટી અળશીના તેલમાં ઉકાળી તથા તેમાં તલીયાનું ચુર્ણ મીલાવી બારીક મલમ જેવું કરી લગાડવું.

## ૫૪૪. સર્પવિષોપાય— (અનુભૂત)

અરીઠાના બીજના ગર્ભને છાશ અથવા તે ન મળે તો કોઇપણ ખટાઇમાં વાટી આંખમાં ખુબ ભરણની પેઠે દાબવાથી તથા ડંખ પર લગાડવાથી ઉતરે છે.

## ૫૪૫. મરડા—અતિસાર પર કુંકુમવટી—

કેશર, અફીણ તથા મીણુ, પાણીમાં ઘુંટી મગ જેવડી ગોળી એક દેવી. રક્તાતિસાર—માં મધ, માખણ સાથે દેવી.

**સાદા અતિસારમાં**—ચોખાના ધોવણ સાથે.

**મરડામાં**—એરંડીયાનો જુલાબ આપ્યા બાદ પુર્વોક્ત રીતી.

## ૫૪૬. રક્ત પ્રદર—

શંખને ત્રણ દહાડા દીવેલ ( એરંડીયા )માં પલાળી રાખવો પછી ગજપુટમાં ફુંકી દેવો. માત્રા બેઆની ભારથી પાવલીભાર અનુપાન સફેદ જીરૂં રૂા. ૦। ભારને સાકર રૂા. ૦॥ ભાર સાથે માત્રા મેળવી ફાકી ઉપર પાણી પીવું. એક દીવસમાં ૩ પડી સુધી દેવાય છે.

## ૫૪૭. રક્ત પ્રમેહ—

લીંબુરસમાં ઘણામાં ઘણો ૩ દીવસ સુધી પ્રવાલને પીસી સૂર્યપુટ આપ્યા હોય તે પ્રમાલભસ્મ માત્રા ૧ વાલ ને જવાસાના મૂળને લાવી ભાંગની પેઠે છાંણી તે સાથે દેવી, અથવા તેનો ઉકાળો કરવો. ૨ તોલા જવાસાના મુળની છાલ સાથે પાશેર પાણી લેવું. નીમક પથ્ય.

## ૫૪૮. તાવ તાઢીયો—

ક્વીનાઈન ૫ વાલ સલફ્યુરીક આ. ડી ૫ થી ૧૫ ટીપાં, ૪ ઔંસ પાણી, પીપરમેંટ ઓઇલ ૫ ટીપાં, એલચીનું તેલ ૫ ટીપાં મેળવવાં. આ ત્રણ દીવસ સુધી દેવાની છે, પિત્તજ્વરમાં વિશેષ પ્રવાલ ૦। તોલા સુધી મીલાવવું.

## ૫૪૯. બરેલ—

મુળાના કટકા કરીને પછી ૨–૩ દીવસ સુધી સુરકા તથા સીધાલુણમાં પલાળી રાખવા ને પછી તડકે સુકવી ૨–૩ પતીકાં રોજ ખવરાવવાં.

## ૫૫૦. પ્રવાલ અને મોતી—

એમને એમ સાત દીવસ સુધી લીંબુ અને સાત દીવસ સુધી ગુલાબજળમાં પીસી સૂર્યપુટ આપવી. ને તે શીત વિર્ય છે માટે ગરમીના બધા રોગોપર ચાલે છે.

## ૫૫૧. સૂર્યાવર્ત (આધાશીશક)—

મુળાનો કાંદો અને મગ વાટી ચોપડવા. (તાવની શીર પીડા પર પણ) જરા અગન બળશે. તે પર ખાવાની દવા:—એલચીના દાણા ૬ સુંઠ તોલો ૦। સાકર તોલો ૦॥ ઘી તોલો ૧ આને અગાસીમાં રાખી સવારે ખાવું.

## ૫૫૨. નસકોરી—

મુલતાની માટી, ( ભુતડો ) આમળાં, કપાશીયા, કોથમીર, મેંદીના પાન, દરેક એક તોલો લઇ તાંદળજાના રસમાં વાટી તાલવે લેપ કરવો.

ધોલી ડુંગળી કાતરી સુંઘાડવી.

## ૫૫૩. આમ્લકયાદી ચૂર્ણ મરડો-પેટપીડ-અપચા ઉપર—

આમળાં, હેમજ, સીંધવ, પીપર, ચીત્રકમુળ, સમભાગે ચુર્ણ કરી ઉપરના ત્રણ રોગ ઉપર ગરમ પાણી સાથે આપવું. ઝાડા-અતિસાર પર જીરામાં, વરષા ઋતુના તાવ પર કાલી દ્રાક્ષમાં, ને ગીષ્મઋતુના તાવ પર ગોળમાં આપવું.

## ૫૫૪. અગ્ની મુખ (નુતન) ચુર્ણ—

નવસાર, સંચળ, ગંધક, શુંઠ, તીખાં. એ દરેક બે ભાગ, હીંગ એક ભાગ, એનું ચુર્ણ ૧ થી ૨ વાલ સુધી પાચન ઉપર અકસીર છે.

## ૫૫૫. રકતાતિસાર—

હીમજ, શુંઠ, વરીયાલી, સીંધાલુણ, પ્રત્યેક બે ભાગ શેકી હીંગ એક ભાગ, લઇ ચૂર્ણ કરવું.

## ૫૫૬. હાથ વગેરે મરડાઇ જવા ઉપર લેપ—

એલીયો, પીલીયો રેચ, (રેવંચીનીનો શેરો) હળદર, સાજી, ગુગળ, સોનાગેરૂ, દરેક સરખુ લઇ ઇંડાંની સફેદીમાં અગર દારૂ કે છેવટ પાણીમાં ઘસી ચોપડવું, લેપ કરવો.

## ૫૫૭. પારદ (યોગચીંતામણીમાંથી) ભસ્મ—

**शुद्धं सूतं समं गंधं वटक्षीरैर्विमर्दयेत् । पात्रयेन्मृत्तिका पात्रे वटकाष्टेर्विचालयेत् । लघ्यग्निनादिनं पाच्यं भस्मसूतं भय ध्रुवं द्विगुंजनाग पत्रेषु पुष्टमग्नेश्च वृद्धकृत् ॥ (योगचिन्तामणी).**

પારો, ગંધક સમાન લઇ વડના દુધમાં મરદીને પચાવીએ. માટીના પાત્ર માંહે વડની લાકડીથી હલાવીએ. મંદાગ્નીથી દીન એક પચાવીએ. તે ભસ્મ પારાની નિશ્ચય થાય. રતી ૨ પાન નાગરવેલમાં દેવી. પુષ્ટી કરે, મંદાગ્ની મટાડી અગ્ની વધારે.

## ૫૫૮. ખસ—

આમલ સારા ગંધકને ઝીણોવાટી ગાયના ઘી સાથે મીલાવી, પછી એક કપડા પર ચોપડી તેનો કાકડો કરી સળગાવતાં નીચે ઠામમાં જે અર્કનાં ટીપાં પડે તે ૨-૩ દીન ચોપડી પંચ ધુણી તાપતેથી ભીંગડાં ઉખડી જશે. ( હેમતરામ )

## ૫૫૯. વાળો—

પાણેચા નાળીયેરનું નેત્ર ફોડી તેમાં હીંગ તોલો ૦॥ નાખી ઘઉંના લોટથી નેત્ર તથા આખા નાળીયેરને લોટપોટ કપડમેટ કરી નેત્ર ઉંચુ રાખી ભઠીની રીતે ફુંકી દેવું. પછી તે શ્રીફલ ૩ દિનમાં ખવરાવી દેવું. રોટલો, ગોળ, તેલ ખાવું.

## ૫૬૦. સુરો કાયમ કરવાની વિધી—

(વૈદ ભાણજી મુળજી વ્યાસ રાજકોટ-ગૌરીદડના ઉતારા પાસે.)

હાથીદાંતનો ચુરો સુરાથી બમણો લઈ બન્નેનો ભૂકો કરી ઉપર નીચે થરોથર એક હાંલ્લીમાં પાથરી (પહેલાને સૌથી છેલ્લા થરમાં હાથીદાંત આવે) જરાક ઉંડી રાખી પછી કપડમેટ કર્યા વગર એમને એમ આશરે ૧૫૦ છાણાની આટ ઉપર તે મુકી દેવી. તો સળગ્યા બાદ તે હાંલ્લીમાંથી ધોળા બાસ્તા જેવા માખણવત ઉભરો આવી હસ્તીદંત સર્વ ઉપર આવી ઉડી જશે. ને સુરો નીચે કાયમ જામ્યો રહેશે. વજન પુરૂં.

## ૫૬૧. સોમલ કાયમ—

આ પકાવેલો સુરો અને સોમલ બન્ને લેવાં. સોમલથી ૧ાા દોઢો સુરો લઈને બન્નેનો ચુરો કરી એક કોડીયામાં થરોથર પાથરી કપડમેટ કરી આશરે ૫૦ છાણામાં મુકી દેવું. તો નીર્ધુમ સવજન કાયમ સોમલ પાકેલો થશે.

આજ રીતે હડતાલ, સીંગરફ વિગેરે પણ થશે.

## ૫૬૨. યશદ ભસ્મ—

યશદના કટકાને જરા લોઢાની કડાઈ પર તપાવી તપે એટલે તેનો બારીક ચુરો કરી દેવો, બાદ તેને ત્રીફલાના કવાથમાં પીસી ગોળો વાળી ત્રીફલાનાજ કવાથમાં ડુબાવી એક હાંલ્લીમાં ભરી કપડમાટી કરી ગજપુટ આંચ આપવી. એમ વારંવાર ૧૫ થી ૨૦ ભઠ્ઠી આપવી. વજન પૂર્ણ.

## ૫૬૩. પ્રદર (સોમ-મુત્રાતિસાર-બહુમુત્ર-ભસ્મક-વગેરે વ્યાધિ પર)

દસ તો. ભીલામાને લઈ કુટીને તેમાં ૧ તોલો ખુરાસાની અજમો તથા ૧ તોલો પારો મીલાવી એકજીવ થયા કેડે તેની ૧૪ ગોળી વાળવી. અને તે (નાની મોટી કરવી એ રોગીના બલાબલ પર છે) માંથી દરરોજ ૧ ગોળી દહી સાથે ગળાવવી. ખાવામાં બાજરાનો રોટલો ટાઢો (સવારનો ઘડયો સાંજે અને સાંજનો ઘડેલો સવારે) અને દહીમાં આપવા ગોળી. મોઢુ આવતાં સુધી આપવી, પછી નહીં. ઘણું કરી ૭ ગોળીમાં મોઢુ આવી જશે. મોઢું આવે એટલે કેવલ શીરોજ ખવરાવવો.

## ૫૬૪. મોઢું વાળવાનું—

(૧) વડબોર અને બાવળનાં પાંદડાં ઉકાળીને કોગળા કરાવવા. ઘીના કોગળા કરાવવા. ઉકાળામાં મોરથુંથું નાખવું.

(૨) તાંદળજાનો રસ ત્રણ રૂ. ભાર એક વખત એમ આખા દીવસમાં ત્રણવાર એટલે ૯ રૂ. ભાર પાવો. તથા કાલીજીરી અને ચંદનને તાંદલજાના રસમાં પીસી બહાર લેપ કરવો.

કુકડીના ઈંડાંનાં ફોતરાં પણ ફકાવવાં સારાં છે. વજન ૩-૪ વાલ સુધીથી વધુ ન આપવું. આથી પારો, રસકપુરાદીનું ઝેરનું વાલણ થાય છે. પારદનો ઉતાર ગંધક છે. અને તે ઉત્તમ છે.

## ૫૬૫. અથ વંધ્યા કલ્પ—શિવપ્રોક્ત—

( ગોરજીના પુસ્તકમાંથી )

શંભુતે મુખતે ભયો, વંધ્યા કલ્પ પ્રકાશ;
સો લોકનકે કારણે, બરણુત કેશવદાસ.

### સપ્તદોષ નિરૂપણ

પહેલું કમલજું ફેરો, દુજો કમલ ખુંદાણો;
ત્રીજો કમલ પર માંસી, ચોથોજ કીટ કહાણો;
પાંચમો કહો પીતકો, છઠો સીત અભીધાન;
કહો સાતમો શાકની, એહી સત્યકો જ્ઞાન

### દોષના ચિન્હ તથા ઔષધ

સંગ કીયા પાછે સખી, કટી દેહ કે પે જાસ;
ઇશ્વર કહે વંધ્યા પ્રતિ, કમલ ફર્યો હે તાસ;
કપાસીયેકી મીંજમેં, જો મોર પીછકી છાર;
તા જલમે ભગ ધો વહે, તીન દીન પુત્ર પાવે નાર.
સંગ પીછે કટી દુખ જાસ, કમલ બંધાને જાનો તાસ;
તેલ હીંગસે યોની ધોઇ, બોલી શંકર બાલક હોય.
પગ પીંડી દુખે જીનકું, નાભે માંસ લાગું તીનકું;
આગે શંભુ ઔષધ કહે, નયનદાલ હૃદયમાં લહે,
ગજ નખ મેં ઘોલો જીરો, તપ્ત સરસીયે લાઇ,
તે વંધ્યાકું હર કહે, એહ ગર્ભ ઉપાય.
કાજલ દુખતી હોય કો સિદ્ધ, કીડો પડયો કમલકે મધ્ય
ત્રિફલા જીરામી વીરહાલી, તિહધોતે ગર્ભ હુએ તે નારી.
સંગમ પાછે યોનહ(યોની) જલે, દેહ દાઝે પરસેવો વળે,
ત્રિફલાં મીશ્રી જલસું ધોય, બોલીશંકર બાલક હોય.
સાત રોગ કો ચીન્હ બખાને. શીતલ દેહ ભયો તબ જાને.
તેલ ભમરીસે જાત(યોની) પખાલી, સોશંકર કહી બાલ હુ લેરાવી
દાંતા ચિન્હન પાઈ યાકું, સાકની દોષ કહીજે તાકું,
વામ બાહુ દસ ઓવયંત્ર ધરાવી, સો શંકર કહી બાલક હુ લરાવે
એહ નયન સુખે કહ્યો, વંધ્યા હુ લાવન બાલ.
પોતે ઔષધ કા કરે, સો સ્ત્રી હોવે નીહાલ.

**इति वंध्याकल्प.**

## ૫૬૬ વંધ્યા કલ્પ બીજો.

### ગર્ભ પ્રતિબંધક દોષ.

પહેલે રોગે કમલ સંકોચ, બીજે રોગ પીત અતિ શોચ,
ત્રીજે કમલ નહિ પાધરૂં, ચોથે કમલ અતિ જાજરૂ.

પાંચમે છાયા કમલ ઉપરી, છઠે પતિત કમલ શુભ પરી,
પુરૂષ વાંઝી રોગ સાતમે, વનિતા વાંઝી કહીએ આઠમે.

નવમે કીડો કમલ મઝારી, દસમે રોગે વાયુ વિકારી;
માંસ બંધાણું અગીયારમે, દ્રષ્ટિ દોષ કહીએ બારમે,

તેરમે કમલ શીંરા રૂંધાય, ચૌદમે બીજ ન પડે જે ઠાય;
પંદરમે કર્મ દુષણુ કહેવાય. શાસ્ત્રે તેનો નથી ઉપાય.

### રોગ–લક્ષણ.

કમલ સંકોચ હોવે જેહને, હીએ અધ્રક ઘણી તેહને,
આળસ શિર બહુ આવે વેગ, મુખ ફીકો અંગે ઉદ્વેગ,
પગ પીંડી દીલ દુખે ઘણું, એ લક્ષણ પેલા રોગ તણું. ૧

બીજે રોગે પીત અતિ શોચ. તેહ તણા લક્ષણપ ભણ્યોસ
રતિ વહેલી લોહૂ કાલુ જાસ, વાહ શુલને ભૂખકો નાશ,
અંગે અબલતા ભારી દેહ, તેહના લક્ષણ બોલ્યાં એહ. ૨

મુખ ફેફરી મુખ પાણી ઘણું, કટી દુઃખેને નિર્બલ પણું,
શુલ શ્વાસને થોડી ભૂખ, તચમ વિરેચને દુખે કુખ,
દેહી શીતને બહુત ડકાર, ઉંધે કમલે એ આચાર. ૩

ધાતુ હીન ને દુર્બલ દેહ, માથુ કુખ કટી દુખે જેહ,
અંગે પ્રસ્વેદને અલ્પ જ બંધ, તેહની દુખે સંધો સંધ,
વિષય રોષ ને તૃષ્ણા ઘણી, જીર્ણ કમલની ચેષ્ટા ભણી. ૪

આંખ્યો શીર પગ દુખે દુખી, ચિંતા તાપ નહિ મનસુ એક.
શ્વાસ ઓડને ભારી દેહ, છાયા કમલના લક્ષણ એહ,
છઠે પતિત કમલ શીતાંગ, આળસ નિંદ નહિ ધ્રુજે અંગ. ૫

ઉષ્ણ વાયને વાયુ વિકાર, ના હીન હોવે શુભ આચાર,
બહુલો વિષય રોસ ને તન, તે ન હોવે કહીએ સુપ્રસન્ન,
તાપ ખાજી દીલ હોવે ઘણી, ચેષ્ટા પતિત કમલની ભણી. ૬

પુરૂષ બીજ જો જલમાં તરે, તો નર વાંઝી કહિવો શીરે,
તનારી ભગ સબળો તાપ, અંગિ શીથીલ ચીત ચિંતા આપ,
દુર્બલ દેહ તેમ કાઠે વાસ, વાંઝી પુરૂષ લક્ષણુ કહેવાય, ૭

કણુ પર કલી ભગે રાખે સાર, તે ન વિકસે તો વાંઝીણુ નાર,
વળીયવ મગ લશુની તેંતાસ, સીંચતાં નવી ઉગે જાસ,
ઉંદરી વાઢી આળસ કૃષ દેહ, વનીતા વાંઝીના લક્ષણુ એહ. ૮

નવમે કમલે કીડો જેહને, કેંડી દુખ દુખે તેહને,
દશમે વાયુ વિકારજ જાણી, અલ્પ ભૂખે દુખે સંધાણી,
ઉદર પીંડે ખાધુ નવી જરે, આળસ નીંદ ઘણેરી કરે. ૯

ભારે ડીલ નિશી આવે તાવ, વાયુ વિગેરે એહ સ્વભાવ,
માંસ બંધાણું જેહને હોય, દાઝે કમળ ઘણું તસ જોય,
ઉષ્ણુ ધાન તિમ કંપે દેહ, શિર પગ પીંડી કંપે જેહ. ૧૦

તંપતિ શુલ આવે તે સઘણું, દોષ અગીયારમે લક્ષણુ ભણું,
દ્રષ્ટી દોષ નારીને ઘણું, દુખે હિલને નિર્બલપણુ,
ન હોવે ભૂખ બલકાંતિ સરૂપ, દુખ કલેજા ત્રોડનું રૂપ. ૧૧

શુલ શ્વાસને ભ્રમ કૃષ દેહ, બહુ બગાસાં ધ્રુજે દેહ,
આંખી કુખ દુખે તે સઘળું દ્રષ્ટિ દોષના લક્ષણુ ભણું,
કમલ શીરા રૂંધાણી જાસ, શુલ શ્વાસ કફ ભૂખકા નાશ. ૧૨

આવે ત્રોડ ખાધું નવી જરે, ભારે ડીલ વેગ આવે શીરે,
ઉદર વાઢી ઉકારી ઘણી, દીલે તપત આમણુ કૂમણી,
નિર્બલ દેહ નવિ લાગે ભુખ, મુખ ફીકો ને દુખે કુંખ. ૧૩

દેહશીત નિશી નાવે નીંદ, વાત ભ્રમને કામજ મંદ,
શિશ રૂંધાણે લક્ષણુ એહ, કહ્યા શાસ્ત્ર પ્રમાણે જેહ. ૧૪

રોગ ચૌદમે જાણો સદા, કમલ દુરી બીજ નાવે તદા,
તે તરૂણીને બહુ લોવાય, ક્ષુધા અલ્પ નિર્બલ કહેવાય,
છીલ થુલ કહે તે હતું. નીંદ રોષને કામ અતિ ઘણો. ૧૫

કમલમસ્તકનું લક્ષણુ કહ્યું, મુનીવર સર્વેને સદ્ વહ્યું,
જે યુવતિ નવી આવે રતી, દાઝે દીલ તે ભુંડી મતી,
દુર્બલ દેહનમેં દુખે દીલ, તે નવી પાલે કહીએ શીલ. ૧૬

કામ રાગ હોવે ઘણા જાસ, શાસ્ત્રે ઉપાય ન હોવે તાસ,
કર્મરોગ દુષણુ જેહને, ન હોવે પુત્ર નિશ્ચય તેહને
પંદર રોગ લક્ષણુ અહીં જાણુ, સુણી સરવ શ્રીપત તું જાણુ. ૧૭

## રોગોપાય

કમલ સંકોચ નારીને રતિ, પંચ યોની લખવો રતિ વ્રતે,
સહઅમુલચુરણ ઘૃત સાથે, કરવો દીન ત્રણ કન્યા હાથે;
શત અષ્ટોતર ચંડી મંત્ર, વિધિ શું જાય જપે એકંત,
કંઠે દોરો કહી બાંધે જેહ. નિશ્ચે નારી લહે સુત તેહ. ૧

બીજે રોગે હનુમત મંત્ર. ધુપ દિપ વિધી જપે એકંત,
લાલ સુત્રનો દોરો કરી. કોટે બાંધે વૃત આચરી,
ઓમ્ અક્ષર ભગે મંત્ર. કુકુંમ શું લખવો મહામંત્ર,
નાગ કેશર ચુરણ ગોદુધ, દિન ત્રણ પિવું થઈને શુદ્ધ. ૨

ખાંડ ખાવાનો કરવો નીમ, એકત જેમ દિનશત નિસ્સીમ,
એણી પેરે કરતી નારી જેહ, નિશ્ચે ગર્ભ ધરે સહી તે,
ઉંધો કમલ કામની ને સાર, મંત્ર યોની લખવો સ્રીકાર,
ખેત્ર પાલનો મંત્ર સહસ્ત્ર, જપવો મન શુધ્ધે નિર્વસ્ત્ર. ૩

કોટે બાંધે દોરો કરી, એકજ અગડ છાસી આદરી,
પછી શ્રીફલનું બીજ જ સાર, ગોળસુ લપેટી ગળે નિરધાર,
નાહિ દીન ત્રણ એણી રીત, કરતી બીજ લહે થીર ચીત્ત,
પુત્ર નિશ્ચે કહી હોવે સહી, ત્રીજા રોગની વાતજ કરી. ૪

જીરણ કમલ યુવતીને જાસ, ભગવતિમંત્ર ભગલખવો તાસ,
મેથી કણ પોટલી દીન ત્રણ, ભામીની ભગમાં રાખે મન,
શુંઠી સતાવરી આ સગંધ ચુર્ણ, ગોદુધ પીએ દીન ત્રણ,
પુર્ણ અગડ દુધની નારી કરે, ક્ષેત્રપાલ નિત પૂજ્યા કરે. ૫

અષ્ટોતર સો એક ગુરૂવાર, કરતી પુત્ર લહે સો નાર,
છાયા કમલે ચંડી મંત્ર, જાપ જપત કાટે બાંધે યંત્ર,
લવીંગ લીંગમાં રાખી કરી, ભોગવે ભામની રીસે કરી,
છાયા કમલી ફાટી જાય, પુરૂષ બીંદુ તવ પડે જઈ ઠાય. ૬

ચાવલ ખાવાનો લીયે નીમ, નવ મસવાડા તે નિરસીમ,
એકત ભીમ દિન કરે જે નારી, નિશ્ચે પુત્ર લહે નિર્ધારી;
છઠે પતિત કમલ નારીને, ધોવી યોની ત્રીફલાં વારીને,
સીંદુરે ખેતલનું રૂપ, યોનિ વળી લીખવું અનુપ. ૭

શતાવરી ગોદુધે મીલી, દીન ત્રણ પીયે મનને ફુલી,
સ્રી એકત દુધ જમવાનો નીમ, ગુરૂ ગુરૂણીને સેવો એમ,
સીંદુરે પુજે ખેતરપાલ, તેહને પુત્ર હોવે તતકાળ,
જે નારીનો નર વાંઝીયો, કદીન કર્મ તસ દશ્યુ કીયો. ૮

તેહને બીંદુ કમલ જલી જાય, તેહ તણો હવે કહુ ઉપાય,
ઋતુ આવ્યાં ગુલને ફટકડી, દીન ત્રણુ રાખે ભગવે ઘડી,
કમલ શુદ્ધ કરે દીન ચાર, માસ એક ન સેવે ભરતાર,
વાંઝી કંકોડી સીતા આસુંધ, દારૂ નિશી. નાગકેશર સંબંધ. ૯

સમભાગે ખાંડી કરી સાર, કરે અવલેહ ઘૃત સુંસાર.
પીયે દુધ પર નરનો સંગ, હોવે ગર્ભ નિશ્ચય મન રંગ,
વનિતા વાંઝી હોવે જેહને, યંત્ર યોની લીખવો તેહને,
પણુ સીંદુરે પુજે વીર, અગડ છાસી પાલે મની ધીર. ૧૦

એ તુ આવ્યા વળી ત્રિજે દિન, અગર ધુપ દિયે તરૂણી તન્ન,
એ રે ખેતલનો મંત્ર, લખી જપી કોટે બાંધે જંત્ર,
શુંઠી નાગકેસર આસંધ, ગોદુધ પીએ સીત સબંધ,
એમ કરતી ગર્ભવંતી નારી. હોવે નિશ્ચે જગપતિ અવધારી. ૧૧

જે નારી કમલકે ફોડા હોય, ચકાંકા જડ રાખે સોય,
શતાવરી નાગ કેશર દોય, ગોદુધ પીયે દીન ત્રણુ સોય,
ખેતલરૂપ લખવો ભગ સાર, ભોગ ભૂમી કીજે બે વાર,
રવિ એકત ગુરૂ બાધા કરે, યંત્ર કોટે બાંધ્યાં ગર્ભ ધરે. ૧૨

જે નારીને વાયુ વિકાર વાંઝી કોડી ફાકે સાર,
અંગડ છાશી રવી પુજે સદા, રવિ એકત ગર્ભ પાલે તદા;
માંસ બંધાણું જેને હોય, કોટે યંત્ર કરી બાંધે સોય,
શુંઠી નાગ કેશર ગોદુધ, દીવસ સાત પીએ થઇ શુદ્ધ ૧૩

લવણુ લીંગ રાખી ભોગવે. શનિ એકત શત દિન જોગવે,
ઇમ કરતી ગર્ભવંતિ નારી, હોવે નિશ્ચે જગપતિ અવધારી,
દ્રષ્ટિ દોષ નારીને યંત્ર, ભગવતી મંત્ર જપી લખે એકંત,
કોટે બાંધે વ્રત આચરી. અગડ અંબાવી ઉપર આદરી. ૧૪

ચૌદસી દીવસે કરે ઉપવાસ, ઇમ કરતાં તસ પહોંચે આસ,
કમલ શીરા રૂંધાણે સાર, ભગવતી મંત્ર જપી લખવાર
મન શુદ્ધસે સેવે અંબાવી, અગડ છાશી આડીમ ઉપવાસ ભાવી,
વાંઝી કંકોડી દુધે મીલી, સાત દીવસ પીએ મન ફૂલી. ૧૫

ગરભવંતી સો હોવે નારી, સુણી ત્રીભુવનપતિ જગદાધાર,
કમલ મસ્ત નારીને સાર, જીરૂં છાસી પીયે ત્રણુવાર;
અગડ દુધ રવી એકત કરે, ત્રીજે માસે માનુની ગર્ભ ધરે,
કર્મદુષણુ હોવે જાસ, શાસ્ત્રો ઉપાય ન હોવે તાસ. ૧૬

## इति वंध्याख्यान.

શિવલીંગી (કેટલાક લોકો કહે છે કે તે અમરેશ્વર કે અમરનાથ કે અમરકંટક પર થાય છે. તેજ કામ લાગે) સાથે વિર્ય ગળવાથી ગર્ભ રહે છે. એમ ઉપરના શિવશક્તિ માર્ગમાં વર્ણન છે. ત્રણ રૂતુ સુધી ૧૧ દિન સુધી ગળવાનો પ્રયોગ છે. —સંપૂર્ણ

## ૫૬૭. સંતાન પ્રતિકાર—

क કોડમુલ ટાંક ૧ એલચી ટાંક ૧ નાગકેસર ટાંક ૧ વરધારો ટાંક ૧ જીરૂં. તમાલપત્ર, જાવંત્રી, માલવી આસકંધ, પારસપીપળાના બીજ, રાજહંસી, મોરશીખા, ઉભૈ લીંગીબીજ, શીવલીંગીના બીજ, વડવાઈના અંકુર એ પ્રત્યેક એક એક ટાંક લઈ મેળવી પડી કરવી, દીનપ્રતી પડી ૧ દેવી. સંતાન થાય.

ख અકલકરો ટાંક ૩ રાયણના ઠળીયાના મીજ ટાંક ૩ ગોળ ટાંક ૩ ની ગોળી ગળાવીએ—યોનીમાં રાખવાથી સંતાન થાય ( આજ પ્રયોગ ઘણી બુકમાં લખેલો છે પણ આ પ્રયોગ એવો ઉગ્ર છે કે તેથી ઘણી પીડા થાય છે) (બીજી બુકમાં માત્ર ૧ ટાંક ગોળ ને ૧॥ ટાંક રાયણ મીજની ગોળી કરી સ્નાન બાદ યોનીમાં રાખવા લખેલ છે. એટલે એથી યોની રોગ નાબુદ થાય છે સ્નાન બાદ ૧૧ દી. ભોગ) (હિમતરામ)

ग કાંટાળું માયુ એક દોણકામાં નાખી તેમાં દુધ દોહોઈ જેમ ને તેમ ઉકાળી, જમાવી, વલોવી, તાવી, પછી તેના આઠ કટકા કરવા. પ્રથમ દીવસથી ત્રણ દીવસ સુધી કટકા ત્રણ ૩ પહેરાવવા ચોથે રોજ નાહ્યા બાદ ગુંદ ધુટા ૫ ભાર દુધમાં પલાળી પીવરાવો. ખાવા ટાણે ખાંડ નાખવી તો ફળીભૂત થાય છે. ગોપાલ સંતાનનો મંત્ર દેવો તે આ રીતે—

ॐ ह्रीं ज्रीं श्रीं क्लीं ॐ भूर्भुवःस्वरोम् । देवकी सुत गोविंद वासुदेव जगत्पते । देहीमे तनयं कृष्ण त्वामहं शरणं गताः ॐ स्वः भुवः भूः क्लीं श्रीं ज्रीं ह्रिं ओम् नमम ॥ इति मंत्र ॥

घ શીવલંગી ૧ ભગલીંગી ૨ ઉપર વચે લોટપોટ કરી ગોળમાં ગોળી વાળી દેવી, ઉપર દુધ પાશેર પાવું. (હિંમતરામ)

ङ રૂા. ૧॥ ભાર નાગકેશર વાટીને સ્ત્રીને ત્રીજે દીવસે રૂા. ૦॥ ભાર સવારે રૂા. ૦॥ બપોરે રૂા. ૦॥ સાંજે ઘી સાથે ચટાડવું. કામ ઉત્પન્ન થશે. પછી બકરીના દુધમાં વરધારો ( વૃદ્ધદારૂ ) નું છોડું રૂા. ૦। ભાર પાવું, એમ ૧૫ દીવસ પાવું. દુધ ખાંડ ભાત આઠ દીવસ ખાય ને વિહાર કરે. આઠ દીવસ બાદ વધુ ખાય.

च પારસ પીપલાનાં બીજ રૂા. ૦॥ ભાર સવાર સાંજ ઘી રૂા. ૧ ભારમાં ચટાડવાં. ગરમ વસ્તુ ન ખાવી. ( વૈદ્ય કૃપાશંકર ખંભાતી)

छ આ ઉપાય ભૂંગળી મુકવાનો છે. તે ભૂંગળી તાંબાની જોઇએ તેને ભગમાં મુકવી. ઉપર પાણી રેડવું. પછી પાણી ટકે તો કામ થયું નહિ તો ફેર દીવેલ મુકવું ને દીવેલ ટકે તો જાણવું કે કામ થયું. પછી સૌરાષ્ટ્રી ( ફટકી)નું પાણી કરવું ને પાણી માંહે નાખવું તો શુદ્ધ થાય છે પછી દીવેલ પાછુ મેલવું. પછી વિર્ય અંદર મેલવું ટકે તો કામ

થાય, દીવેલ ટાંક સારપછી વીર્ય મેલવું પહેલું સારાષ્ટ્રીથી ધોવું પછી દીવેલ મુકવું. ભુંગળીવતી મેલવું. અંદર ભુંગળી આંગળ ૬ કે ૭ સાતની મુકવી તે ભુંગળી તાંબાની જોઇએ. આમ ૨-૩ ઋતુ કરવાથી કાર્ય સિદ્ધ થાય. પાણી દીવેલ (એરંડીયું) વિગેરે ભુંગળી ઉપરથી રેડવું.

ज ગરભાશયમાં એટલે યોનીમાં કમલ પર વખતે મસા જેવું કાંઇ થઇ જવાથી તેનું મુખ બંધ થઇ જવાથી તેમાં વીર્ય જતું નથી માટે પ્રથમ આંગળી વાલી ઉપરથી નખ વતી ખોત્રી નાખવું. અને પછી ચોથે દિવસે વિપરીત મૈથુન કરવાથી પણ ગર્ભ રહે છે.

झ માયાં, માંગફલ, કશીરા, પ્રત્યેક ટાંક ૦॥ શેલારસમાં ચણા પ્રમાણે ગોળી સ્ત્રીના અંગમાં રાખી પુરૂષ સેવે તો ફળીભૂત થવાય.

ट ચિત્ર છાલ ટાંક ૫ છાશમાં ઉકાળી ઋતુ આવે ત્યારે ત્રણ દીન પીએ એમ ત્રણ ઋતુ સુધી કરે તો ફળીભૂત થવાય.

## ૫૬૮. સ્ત્રીરોગ પ્રતિકાર–તાત્કાલિક પ્રસૂતિનો ઉપાય—

अ ઘોડાની લાદ સુકી લાવીને ઠીબમાં સળગાવીને પ્રસુતાને શરીરે ધુણી દેવી તથા લાલ કપડામાં મીઠું બાંધી પોટલી ખાટલા ઉપર પ્રસુતાને ડાબે પડખે રાખવી. (મરેલું બચ્ચું બહાર નીકળશે તે ખેંચી લેવું.)

ब ખરસાણી થોરના મુળને શનીવારે નોતરી રવીવારે લાવી તેની વીંટી કરી હાથમાં પહેરાવી આપવાથી તરત નીકળે. જતાં આવતાં કોઇ સાથે બોલવું નહિ. ઘેર આવી ધુપ કરવો, અનુભૂત છે.

क ઘોડાના નખની તથા સાપની કાંચળીની ધુણીથી પણ ફાયદો થાય છે.

### ( આડાં છોકરાંનો ઉપાય )

ड લાલ દાંડલીવાળી વજ્રદંતીના પાલાનો રસ રૂા. ૦। ભાર પાણીમાં નાખી કષ્ટાતી સ્ત્રીને પાવાથી તરત પ્રસુતી થાય છે. તે સાથે આ મંત્રથી પાણી મંત્રવું.

"રામ લક્ષ્મણ બે દોનો ભાઇ, તે બાલકની ખબર પાઇ,
"રામ લક્ષ્મણ દોનો ખસે, તે બાલક હેઠું ખસે.

૧૦૮ વાર જપવો. ગ્રહણ કાલીચૌદશે પ્રથમ સાધી રાખવો. ગુગલ ધુપ દીપાદી કરવું.

## ૫૬૯. સ્ત્રીના યોની ફોડા એટલે ચાંદી—

મનશીલ ૦॥, ગંધક ૦॥, ફટકડી ૦॥, મોરથુથુ આ ચારને બકરીના દુધમાં ખરલ કરી લગાવવું ને ખુલું બેસી રહેવું. ને સુકાવા દેવું દીન ૩ માં ફોડા મટશે.

## ૫૭૦. સ્તન પીડા—

अ ઇંદ્રિવરણાનું મુળ ઘસી ચોપડે.

ब ઉંબરાના પાન તથા ફળ મુળ વાટી કે બાફી લગાવે.

## ૫૭૧. ગર્ભપાત કરવા ઉપર—

એળીયો, રાયણનાં બીજ એ બેની ગોળી યોનીમાં રાખવાથી ગર્ભ છુટો-પડે.

## ૫૭૨. યોની ભ્રંશ—

યોની બહાર નીકળી પડવા ઉપર ભાંગ (વિજ્યા) ને વાટી કપડામાં બાંધી ગોળી યોનીમાં રાખવાથી ત્રણ દિવસમાં આરામ.

## ૫૭૩. ગર્ભપરિક્ષા—

ચાર મીસકાલ મધ પાણી સાથે મેળવી સુતી વખતે પાવું. જો નાભી નીચે આંટી આવી અથવા કાંઇપણ વિલક્ષણતા જણાય તો જાણવું કે ગર્ભ છે.

## ૫૭૪. પ્રસવોપાય—

अ સાડાચાર માસા સુધી કેસર ખવરાવવા-ચવરાવવાથી જલદી પ્રસુતી થાય.

ब નારંગીના છીલકાં ઇતરજ (ગુલેન રંજ) દરેક બે માસા વાટી સુરોખાર મેળવી પાવું. મરેલ કે જીવતો બંને ગર્ભ નીકળે-ગર્ભ પ્રસવે.

## ૫૭૫. વાયુ તથા સુવારોગ—

કાલો ધતુરો તથા કાળા મરી મેળવી સમભાગ, નેપાળાના રસમાં ચણોઠીપુર ગોળીવાળી પ્રભાતે ખાય, પહેલે દીન કમતી, માત્રા ને પછી વધતી માત્રા તો ઉભય રોગ છુટે.

## ૫૭૬. ગર્ભપાત પ્રતિબંધક ઇલાજ—

સ્ત્રીને અધુરે છોકરૂં પડતું હોય, તેને ભારદોરી કરી આપવાનો ઇલાજ—ચાંપાની જડ લાવી તેના કકડા ૭ કરવા રેશમના દોરા એકકડસોતે ગાંઠ વાળી કેડે બાંધે તો સીદ્ધી.

## ૫૭૭. યોની સંકોચન—

अ માયાં, હીમજ, હરડે, બેડાં, આમળાં, હીરાકશી, તપખીર, કાથો, લવીંગ, એલચી, કપુર, બાલકેરી, પડવાસ ફટકડી, મોચરસ દરેક ૦। પા જઇભાર, શેલારસ તથા અરણીના રસમાં ગોળી ચણા જેવડી વાળી યોનીમાં રાખવાથી સંકોચન થાય.

"સૌભાગ્ય શુંઠીપાક-પ્રસુતારોગ મટાડી સૌભાગ્ય વૃદ્ધિ કરે છે."

(વૈદ્યક ગ્રંથમાં છે)

ब ઝેરી ફુલ, માંજુ ફુલ, ફટકી, મજીઠ, બાવલ છાલ, કાથો, કશલો, છીંકણી, તુરી સોપારી, તજ, તમાલ, એલચી, જાવંત્રી, નાગકેસર, દાડમ છાલ સર્વે સમભાગે રીંગણીના પાનના રસમાં વાટી મધ સાથે ચણા જેવડી ગોળી યોનીમાં રાખેથી સંકોચ થાય.

क હીરાકશી, માજુફલ, સમુદર શોષ, પડવાસ ચુરણની ગોળી બોર પ્રમાણે યોનીમાં. રાખવી.

ड ફટકી, માયુ, લોધ્ર, કપુર, બીલીજડ, કરણ જડ છાલ સમભાગે લઇ પોટલી કરી યોનીમાં રાખવી.

इ બાવળીયાની છાલ રસ કાઢી ધોળું લુગડું ०।। ગજ લઇ પટ ૭ થી ૧૪ ચીરી કાઢી વિંટી યોનીમાં રાખેથી કઠણ.

## ૫૭૮. સ્તન કઠણ કરવાનો ઉપાય—

સુકા ખીજડાના લાકડાના કટકા કરી પાણીમાં ઉકાળી રસ કાઢી શીતલ જલ થાન પ્રમાણે વાટકી સીસાની કરી તેમાં શેલા ચોપડી થાન પર દીન ૭–૧૪–૨૧ બાંધે તો કઠણ થાય.

ખીજડીના પાન ઉકાળી ગાઢો રસ કાઢી શીશાની વાટકીમાં ચોપડીને થાન પર બાંધે તો કઠણ થાય.

## ૫૭૯. સ્તન પાક—

વાંઝ કંકોડીનું મુળ ઘશી ચોપડવું.
કુંવારનું મુળ ને હળદર વાટી લેપ કરવો.
દુધેલી, ઈંદ્રવારણીની જડ ઘશી લેપ કરવો.

### સ્ત્રી તથા પશુના સ્તનપાક પર

થાન ચડયું હોય તેનો ઉતાર—તલ ધોળા ટાંક ૯ ભેંશના દુધમાં ખીર રાંધીને ખવડાવીએ. ૭ દીવસ.

લીલા નાળીયેરનો રસ કાઢી તેમાં ચોખા ભીજવી સુકવી તેને ભેંશના દુધમાં ખીર રાંધી સાત દીવસ ખવરાવવાં.

## ૫૮૦. ગર્ભાધાન—

લાખ ટાંક ૨ સાકર ટાંક ૧ મેળવી ઋતુ વખતે ત્રણ દિન પાણી સાથે પીએ. એમ ત્રણ વાર કરે તો પુષ્પ આવે.

## ૫૮૧. ઋતુ આવવા–પુષ્પ પ્રાપ્તિ પર—

अ પલાશ પાપડો, શીવલીંગી, બદ્રીફલ મધ સાથે માસા ૧ ની ગોળી કરી વાપરવી.

ब ભારંગી, હરડે, એડાં, આમળાં, કાળા તલની રાખ દરેક ટાંક ૪ ગોઘૃત સાથે ખાય તો રૂતુ આવે.

## ૫૮૨. ગર્ભાધાન—

अ કબુતરની હંગાર, કરેણ મુળ છાલ મધ સાથે મેળવી ઇન્દ્રીએ લેપ કરે તો સિદ્ધ થાય.

ब ચીની કપુર વાલ ૧ મધ સાથે ઈન્દ્રીએ લેપ કરે તો ગર્ભ થાય.

क કબુતરની હંગાર રીંગણીના રસે મેળવી ઇન્દ્રીએ લેપ કરે તો ગર્ભ રહે.

ड ટંકણ, ફટકી, મધ સાથે ઈન્દ્રીએ લેપ કરે તો ગર્ભ થાય.

## ૫૮૩. ગર્ભપાતાવરોધ—

अ અધુરે ગર્ભ પડતો હોય તો–તલ, પદમક, સાકર. દરેક પાશેર મધ સાથે મેળવી આપે તો બંધ રહે.

ब કબુતરની હંગાર ચોખાના પાણી સાથે આપે તો પડતો બંધ રહે.

## ૫૮૪ ગર્ભ વૃદ્ધી—

(*a*) કમળની કુંપળની જડ, મધ, સીંધવ, કરંજ મુળ, સરખે વજને લઇએ તો ગર્ભ વધે.

(*b*) શતાવરી, વરધારો, નાગકેશર, સમભાગે દુધ સાથે, ૧૪ દીવસ પીવું.

(*c*) ત્રીકટુ, ત્રીફળાં, પ્ર. ટાંક ૩, ચાતુર્જાત ટાંક ૪, વરીયાલી ટાંક ૧, જીરૂં ટાંક ૨॥ આસંધ ટાંક ૪, ખાંડ ટાંક ૧૬ ગાયના દુધ સાથે પાવાથી છોડ વધે.

## ૫૮૫. છોરૂ આડુ હોય તે સીધુ થવા પર—

(*a*) મરી, બાવળનો ગુંદ સમભાગે લઇ ગોળી કરી યોનીમાં રાખે તો પાધરૂં થાય.

(*b*) ઇંદ્રવારણાના મુળને નોતરી લાવી કંઠે બાંધીએ તો પાધરૂં થાય.

## ૫૮૬. સ્ત્રીની ધાતુક્ષય (પ્રદર)નો ઉપાય—

આંબા હળદરનું દલ, ફોહેલી સોપારી, ફટકડી, અનાર, હજારાનું ફુલ, સમાન ભાગે લઇ ગોલી કરી યોનીમાં રાખે તો મટે, ધાત બંધ થાય.

## ૫૮૭. સ્ત્રીને દુધ ન આવતું હોય તેનો ઉપાય—

તુલસીના મુળ, કમોદના ચોખાનો આટો, કપુર પૈસા ૦॥ ભાર એ સરવે બરાબર લઇ ગાયના દુધમાં રાંધી માંહે મધ નાખી પીએ તો બહુ દુધ આવે.

## ૫૮૮. રૂતુ બંધ કરવાનો ઉપાય—

સસલાની લીંડીઓ રતી ૧ ઉભી રહીને દીન ૩ રૂતુ સમયે પીએ તો રૂતુ આવે નહિ.

## ૫૮૯. ગર્ભાધાન—

એલીયો, ગોળ, તલનું તેલ ગરમ કરી ૨॥ તોલા દસ દીન પાવું.

*Note*—રૂતુ સબંધી, ગર્ભ સબંધી તથા યોની દોષ વગેરે સ્ત્રીના રોગ વૈદ વલ્લભમાં ઘણા સારા છે.

## ૫૯૦. દેહ શુદ્ધી માટે વિડંગ તાંડુલનો પ્રયોગ—

૧. સ્નેહપાન સાત દીવસ :—૩, ૫, કે ૭ દીવસ–તોલા ૨ ઘી અને ૨૦ થી ૨૫ તોલા દુધ મીલાવી પી જવું ખીચડી ખાવી. ઘી નીમકની છુટ.

૨. સ્વેદન વિધી એક દીવસઃ—લીંમડાના પાંદડાના બાફથી પરસેવો લેવો. એકજવાર એક દીવસ.

૩. વમન એક દીન :—ગરમ પાણી પીવા લાયક થાય એટલે ઉલટી થાય ત્યાં સુધી પાયાજ કરવું. ગરમ પાણીથી વમન ન થાય તો, મીંઢોળ ૧, સવા બરૂ ખાંડી, ચાળી ફાકી દેવી, ને તેની પર પણ ગરમ પાણી પાવું. માત્રા ૦॥ તોલો ઉપર મુજબ ઘી ખીચડી ખાવા દેવી.

૪. વિરેચન દીવસ એકઃ—નસોતરનું ચુર્ણ તોલો ૦। ને સાકર તોલો ૦। ટાઢા પાણી સાથે. ખોરાકઃ–ઘી, ખીચડી.

## વિડંગતાંદુલ.

વાવડંગના બીજ, ચોખા ( ખાંડી ) ને અલગ કાઢવા, ને પછી જેટલા વજનમાં તે ચોખા હોય તેટલું જેઠીમધ લેવું. બન્ને મળીને અરધાથી એક તોલા સુધીની માત્રા ગળો (ગડુચી) ના ઉકાળા સાથે અથવા પાણી મધ ને આંબળાનો રસ, ભીલામાના ઉકાળા સાથે એક વખત સવારે લેવું.

## ખોરાક.

મગ ચોખા જુના લઇ તેમાં ૧૬ ગણું પાણી નાંખી ૫ તોલા કે વધુ તેમાં સુકાં આમળાં ઉકળતામાં નાખી ઉકાળતાં અષ્ટમાંસ રહે એટલે ઉતારવું, મીઠાનો ઉપયોગ કરવો નહીં.

જુના ચોખામાં આ પાણી નાખી ભાવે એટલા ખાવા, માફકસર ભાવે એટલું ઘી નાંખવું, મીઠું ન ખાવું, બીજું કાંઈ ખાવું નહીં એટલે સુધી કે પાન સોપારીની પણ મનાઇ છે.

ઉપરના વિડંગ તાંદુલની માત્રા લીધા પછી ૬ ૭ કલાક પછી ( ચોખા ખાવા. )

આ દવા પર એકજવાર આ રીતે ભાત દાળ ખવાય છે. ( મગભાત જોઇએ ) રાત્રે ભુખ લાગે તો કાળી દ્રાક્ષ બીજ કાઢીને ઘીમાં સોંતળી અગર એમને એમ ખાવી.

આનો પ્રયોગ એક માસનો છે પરંતુ રોગીની શક્તિ જોઈ એથી ઓછાવત્તા દિવસ કરવા.

## લાભ.

અર્શ, કૃમિ, ગ્રહણુ ધારણુ શક્તિ એટલે મંદાગ્નિ અને રક્ત વર્દ્ધક, સુધારક, વગેરે ઘણા રોગ પર અપાય છે. ( સંપૂર્ણ )

## ૫૯૧. દેહશુદ્ધી માટે દુગ્ધ પાનનો પ્રયોગ—

ગાયનું દુધ (એકની એક ગાયનું મળે તો વધારે સારૂં ) તાજે તાજું જેટલું પીવાય તેટલું એકી વખતે ખુબ પેટ ભરીને સવારમાં પી જવું. અને આખા દહાડામાં કાંઇ ખાવું નહિં. ને રાતે પણ દુધજ ભાવે તેટલું પીવું. તો તેથી જુલાબ લાગી દેહ શુદ્ધ થઇ જશે.

કદી કેવલ દુધ પર નજ રહેવાય તો રાત્રે ખીચડી યા થોડા ચોખા યા મગ ચોખા ખાવા. પણ દુધજ પર રહેવાય તો વધારે સારૂં. ( મધ ચોખા પણ ખવાય)

ઓછામાં ઓછા એકથી સાત દિવસ ને વધુમાં વધુ એકથી ૭ માસ સુધી, આ પ્રયોગ કરવાથી ઘણા રોગ દુર થાય છે. લાંબા વખત સુધી આ પ્રયોગ કર્યા બાદ અન્ન શરૂ કરવા ટાણે પ્રથમ થોડો થોડો આહાર આરંભવો.

લાભ—અગણીત, બલાબલ જોઇને રોગી તથા નીરોગી બન્નેને નિમિતવશાત્ અપાય છે.

## ૫૯૨. દેહશુદ્ધી—મહારેચ—

૧. આ રેચ નીચે લખી ગુડ ચડી ( ઘોડા ચોલી ) નો છે. અને તેની ક્રીયા તથા ઉપયોગ નીચે આપેલ છે. તે મુજબ તૈયાર કરી ઉપયોગ લેવો.

૨. આ જુલાબ ચૈત્ર અથવા આસો માસમાંજ લેવાય છે. અને તેથી આખા દેહનું શોધન થાય છે.

## વિધી.

૩. પ્રથમ ત્રણ કે સાત દિન સુધી મુંજીજી આપવો એટલે મળ પકાવનારી દવા આપવી, તે આ છે કેઃ—લીંમડાની કુંપળ, અજમો, બન્ને એક એક તોલો, અને દસ બાર મરી દાણાને લઈ ભાંગની પેઠે પીસી. ( પાણી સાથે ) છાણીને સવારમાં પી જવું. ખોરાકઃ— ખીચડીને થોડુંક ઘી. આ મુંજીજી, એટલા દિવસ લેવી હોય, તેટલા દિવસ આજ ( દવા ) લેવી.

૪. પછી રોગીના બલાબલ અન્વય અરધો ( ૦॥ ) તોલો ગોળી. ( ઘોડા ચોલી ) લઇ તેમાંથી પા ( ૦। ) તોલો અધકચરીને પા ( ૦। ) તોલો આખી, ને તેની બરાબર ( ૦॥ તોલો ) ખાંડ ભેળવી પાણી સાથે દાંતને ન અડે તેમ ગળે ઉતારી જવી.

૫. કલાક બે કલાક પછી ઉલટી અને દસ્ત થશે.

૬. જો શોષ થાય તો વરીયાળીનું ઉકાળેલું પાણી, એટલે વિધિવત્ વરિયાળીને રાખેલો ઉકાળો, તે પાણી થોડું થોડું પાવું. આખો દિવસ પીવામાં હરકત નથી. પણ દસ્ત બંધ કીધા પછી ન પાવું. આ પાણી જ્યારે જ્યારે પાવું હોય ત્યારે ત્યારે ટાઢુંજ હોવું જોઇએ.

૭. ઝાડે જવા ટાણે પણ ટાઢુજ પાણી લેવું, ગરમ પાણીને અડકવું નહિ.

૮. આ પ્રમાણે બે ત્રણ બજ્યા સુધીમાં ૩૦ ત્રીશેક દસ્ત અને ત્રણ ચાર ઉલટી પણ થશે. અને હવે દસ્ત નહિ આવે એમ પછીથી જણાશે, ત્યારે થોડુંક ઘી નાખી ખીચડી ખવરાવવી. ખાધા પછી પણ એક બે દસ્ત આવશે.

૯. આવી રીતે ત્રણ દીવસ સુધી આ રેચ લેવો ને આ પ્રમાણે વરતવું.

૧૦. બીજી વખત ભૂખ લાગે તો પાછી રાત્રે ખીચડીજ દેવી. ખીચડી શીવાય બીજું કાંઇ ખાવું નહિ.

૧૧. જો આ શકિતને લીધે ત્રણ દિવસ ઉપરા ઉપરી રેચ ન લેવાય તો એક દિવસ વચમાં ખાલી પડતો મુકી દઈને વળતે રોજ લેવો.

૧૨. જે દીવસ રેચ ન લીધો હોય તે દિવસ ગરમી, દાહ થતો હોય તો મુગલાઈ એ દાણાનો લુવાબ ( હીમ ) અરધો તોલો લઇ તેમાં તેટલીજ સાકર મેળવી પાઇ દેવું.

૧૩. પરીક્ષાઃ—સારા અને યથાયોગ્ય જુલાબ થવાની પરીક્ષા એ છે કે—આખી ગોળી એમને એમ ઝાડા વાટે નીકળી આવે, તો જાણવું. કે રેચ બરાબર લાગ્યો ને રેચ પુરો પણ થયો.

૧૪. ત્રણ અથવા બહુ તો ચોથે દિવસે ગોળી નીકળે છેજ, માટે જો ત્રણ દિવસમાં ગોળી ન નીકળી આવે તો અને જો સહન થાય તો ચોથો પણ દેવો, પરંતુ ચાર જુલાબથી અધિક ન દેવા.

૧૫. ગોળી નીકળવાની ખબર પડવા સારૂં ઝાડો અલગ રાખવો ને દરરોજ ઝાડો તપાસતાં રહેવું. ને જ્યારે આખી ગોળી નીકળે ત્યારે રેચનું ફલ થઇ ચુકયું સમજવું. પછી રેચ બંધ કરવો.

૧૬. ઝાડાની જગ્યા તથા બીછાનાથી પાયખાના સુધી જવાની જગા સીધી સપાટ જોઈએ, એટલે ઉંચી નીચી ને જતાં આવતાં જરાપણ ઉંચો નીચો પગ કરવો પડે તેમ ન હોવી જોઈએ.

૧૭. ઝાડો ( રેચ ) ન વળે તો ઘી સાકરનું ચુરમું આપવું, ગરમ પાણીથી હાથ પગ ધોવા, અથવા ગરમ પાણીથી સ્નાન કરવું.

૧૮. આ રીતે જુલાબ સમાપ્ત થાય છે. જો ગરમી જણાય તો ઉપર લખ્યા પ્રમાણે બે દાણાના લુવા બેનો શરબત પાવો.

૧૯. જુલાબ બંધ કર્યા પછી ઝાડો ન આવે ત્યાં સુધી ( જુલાબ પછી ઝાડો બંધ થઇ જાય છે ) ખીચડી જ ખવરાવવી, ને ઝાડો શરૂ થયા પછી લુખી રોટલી ને મગની દાળ વઘારેલી દેવી, પછી ત્રણ ચાર દીન બાદ દાળમાં થોડું થોડું ઘી વધારતા જવું. હમેશના ખોરાકથી થોડું ખવાય ત્યાં સુધી ઘૃત થોડું દેવું. તે પછી દરેક ખોરાક રૂચી મુજબ ખાવાની તથા બહાર હરવા ફરવાની છુટ છે.

૨૦. તે સાથે શકિતની દવા પણ ચાલુ રાખવી. એટલે હરડે, બેડાં, આમળાં, સુંઠ, મરી, પીપર, આમ પ્રત્યેક એક એક તોલો લેવાં. ગ્રંથાતરમાં આને વાજી વર્મા રસ પણ કહે છે, અનુપાન તરંગીણી ગ્રંથાંતરમાં માત્ર એક દીવસજ ઘુંટવા લખેલ છે.

## ૫૯૩. તામ્ર હીંગલોવાળું—

પૈસાથી ત્રણ ગણું હીંગળુને ઉંચા શરાબમાં પીસીને ગોળી કરી તેમાં પૈસા સમેટી ચાર પાંચ કપડ માટી કરી દોઢ શેર કોયલામાં ફુંકી દેવું. બે ત્રણ જેટલા પૈસા મુકશો તેટલા થઇ જશે. કોલસા બાવળના જોઇએ. રંગે લાલ સવજન, અનુપાન ગુણઃ—(૧)

આ તામ્રની પાંચ પડીકી કીંવા ત્રણ પડીકી આપવાથી મોંમાંથી સારી પેઠે પાણી ન ઝરે તો અથવા તો ઉલટી એક પણ ન થાય તો, ગમે તેવા રોગીને પણ ખુલ્લું કહી દેવું કે ચાલીસ દીવસમાં મરી જશે. (૨) માત્રા એક રતીથી બે રતી સુધી શશક્ત આદમીને દીવસમાં બે પડીકાં સાંજ સવારે, અશક્ત ને એક આપવું, (વરસની અંદરનાને આપવું) વાપરવામાં બહુ વિચાર કરવો. કારણ કે એથી ઉલટી થાય છે. ને તેથી આંતરડાં ઉંચા થઇ જાય છે. ઉલટી ખાણું ખાવાથી બંધ થઇ જશે. દવા આપ્યા પછી એક કલાકની અંદર ઉલટી થાય કે ન થાય તો એક કલાક પછી સાકરનો શીરો ખાવા દેવો. ઉલટીથી ન સહેવાય તો એટલે ઉલટી આવતી બંધ ન થતી હશે તો પણ આ શીરો ખાવાથી બંધ થશે. બહુ નિર્બલને શીરો ન ખવરાવતાં દાલ ચોખા ખવરાવવાથી પણ ચાલશે. બાકી હરકોઇ રોગીને શીરો ખવરાવવા અડચણ નથી.

(૩) દરેક વાત રોગ અથવા વાત જ્વર ઉપર તોલો ૦ા સુકપાણી સાથે જાડી ઘશી પડીકું મીલાવી ચાટી જવું. તાવ હશે કે નહી હશે તો પણ ઉતરી જશે. તાવ ઉતર્યા પછી પણ બે ત્રણ પડીકાં દેવાં.

(૪) દરેક પીત રોગ તથા પીત જ્વર ઉપર ઘીમાં.

(૫) દરેક કફ રોગ તથા કફ જ્વર ઉપર પાનમાં.

## ૫૯૪. સોમલ—

લોટ કર્યા શીવાય સોમલને ખાંડી ચારણી અથવા હવાલે ચાળી નાંખવો. એટલે કણી ઝીણી દાર રાખવો. પછી ગમે તેટલા સોમલનો ભુકો એક હાંલ્લીમાં મુકી બે હાંલ્લીના મોઢાં બરાબર ઘશીને સજડ બેસાડવાં (ડમરૂ યંત્રપર) તેનું મોં ઘઊંના લોટને ખુબ મસળી મુખ ચોટાડી બંધ કરવું. ને પાછો તે ઉપર પણ ગાંઠીયા જેવો લોટ સાંધે સાંધમાં ભરી ચારે તરફ સજડ ચોંટાડવો. ને તેની ઉપર કપડમેટ સાત કરવાં. (હાંલ્લાં પેટાળવાળાં કરતાં ઉપડતાં વચમાંથી સાંકડાં ન થઇ ગયાં હોય તેવાં પાકાં લેવાં.) તેની નીચે બે પહોર આંચ કરવી અથવા નીચેનું હાલ્લાંનું તળું લાલચોળ થઇ જાય એટલે ઉતારી લેવું. અને ધીમે રહી ઉતારીને આડું મુકી દેવું. એટલે સુવાડી દેવું. અને તેમાં પણ જેમાં ઔષધ મુકયું છે તે નીચેનું હાંલ્લું જરા ઉંચું રાખવું. નીચે મુકયા પછી એક મીનીટ પછી અંદર હાંલ્લામાં કણ કણ ધાણી ફુટતી હોય તેની પેઠે અવાજ થશે. પછી ઠરી ગયે કાઢી લેવું. તેમ થયેથી જે જાહેર પોતાની મેળે નીકળી આવે એટલે સાધારણ કાગળ વતે ઉખેડતાં નીકળી આવે તેને જુદું રાખવું. ને જે અંદર ચોટી જાય તેને છરી વતી ઉખાડી જુદું રાખવું. માત્રા—એક રતીથી અરધી રતી પર્યંત, આ બેમાંથી હાંલ્લીમાં ચોટેલો કાળા ધુસરા રંગનો વીશેષ ઉગ્ર હોય છે. ને પેલાં ફુલ જરા ઓછાં ઉગ્ર હોય છે.

બીજા પ્રકારના જવાહીરના ગુણ—વાત જ્વર પર પાનમાં, શરીરમાં ગમે તેટલી ત્રાડ, કળતર ઉપર, આર્દ્રક રસમાં ઉલટી ઉપર ગળી ચારાની સાથે તુરત બંધ થઇ જશે. શીયાળામાં બહુ તાઢ વાતી હોય તેને સાત પડીકાં આદાના રસમાં ખવરાવી દેવાં.

## પ૯પ. ધાપાણુ અથવા ગોદંતી હડતાલનો પ્રયોગ—

ધાપાણુ અથવા ગોદંતી તાલ, ચીરોડી, કટકાન એમને એમ ફુંકી દેવો. માસા બેથી ચાર વાલ સુધી. (*a*) જ્વર શરીરમાં હોય તે વખતે નાગર પાન સાથે કફ પીત વાલાને, વાયુ વાલાને, આદા રસમાં, નાનાં બચ્ચાંને ચાહમાં. (*b*) ઉલટી ચાહ સાથે, ગમે તે જાતની ઉલટી પર. (*c*) કોઇપણ પ્રકારની ગરમી તથા દાહ ઉપર કાથો, સાકર, ને એલચીના પાણી સાથે. (*d*) ગમે તેવા ગભરાટ મુંઝવણ, (ગમે તે જાતની હોય એટલે નીસાનો, રસાયણ વિષ, સોમલ, વગેરેની ગરમીને લીધે હોય) ઉપર ઘી સાથે. (*e*) કોઇપણ પ્રકારનું રસાયન (તાંબુ, સોમલ, તાલ વગેરે જન્ય) ખાધું હોય તેની ગરમી એટલે વાલણ પર, કાથો સાકર એલચી ને તાંદળજાની ભાજીના રસ સાથે. (*f*) મરડો, આમવાત (લોહી ન પડતાં એકલું આમજ પડતું હોય) તે પર કાથો, એલચી, તથા લીલાગર ભાંગને છીણીને બાકી રહેલા કુચા રૂ. ૦। ભાર એની સાથે પાણી સાથે ફાકો મારવો. ઘઊં ન ખાવા. ઝાડો બંધ, એક પડીકાથી થાય તો બીજું પડીકું ન દેવું. હવે જો મરડામાં લોહી પડતું હોય અથવા આમ સહીત લોહી હોય તેવા મરડામાં પુર્વોક્ત અનુપાન સાથે ફાકો મારી ઉપર સાકરનું પાણી પાવું, લોહી બંધ. (*g*) લોહી ખંડવાડો એટલે ગુદામાંથી લોહી પડતું હોય તેને પણ આજ અનુપાનથી આપવી. (*h*) સ્ત્રીના રૂધિર સ્ત્રાવ પર પણ ભાંગ શીવાય આજ અનુપાન.

## પ૯૬. તુત્થતૈલ—

(*a*) ગાયનું ઘૃત અથવા માખણમાં માય એટલું તુત્થનું ચુર્ણ મેળવીને કાગળ ઉપર ચોપડી તેલ ટપકાવવું, એક સાફ એક કાળું બીંદુ પડશે તે અલગ ઝીલવું, સાફ ખાવા માટે એકથી ત્રણ બીંદુ, પતાસામાં કાળું ચોપડવા માટે, ચાંદી માટે અકસીર; ખોરાકમાં ઘી દેવું.

(*b*) ગોળી—એક તોલા તુત્થાને વીશ તોલા પાણીમાં શોષ્યા પછી એટલે પાણી બાળી નાખ્યા પછી. એ તુતીઓ લઇ તેને પંચાગ રામતુલસી તોલા ચાર પીસી ચણા જેવડી ગોળી બનાવી રાખવી. આ ગોળી પણ ઉપદંશ મટાડે છે. તથા ચાળીશ દીવસ ખાવાથી તાકાત આવે છે. ઉપરથી ઘી તોલા પ પીવું. દવા ખાતી વખત બ્રહ્મચર્ય પાળવું તો બહુ તાકાત જણાશે.

## ૫૯૭. પ્રમેહ—

(*a*) આરંભમાંનો પ્રમેહ કે જેને પાંચ–સાત દીવસ થયા હોય ને પીત પેદા ન થયું હોય તે ઉપર (ઝીંક) ઝસત સલફાસ ગ્રેન ૨ બે ને પાણી તોલા ૫ પાંચ લઇ તેની પીચકારી દહાડામાં ત્રણ વાર મારવી. છતાં ન મટે તો એમ ચાર ૭ દીવસ કરવાથી આરામ થશે.

(*b*) અને પીત પેદા થયું હોય ને મહીના ઉપર ને વરસ પર્યંતનો મરજ હોય તો ઝીંક સલફેસની સાથે બે ગ્રેન મોરથુથું ભેળવી પાંચ તોલા પાણી કરી તેની દહાડામાં ત્રણ વાર પીચકારી મારવી. આથી જરા બળશે ખરૂં પણ આઠ દસ દહાડામાં આરામ થશે. તેથી પણ આરામ ન થાય તો પછી છેલ્લે.

(*c*) કોરટીક ગ્રેન બે ને તેટલાજ પાણીની પીચકારી દેવી.

## ૫૯૮. ચાંદી–ઉપદંશ—

રસકપુર તોલો ૧ લવીંગ તોલો ૨ અકલકરો તોલો ૧ ત્રણેને બારીક પીસી હાંલ્લીમાં નાખી, ડમરૂ યંત્રે ફુલ ઉડાવવાં. નીચે ઘીના દીવાની–કાકડાની આંચ દેવી, આશરે પાશેર દોઢ પાસેર (કાચું) ઘી જોઇએ, ચાંદી, ઉપદંશને વાયુ કફના રોગ પર દેવાય છે.

## ૫૯૯. ગંધક તૈલ–(સુક્ષ્મ વ્રણાદિ ઉપર)—

ગંધકને તેથી દોઢગણું તાજું ગાયનું ઘૃત લઇ તેમાં ત્રણ દીવસ સુધી વાટી પછી તેને જાડા ખાદીના કપડા પર લગાવી, તેનો વીટો–વાટ કરી, તે વાટોને દોરેથી સખત બાંધી, બાદ ચીમટામાં પકડી સળગાવીને નીચે કાંસાની થાળીમાં તેમાંથી પડતો અર્ક એકઠો કરવો, તે અર્ક સડેલું નાસુર, વ્રણ વગેરે પર વાપરવો.

## ૬૦૦. સોમલનું તેલ—

કડાઇમાં દોઢ પાસેર સુરોખાર વાટીને નાંખી તેની વચમાં શંખીયાને દબાવી તેના ઉપર સરસીયું તેલ એક બાટલી નાંખી નીચે તાપ કરવો અને જ્યારે કડાઇમાં આગ ઉઠે ને તે બધું બળી જાય ત્યાં સુધી બળવા દેવો. પછી સોમલનો કટકો એમનો એમ રહેશે તેને ઉપાડી એક ગ્લાસમાં તડકે છાંયે રાખવો. તેથી તેમાં તેલ નીકળી આવશે.

## ૬૦૧. જખમ અથવા ઘાવની દવા—

કાડીયો લોબાન તોલા ૫, કેવડીયો કાથો તોલા ૩, કીંદરૂ તોલો ૧ ગોરોચન તોલો ૦॥ રેકટીફાઇડ સ્પીરીટ તોલા ૪૦, એ ચીજને કુટી કરી મેળવી. આઠ દીન ભીંજવી રાખ્યા બાદ ગાળી લઇ પછી કામમાં લેવી. તમામ જખમ પર વાપરવી જલદી રૂઝાઇ જશે.

## ૬૦૨. પારદ ગુટીકા—

સુરોખાર તોલો ૧ નવસાર તોલો ૧ તુત્થ તોલો ૧। પ્રથમ સર્વ ચીજને વાટી લોઢાની કડાઈ કે તવીમાં નાખી જરા બારીક કરી અંદર પાંચથી સાત તોલા સુધી પારો નાખી લોઢાનાજ બત્તાથી લીંબુનો રસ નાખતા જવું ને ઘુંટતા જવું એવી રીતે ચાર કલાકમાં ગોળી વળી જશે. લોચા જેવી થશે બાદ તેને આખા લીંબુમાં રાખવી તો કઠણ થશે.

## ૬૦૩. તાલકામૃતરસ—

તાલકામૃત રસ—હારીતનો પાઠ છે અને તે નિવીર્ય પુરૂષ અને વંધ્યા દોશવાળી સ્ત્રીને ગાયના દુધ સાથે દેવામાં આવે છે.

## ૬૦૪. સંગ્રહણી પ્રમુખવ્યાધિ પર—

મુસ્તા ( મોથ ) શુંઠ, વાવડંગ, ચવક, પડકચુરો, હરડે, તેજબલ, દંતીમુલ, ઇંદ્રવારણી મુળ નીસોતર દરેક ચાર તોલા લેવું તથા બત્રીસ તોલા ભીલામાં ( એમને એમ ઠલીયા સુદ્ધાંત લેવાં ) ચોવીસ તોલા વરધરો, ચોસઠ તોલા સુરણ, પાણી તોલા ૧૦૨૪માં આ બધી ચીજ ઉકાળીને ⅓ ભાગ ( ત્રીજો ભાગ ) શેષ રહે એટલે પાણી ગાળી નીચોવીને કાઢી લેવું. પછી તે પાણી જેટલો તેમાં ગોળ નાખવો, અને કડાઇમાં નાખી ચુલે ચડાવી અવલેહ જેવું થાય એટલે પાણી બીલકુલ ન રહે ને કઠણ લોંદા જેવું થાય એટલે ઉતારી લેવું. એટલે કઠણ થઇ જશે. આ અવલેહ ઉતારતી વેળા એટલે જરા જરા નરમ હોય ત્યારે તેમાં ચીત્રકમુલની છાલ, નીસોતર, તેજબલ, સુરણ, તમાલપત્ર, નાગકેશર, લવીંગ, એ પ્રત્યેક મળીને કુલ સોળ તોલા ચુર્ણ મેળવી દેવું. ને પછી ગાઢ જેવું થયે ઉતારી ચીકણા વાસણમાં રાખવું. એટલે નરમ પડશે. પછી તેમાંથી એક તોલો સવારના પહોરમાં ખાઈને તે પછી એક કલાક બાદ ગાયનું દુધ પીવું. તથા ભોજનમાં પણ દુધ પીવું. ( ઉપર જે વરધારો "વૃદ્ધદારૂ" લેવા લખેલ છે તે નજ મળે તો તેના બદલે "ઉપલેટ" નાંખવું.

ઉપયોગઃ—મુખ્યત્વે કરીને સંગ્રહણીને મટાડે છે, ઉપરાંત આમાતિસાર, આમ્લપિત, પાંડુ, કફ, આટલા પર આ દવા અજમાવેલ છે.

( ઉપરાંત તેના ફાયદાઓ એ છે કે—જો ઉપરની દવામાં વરધારો નાંખવામાં આવે તો ગ્રંથોકત ફાયદો કરે છે. તે આ કે—) અર્શ, પાંડુ, ભગંદર, ગ્રહણી, શોષ, શુલ, બંધકોશ, ગુલ્મ, અને કફના ગોત્રના કોઈ પણ વ્યાધીને નિર્મુલ કરે છે. અને કમળાને તો તે સિદ્ધ રીતે મટાડે છે જ ( વરધારા વગરના ઓસડથી પણ કમળો વગેરે મટે છે.)

**Note**—આ દવાનો પાઠ હારીત સંહિતામાં અર્શની ચીકિત્સામાં "ભીમસેન" નામથી સુચિત છે. ઉપરનો ભીમવટક પણ અર્શ પ્રકરણનો હારીતનો પાઠ છે—

## ૬૦૫. અર્શ—

( શુકલ મુલશંકર કાલીશંકર દારૂના કોઠા આગળ બ્રાહ્મણ વાડો–ખંભાત )

અર્શ ઉપર બાહ્યોપચારઃ—ચીનીકબાબ તોલો ૧ ભીમસેની કપુર તોલો ૦॥ ટંકણ તોલો ૦॥ મોરથુથું તોલો ૦॥ ( ટંકણ તથા મોરથુથું ફુલાવેલ) કાથો તોલો ૦॥ ખેરસાર તોલો ૦। ભેંસા ગુગલ તોલો ૦॥ સુકી મેંદી તોલા ૫ આ બધી ચીજ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી છાશમાં વાટી બહાર પોટીસ મારવી. આથી છ માસ સુધી લોહી બંધ થાય છે.

### (૧) અર્શ ઉપર ખાવાની–ભીમવટકઃ—

ત્રિફલાં, પિપરીમુલ, તમાલપત્ર, વાવડીંગ, પીપર, એરડીના મુલ, દરેક ૪ પા તોલો, મરી અને ચિત્રક દરેક એક તોલો, સુંઠ તોલા ૨ બે, તે બધાની સમાન સુરણ એટલે છ તોલા સુરણ. અને બાર તોલા જીર્ણસાકર (સુમચુનની.) તથા એલચી, વરધારો ને તજ એ ત્રણ મળીને એક તોલો, તેમાં મેળવીને પછી તોલા ૦॥ ના લાડુ બાંધવા, તે સવાર સાંજ એક એક ખાઇ ઉપર દુધ પિવું, એટલે ખોરાકમાં દુધ લેવું. જઠરરોગ, અર્શ, રકતપિત્ત, ઉધરસ, મંદાગ્ની, શુલ, ક્ષય, તમકશ્વાસ, હલીમક, કમળો, કૃમિગુલ્મ ( કૃમિના ગુલ્મ તથા વાતગુલ્મ) ને મટાડી જઠરાગ્નિને દીપાવે છે—

Note—કાચાં કે પાકાં ઉમરડાં એમને એમ અથવા તેનું શાક બનાવીને જેટલાં પચે અને રૂચે એટલાં ખાવાં એમ આઠ દિવસ એકલાં ઉમરડાં ( ઉદુંબર–સફેદ ઉદંબર–ઉંબરો મોટો થાય છે તે–ગુલર )જ ખાઇને રહેવું ને તે સાથે બીજો કાંઇપણ ખોરાક ન લેવો, પરંતુ તેની સાથે ઉપલા ભીમ વટકનું સેવન બે વખત કરવું. આમ આઠ દીવસ કરવાથી અર્શ જડમાંથી નાબુદ થશે.

(૨) વિજય ચુર્ણ પણ અર્શ પર ચાલે છે.

(૩) સોનાગેરૂ ૦॥ થી ૨ તોલા સુધી દહીંની સાથે ચાટવાથી તરત બંધ થાય છે.

(૪) ચિત્રક છાલ સેવનથી પણ મટે.

## ૬૦૬. પથરી—

કાંસકીનો રસ કાઢી પ્યાલા ૩ ભરવા, મુળાના બીજ તથા ટંકણખાર એ બેને પ્યાલામાં નાખી પછી એક પ્યાલો સવારે, બીજો બપોરે અને ત્રીજો સાંજે પીએ તો પથરી કપાઇ પડે સહી.

## ૬૦૭. મુળ વ્યાધિ એટલે અર્શ—

કબુતરની વિષ્ટા (ચરક–હગાર) ત્રણ વરસનો જુનો ગોળ, એ બન્ને ખરલ કરી તેની ટાંક એની ગોળી ખવરાવવી તથા ગાજરના બીજની ધુણી ૨૮ દિવસ સુધી દેવી. ઉપર ઘી ટાંક ૯ તથા મધ પાશેર આપવું.

## ૬૦૮. મૃગીનો ઉપાય—અન્ય મસ્તક વ્યાધિ—

કાળા કુતરાની વિષ્ટાની નાસ આપે તો મૃગીનો જીવ મરે (૨) આધાશીશી તથા પીનસ જાય (૩) સંયોગી સ્ત્રીને ઋતુ આવે ત્યારે તેમાંનું લોહીવાળું લુગડું લઇ તેની નાસ દે તો કદાપી મૃગી આવે નહી.

## ૬૦૯. પ્રમેહ વીગેરે અન્ય રોગ પર—

કડવી તુંબડીનાં બીજ શેર ૦ાા, અણોઠી શેર ૦ાા, કૌચાં શેર ૦ાા કનકબીજ શેર ૦ાા વછનાગ શોધેલ શેર ૦ાા તેને એકઠું વાટી પાતલ જંત્રે તેલ કાઢવું તે તેલમાં પારો તોલા ૩ તથા નાગરવેલના પાનનો રસ નાંખી ખરલ કરવો. તેનું નામ રસ કપુર થયું. વાલ ૦ાા મધ સાથે દેવાથી પ્રમેહ જાય, ગરમી મટે, ચોરાશી વાયુ, ક્ષય, ઉદર વ્યાધિ, મટે.

## ૬૧૦. વાત વ્યાધિ પર—

( મુલશંકરજી )

નગોડના બીજમાં તેટલાજ વજન બરાબર લોટ મેળવી ગોળ ઘીની ગોળ પાપડી કરાવી રોજ ૨ાા થી ૫ તોલા ભાર દેવાથી આરામ થાય છે.

## ૬૧૧. પક્ષઘાત તથા અર્શ પર ભીલામાની ગોળી—

ભીલામાં, હરડે, વાવડંગ, શુંઠ, જુનો ગોળ મેળવી તેની ગોળી કરી અર્શ ઉપર આપવી.

પક્ષઘાત પર—અજમો, ભીલામાં, હરડે તથા જુના ગોળમાં ગોળી કરી આપવી.

## ૬૧૨. અર્શ—

અફીણને ગાયના દુધની તરમાં મેળવી લગાવવાથી સાત દીવસમાં ખરી પડશે. (ખેડુતની અજમાવેલ છે.)

## ૬૧૩. સ્ત્રી પુરૂષની સૌભાગ્ય વૃદ્ધી પર ઘૃતઃ—

આંબા હળદર ૪ તો. હળદર, શ્વેત ચંદન, મુર્વા, કુટ, જટામાશી મોરવેલ, શીલાજીત, કપુર, મોથ, દરેક બબે તોલા, કુટી છાણી અઢીશેર પક્કા ગાયના દુધમાં મેળવી ગરમ કરી પાત્રમાં ભરી, દહીં જમાવી સવારમાં રૂમડા (પીળો રોહીડો)ની રવાઇથી વલોવી તેનું માખણ કાઢી તેનું ઘી તાવી તેમાં કેસર, જાયફલ, છોટી એલચી, દરેક માસા ૨, કસ્તુરી રતી ૪ મીલાવી દરરોજ બે તોલા દુધ સાથે ખાવું તો સંતાન આરોગ્ય—તેજસ્વી—પરાક્રમી થાય.

## ૬૧૪. શીતોપલાદી ચુર્ણ—

સાકર તો. ૧૬ વંશલોચન તોલા આઠ, પીપર તોલા ૪ એલચી તો. ૨ તજ તો. ૧ એ દરેક કુટી છાણી રાખવાથી ઉદરસ, દમ, ક્ષય, દાહ, મંદાગ્ની, પાર્શ્વશુલ, અરૂચી, જ્વર શ્લેષ્મ, પીત્તપ્રકોપાદી પર આપવાથી શાન્તી થશે.

## ૬૧૫. અજમાના ફુલની વિધિ—

અજમો બશેર સાફ કરી કાળી માટલીના હાંડલામાં નાંખી કાગળ માથે બાંધવો. તળે બીની કસ જેવી વાટ દેવી. પાંચ કલાક તાપ દેવો તો ફુલ બનશે. વાયુ વાળાને ચોખા એક ભાર પાનમાં આપવું.

## ૬૧૬. ખસ—

(૧) ધુપેલ તેલમાં ફોડવાનો દારૂ પીસી ચોપડવો.

(૨) આકડાના પાશેર દુધમાં મુઠી એક ચોખા નાખી દીન બે પલાળી રાખ્યા બાદ તે ચોખાને લોહી સાફ કરી ઘીમાં વાટી દરદ પર લગાડવું મસળવું.

(૩) કણેરનું ઘી પણ ફાયદો કરે છે.

## ૬૧૭. પ્રમેહ—

(૧) કપાશીયા તથા સાકર ટાંક ૨।। ચૂર્ણ કરી ગાયના દુધ શેર ૦।। માં ઉકાળી પીવું.

(૨) મેથી ટાંક ૫ રાત્રે પલાળી સવારે મધમાં મેળવી. ખાવાથી વાત પ્રમેહ મટે.

## ૬૧૮. મોઢે લાળ પડતી હોય તે પર—

લાખ સાથે બોયરીંગણીનું પાન આપવું. એક ભરીને હરરોજ ખાય તો લાળ મટે.

## ૬૧૯. સોમલ તથા ધતુરાના બીજ ખાધાનો ઉતાર—

મોરથુથું જે ૦। ભાર, નવસાર જે ૦। ભાર, સોનાગેરૂ જે ૦। ભાર એ ત્રણે જણસો વાટી ઉના પાણીની વાટકી ભરી ચપટી નાંખી પાય તો વીખ ઉતરે, બીજી વાર પાય તો તરત આરામ થાય. તાંદળજો, કોળું, ગળજીભી પણ ઉપયોગી છે.

## ૬૨૦. મુત્રકૃચ્છ—

શંખ વગાડવાનો ઘશીને પાણીમાં બે પૈસાભાર પાણી કરી પાઇએ તો પેશાબ છુટે.

## ૬૨૧. વીંછી—

શીશમના છોડીયાની ધુણી દેવી.

## ૬૨૨. કર્ણ પીડા—

વડાગરૂં મીઠુ શેર ૦।। પાણી મણ ૦।। માં નાંખી તેનો અર્ક કાઢવો. તે શીશીમાં ભરી રાખવો કાનમાં ટીપાં પાડવાં.

## ૬૨૩. એકાંતરો-ચોથીયો તાવ તથા વાયુ પર—

નાલીયર એકમાં સોમલ એક પૈસાભાર ભરી ડગલી દઇ કપડમેટ કરી ગજપુટ આંચ દેવી. ચોખા એકભાર દેવાથી તાવ માત્ર ને વાયુ જાય.

## ૬૨૪. હીંગ બનાવવાની ક્રિયા—

લસણ શેર ૧ ભેંશનું દુધ શેર ૧. દુધ ચુલે ચડાવી લસણ છોલીને તેમાં નાખી પકાવવું. અને તેમાં હીંગ તોલા ૪ ચાર નાખવી. એકઠું કરી ઉતારી કપડછાણ કર્યા પછી વજન કરી સમભાગે હીંગ નાખે ને એકઠું કરી માટીની બરણીમાં ભરી દીન ૧૫ રાખે તો રસ સુકાય. તે કાઢીએ ને રસ ન સુકાય તો તેની તારીફ તેમાં વાલ (ઓળીયા) પૈ. ૨ ભાર બારીક કરી વાટી નાખીએ તો રસ બંધાય.

## ૬૨૫. વાઘનો વાળ ખાધો હોય તેનો ઈલાજ—

ભૂરા કોળાંની જડનો ભુકો ટાંક ૫ સુરમા જેવો ઝીણો વાટી તેમાં પાશેર ઘી ભેળવીને ૨–૩ વાર પાઇએ તો વાઘવાળ જાય.

## ૬૨૬. ગળીયા બળદનો ઉપાય—

નગોડનો રસ, મેથીનો ભુકો, દરેક એક ટાંક લેઇ ઝીણું વાટી આંખમાં દીન સાત આઠ આંજીએ તો ગળીયો મટે.

## ૬૨૭. બહુજ ઉધરસનો ઈલાજ—

મીશ્રી અફીણ ટાંક ૦। લઇ તેના કટકા કરીને પછી મુસલીના પટ ૩ સાટોડીના રસના પટ ૩ સરઘવાના મૂલના રસના પટ ૩ લીંબુ રસનાપટ ૩ દઇ બાદ તેનો ગોળો કરીને તેને લીંમડાનું થડ કોરીને તેમાં ઘાલી ઉપરથી ગાબડું મારી છ માસ લગી રાખવું. બાદ કાઢીને તેની કસ્તુરીના પાણીમાં જુવારના દાણા જેવડી ગોળીવાળી ખાવાથી મહાત્‌કાસ—શ્વાસ પણ મટે.

## ૬૨૮. સમુદ્ર ફલનો પ્રયોગ—

નગોડનો રસ શેર ૩ સમુદ્ર ફલ શેર ૧ દીન સાત લગી ભીંજવીને પછી દીન ૯ નવ લગી સુકવીએ.

ઉપયોગ—(૧) નગોડના રસ સાથે દેવાથી કોઢ જાય. (૨) સરસના રસ સાથે દેવાથી તાવ જાય. (૩) બકરીના મુત્ર સાથે સર્પદંશ ઉતરે (૪) સાબુ તથા મરી સાથે આંજ્યેથી ફુલુ જાય. (૫) ખાંડ સાથે વિર્ય વધે. (૬) લીમડાના રસ સાથે શુલ જાય (૭) ઘી સાથે સંધીવા જાય (૮) હળદર સાથે સંધીવાયુ જાય. (૯) લીંમડાના રસ સાથે પેટ પીડા જાય (૧૦) મરી અને ધતુરાના રસ સાથે પેટ હરસ જાય. (૧૧) ભેંશના છાણ સાથે મર્દનથી કોઢ જાય (૧૨) કેશરના પાણી સાથે કાનમાં ટપકાવવાથી કનોડી જાય. (૧૩) જંજેટાના રસ તથા ગાડરના મૂત્ર સાથે કંપ જાય (૧૪) પીપરથી પેટ શુલ જાય. (૧૫) લવીંગ સાથે અજીર્ણ (૧૬) મીઠી કલ્હાર સાથે સ્થંભન (૧૭) મૂળા સાથે રેચ બંધાય (૧૮) બકરીનું મૂત્ર, સફેદ મરી, ટંકણખાર સાથે દેવાથી તાલ કોઢ જાય (૧૯) લીંબુ રસ સાથે તેજ વધે.

## ૬૨૯. આધાશીશક—

બાવળની ડોશીનો જીવડો તથા તુલસીનો રસ કાનમાં મુકે તો મટે.

## ૬૩૦. આંખ ગળતી હોય તે ઉપર—

અફીણુ ટાંક ૦ા બરાસ કપુર વાલ ૧ પાનરસમાં ખરલી થાલીમાં કાઢી લોટાથી ૫૦ પાનના રસમાં ઘુંટવું, બાદ અંજન કરવું.

## ૬૩૧. હેડકી—

ફટકી રતી ૩–૪ ફુલાવી પાનમાં ખાય
ગળે ચુનો લગાડે
બીડી પીએ.

## ૬૩૨. ગળદાઈ—

ઉનું પાણી દીન સાત પીએ.

## ૬૩૩. રતાંધળો—

સંધેસરાના પાનની પીંડ બાંધવી.

## ૬૩૪. વાળો—

છેક કાચો હોય ત્યારે એટલું કરે કે ભીલામાંનું કુંડાળું વાળાની આગળ પાછળ કરે તો કાચેથી પાકે નહી.

કપાશીયા, લસણુ, ભીલામાં, બાવળનાં પાન સરખે ભાગે પીસી બાંધવાં.

## ૬૩૫. દાઝયા ઉપરનો મલમ—

કલાઇ સફેતો ટાંક ૮, મીણુ ટાંક ૧૨, રાલ ટાંક ૧૦, અલશીના પાશેર તેલમાં રાંધીને દાઝયા ઉપર ચોપડવું.

## ૬૩૬. શીળીનાં ફુલાંનો ઉપાય—

કાળા ગધેડાનો દાંત, આંબલીના ચીચોડા, ઘશીને આંખમાં ફુલાં પર આંજે તો મટે.

## ૬૩૭. અર્શ—

( ડાકટર ધિરજરામવાળી બુકમાંથી )

અર્શ, બાહ્યોપચાર—શણનું મુલીયું ઘશીને તે કળીચુના સાથે ઉકાળીએ. માંહે ઘી ભીલાવીએ, પછી મસા પર ચોપડીએ તો મસા ખરી પડે સહી.

અર્શ–અંદર ઉપાય—એક શેર લીંબડાની લીંબોળી મીંજ, જુનો ગોળ શેર ૦ા સાજી-ખાર શેર ૦ા પાણી સાથે ખરલ કરી ટાંક ૧ લઇએ.

અર્શ ઉપર રાતની ફાકીના વસાણા—કાળું જીરું શેર ૦ા હીંગ ટાંક ૪ ને એકત્ર કરી પાણી સાથે ટાંક ૧ ને આશરે લઇએ તે સાથે મસાપર ચોપડવાનાં વસાણા નીચે મુજબઃ—

મસા પર ચોપડવાનાં વસાણાં–બાહ્યોપચાર—દાંતીમુળ ટાંક ૧ કણેરમુલ ટાંક ૧ કસીસ

ટાંક ૧ વડાગરૂં ટાંક ૧ એલચી ટાંક ૧ સીંધવ ટાંક ૧ એકત્ર કરી વાટી કપડછાણુ કરી અર્ક દુધમાં પીસી મલમ કરી મસા પર લગાવીએ તો મસા જાય.

અર્શ અંદર ઉપચાર—કલમી સુરો જે ૨ ભાર, રસવંત્તિ જે ૨ ભાર, પોસનાં ડોડવાં જે ૨ ભાર, ગુલાના ફુલ જે ૧ ભાર, એરડાના પાન જે ૧ ભાર ખાંડી વાસી પાણી જોડે જે ૦॥ ભાર ફાકી લેવી. તો મટે.

અર્શ બાહ્યોપચાર—કુકડવેલની ધુણી આપવી.

ભીના કપડાની પોટલી રાખવી તો બળતરા બંધ.

## ૬૩૮. નજલો એટલે શ્લેષ્મ વ્યાધિનો અકસીર ઉપાય—

બ્રહ્મરંધ્ર ને કપાળની ઉપરના ભાગને મુકી વચમાં આશરે ૩ આંગળ (એટલે લંબાઈમાં ચાર આંગળ ને પહોળાઈમાં ત્રણ આંગળ)ની જગામાં પ્રથમ વાળંદ પાસે સજ્યાથી પાછના એટલે ટોચા દેવરાવીને ચાર પાંચ તોલા લોહી કઢાવવું. પછી પારો તોલો ૧ ને શ્યામ તુલસીનાં પાંદડાં આશરે તોલા ૫ એ બન્નેને ખુબ બારીક પીસી એક જીવ કરી દઈને પછી તેની થેપલી માથા પર (લોહી સાફ કર્યા પછી) લગાવી ઉપરથી પાટો બાંધવો કે ઉપરથી તે થેપલી ગમે તે વખતે પણ ઉખડી ન જાય. તે થેપલી પોતાની મેળે ગોઠોવાળી ઉખડી જાય ત્યાં સુધી પાટો રાખવો. પછી એની મેળે ખરી પડશે. માથા પર પાણી લગાડવું નહી. અમાવાસ્યાને દીવસે ચાર બજ્યે કરવાની છે અને ત્રણ અમાવાસ્યાને દીન ત્રણ વખત કરવાથી જનમભર નજલો થશે નહી.

ખાવામાં ગોઠો આવતાં સુધી પૌષ્ટીક-શીરો વિગેરે ખાવું. દુધ કમ ખવાય તેમ સારૂ એટલે વધુ ન દેવું.

## ૬૩૯, અર્શ—

પાકાં કેળાંને (નાનું કેળું હોય તેમ સારૂં) ઓસમાં રાતે છાલ ઉખેડી રાખીને પછી સવારે બાવળના ગુંદના ચુરણમાં ફેરવી જેટલો ગુંદર ચોટે તેટલો ચોટવા દઈ તે સુદ્ધાંત ખાઈ જવું. આમ સાત દીવસ કરવું. લોહીઆળ અર્શ મટે છે. એક વરસ સુધી લોહી પડતું બંધ રહેશે.

## ૬૪૦. નસકોરી ફુટવા ઉપર—

ઉંટનાવાળની રાખ સુંઘાડવી.

## ૬૪૧. શીળીમાં ફુલું પડી ગયું હોય તો—

સુરમો કાપુર (કપુર) ધાણાના પાણીમાં વાટી છાણી થોડી થોડી વારે ટપકાવતા જવું તથા આંખ ઉપર સીસાનું પત્રુ બાંધી દેવું. આ ઉપાય શીળીના સમયમાંજ તુરત કરવાનો છે.

## ૬૪૨. શીતલામાં આંખમાં ફુલું ન પડે તેનો ઉપાય—

દાડમના દાણા ગુલાબમાં પીસીને આંખમાં ટપકાવવા અથવા ધાણાનું પાણી આંખમાં ટપકાવવું.

## ૬૪૩. શીતલા—

જેને શીતળા નીકળ્યા પછી બંધ થઇ જાય તેને દ્રાક્ષ ઘુંટી પાવું (એક નાના દાણાથી મોટા દાણા સુધી દેવાય)

## ૬૪૪. અફીણના નીશાનો ઉપાય—

(૧) હીંગ પાણીમાં ઘસીને પીવાથી નીશો ઉતરે.

(૨) અફીણથી જે મરવાની તૈયારી પર હોય તેને માટે શરીફા (શીતાફલ) નાં પાનાં ૭ સાતને પાણી સાથે પીસી છાણીને પીલાવી દો. તુરત આરામ.

(૩) "કરમુઆ" અથવા જેને "નાડી" પણ કહે છે (અને જે પાણીમાં થાય છે અને જેનું લોકો શાક કરી ખાય છે) તેની જડ લઇ તેને કુટી તેમાંથી રસ કાઢીને જુવાન કે વૃદ્ધને એક તોલો અર્ક દેવો. બચ્ચાને ૭ માસા, છેક છોટા બચાંને ત્રણ માસા, તાજી જડ ન મળે તો સુકી કરમુઆને લઇ ઉકાળી તેનું પાણી પાઓ તો તરત ઝેર ઉતરી જશે.

## ૬૪૫. રેશમી કાપડ ઉપરથી ડાઘ ઉતારવાની ક્રિયા—

પાણી શેર ૧ માં એમોનીયા નાખી મેળવી દીધા પછી દાગદાર કપડાને (આખું હોય તો આખું નહિતર જેટલો ડાઘ હોય તેટલો ભાગ) તેથી ધોવો, બાદ તે કપડાને બે બ્લોટીંગ વચ્ચે (ડાઘવાળા ભાગને) દાબીને ઉપરથી ધોબીની ઇસ્ત્રી ફેરવી દેવી, તો શુદ્ધ થશે.

## ૬૪૬. પીપરમીટનું જોહર સત્વ—

રેકટીફાઇડ સ્પીરીટ ૧ ગ્લાસ, પીપરમેટનું તેલ તોલા ૫ મીલાવીને શીશીમાં ભરી રાખે તે પીપરમેટ ઓઇલ થયું કહેવાય.

પિપરમેટનું સત્વ—ફોદીના લીલાનો રસ કાઢી પછી પાંચ તોલા અર્ક હોય તો સુરો તોલો ૧ લઇ નૌસાર કપુર તેમાં પીસી મેળવીને પછી તેને ચીનાઇ પ્યાલો એક લઇ તેમાં નાખી ઉપર બીજો પ્યાલો ઢાંકી ઉપર કપડમેટ કરી નીચે કાકડાની આંચ કરવી અને બે પહોર આંચ દીધા પછી થંડુ થયે ઉતારી કાઢી લેવું.

"આજ રીતે અજવાયન, મુલી વગેરેનું સત્વ નીકળે છે."

## ૬૪૭. બરફ બનાવવાની ક્રિયા—

એક બોટલ યા પથ્થરની ડબ્બીમાં ગરમ પાણી બે ભાગ ભરો. (ત્રીજો હીસો ખાલી રાખો) અને એક શેરે ૭ માસા કલમી સુરો પાણીમાં નાખવો. એ હીસાબે એ બોટલમાં સુરો ભરી મુખ બંધ કરી તે શીશાને બે ઘંટા કુવામાં રાખો તો બરફ જામી જશે.

## ૬૪૮. પાણી થંડા કરવાની ક્રીયા—

નવસાર પાંચ ભાગ, સુરોખાર પાંચ ભાગ, ખાલસ પાણી સોળ ભાગ, એ હીસાબે ખુબ પાણી (પીપ) ભરાય એટલું બનાવી સુરાઇ યા બોટલ પાણીની ભરી રાખી મુકવી તો બહુજ થંડુ પાણી થશે. તે એટલે સુધી કે થર્માંમીટર ૫૦ થી ૨૦ સુધી આવી જશે.

## ૬૪૯. મૃગી–વાઈ–ફેફરૂં—

ક્લોરલ ૬ રતી, પોટાસ બ્રોમાઈડ ૧૬ રતી, પાણી તો. ૫ નિત્ય પ્રતી એકવાર પીવું. ૨૧ દીવસ સુધી વારાની પહેલાં દઇ દેવું. જે દીન આવવાનું હોય તે પહેલાં દેવું.

## ૬૫૦. બાંબલાઇ–કક્ષા ગ્રંથી—

શરૂઆતમાં ઉંપડવાની થાય કે તુરત વડનું દુધ ઉપર લગાવી તેની ઉપર મુકી એક ગરમ ઠીકરી કરી બાંધી દેવાથી તુરત બેશી જશે.

વધુ ઉપડયે કાળી જીરીને ગોમુત્રમાં બાફીને બાંધવી.

બોદાર કાંકરો ઘસવાથી પણ મટે છે.

વડવાઇએ હીંચોળા ખાવાથી પણ કક્ષાગ્રંથી છુટી જાય છે.

## ૬૫૧. હૃદયરોગ—

અર્ક બેદે મુશ્ક (પંજાબમાં મળે છે) તથા ગાજરનો હલવો. સારૂં કામ દે છે. તેમજ ચાંદીના વર્ક વગેરે પણ, સારૂં કામ દેછે.—

## ૬૫૨. સંખીયાના ધુમાડાનો ઇલાજ—

સંખીઆનો ધુમાડો આંખમાં લાગી જાય તો, હુક્કાની નળી (જેની ઉપર ચલમ રહે છે તે) માંનો મેલ આંખમાં આંજવાથી–મટે છે. આ ઉપાય ધુંવો લાગે કે તુરતા તુરત કરવાનો છે. આંજ્યા બાદ–હુક્કાના પાણીથી મોઢું ધોઇ નાંખવું.—

## ૬૫૩. ઉનાબનો શરબત લોહીવિકાર પર—

ઉનાબ શેર ૧ ના જાડા કટકા કરીને તેને દોઢશેર પાણીમાં આઠ પહોર ભીંજવી રાખવા પછી તેને ચોળી મસળીને તેને છાણી તે પાણીને ચાસણીમાં નાંખી દેવું. ખાંડ મરજી મુજબ લેવી. તો પણ બરાબરથી કમતી નહી ને દોઢીથી વધારે નહીં.—

## ૬૫૪. મસ્ત રોગ અને કમતાકાતી ઉપર—

કુકડીનાં ઇંડાં સાકર શેર દુધ ૧।। શેર, છોલેલ બદામ શેર ०।।, પીસ્તાના ગર્ભ શેર ०।।, કેશર માસા ૪ (વાલ ૧૧) દારચીની તોલા ૨. જાયફલ નંગ ૧ છોટી ઇલાયચી તો.

૧ લઇ, ઈંડાની જરદીનો ભાગ અલગ કાઢી થોડુંક પાણી નાખી પીસીને એકજીવ થાય એટલે કઢાઇમાં નાખવી. અને જ્યારે ખાટો મધ જેવો એક રસ થઈ જાય ત્યારે તેમાં ઘી નાખી, પછી બાકીની ઔષધી જે બારીક પીસીને સાફ કરી રાખી હોય તેમાં મેળવી બરફી બનાવી લઇ, કેશરને ગુલાબ કે કેવડાના અર્કમાં પીસીને મેળવવું. ખોરાક યોગ્યતા અનુસાર.

## ૬૫૫. ઉપદંશ—

ગળજીભી જેને ભોંપાથરી કહે છે, તેની જડ આના ૧૦ ભાર લઇ તેમાં ૭ા મરી કાળાં, નાખી ભાંગની પેઠે પીસી આશરે પાંચ રૂપિઆભાર પાણી નાખી વસ્ત્રગાળ કરી પી જવું. પથ્યમાં જો ચણાની રોટલી ને ઘી જો સાત દીવસ ખાય તો આરામ થાય.

## ૬૫૬. પ્રમેહ—

ખપાટ (કાંકસી)ના પાંદડાં ત્રણ ચાર ભાર ચોળી તેમાં થોડી સાકર મેળવી લુગડે ગળી પી જવું. આ પ્રમાણે વધુમાં વધુ દસ દિવસ કરવાથી પ્રમેહ મટે છે, ખટાઇ, તેલ, મરચું, વિગેરે ગરમ ચીજ બંધ.

## ૬૫૭. ચુવો શ્રીકાર ગાળવાનું—

અગર ટાંક ાા સુખડ ટાંક ાા વાળો ટાંક ૩ લોધ્ર ટાંક ૩ કેશર ટાંક ૩ વાલછડ ટાંક ૧ મલીયાગર ટાંક ા નખલા ૧ાા લોબાન ૧ાા લવીંગ ૧ાા શેલારસ ૧ાા જુમલે શેર ૧ા લઇ મેળવી સાકરના પાણીના પટ દેવા. પછી તડકે સુકવી મોગરેલથી ભીંજવવું, ૧૮ દીવસ પછી ભઠ્ઠીમાં મીણ ટાંક ૫ તથા બરાસ વાલ ૮ ભાર મુકવો.

## ૬૫૮. કેશકલ્પ—

( ગુરૂ સ્વામીજી સુચીત )

અંગુરનો સુરકો, ગાયનું દુધ એ દરેક સરખે વજને લઇ એ બેને લોઢાની કડાઈમાં ખુબ પકાવવાં. પછી ઉતારીને થંડું કરવું. ( કહડાઇ ગયા પછી જરાક ઘાટું થયે ઉતારવાનું છે.) પછી તેમાં દાડમના ફોતરાં, કાળી હરડે ( હીમજ ) આંમળા, દરેક સમજને લઇ ખુબ ઝીણાં વાટી છાણીને તેમાં મેળવવાં. અને કોઈ શીશીમાં ભરી મુખ બંધ કરી ગોબરના ઉકરડામાં દાટી દેવો. ત્રણ માસ પછી કાઢી કામમાં લેવું, એટલે વાળને ધોઇને પછી તેમાં થોડોક લીંબુનો રસ મેળવી લગાડવું આ પાકો ખીજાબ છે.

## ૬૫૯. કેશકલ્પ—

( ડા. ધીરજરામવાળી બુકમાંથી )

કાળા તલનું તેલ શેર ૧ ભાંગરાનો રસ શેર ૧ અરડુસાનો રસ શેર ૧ ભીલામાં ૧૫ લોઢાની કઢાઇમાં ઘાલી હલાવી ચુલે ચડાવી પાણી બાળીએ અને માત્ર તેલ રહે એટલે ઉતારીએ; પછી ઉજળા શ્વેતવાળ હોય તેને ખુંટાવી તેલ ચોપડીએ તો વાળ કાળા થાય.

કેશકલ્પ—ચોખો ચુનો, બેડાં, બોદાર, દરેક ટાંક ૪ તથા સીસું સરવેને ખરલમાં વાટીને નખ કાળા થાય ત્યારે ચોપડીએ—ઉપર એરડાનું પત્ર બાંધીએ તો કેશ અતિ કાળા થાય.

## ૬૬૦. લોઢાને ગાળવામાં ઉપયોગી—

સંખીઓ ૩ માસા, સુહાગો તોલો ૧ કળીચુનો તોલો ૧ આનું ચુરણ કરી રાખવું. પછી દસ તોલા લોઢાને ખુબ તપાવી લાલ કરી (કુડલીમાં) તેમાં આ ચુર્ણની બે ત્રણ વાર ચપટી મારવી ને તાપ કરવો તો રસ થઇ જશે.

## તાંબુ ગાળવામાં ઉપયોગી

બગલાનો પગ નાંખવાથી તાંબુ એકદમ ગળી જાય છે.

## ૬૬૧. મુદ્રા—

(ગુરૂ સ્વામીજી પરીક્ષીત—જેથી પારદ વિગેરે કોઇ ચીજ ઉડે નહી તેવી.)

(૧) મુદ્રા—સિંદુર, મેનફલ, લાખ, મહુડાંના ફલ, ભોજપત્ર. એ તમામને સારી રીતે કુટી અલશીના તેલમાં મેળવી મુદ્રા દેવી—

(૨) મુદ્રા—ગુલર (ઉંબરો), આકડો, તથા વડનું દુધ, દરેક એકપળ, લાખ એક પળ, ભોજપત્ર ચારપળ, સર્વેને કુટી અલશીના તેલમાં મુદ્રા દેવી.

(૩) વજ્રમુદ્રા—ઉપરની બેમાંથી ગમે તે મુદ્રામાં મોટી બોરડીની રાખ, અડદનો લોટ ગુગલ, ઇંડાનો રસ, શણનો ભૂકો, એ સરવે મેળવીએ તો વજ્ર મુદ્રા થાય છે.

## મુદ્રાની અન્ય વિધિ.

(૧) હાંલ્લાને મુદ્રા દેવાની વિધી—પીલી માટી શેર ૧ કાથો શેર ૧ ભાતના છાલાની રાખ શેર ૧ લીદ શેર ૧ ખરલ કરી માટીનો પટ દઈ સાત દીન સુધી સુકવવી.

(૨) મુદ્રાના વસાણા—નવસાર, પીળીમાટી, કાથો, મોવાળા, કળીચુનો, દરેક એક પૈસા ભાર, જુનું રૂ ૦ાા પૈસા ભાર ભાતના છાલની રાખ સવા ભાર, ખાખરાની રાખ ૧ાા પૈસા ભાર, ખડી એક પૈસા ભાર, ખાંડી ખરલ કરી સાત દીન સુધી સુકવીએ તો મુદ્રા થાય.

## ૬૬૨. ધાતુ પરિક્ષા—

(૧) સોનાની ભસ્મને લીંબુના રસમાં પીસવી, જો લાલ થઇ જાય તો ઠીક, નહીતો ખરાબ અથવા ગાળવાની પ્યાલીમાં ભસ્મ નાખીને ગરમ કરી એક તોલો ભસ્મ હોય તો તેમાં બે જવ બરાબર સીસું નાખવું તો અસલી આકૃતી બની જશે.

(૨) ચાંદીની ભસ્મ, લવીંગની સાથે પીસીને જુઓ તો કાળી થાય તો ઠીક, નહી તો ખરાબ.

(૩) અભ્રકની ભસ્મ, કેળાનાં તાજાં પત્રાં સાથે હાથમાં લઇ મસળો, જો ચમક દેખાય તો રદ.

(૪) તામ્રની ભસ્મને ખાટા દહીંમાં રાખી મેળવી જોવી. હરીયાલી (લીલાશ) આવે તો ખરાબ.

(૫) શીશાની ભસ્મને આગ ઉપર રાખો, જો લાલ થાય તો સાચી, નહીતર કાચી.

(૬) રાંગ (કલાઈ) ની ભસ્મને લોઢાની કડછીમાં નાખી તેમાં થોડું સરસવ (સરસીયું) કે તીલનું તેલ તથા થોડો નવસાર મેળવી, આગ પર રાખો તો અસલી સુરત બની જશે.

(૭) પારદની ભસ્મને " ખમી " ને હાથમાં મસળી ને તેની ઉપર પારાની ખાખ મસળવી, જો કાચી હશે તો અસલી સુરતમાં આવશે. તેમજ આગ પર નાંખવાથી ધુંવો થાય તો પણ કાચી છે. એમ સમજવું.

(૮) હડતાલની ભસ્મને લોહી કે જે સુકાઇ ગયું હોય તેની ઉપર નાખીને જુઓ, જો લોહીમાં મળી ને પાતળું થઇ જાય તો અથવા આગપર નાંખવાથી ધુમાડો ન ઉડે તો સાચી

(૯) શહદ–સુહાગા (મધ–ટંકણ)ને મેળવી તેમાં ધાતુની ખાખ મેળવી કડછીમાં નાખી આગ પર રાખવામાં આવશે. તો સર્વ ધાતુનું રૂપ જાણવામાં આવશે. (આ વિધી મારેલી ધાતુ શાની છે તે પરિક્ષવાની પણ છે.)

પારો—અડસઠ ડીગ્રીની આગથી અધિક આગમાં કદી રહી શકતો નથી.

હીરો—હીરાને હવાથી બચાવી ખુબ ગરમ કરીએ, (ગરમી દઇએ) તો કોયલો થઇ જાય છે.

હરકોઇ રસાયન ક્રીયામાં હરકોઇ ધાતુની ખાખની જલદી જરૂર હોય તો નાઇટ્રીક યા સલ્ફ્યુરીક એસીડમાં પીગાળી કરી લેવી. (પરલીયાં–પાટણ)

સાંભળવામાં આવ્યું છે કે માણસનું થુંક સર્પના મુખમાં નાખ્યું હોય તો સર્પ મરી જાય તથા ગધેડાને સાકર ખવરાવીએ તો તે મરી જાય તેમજ માણસના કાનનો મેલ હાથીને પણ નીશો લાવે છે.

## ૬૬૩. ઔષધ રસાયનનો સાર—

(૧) મુળા, તાંદળજો, સર્વેખાર, ગંધક, માક્ષીકર, નેપાળો, ભીલામાં, કેળાં વગેરે ચીજ શીવાયમાં જે ધાતુની ભસ્મ થાય છે તે વૈદકી ઉપયોગમાં શ્રેષ્ટ.

(૨) (अ) જસત ઉડે નહીં તો સુર્ય થાય. (ब) મોરથુંથુ ઉડે નહી તો સૂર્ય (क) સોમલ અને રસકપુર ઉડે નહીં તો ચંદ્ર (ई) પારદ ન ઉડે તો ચંદ્ર થાય (फ) પારદથી સૂર્ય થતોજ નથી. (ज्ञ) જે ધાતુ આદિમાં પારાનું મિશ્રણ હશે તે નાંખવાથી રંગ કદાચ બદલશે–સુર્યવત–પિત–થશે, પણ કસોટીમાં તે સાચુ નહિ ઉતરે. સુર્યમાં, સીસું, જસત, કલાઇમાં મળી શકતાં નથી. (સુર્ય તામ્રનુંજ થાય છે. એટલે તેમાંજ તે ભળી શકે છે. બાકી શ્રમ વ્યર્થ છે.

## ૬૬૪. રાંગનો ખેલ—

રાંગ શેર ૦ાા બોદારશીંગ શેર ૦| મોરથુંથુ શેર ૦| અર્ક દુધ શેર ૦| એકમેક કરી ભેશનાં શીંગડામાં ભરી કપડમેટ કરી ગજપુટ આગ ચારે પહોર આપવી.

## ૬૬૫. સાઠીગોલી ઉપદંશાદિ કારણને લીધે તાળવે કાણું (છીદ્ર) પડી ગયું હોય તે ઉપર—

( વૈદ કૃપાશંકર લલ્લુભાઇ પંડયા–ગોડીની પોળ ખંભાત, સુચીત )

પારો તોલો ૧ ગંધક તોલો ૧ ગોળ તોલો ૧ ધોળો કાથો ૪॥ તોલા, કુલ પોણા-સાત તોલા લઇ તે સર્વને એકત્ર કરી લોઢાના કડાયામાં લીંમડાના કે બોરડીના ઘુંટાથી લીંબુનો રસ રેડી ઘુંટતા જવું. ત્રણ દિવસ ઘુંટવું. બાદ ચણોઠી જેવડી ગોળી વાળવી. સુકાય ત્યારે દરરોજ એક ગોલી ગળાવવી. સાઠ દિવસ સુધી સાઠ ગોળી ખવરાવવી. ખટાશ ને ગરમ વસ્તુની પરહેજી. બાકી છુટ.

## ૬૬૬. ચાંદી–વિસ્ફોટક–ફીરંગાદિ રોગપર—

રસકપુર તોલો ૧॥ ખડી તોલો ૨॥ કાચી હીંગ તોલો ૦॥॥ કુલ ૪॥ તોલા વાટી પાણી સાથે સાઠ ગોળી વાળવી. એક ગોળી દરરોજ દાંતને ન અડકે એવી રીતે ગળીને ઉપર દુધ–ભાત–ખાંડ ખાવું. શીરો, મીઠું (લુણ) ખવાય. આગની પાસે, તડકે, ગરમીમાં ન બેસવું, ફરવું, કલેશ ન કરવો. એકવીશ દિવસ એકવીશ ગોળી ખવરાવવી. પરહેજ બેંતા-લીશ દિવસ સુધી પાળવી.

## ૬૬૭. વ્રણ ગડગુમડ, વિસ્ફોટકનાં ચાંદાં–ચાઠાં, ધારાં વિગેરે રૂઝાવનાર ધુણી—

કાચા હિંગલાને વાટી કે ઘશી–પલાળીને પછી બોરડીના કોયલાને લઇ તેની ઉપર એટલે તે કોયલાના કટકા ઉપર તે હીંગલોક ઘશેલો કે વાટેલો પાતળો ચોપડીને પછી તે કોયલા સુકાય ત્યારે વાટીને વ્રણવાળાને ધુંણી આપવી તેથી તમામ વ્રણ રૂઝાઇ સમી જશે.

ધુણી દેવાની આ રીત છે કે—એક શકોરામાં થોડોક દેવતા લઈ તેમાં થોડોક હીંગ-લોના પટવાળો કોયલાના પટવાળો ભુકો નાખી તેને રોગીએ પોતાની પાસે રાખી આખા શરીર પર જાડું ગોદડું કે કામળો ઓઢી લેવો. ને મુખ માત્ર બહાર રાખવું. એટલે ધુણી શરીરમાં ભરે–પ્રવેશ થાય. એમ દિવસમાં બે ત્રણવાર અરધી અરધી કલાક સુધી કરવું. દુધ, ભાત. ખાંડ, રોટલી, પુરી, શીરો, ખવાય, મીઠું પણ ખવાય છે. તેલ, મરચું, ખટાઈ વીગેરે બંધ.

## ૬૬૮. મોઢું આણવાનું કાષ્ટ ઔષધ—તત્કાળ મો લાવવાનું તથા તત્કાળ મો વાળવાનું—

નગોઢ (નિર્ગુંડી)ની સોટીઓ (ઉપરની લીલી સોટીઓ) લાવીને તેના બબ્બે આંગળના કટકા કરી તેને હાંલ્લામાં ભરી પાતાલયંત્રથી ચુવો પાડવો. એક શેર લાકડીએ ત્રણ શેર છાણાં જોઇએ, તે ચુવો નીકળે તે સીસામાં ભરી રાખવો. તે બગડતો નથી, એટલે જરા વારમાં–થોડા વખતમાં બગડતો નથી.

ઉપયોગ—આ ચુવો ૪ ચાર તોલા રોગીને પાવાથી, દશ મીનીટમાં સાધારણ ગુલાબી મોં આવશે. કદી ચાર તોલાથી મોઢું ન આવે તો પાંચ, ૭, સાત, દસ તોલા સુધી ક્રમસર વધારે દવા આપવી–પાવી એટલે ક્રમોત્તર દિવસે વધારતા જવું. તે જ્યારે મોઢું આવે ત્યારે વધારતું બંધ કરવું, અને તે આવ્યા પછી જેટલીવાર મોં આણેલું રાખવું હોય તેટલીવાર રાખ્યા પછી, એટલે પાંચ મીનીટથી માંડીને આખા દિવસ સુધી રાખ્યા પછી, અથવા પાંચ મીનીટજ રાખી વાળવું હોય તો વાળી લેવું. (ઘણું કરીને માણસોને તેને તેજ વખતે એટલે ૦–૦।।–૧–૨ કે ૩ કલાક રાખ્યા પછી વાળવું પડે છે. કેમકે તે વગર અન્ન ભાવતું નથી.) એટલે નીચેનો ચુવો આ આણેલું મોઢું વાળવા માટે તેટલાજ વજનમાં પ્રમાણમાં દેવો. આ નગોડનો ચુવો જેટલા વજનમાં આપ્યો હોય તેથી મોઢું આવે, કીંવા ન આવે તો પણ નીચેનો લીમડાનો ચુવો તો તેટલાજ વજનમાં દેવોજ જોઇએ. અર્થાત્ નગોડનો ચુવો પીધો એટલે તે ઉપર આ ચુવો અવશ્ય પીવોજ જોઇએ.

**મોં વાળવાનો ચુવો**—ઉપર મુજબ આમાં કડવા લીમડાની લાકડી (ઉપરની લીલી સોટીયો) લાવી ઉપરની ક્રિયા પ્રમાણે ચુવો પાડવો અને તે ઉપરના ચુવાથી આવેલા મોઢાને વાળવામાં તેટલાજ વજનમાં પીવા દેવો. ઉપર કહેલી લીમડાની લીલી સોટીયોનું જેટલું વજન હોય તેથી ચારગણા વજને બળતણ ચુવો પાડવામાં જોઇશે.

**ઉપયોગ**—આ મોઢું આણવાનો ચુવો–ખસ, ખરજવું, લોહીવીકારના વ્યાધિ, સાધારણ ચાંદી ટાંકી વગેરે ઉપર દેવાય છે ને તેથી ઝટ આરામ થાય છે.

કોઇ રસાયણ ખાવાથી કે કોઇ શારીરીક દોષવિકારથી વારંવાર મોઢું આવી જતું હોય તેને આ લીમડાનો ચુવો ચાર તોલા સુધી મોઢું મટતા સુધી આપવો. એક દીવસમાં મટે તો બીજે દીવસે આપવાની જરૂર નથી.

## ૬૬૯. મોઢું આણવાનો પ્રયોગ—

આથી ગુલાબીયા મોઢું આવે છે, રસકપુર તોલો ૧ લવીંગ તોલો ૧ ઘઉંનો સફેદો અથવા ઘઉંનો ઝીણો લોટ કે પરસોદા તોલો ૦।। એ ત્રણને પાણીમાં પીસી મગ જેવડી ગોળી વાળવી. સવાર સાંજ બબે ગોળી ઘી સાથે યા પાણી સાથે આખી ગળી જવી. જો ઉલટી થાય તો મોંઢામાં લવીંગ એક બે ચાવી જવાં. આથી ત્રીજે દીવસ ફુલ મોઢું આવશે. જ્યારે ચાર પાંચ છ દીવસ ગોળી આપતાં છેવટ જ્યારે ચાંદીના તાર જેવી સફેદ લાળની તાંત નીકળે ત્યારે ગોળી બંધ કરવી.

રોગીની ઇચ્છા ( બરાબર ) મોં આણવાની હોય તેને પ્રથમ સાત દીવસ સુધી ચૌદ ગોળી અપાય છે તે બંધ કરવી.

પછી તુત્થના કોગળા કરાવવાની જરૂર હોય તો તે કરાવી મોઢું વાળવું. નહિ તો એની મેળે પણ બંધ થાય છે.

આ સાત દિવસ દરમિયાન ખાવામાં ઘઉં ને ઘી શીવાય બીજું કાંઈ પણ ખાવા ન દેવું. તો તરત વહેલો ફાયદો થશે.

જે રોગી ઘી ઘઉં ઉપરજ ન રહી શકે તેને દુધ સાકરની છુટ આપવી પણ રોગ મોડો મટશે.

આ દવા ખાધાથી ચાંદી જેવી લાળ નીકળતાં સુધી, અને રોગ નાબુદ થતાં સુધી આ ગોળી આપવાની છે, એટલે કે સાત દિવસજ આપી બેશી રહેવાનું નથી. એટલે વખત-નોજ નિયમ નથી.

દુધનો આહાર જ્યારથી શરૂ કરવામાં આવશે, ત્યારથી મોઢું ઓછું પડવા માંડશે. છતાં ન વળતું હોય તો પછી તુત્થના તેમ બીજાના કોગળા દેવા.

આ દવાથી નીચે લખેલા રોગ ફરીથી વરસ બે વરસે ઉપડે તો ફરી આજ વિધીથી આ દવા ખવરાવવી. અને ફરી નજ ઉપડવા દેવા વિચાર હોય, નિર્મુલ કરવા ધારણા હોય તો દવા બંધ કીધા પછી એક તોલો ગંધક ત્રણ દીવસની અંદર ઘીસાકરમાં ખવ-રાવી દેવો તો ફરી રોગ ઉપડશે નહિ.

ગોળી બંધ કર્યા પછી સાકરનો શીરો ખાવાને આપવો. ચાર પાંચ દહાડા ખવાય અને દુધ પણ ખવાય અને તે સાથે ધીમે ધીમે મોઠું અને બીજી ચીજ ખાવાની રજા આપવી.

ગોળી બંધ કર્યા બાદ તુત્થના કોગળા પણ ચાલુ રાખવા.

ગંધક ખવરાવ્યા પછી તો આ વ્યાધિ થવાનોજ નથી.

આ દવાથી સંધીવાત, વિસ્ફોટક, ફિરંગવાયુ, ખસ, ખરજવું, ધાધર, લોહીવિકારના વ્યાધિ, ઈંદ્રી સડી જવાના વ્યાધિ વગેરે મટે છે.

ઘણા રોગીને આ ગોળીથી ઘણા દીવસ સુધી મોઢું આવતું પણ નથી. માટે જ્યાં સુધી ગુલાબી મોઢું ન આવે ત્યાં સુધી ગોળી દીધે જવી.

## ૬૭૦. નિલકંઠ—

( શુકલ મૂળશંકર કાળીશંકર ઠે. દારૂના કોઠા આગળ, બ્રાહ્મણવાડો, મુ. ખંભાત )

રસકપુર તોલા ૨॥ અકલકરો તોલા ૨॥ તુત્થ–મોરથુથુ તોલા ૨॥ કાથો સફેદ તોલા ૨॥ હીમજી હરડે તોલા ૫ આ તમામને બારીક પીસી લોઢાના કડાયામાં નાખી લીમડાના લાકડાના મુળનો ઘુંટો–દસ્તો કરાવી, તેના મૂળમાં તાંબાનો ડબલ પૈસો યા તેવડું તાંબાનું પતરૂં જડાવવું (આ પૈસો એવી રીતે લીમડાના લાકડામાં બેસાડવો કે જેથી પૈસો, લાકડું લોઢું ત્રણે ઘસાતાં રહે) આ પછી તેને લીંબુનો રસ શેર બાર (ચાલીશ રૂપીઆભાર શેર) કાચો પાઇ દેવો એટલે ઘુંટતા જવું ને રસ પાતા જવું, ઘુંટાવામાં જેમ કચાશ તેમ ઓસડ બનાવવામાં કચાશ રહેશે. તેની ગોળી ચણીબોર જેવડી વાળવી ને તે સવારે એક વખત યા બે વખત દરદીનું બળાબળ જોઈ આપવી. આથી મોઢું નથી આવતું.

આ ગોળી ઉપર દુધ ન ખાવું તે સિવાય બીજું કાંઈ પથ્ય નથી.

ગરમી, ઉપદંશ, કુષ્ટ, હાડગંભીરાદિકનાં ઘણાં ઓસડ ખાધા બાદ આરામ નજ થયો હોય તો આ દવાનો ઉપયોગ લેવાથી જલદી ફાયદો થાય છે. એમ આ વૈદનો અનુભવ છે.

**ઉપયોગ**—ગમે તે જાતના વ્રણ, ઉપદંશ, ફિરંગવાયુ, હાડગંભીર, પાઠું, કમળો, શ્વાસકાસ, ક્ષય વિગેરેને મટાડે છે.

ઘશીને આંખ ઉપર ઉપટાની પેઠે ચોપડવાથી નેત્રાભિષ્યગ દુખવા આવેલી આંખને મટાડે છે. તેમજ ગુમડા ઉપર પણ ચોપડવાથી રસી નીકળતી હોય તે મટી રૂઝાય છે.

આ ગોળી ઉપર તેલ, ઘી, વાલ એ જેમ વધુ ખાય તેમ સારૂં. શીવાય ખારૂં, ખાટું બધું ખાવાની છુટ છે. તાંદળજો, કેળાં, ભીંડા તથ, દુધ વિગેરે ન ખાવાં.

## ૬૭૧. ચાંદી, વિસ્ફોટકાદિ પર—

(અ) મોરથુથુ તોલો ૧ હરડેની છાલ તો. ૨૦ લીંબુ ૨૦૦માં પીસવું સાત દિવસ એકથી સાત આપવી ને સાતથી ઓછી કરવી.

## ૬૭૨. ચાંદી, વિસ્ફોટક પર—

સોમલને આકડાના મુળમાં સરખે વજને લઈ ગુંદી બાજરા જેવડી ગોળી કરી આપવાથી જ્વર ઉપર પણ ચાલે છે.

## ૬૭૩. ચાંદી, વિસ્ફોટકાદિ પર—

દાલચીકણો ૦। પા તોલો, ગુગળ ૦।। અડધો તોલો, જમાલગોટા ૬ દાણા આખા, રસકપુર ૦। પા તોલો, ઇંડા એકની સફેદી લઇ, ઈંડુ એક લઇ તેમાંથી બધો ભાગ કાઢી નાખી ખાલી કરી તેમાં પ્રથમ રસકપુર નાખવો ને તેના ઉપર ઘઉંની કણુક ચોટાડી બંધ કરવું. (ઘઉંનો લોટ આખા ઇંડા પર લગાડી બંધ કરવું. કપડમાટી કરવાની જરૂર નથી) બાદ આગમાં રાખવું. તે ઉપરની કણુક સુકાઇને કઠોરતા પર આવી જાય ત્યારે ઉતારી લેવું. પછી ઉપરથી લોટનો ભાગ ખોતરી નાખી તે ઇંડાયુકત (સમેત) રસકપુર તથા ઉપરની દાલચીકણા વગેરે ત્રણ જણસો તેમાં મેળવી દઇ ઇંડાસમેત ખરલમાં પીસી તીખાના દાણાથી કાંઇક વધારે મોટી ગોળી વાળવી.

**વિધિ**—એક ગોળી ગળાવીને ઉપર પાંચ તોલા ઘી પાવું. આવી રીતે સાત કે ચૌદ દિવસ દેવી. એકાંતરે આપીએ તો પણ ચાલે, ઘઉંની રોટલી મગની દાળ શિવાય બીજું કાંઈ ખાવું નહી. ઘી ખાવાની છુટ છે. આ દવાથી મોઢું આવશે નહી, કે બીજી કાંઈ ઇજા થશે નહિ.

## ૬૭૪. ચાંદી, વિસ્ફોટક પર—(ગ્રન્થોક્તઃ—સ્વામીજી)

ધોળો સોમલ, સીંગ્રફ સફેદ, હડતાલ, પારદ, દાલચીકણો, રસકપુર દરેક એક તોલો લઇને દસ તોલા આર્દ્રક રસમાં અથવા દસ તોલા શુદ્ધ દારૂમાં પીસી ટીકડી બાંધી યંત્રથી ફુલ ઉડાવવાં, કાળી દ્રાક્ષમાં એક રતી દેવું. દહીં ચોખા ખવરાવવાથી ત્રણ દિવસમાં આરામ થશે.

## ૬૭૫. ધુણી,—ચાંદી વિસ્ફોટક પર—

રસકપુર, શીંગ્રફ, મોરથુથું, ગુજરાતી આમળાં, હડતાલ, પારો, સુહાગો, દરેક એક તોલો ખરલ કરી સરસવના તેલમાં મેળવી, પાંચવાર તેમાં ભીજવી ને તેમાંથી એક વાટ સળગાવવી. આખી રાત બાળવી, ત્યાં વાયરો આવવો ન જોઇએ એવી જગ્યામાં રોગીએ તેની રોશની–પ્રકાશમાં રહેવું–બેસવું, સુવું. પાંચ દિન એમ કરવાથી આરામ થશે.

## ૬૭૬. સોમલ—

વલુરીયું (સખત જે ખાવાથી ગળામાં ગરમી, ખરજ જણાય છે તે) સુરણ તોલા દસની અંદર ડગળી કોરી તેની અંદર સોમલ તોલો ૧ નાખી કપડમેટથી આઠગણા છાણા-માં ફુકી દેવાથી ભસ્મ થશે. (સોજીત્રા)

## ૬૭૭. પારા–ચાંદીની–ખાખ.

પારદથી અર્ધ સોમલ લઇ તેને એક કાચા પાકા કેળામાં પીસી મેળવી દેવો. બે તોલા પારદ હોય તો દસ તોલા લીલી દ્રાક્ષના રસમાં પીસી તે ગોલીને સુકવી (બરાબર નહિ સુકાય) પછી લોહની કડાઇમાં મુકી ઉપર ગમે તે ધાતુ પાત્ર ઢાંકી તે વાટકીના કાના બુરી તે વાટકી ઢાંકણુની આસપાસ ખેરના કોલસા વાટી કડાઇમાં અઢીશેર નાખવા ને નીચે આગ કરવી. કડાઇ તે ઉપરના કોયલા સળગે એટલે નીચે ઉતારી તેને નીર્વાત સ્થાનમાં મુકી દેવું. બાદ થંડુ થયે (બે દિવસ લાગશે) ઉઘાડી ઉપર વાટકીમાં ફુલ જામ્યાં હશે તે વિચિત્ર રંગના હીરા માણેક જેવાં હશે, તે ઉખાડી ગળાથી ઢાળકી પાડી લેવી. તો પારાની ગોળી થશે. પછી તેને ગમે તેવી અગ્નિ આપવાથી ઉડશે નહી. ગજપુટમાં તો ગળશેજ નહીં.

## ૬૭૮. પેશાબમાં ધાતુ જતી હોય તો તે ઉપર.

મોટા એલચા માસા ૩ ધોળી રાળ માસા ૩ એ બે ને પીસી પછી ગાયના પાશેર દુધ (લીંબુના બેચાર ટીપાં નીચોવવાં હોય તો નીચોવવાં નહી તો ચાલશે) માં પડી દેવી.

## ૬૭૯. તુત્થ.

(અ) સત્યાનાશીના રસમાં ત્રણ દિવસ ભીંજવી રાખી પછી રસ સુદ્ધાંત સંપુટ કરી દસ બાર છાણામાં ફુંકી દેવો. બલગમ છાતીમાં ભરાઈ ગયો હોય તેને તોડીને બહાર કાઢી નાખવા પર ચાલે છે. એક રતી મધ વિગેરે સાથે.

(બ) ખડચંપાના દુધમાં તેમજ ઉભી સાટોડીના રસમાં બે તોલા તુત્થને પીસી કોડીયામાં સંપુટ કરી પચાસ છાણામાં આંચ એમ ત્રણવાર આંચ દેવી. ઉપદંશ, કુષ્ટ, લોહીવિકાર ઉપર અકસીર છે. (ખંભાતી વૈદ પ્રાણશંકર)

(ક) કુંવાર તથા બ્રાહ્મીરસમાં પીસી થેપલીવાળી સુકાયા બાદ વડના દુધમાં ડુબાવી સુકવી., પછી કાચા માટીના સંપુટમાં અંદર તેલ લગાવી પાંચદસ તોલા માખણ વચ્ચે રાખી અર્ધ ગજપુટ અગ્ની દેવી.

## ૬૮૦. સુરાખારની ભસ્મ—

સુરા બરાબર વિજયા (ભાંગ) પાણીમાં ભીંજવી તેને કલમી સુરાની નીચે ઉપર સંપુટમાં મુકી ખુબ દાબી કપડમાટી કરી ગજપુટ (સો ૧૦૦ છાણા) આગ દેવી (એક તોલે એક શેર છાણાની અગ્ની બસ થશે.) વજન પુર્ણ થશે.

ઉપયોગ—મુત્રકૃચ્છ્ પર મેથીને ધઉંના પાણીમાં ભાંગની પેઠે છાણીને, તથા ખાંસીમાં મધ સાથે લેવી.

## ૬૮૧. સુરાખારની ભસ્મ—

સુરાનો આખો કટકો એક બે તોલાનો લઇ તેના ઉપર માથાના વાળ વીંટી મુખ મજબુત વીંટી, ઉપર દોરો લપેટી, કડછી લોઢી કે તવીમાં મુકી નીચે આંચ દેવી તો અંદર ભડકો થશે, એટલે ઉતારી લેવાથી કાયમ થશે.

## ૬૮૨. ચાંદી–વિસ્ફોટક—

રૂમીમસ્તકી તોલા ૧૬ અકલકરો તોલા ૮ પારો તોલા ૪. પ્રથમની બે ચીજને પીસી વસ્ત્રગાળ કરી લીધા પછી એટલે પારદને અકલકરાને ભેળાં મેળવ્યા પછી મસ્તકી મેળવી દેવી. તે પછી લીંબુ રસમાં સાત દીન ખરલ કરી ચણા જેવડી ગોળી વાળવી. સારસાજ-મેકા તોલો ०। કુલંજન તોલો ०।। બાદીયાંન તોલો ०।। લવીંગ તોલો ०।। સુરંજાન સીરીન તોલો ૧ તેને ખાંડી ત્રણ બાટલી પાણી નાખી રાત્રે પલાળી રાખવું, બાદ તેને સવારમાં ઉકાળવું. એક બાટલી રહે ત્યારે ઉતારી લેવું. તેના સાત ભાગ કરવા. પછી ત્રણ ગોળી સવારે ને ત્રણ ગોળી સાંજે આપવી. તે આપતાં પહેલાં બકરીની ઝંઘાનું માંસ (ખીમો) રાંધેલું મીઠા વગરનું ને પુરી ઘીમાં તળેલી એ પ્રથમ ખાઇ લેવાં ને પછી તુરત પેલી ગોળી ત્રણ ખાઇ ઉપર બાટલીવાળો એક ડોઝ પીવો, એજ પ્રમાણે સાંજે કરવું. અગીયાર દીવસનો આ પ્રયોગ છે. ગોળી ખાધા પહેલાં માંસ અવસ્ય ખાવું જોઇએ ને ગોળી પર પેલી બાટલીવાળો કવાથ પીવોજ જોઇએ, માટે નવો નવો બનાવી રાખવો. આ દવા જબરા માણસને આપવાની છે. આ દવા ઉપદંશ કે પ્રમેહજન્ય વ્યાધીવાળાને જરૂર કરી દેવાની છે. તો ગમે તેવો સડી ગયો હશે તો પણ દરદ દફે થશે. આ દવા ઉપદંશ જન્ય, સંવાતાદિ હરકોઇ રોગને બે ત્રણ દીવસમાંજ ફાયદો બતાવશે. એવી આ દવા છે.

## ૬૮૩. શ્વેતપ્રદર—

લાખ માસા ૯ ને પીસી તેમાં કેળકંદનું પાણી તોલા પાંચ નાખી પાઇ દેવું. સાત દીવસ સુધી પાવું, બહુ નબળાઇ કે જ્વરવાળાને ન દેવું.

## ૬૮૪. મલ્લસીંદુર—

મલ્લ તો. ૪ ગંધક તો. પા।। પારો તો. ૯ રસકપુર તો. ૯ પારા ગંધકની કજલી કરી બીજી ચીજ મેળવી, ઘુંટી એકત્ર કરી આતશી શીશીમાં ભરી વીસ પહોર અખંડ અગ્ની વાલુકા યંત્રમાં આપવો. માત્રા એક રતીથી બે રતી. અનુપાન—આર્દ્રરસ, મધ, વિગેરે વિચારપૂર્વક.

## ૬૮૫. ચાંદી-રૌપ્ય—

ચાંદીથી બમણો હીંગલુ લઈ તેને કુકુટભાંગરો (મુળા ને રાઈના પાન જેવાં તેનાં પાન થાય છે. ને તેના હાથપુર રોપા સુગંધીદાર થાય છે.) ના મુળના રસમાં પીસવો. એક બે કલાક સુધી તે લુગદાને ચાંદી ઉપર લગાવી દેવો એટલે તે લુગદીની વચમાં લપેટી ઉપર ને મુળનો કુચો લપેટી દેવો. ને પછી તેની પર જાડી ખાદીનું છ શેર (૪૦ રૂ. ભાર લેખે) કપડું લપેટી કપડમાટી કર્યા વિના એમ ને એમ લુંગડું સળગાવી, નિર્વાત સ્થાનમાં મુકી રાખવું. તો રંગે કાળી ભસ્મ થશે, પછી તેને દસ તોલા માખણમાં પીસી થોડાં છાણાં (૧૫ થી ૨૦) માં અગ્ની આપવો. સ્વભાવ શરદતર છે. માત્ર એક રતી અનુપાન, બુદ્ધિપૂર્વક-ગરમીવાળાને ઉપર્યુકત પૌષ્ટિક છે.

## ૬૮૬. સોમલ—

સોમલના વજન પ્રમાણે કળીચુનો (પાણી લાગ્યા વગરનો) લેવો ને તેને કુંવારના રસમાં ચાર પહોર ખરલવો, પછી ટીકડી સુકવી લઇ સંપુટમાં મુકી ચારપાંચ કપડમેટ કરી ગજપુટ આંચ ૨૦૦૦ છાણાથી આપવી. માત્રા એકથી દોઢ રતી સુધી. આ અતી તીક્ષ્ણ છે. માટે વિચારી વાપરવો. અનુપાન, સંધિવાત, ખારેક, વાયુજન્ય તણીખીચો, પ્રમેહનો દાહ હોય તો ખડીસાકર. દમ; ઘી, પુષ્ટી, માખણ, ત્રતીય, ચતુર્થજ્વર, સાકર. પિત્તજ્વર વ્યાધિ પર ન દેવું. જેના હાથપગમાં શીત આવે એટલે શીતાંગ સન્નીપાત પર આર્દ્રક રસમાં આપવું.

## ૬૮૭. સોમલ—

કેળાના થડનો કંદ શેર ૧૫ અર્થાત્ મોટામાં મોટો લઈ તેને ચારે તરફથી છોલી નાખી સરખો કરવો ને તેની વચમાં ખાડો કરી સોમલ તોલા ૩ સુધી મુકી ઉપર ચુર્ણ ભભરાવી દાબી તેનોજ દાટો દઇ કપડમેટ સાત કરી સુકવી ગજપુટ આંચ દેવી. ૩૦૦ છાણાની જોઇએ. તો ખીલી જશે. ને સવજન નિર્ધુમ થશે. છતાં કદી અગ્ની વધુઘટુ લાગે તો કુંવારમાં પીસી કોડીયામાં મુકી થોડા છાણામાં ફુકી દેવો. માત્રા—એક રતીથી સવા રતી સુધી. અનુપાન—અજવાયન સાથે વાયુગોળા પર. સુહાગા સાથે કમળો, મોટી હરડે, નળબંધવાયુ ને ઉદર શુલ-અકસંધ નાગોરી, સંધીગતવાયુ, પાન, શકિત, મલાઇ, ધાતુ-વૃદ્ધિ નિર્ગુંડીરસ, પિનસ અનારદાણા મુખદુર્ગંધ, લીંબુપત્ર રસ, તણખીચો પ્રમેહ, આદા રસ. સનેપાત, દાલચીની. ઇંદ્રી શૈથીલ્ય, કાકડીના બીજ, ફાટેલી ધાતુને સ્તંભીત કરે. ખોરાસાની અજમા સાથે, અળશી તેલ, અપસ્માર, બકરીમુત્ર, ઉદરવીકાર મુળાબીજ, ધાતુ જતી બંધાય, ખડી સાકર, પેટનો બીગાડ કુતરીનું દુધ, મુળવ્યાધી (અર્શ) ને ગર્ભ સ્થંભીત થાય.

## ૬૮૮.

Note—આજ વીધી પ્રમાણે હીંગલો પણ થાય છે, તેનું વજન જરા જશે. રંગે ધુસરા રંગનો થશે.

## ૬૮૯. તામ્ર—

તામ્રના પત્રાંને બાવીશવાર મુળા તથા લીંબુના રસમાં શોધવાં. પછી અર્ધો તોલો તામ્ર હોય તો તેને ચાર કે પાંચ શેર આંબલીના મોર (ફુલ)ને એક ઘડામાં નાંખી અંદર પાણી ભરીને પતરાં નાંખી દેવાં અને બાર પહોર સુધી બાફવાં. મંદાગ્નીથી પછી તેનું રેતી જેવું ચુર્ણ કરીને લોઢાની કડાઇમાં નાંખવું. ને લોહના બત્તાથી લીંબુનો રસ નાખતા જવું ને ઘુંટતા જવું. એમ ચાર પાંચ લીંબુનો રસ પાવો. (તળે તાપની જરૂર નથી) પછી તેને ધોઇ નાંખી બાદ જેટલું તામ્ર હોય તેટલોજ તેમાં પારો મેળવી ખરલમાં ઘુંટવું. છ કલાક સુધી ઘુટવું. (તામ્ર સાથે મેળવતાં પહેલાં પારદને લીંબુ રસમાં લોટ જેવો થાય તેટલો વખત ઘુંટયા પછી મેળવવો). એ બન્ને બરાબર મળી જાય એટલે તેની ૧૦ તોલાની એક ગોળી કરી લેવી. પછી ૧૦ તોલા ગોળી હોય તો ૧૦ તોલા ગંધક લઇ લીંબુના રસમાં એક કલાક ઘુંટવો ને ગંધકને તે પેલી રસ યુક્ત તામ્રની ગોળી પર લપેટવો. તે ગોળીપર લીંબુરસમાં ભીંજવેલાં સાત ચીંથરાં વીંટવાં. પછી વાલુકાયંત્રમાં મુકી તીક્ષ્ણાગ્ની બત્રીશ પહોર આપવી. અખંડ અગ્ની દેવી.

અનુપાન—શક્તિહિન આદમીને ૦ાા ગુંજા પાનમાં—ગળામાં કફ આવેલો હોય એવા અંતકાલમાં સરગવાની છાલનો રસ ૬ માસાને મધ ૩ માસામાં—શુન્ય—બહેરી ઉપર આસકંધને ગોળમાં—દમરૂક્ષ હોય તે ઉપર ઘીમાં જુજ માત્રા, કફશ્વાસ, ત્રિકટુ ને મધ—ક્ષુધાવાસ્તે ફોદીનાનો રસ ને મધ, ઉદર વ્યાધિપર—બડી હરડેનું ચુર્ણ, માસા ૩ મધ ૬ માસા સાથે.

## ૬૯૦. તામ્ર—

તામ્રના પત્રાંને મુળાને લીંબુના રસમાં બાર બાર વાર શોધવાં પછી એક બે આગળના પત્રાના કટકા કરાવવા. પછી આમલસારો ગંધક લઇ તેની વચમાં તળે ઉપર પત્રાં મુકવાં ને ગજપુટ દેવો. (ગંધક તામ્ર સમાન લેવો). બાદ તામ્ર ભસ્મ સમાન હીંગલુ લઇ લઇ તેમાં મેળવી પાનના રસમાં ચાર પાંચ કલાક વાટવો. તે લુગદી બનાવીને ગજપુટ આપવો. એવી રીતે હીંગલુ વારંવાર મેળવતા જઇ પાનના રસમાં પીસી ત્રણ ગજપુટ આપવા, પછી અદશેર તામ્રે બે તોલા કેશર લઈ તેમાં પાણી નાખી તે ભસ્મમાં મેળવી, ખરલવું ને પછી ગજપુટ દેવો પછી ઉપર સરખા વજન પ્રમાણે જ તેલીયા જાયફલ લઈ તેમાં મર્દન કરી ફુંકી દેવું, એવી રીતે અદશેર તામ્રે બે તોલા જાયફલમાં પીસીને ત્રણ ગજપુટ આપવા, ૨૦૦ છાણાથી ઓછાં ન આપવાં, બાદ ધતુરાનાં બીયાં તામ્રસમાન લઈ તેમાં પીસી ત્રણ ગજપુટ આપવા. પછી પાનના રસની સાથે બે ત્રણ દિવસ ખરલ કરી અડદ જેવડી ગોલી કરવી, અનુપાન—નપુંસકને ઉષ્ણતા જાસ્તી હોય તો ૦ાા તોલો મલાઈમાં એક ગોલી દેવી, કફ, વાતવાળાને પાનના રસમાં અથવા પા તોલો ત્રિકટુને મધ સાથે—નિમક ન ખાય વા થોડું ખાય—કેવલ કફ વ્યાધિપર આદારસને મધ સાથે, વાત ઉપર આસકંધને મધ—અંગ ફરકવું, કઠોદર, ગુલ્મવાળાને બે માત્રા ( ગોલી ), લસણરસ બે તોલા, ગોળ બે તોલા, બે ને પકાવી જાડું પાક જેવું કરી તેમાં દેવી.

## ૬૯૧. તામ્ર—

તામ્રના પત્રાને મુળાના રસમાં બાર વખત શોધવાં. પછી પીળી કણેરના પાંદડાનો કુચડો લઈ પત્રાંની નીચે ઉપરે થરોથર ૪ ચાર આંગળ રાખી કપડમેટ લપેટી ગાંઠડી બાંધી, ઉપરથી કપડમેટ ચાર પાંચ કરી સુકવી, ગજપુટ આંચ દેવી. એ પ્રમાણે કરી કાચાં પત્રાંને ત્રણ વખત ભઠ્ઠીમાં મુકવાં.

## ૬૯૨. ઉપદંશ—

( વૈદ પરમાનંદ લક્ષ્મીરામ–દેવની પોળ–ખંભાત )

ઉપદંશ–રસકપુર, શંખજીરૂં, કપાશીયાના બીજ સરખે વજને પીસી ચણીયા બોર જેવડી ગોલી હંમેશાં એક લેવી. ઉપદંશ. વિસ્ફોટક, હાડગંભીર તથા ગમે તેવો પ્રમેહ વગેરે દુર થાય છે. ગુલાબી મોઢું આવે છે. પણ મોઢું વાળવું નહિં. તેલ, મરચું, ખાંડ, ખટાઇ, મીઠું બંધ.

## ૬૯૩. ઉપદંશ—

પારો–અજમા અને ગોળની સરખે વજને ઉપરના રોગ પર ઉપર પ્રમાણે.

## ૬૯૪. ગાંઠીયો વા–સંધીવા—

ગાંઠીયો વા, સંધીવા, કે જે ચાંદીમાંથી થાય છે તે, એલીયો, હરડે, સુરંજાન, દરેક ૩॥ માસા. માત્રા–આ એકજ ખુરાક છે. ને એકથીજ આરામ થાય છે.

## ૬૯૫. (अ) ઉપદંશ–ચાંદી—

નાઇટ્રીક ઓફ સીલ્વર (કાસ્ટીક) ની રતી એકને પાણી ટીપાં ૮૦, ૪૦, ૧૬ નાંખી બનાવેલું પાણી ઉત્તરોત્તર સ્ટ્રોંગ છે. ને તે સીફીલીસના ઘાવ તથા બીજાં ઘારાં રૂઝાવવા પર અકસીર છે. ( લભુરામ પંજાબી અનૂભુત. )

## ૬૯૫. (ब) ઉપદંશ–વિસ્ફોટક—

( માસ્તર દેવજી કુંવરજી–મુદ્રા કચ્છ. )

રસ કપુરને શોધ્યા પછી પાનના રસમાં ઘુંટી અડદ જેવી ગોલી કરી રાખવી. એકથી બે ગોલી દુધ સાથે દેવી તો મોઢું ન આવે. પાણી સાથે દેવાથી મોઢું આવે. મટે ત્યાં સુધી દેવી. દાંતને ન અડે તેમ ગળી જવી. મીઠું ન ખાવું. કરી ડબલ દિવસ પાળવી. ઘી, દુધ ખવાય. ઉપદંશ કાષ્ટ–ઘીમાં કે છેવટ પાણી સાથે પીસી ઘી મીલાવી ઉપદંશનાં ઘારાં; પર લગાડવું તો તેથી મટે.

## ૬૯૫. (क) ઘાવ–ગમે તે જાતનાને રૂઝાવનારો મલમ—

આયોડીનની પીળી ભૂકી અને કેલોમલ સરખે વજને સાદા મલમ સાથે દરદના રૂપ પ્રમાણે એક બે ગ્રેન મેળવી લગાડવું.

## ૬૯૬. (ड) ચાંદિ–પ્રમેહ–ઉપદંશ–પર—

બાલ સમકોપેબા, ચાંદી, ઉપદંશ, પ્રમેહપર પતાસામાં અપાય છે.

## ૬૯૬. ચિંતામણી—

સંગ્રહણીપર અનુભવીત–(ભા૦ અમૃતલાલ સૂચિત.)

પારો, ગંધક, કોડી બાળેલ, મરી, કનકબીજ. ટંકણખાર, પીપર, વછનાગ, જાયફલ, શંખ ભસ્મ, એ દરેક ત્રણ ટાંક. પારો ગંધક મીલાવી, પછી તેમાં જાયફલ વાટવું, વછનાગ મરી ભેળાં વાટવાં. ઉપર પીપર વાટવી, એકત્ર કરી નાગરવેલના પાનના રસમાં મગ જેવડી ગોળી રોગના બલ પ્રમાણે રતી ૧ કે ૨ દેવી. સર્વ સન્નીપાત, સંધીવાત, શીતાંગ, ચિત્તભ્રમ, અચેતન, મૂર્છા સર્વ રોગ જાય.

ઉપરની દસે દવા મેળવ્યા બાદ તેના સમવજને અફીણ મેળવી મગ જેવડી ગોળી કરી દેવાથી ઘોર સંગ્રહણી અને અતિસાર જાય.

(પૂર્વોક્ત ગોરજીના પ્રયોગ)

પૈસાને અગ્નીમાં તપાવ્યા પછી લાલચોળ કર્યા બાદ તેના ઉપર કાલારંગની આકોલના પાંદડાંનાં રસનાં ટીપાં ત્રણ ચાર નાખવાથી શ્વેત થાય એમ કહેવાય છે.

## ભસ્મપ્રકરણ–રસાયન પ્રયોગ—

તામ્રમારણવિધી–( ગુલાબવિજય ગોરજીની ચોપડી )

(૧) સીંગા દુધીમાં મળે છે. તેનાં પાંદડા વાલોળનાં પાંદડાં જેવાં થાય છે. ( તે તાંબુ પારામાં નાંખવાથી ચાંદી થાય છે. )

( પંડ્યાજીની ચોપડીમાંથી )

(૨) (વાસ ન કરે, વાંતિભ્રાંતિ, શ્વાસકાસ ન કરે.)

(a) પંચાંત્રવન પાણીમાં ત્રાંબાને પ્રથમ શોધીએ. પછી ઇંગોરીયાના મુળ પાણીમાં ઉકાળી તેમાં શોધીએ. તાંબાના પત્રાં ०। શેરનાં કરાવવાં. પછી ગંધક ટાંક ૯ તથા મીઠું ટાંક ૯ લઇ એક તાવડીમાં તે ત્રાંબાના પતરાને પડેપડ પાથરીએ. પછી તાવડીનું મુખ બંધ કરી નિર્વાત સ્થાનમાં અગ્નીપ્રહર એકનીદેવી. સ્વાંગ શીતલ થયે કાઢીએ.

(૩ (b) ત્રાંબુ શેર ०॥ કથીર શેર ०। ગાંઠ પાડીને પછી સોમલ હડતાલ મુકી અગ્ર ગજ પુટ દેવો. વાલુકાજંત્રે પચાવીએ. ત્રાંબુ ઘણું સારૂં થાય છે. ચોખા એક ભાર દેવાથી કાસ, શ્વાસ, ક્ષય, કામહિનતા વગેરે પર દેવાથી સબલાઈ આવે છે.

(૪) લીંબુ નંગ ૨૫માં ક્રમસર તોલા ૧ નું પતરૂં મુકી છાણા ત્રણની ૨૫ ભટ્ટી આપવી તો ખાખ થશે. ( ગોરજી )

(૫) લીંબુનો રસ કાઢી લઇ તેની છાલ–ફોતરાં સુકવી ખાંડી તેનો એક શેર લોટ કરી રાખવો પછી છાણા એકની વચમાં ખાડો કરી તેમાં આ ચુર્ણ પૈસા એકભાર નાખી

તેની ઉપર ચાંદીનું પતરૂં તોલા એકનું મુકી તેની ઉપર એક બીજું છાણું ઉંધું પાડવું ને સળગાવવું, એવી ૨૫ આંચ દેવી.

(૬) શરપંખાના પાંદડાની લુગદીમાં ચાંદી તોલા એકના પત્તરાંને બબે છાણામાં ૨૫ આંચ દેવી. (મારી પરીક્ષીત છે.)

(૭) ખરસાણીના રસમાં ચાંદી તોલા એકનું પત્રુ કરી ગરમ કરી સાઠવાર છમકાવવું (એટલે સાઠવાર બુઝાવવું) ને પછી તેના કુચામાં પતરૂં ઘાલી ગોળો વાળી ઉપર કપડમેટ કરી, સુકવી છાણા શેર ૫ પાંચની આંચ દેવી. એવી રીતે ત્રણવાર એ ગોલામાં મુકી આંચ ત્રણ. (તેટલાજ વજનની) કરવી તોજ ખાખ.

(૮) હેમજ એક નવટાંક, ખાંડી માટીની કુલડીમાં પાણીમાં પલાળીને પછી તે હેમજના પાણીમાં તોલા એક પતરૂં સાઠવાર બુઝાવવું. બાદ પીપળાના લાકડાની રાખોડી શેર એક બનાવી એક માટીની ઠીબમાં ભરી તેની વચમાં પતરૂં મુકી ઉપર રાખ પર દીવાસળી મુકી ચુલે મુકવું દીવાસળી બળેથી ખાખ.

(૯) બકાન લીંમડીના પાન વાટી લુગદી કરી તેમાં પ્રથમ પૈસા ૦॥ અરધાભાર અજમો નાખી ઉપર પતરૂં રાખી તેની પર પણ પાછો અજમો રાખી તેની ઉપર પાંદડાની લુગદી રાખી ગોળી કરી છાણા ૫ ની આગ દેવી આવી ૧૪ આંચમાં ખાખ થશે.

**રૂપીઓ આખો મારવાનો પ્રયોગ—**

(૧૦) જાંબાના ફુલનો રસ કાઢી તેમાં રૂપિયાના રવા ચાંદી જેવા ૩૦૦ વાર બુઝાવવા એટલે ફુલશે. બાદ મેંદીના પાનની લુગદી કરી તેમાં આ બુઝાવેલો રૂપીઓ ઘાલી ઉપર કપડમાટી કરી છાણા બશેરની આંચ કરવી. તો પારદ બંધાય, એવી ખાખ થાય. છાણા શેર ચારની આંચ કરીએ તો ખવરાવવા લાયક પણ થાય.

(૧૧) ખડચંપાના પાનમાં તથા ભોરીંગણીના ડોડવામાં ચાંદીના તાર બાળવાથી બે ત્રણ ભઠીમાં થાય છે. ( પ્રાણશંકર )

## ૬૯૭. મોરથુથામાંથી તાંબુ કાઢવાની વિધી—

(૧) હરડે, બેડાં, આંબળાં દરેક પાંચ તોલા કુલ ૧૫ તોલા જોખી વાટવાં. મોરથુથું તોલા ૫ વાટવું. ચારે ને ભેગાં કરી લોઢાની કડાઇમાં પાણી ભરી તેમાં મેળવી દેવાં. પ્રથમ ચાર ચીજ તાવડીમાં પાથર્યા બાદ આડો હાથ રાખી તેમાં પાણી નાખવું. આંગળ ચાર ઊચું રાખવું. આમ એક રાતે રાખી બીજે દીવસે જોશો તો તાંબુ હેઠે બેઠેલ માલમ પડશે.

(૨) તાંબુ તોલો ૧ ગાળીને ધોળા ફુલના શરપંખાના પાંદડાનો રસ પૈસાભાર નાખે તો હેમ.

(૩) એક તોલો ગંધકને ભાગરાના રસમાં આઠ દિવસ ઘુંટી તેને એક પૈસા ઉપર લપેટી કુલડીમાં રાખી કપડમેટ કરી ગજપુટ આપવી. તો ઉસ્માની રંગની ખાખ થશે.

( તાંબુ તો. ૧ ગાળી આ ખાખ વાલ એક નાખવાથી હેમ. )*

(૪) રૂદ્રવંતિના પાંદડાનો રસ લાલ (રકત) નીકળે છે તેનાં પાંદડાની લગદીમાં પૈસા ઘાલી કપડમેટ કરી છાણા શેર એની અગ્નીદેવી તો પૈસોશ્વેત થાય. ખાખ થાય.

( તાંબુ તોલા ૧ માં એક રતી ખાખ નાંખવાથી હેમ )

(૫) ત્રિધારા થોરના દુધમાં તાંબાનો પૈસો ચીની પ્યાલામાં દિન સાત સુધી પલાળીને પછી ધોળા ફુલની ભોંય રીંગણી શેર ૦। પા લાવી તેને કુટીને ભેંશના શીંગડામાં ભરી તેની વચ્ચે પૈસો રાખી કપડમેટ કરી ગજપુટ આગ મુકવાથી તે પૈસો પાકે એટલે ખાખ થાય. ( તે ખાખ તાંબુ તોલા ૧ માં રતી ૧ નાંખેથી હેમ. )
પુરૂષને ખવરાવીએ તો તે મર્દ થાય. ઉપર ઘી, ખીચડી ભાવે એટલે ખવરાવવાં.

(૬) ગરએલી ગળજીભી તથા કડવાં પાંદડાની રાજફુલીને મુળસુદ્ધાં લાવી. તેની લુગદીની વચમાં પૈસો ઘાલી ૧૦૦ છાણાની ગજપુટ આપવી તો સફેદ.

(૭) એક કોડીયાના સંપુટમાં ખરસાણી થોરના મુલના ભુક્કા વચ્ચે પૈસો રાખી ગજપુટ આંચ દેવાથી પૈસો પાકે.

(૮) નાક છીકણીના પાંદડાની લુગદી વચ્ચે બે તોલાનું પત્રું મુકી ખાડામાં પાંચ શેરની આગ આપવી. એમ પચીશ આંચ આપવાથી થશે. દરેક વખતે પત્રાં પર કાળાશ (ખાખ) ઉતરતી જાય તે એકઠી કરવી.

(૯) પૈસાને અર્ક દુધમાં ત્રીશવાર બુઝાવ્યા બાદ વરણાના લાકડાને પૈસા બરાબર કોરી પછી "તેમાં લીલીપીપર રસ મુકી ટાંકી અગ્ની આપવાથી સફેદ થાય.

## ૬૯૮. શ્વેતભસ્મ—( ગુરૂસ્વામી )

કુશા એટલે દર્ભની જડ કહેતાં દર્ભનાં મુળીયાં કે જે ધરતીમાં ઉંડા ગયેલાં હોય તે જડ (મુળ) તોલા ૧૫ લીલા લાવીને સાફ કરી તેને આકડાના દુધમાં પલાળી રાખવાં, ડુબાવવાં. તે જ્યારે દુધ સુકાઇ જાય ત્યારે ફરી નાખવું ને છાંયે સુકાવવું. એમ ત્રણવાર દુધ નાખી ડુબાવીને સુકાવવું, એમ જેટલા દિવસમાં સુકાયા પછી તાજુ દુધ નાખવું ને ફરી સુકાવવું અર્થાત એમ ત્રણવાર કીધા બાદ તેને પીસી લુગદી બનાવીને તેની વચમાં ત્રાંબાનો પૈસો મુકી ૧૫ શેર પક્કા છાણાંની આગ દેવી તો શ્વેતભસ્મ થાય છે.

## ૬૯૯. ચાંદીની ભસ્મવિધી—

( જોરામીયાં મોટામીયાં પ્રાંતીજ. )

(૧) સરષવાની લીલી છાલનો રસ, ચાંદીનો કટકો બુડે એટલો કાઢી એક કુડલીમાં ભરી જેટલી ચાંદી કરવી હોય તેટલી. આખા કટકા કે પત્રાં કરી તેમાં નાખી (દસ તોલા

* Note—એકલા ભાંગરામાં પણ તામ્ર થવા સંભવ છે.

સુધી એકી વખતે થવા કહે છે ) ડુબાવીને પછી તે કુલડીનું મોઢું બંધ કરી કપડમાટી કરી, સુકવીને પછી ગજપુટ ખાડો કરી તેમાં અરણીયાં શેર ૧૫ કાચા છાણા નાખી તેની ઉપર વચમાં કુલડી મુકવી, ને પછી તે ઉપર શરધવાની લીલી છાલ આશરે દશશેરના ઝીણા નાના કટકા કરી પ્રથમ તે કુડલી પર દાબી દેવા, એટલે કુલડીને તે કટકાથી ભારી ઢાંકી દેવી તેમ થોડાક કટકા તે કુલડીની નીચે પણ રાખવા. એવી રીતે તે કટકાને કુલડી પર ખુબ દબાવ્યા પછી તે ઉપર બીજા ૧૫ શેર કાચા છાણા ખડકી તે ભઠ્ઠીનું મોઢું બંધ કરવું ( આસપાસથી ) માત્ર વચમાં થોડુંક ખુલ્લુ રાખી અગની આપવી તો તેથી ચાંદીના ફુલ ઉડી જશે (આમાં શેર કાચો લખેલ છે ત્યાં ૪૦ રૂપીઆભારનો સમજવો)

(૨) ચાંદીનો બારીક ચુરો કરાવી (એક બે તોલા) ગુલાબજળ આશરે રૂા. ૨૦ ભાર માં એટલું પીસવું કે ચાંદીની ચમક ન દેખાય. બાદ ગોળી વાળી સુકવી પછી તેને મોસમી ગુલાબના માથા જેટલી, લુગદાની વચ્ચે મુકી કપડમેટ કરી બેંગાલી ૧૫ થી ૨૦ શેરની આગ દેવી. કાચી રહે તો ફરી ગુલાબમાં પીસી થોડી આગ દેવી. (આમાં બેંગાલી શેરનું વજન આપ્યું છે તે રૂા. ૮૦ ભાર સમજવો ) ( સ્વામીજીની અનુભૂત )

## રસાયણ પ્રયોગ (ચાલુ)

(અ) સરસ અકલકરો સુકો યા લીલો રૂા. ૧૨ ભાર લેવો તેમાંથી રૂા. ૫ ભાર પીસી છાણી પાણીમાં ઘોળી, તે પાણી પાસે રાખવું. અને તેમાં ચાંદી શુદ્ધ તોલો ૧ નાં કાર્ડ જેવાં પતરાં કરાવી અગ્નીમાં લાલ ચોળ કરી તપાવી તપાવી ૧૦૧ વાર બુઝાવવાં. બાદ બાકી રહેલા સાત તોલા અકલકરાના ચુર્ણને ખુબ બારીક પીસી, ( પાણી સાથે ) તેનો ગોળો કરી તે મધ્યે તે પતરૂ ( એક કે બે કે જેટલા ટુકડા થાય તેટલા ) મુકીને બે કપડમેટ કરી; સુકવી બશેર બંગાલી તોલના કોયલાની ઠીબમાં મુકી, વાયરો ન હોય ત્યાં રાખી આગ દેવી. થંડી પડે ત્યારે કાઢવી પછી વળી ૫ તોલા ચુર્ણની લુગદીમાં તેજ રીતે આગ દેવી. તથા વળી પાંચ તોલામાં પાછી દેવી, એટલે છેવટે પત્રૂં હાથ અડાડતાં ભાગશે. અથવા વિભુતિ થશે. પણ જો કંઇ ખામી હોય તો ચોથી પાંચમી આગ દેવી. ( જો પતરૂ પિસાઈ જાય તો ગુલાબજળમાં પીસી ગોલી કરી પૂર્વોકત રીતે અકલકરાના ૫ તોલા ચુર્ણમાં મુકી આગ દેવી, એમ ચાર પાંચ આગમાં ભસ્મ થઇ જશે. ) શકિત મગજ વાયુ પર ચાલે છે.

(બ) અરધો તોલો ચાંદીનું પતરૂં કાર્ડ જેવું કરી પુર્વોકત રીતે અકલકરાના પાણીમાં બુઝાવી ને પછી કડવી કુંવારનું એક લાંબુ લેવું. તેની ઝીણી લાંબી પુંછડી ભાંગી નાખવી નહી. અને તેના મુળમાં એટલે જાડા ધોળા ભાગની મેરથી પત્રું ખોશી દેવું. પછી કુંવારનાં બે નાનાં લાંબાં લઇને તે જાડા ભાગની ઉપર નીચે લગાડવાં. બાદ તમામ પર એક કપડ-મેટ કરી સુકવી. સાત આઠ છાણામાં આગ દેવાથી ભસ્મ થશે. છાણામાં ઠંકાઇ જાય એવી રીતે છાણા વાપરવાં. બે ત્રણ આગમાં તો થોડાંજ પછી, વધારે હશે તો ફીકર નથી. પણ પહેલી આગમાં તો આટલાં ( સાત કે આઠ ) વાપરવાં, વધારે નહી હોવા જોઇએ, કેમકે તેથી પીંગલી જવા ભય છે. ઉપયોગ ઉપર મુજબ.

## ૭૦૦. સુવર્ણ ભસ્મ.

( પંડિત વૈજનાથ તથા ગુરૂ સ્વામીજી )

(૧) શુદ્ધ કરેલાં સુવર્ણ પત્રાને લવીંગના ચુર્ણના થરેથરમાં મુકી ભઠ્ઠી દેવી—

(૨) બકાયનની સુકી છાલના ચુર્ણની વચ્ચે થરોથર પત્રાં રાખી ગજપુટ આગ આપવાથી થાય છે.

## ૭૦૧. બંગભસ્મ વિધી.

( જોરામીઆં—પ્રાંતિજ )

ખુરાસાની અજમો ચોગુણો લઇને જરાક ખાંડીને એક કપડા પર પાથરી તેથી ⅔ કલાઇનાં બારીક પત્રાં ( ફુલ ) આખા કપડા પર છુટાં છુટાં વેરીને પછી તેનો એક કઠણ કાકડો કરવો ને પછી દીવેથી સળગાવી દેવું તો તેના ફુલ સરસ થશે ને નીશાદાર થશે.

(૨) જંગલી બોરડીનાં પાન તથા આંબલીનાં છોડાનો સરખે વજને બારીક ભૂકો કરીને પછી બે મોટાં છાણાં થાપી પ્રથમ છાણા ઉપર પ્રથમ બોરડીના પાનનું ચુર્ણ ને પછી આંબલીના પાનનું ચુર્ણ થરોથર પાથર્યા પછી જેટલી કલાઇ કરવી હોય તેટલીના કટકા ઉભા તેમાંથી ખોસી દઇને પછી છાણું ઉપર ઢાંકી દઈ આસપાસથી લુગડાં લપેટી બંધ કરી વચમાંથી અગ્ની સળગાવવો—આ રીતે શેર બશેર જેટલી કરવી હશે તેટલી થશે.

(૩) કલાઈ ગાળીને તેમાં કાલીપાટનું મૂળ ફેરવવાથી તેનું પાણી બળી જાય, એમ જોગી બાવાનું કહેવું છે.

(૪) ( અમ્રતસાગરના પ્રમેહ પ્રકરણમાંથી ) બંગથી અરધે વજને પારો મેળવી ગરમ કરી તેની થાલીમાં બારીક પતરી જમાવીને પછી બે મોટાં છાણાં વચ્ચે મેંદી અને કેસુડાના ચુર્ણ વચ્ચે થરોથર તે કરચો મુકી સળગાવવાથી ઘણી સરસ અને શક્તિદાયક બંગ બને છે. ( સ્વ પરીક્ષીત ) મેંદીને ભાંગની વચમાં ચુર્ણમાં પણ થાય છે. તેજ પ્રમાણે મીંઢીઆવળ, અજમા, લીંબ પત્રમાં પણ થાય છે—

(૪) કલાઈ તોલાં ૨ના ફુલ બનાવી છશેર પક્કા અડૈયા છાણા લઇ તેમાંથી અરધાં પૃથ્વી ઉપર ખડકો ને તેની ઉપર પીપળાના લાકડાનાં ઉપરનાં સુકાં છોડીયાં—નળીયાં જેવા હોય તે બે ત્રણ રાખી તે છોડીયાં ઉપર પેલાં કલાઈનાં ફુલ હારદોર જમાવો અને એ છોડીયાં એ રીતે જ્યારે ફુલથી ભરાઈ જાય ત્યારે તે ફુલ ઉપર આશરે બે વાલ અજમાના સુકા દાણા તથા ચારપાંચ લીમડાનાં લીલાં પાન છુટાં છુટાં વેરી દેવાં—લીંબ પત્ર દસ સુધી હશે ત્યાં સુધી ચાલશે. પછી બીજાં છોડીયાં રાખી તેની પર પણ આજ રીતે ફુલ જમાવવાની ક્રીયા કરવી. ( છાણા અને છોડીયાની વચ્ચે પ્રથમ એક ટાટ બીછાવવાનું ના ભૂલવું. એટલે સૌથી નીચે એક કપડું રાખવું ). બધાં છોડીયાં એમ ગોઠવાઇ રહ્યા પછી બાકીના ત્રણશેર છાણા તેની ઉપર ખડકી હવા વગરના સ્થાનમાં રાખેલી ભઠીમાં કે ઠીબ કે ખાડામાં

આગ દેવી. થંડી થયે બહુજ સાચવીને કાઢવી. માત્રા બે વાલ સુધી. માખણ કે મલાઈ સાથે. પુષ્ટી, કામ, પ્રમેહ વીગેરે ઉપર—

(૬) કલાઇને શોધ્યા બાદ ચુલા પર ચડાવી, શેર ૧ કલાઇ હોય તો શેર ૧ અજમાનું ચુર્ણ પ્રથમ નાખતા જવું. ને હલાવતા જવું. પછી એજ પ્રમાણે શેર એક, શેર એક હળદળનું ચુર્ણ નાખતા જવું ને હલાવતા જવું, બાદ તેને કુંવાર, આવળના ફુલ, તથા કેળના કુણા ડાંડાનો રસ, એ દરેકના ૭ સાત પુટ દઇ ભઠ્ઠી દેવી, એટલે પ્રત્યેકની સાત સાત વાર એમ એકવીશ ભઠી દેવાથી ઉત્તમ ભસ્મ થાય છે.

(૭) મેંદીને ભાંગના સુકા ચુર્ણમાં બે છાણા વચ્ચે પૂર્વોક્ત રીતે ફુલ રાખીને થાય છે. તેજ પ્રમાણે મીઢીઆવળ, અજમા, લીંબ પત્રમાં પણ થાય છે. અનુપાન—ધાતુ ક્ષીણતા ઉપર ૭ માસા એખરા સાથે. મુત્રકૃચ્છ, પ્રમેહ (સોજાક) ચીનીકબાબ સાથે, કામ વૃદ્ધિ પર સાલમમીશ્રી, દમ ઉપર આદ્રક રસ સાથે.

(૮) બંગ તોલા ૧ ને પારો માસા ૨ ચઢાવીને પછી એના કટકા (ફુલ) કરી એરંડાના પા શેર પાંદડાની લુગદી કરી તેની વચ્ચે મુકી છાણા શેર દસમાં કપડ મેટ કરી સુકવું.

## ૭૦૨. નાગ ભસ્મ.

(ગુરૂસ્વામીજી)

(૧) પથરચટી જેને ખાટખટુંબો કહે છે તે સ્વાદે ખાટી હોય છે તેના પાન ✿ આવાં હોય છે. બે આની ભારથી મોટાં થતાં નથી તેના પાનના રસમાં અથવા તે ન મળે તો ખાટખટુંબો મોટો જેનાં કેવડાના પાન જેવાં આકારના જાડાં પાન થાય છે. તેના રસમાં પત્રાને ખાખ થઇ જતાં પીસો, બાદ ખાવામાં ઉપયોગ કરવો. (અહીં સુધી બતાવનારની પરીક્ષીત છે). (આથી વધારે પરીક્ષા કરવાની આ છે કે—આ ભસ્મ તૈયાર થયેલીને તેનાજ રસમાં પીસી ગોલી વાળી આશરે પાંચ સાત તોલા તેજ બુટીની લુગદીમાં મુકી કપડ માટી કરી સુકવી પાંચ શેર પક્કા છાણાની આગ દઇ જુઓ.) માત્રા—બે વાલ સુધી. કામ—શક્તિ માટે માખણ કે મલાઇ સાથે શીયાળામાં—પ્રમેહ પર બકરીના દુધમાં એકવીશ દિવસ સુધી આપવાથી આરામ.

(૨) શોધ્યા બાદ તેને કડાઇમાં ઉકાળીને કુંવારી મુળના દસ્તા વતે રસમાં હલાવતા જવું. ને અંદર પીપળાનાં છોડીયાંનો ભૂકો નાખતા જવો—ભસ્મ થતાં સુધી એમ કર્યા કરવું. (પંડીત વૈજનાથ).

(૩) પીપળાના ચુર્ણને બદલે આમલસારા ગંધકનું ચુર્ણ નાખવાથી તુરત ભસ્મ થઇ જશે. (હેમતરામ).

(૪) રૂમિમસ્તકીના ચુર્ણમાં પણ ઘણી ઉત્તમ ભસ્મ થાય છે. અને તે પ્રમેહ પર ઉત્તમ કાર્ય આપે છે. (હેમતરામ).

(૫) એક તોલા પાછળ ૨ા તોલા લીંબડાના પત્તાનું ચુર્ણ તથા તોલા ૨ા હળદરનું ચુર્ણ, એમ બન્ને ભેગાં કરી પાંચ તોલા ચુર્ણ, ચુલાપર ચડાવેલા રસમાં નાંખતા જવાથી ઉત્તમ ભસ્મ થાય છે. (એ અંડવૃદ્ધી ઉપર તેની અજમાવેલીને ગુણકારી છે.) (એક બ્રહ્મચારી દક્ષિણી).

(૬) સીસું પૈસા ૪ ભાર, પુંઆડીયાનાં ફુલ પૈસા ૪ ભાર, ઠીકરે ચુલે મુકી તેમાં સીસું ગળે એટલે સદરહુ ફુલ નાખવું ને બોરડીના લાકડેથી હલાવવું. તો શુભ્ર ભસ્મ થાય. (કે જે નાગની સફેદ ભસ્મ ઉત્તમ કહેવાય છે.) (પંડયાજી).

(૭) કડવા લીમડાના પાનની લુગદીમાં બે ત્રણ છાણામાં શ્વેત ભસ્મ થાય.

(૮) અધેડાના પાંદડાંની રાખમાં શીશું છાણામાં ખાડો કરી મુકી બીજું છાણું ઢાંકી લગાડો દેવું તો સફેદ ખાખ થાય.

(૯) ગોખરૂ પંચાંગ શેર ૦ા ની લુગદીમાં શીશાનું પત્રુ તોલા ૨ા નું મુકી સાત શેર પક્કાની આગ–દેવી. (ગોરજી).

(૧૦) કુંવારના મૂલ નંગ ૬૪ લાવવાં, શીશું શેર ૨ બે લોહની કડાઇમાં નાખી, તળે આવળના સુકાં લાકડાંની આંચ કરવી. તાવડીમાં સીસાનો રસ થાય એટલે કુંવારના મુળથી તે રસને ૬૪ પહોર ઘુંટવો. એટલે દિવસ આઠ સુધી રાત દિવસ અહર્નિશ, અવિચ્છિન્ન--કુંવારના મુળીયાંથી ઘુંટવું અને આવળના લાકડાની નીચે આંચ કરવી. તે ખાખનો રંગ અનુક્રમે જુદો જુદો બદલાતો જશે. છેલી વારનો રંગ સીંદુરના જેવો થશે. તો અકસીર થાય એટલે કુંવારના રસમાં ચપટી ગોળી કરવી. પછી સુકેલી નાક છીંકણીમાં ખાખ કરવી. છાણું, એક દિન ત્રણચારમાં આંચ કરવી એટલે અકસીર થશે. (તે તાંબુ તોલા ૧ માં રતી ૧ નાંખેથી હેમ).

## ૭૦૩. આરોગ્યવર્દ્ધિની.

પારો એક ભાગ, ગંધક એક ભાગ, લોહ ભસ્મ એક ભાગ, અભ્રક ભસ્મ એક ભાગ, તામ્ર ભસ્મ એક ભાગ, ત્રીફલાં બે ભાગ, શિલાજીત ત્રણ ભાગ, ગુગલ ચાર ભાગ, ચિત્ર મુલ ચાર ભાગ, કડુ અઢાર ભાગ, કુલ છત્રીશ ભાગ લઈ મેળવવું.

## ૭૦૪. જસત ભસ્મ વિધી.

(૧) જાડા થોરની છાલ લાવી સુકવી ખાંડીને, પછી માટીની ઠીબમાં શેર ૦ા જસત ગાળીને થોરની છાલની ચપટીઓ મારવી. લોહને તાવેથી જસત હલાવતા જવું ને છાલના ભુકાની ચપટી મારવી. જ્યાં સુધી ખાખ થાય ત્યાં સુધી આમ કરવું. પછી રહેવા દેવું.

(૨) જસતનો રસ કરી કુંવારના મુળીયાં વતી હલાવવાથી ખાખ—

(૩) જસતને ગાળીને ભુમી પર નાંખવો એટલે પત્રાં થાય તેના કટકા કરવા. મુળ ગુચ્છાવાળી ગળજીભી પહોળાં પાંદડાની, તેને વાટવી. તે મધ્યે જસતના કટકા કરી મુકી

તેનો ગોળો કરી ઉપર કપડમેટ કરી પછી છાણા શેર ૨ બે લગાડવાં. તેના અંગારા થાય, ઉપર રક્ષા થાય એટલે તેના વચ્ચે ગોળો ઘાલવો. એટલે જસતની કણી ફુલી જશે. તેની ખાખ થશે, કામ સારૂં થશે. ( તાંબુ મારેલું ધોળુ કરેલું હોય, તાંબુ ગાલીને તો. ૨ તે મધ્યે તાંબાની ખાખ વાલ ૧ ને જસતની ખાખ વાલ ૧ મેળવે એટલે હેમ.

(૪) ગંધક તોલો ૧, પારદ ૮ માસા, લીલો જવાસો ( કુડાજડસમેત ) એક તોલો એ ત્રણેને સાથે એવાં પીસો કે શુષ્ક ચુરણ થઇ જાય. પછી (ગમે એટલો) જસત ગાળવો ને તેમાં આ ચુરણની ચપટી નાખવી ને જવાસાની લાકડીથી હલાવતા જવું તો સફેદ ખાખ થશે. ( પીળો ભાગ ઉડશે નહીં ).

(૫) જસદને ધમણથી લોઢાની કડછીમાં ગાળવું. ગળે ત્યારે, ત્રણ તોલા જસત હોય ત્યારે અરધો તોલો સાકર અને એક બે નંગ એલચીના બીંજ નાખવાં. લોઢાની સળીથી હલાવ્યા કરવું એટલે ફુલ પડવા માંડશે એટલે કાઢતા જવાં. બાદ કુંવારની ભઠી,–રંગે પીળો થતાં સુધી આપવી પ્રમેહ વગેરેપર અકસીર છે. (દેવજી કુંવરજી સુચીત–જસદ ભસ્મ).

## ૭૦૫. ત્રિબંગ—

( વૈદ પરમાનંદ ખંભાતી )

(૧) કલઇ, જસત બન્ને સમભાગે ને તે બેની બરાબર પારદ લઇ, પ્રથમ કલઇ તથા જસત ગરમ કરી બાદ પારો મીલાવી દેવો, બાદ ઘુંટયાથી ભૂકો થઈ જશે. પછી તેમાં વાલોળ (જેનું શાક ખવાય છે તે) નો રસ નાખી ચાર પહોર ખરલ કરવો. ને પછી તેનો ગોલો વાળી સુકવીને પછી એક તોલો કલઇ તથા એક તોલો જસત હોય તો બકરીની લીંડી તોલા ૧૦ લઈ (એ હીસાબે તોલા પાછળ વધુ ઘટુ વજન મીલાવી લેવું) ખાંડી કપડછાણ ચુર્ણ કરી એટલે ચુરણ ૧૦ તોલા લઈ સંપુટમાં તળે ઉપર ભરી વચમાં ઉક્ત ગોલો મુકી કપડમાટી કરી ગજપુટ અગ્ની આપવો.

**ઉપયોગ**—ગર્ભાધાન થવા ઉપર, ગર્ભપાત થતો અટકાવવા ઉપર, ફાટ, તુટ, તથા ઝામર વાયુ ઉપર, ઉર્ધ્વ વાયુ, આમ્લપિત્ત, સઘળા પ્રમેહ, ( મધુમેહ સુધાંત ) વગેરે રોગ મટે છે મધ સાથે ખાવાથી સગર્ભા થાય, અને દસ પ્રકારના સ્ત્રીરોગ–યોનીદોષ દુર થાય છે. સ્ત્રીરોગ પર પથ્ય, દુધને ભાત તેલ, મરચું, ખટાઇ, ખાંડની સખત બંધી. સ્ત્રીને પુરૂષના ગુપ્તાશય વ્યાધિ પર શ્રેષ્ટ છે.

(૩) અજમાને લીંબરસમાં પીસી (જસતથી આઠગણો અજમો લેવો.) તેની મુસ બનાવીને તેમાં જસત મુકી ઢાંકણુ ઢાંકી દઈને પછી મુલતાની માટી, રૂ, ટંકણ પીસી તેની કુડલી બનાવી તેની અંદર પેલું મુસ મુકી ઉપર કડપમેટ કરી ગજપુટ આંચ દેવી. તો એક જ આંચમાં જસત ખાખ થશે ને ઉડશે નહીં (કલ્યાણજી જામનગરી)

(૪) ત્રીબંગને ગાલી અરડુસાના ચુરણની ચપટીઓ મારવાથી ભસ્મ થાય છે. ખાંસી પર અકસીર છે.

## સ્વયમગ્ની રસ.

એક ભાગ પારદ, બે ભાગ ગંધક, તે બન્ને સમાન લોહચૂર્ણ, કુંવારમાં ત્રણ પહોર સુધી ઘુંટી–ગોળો વાળી તેના પર એરંડાના પાંદડાં ચાર પાંચ વિંટીને પછી તેને ત્રાંબાના ડાબડામાં નાખી ઢાંકી તે દાબડો ઘડી બે ઘડી રાખી મુકવો. એટલે તે દાબડો ગરમ થઇ જશે. પછી તેને ડાંગરના ગોલામાં (અથવા ધાન્યમાં) દાટી દેવો ને તેને એક આંતરે ત્રીજે દિવસે એટલે અડતાલીસ કલાક પછી કાઢવો. બાદ તેને એ ડાબડામાંથી એક ઠામમાં ઠલવી તેના નાના નાના કટકા કરી ભૂકો કરી દેવો. તે વખતે તે રંગે કાળો હશે. પછી તેને જેમ જેમ હવા લાગશે તેમ તેમ તેમાંથી ધુણીની પેઠે ધુંવાડો નીકળશે–એટલે થઇ બધો ચિનગારીવત અગ્ની સમ થઇ એની મેળે શાંત પડી જશે. પછી તેને વાટતાં રતાંજલી જેવો રતુમડા રંગે થશે. એ ઉપરાંત વધારે લાલ રંગ ના કરવો હોય તો તેને કુંવરના રસમાં પીસી સંપુટમાં ગજપુટ આંચ આપવી. (પણ તેમ કરતાં પારાની અસર ઓછી થવા સંભવ છે.) પાંડુ, કૃમી, અશક્તિપર ચાલે છે. "આને વૈદક ગ્રંથમાં અગ્ની રસ અને સ્વયમગ્ની રસથી વર્ણવેલ છે. ચૂર્ણના ગોળાને દાબડામાં નાખ્યા પછી તેને તડકામાં ચાર ઘડી રાખવો કે જેથી ગરમ થઇ જાય–લખેલ છે–ધાન્યના ઢગલામાં બે દીવસ ને આઠ દીવસ રાખવાનું જુદું વિધાન છે. અંદરથી કાઢયા પછી ચૂર્ણને વસ્ત્રગાળ કરવા લખેલ છે. તથા તે વારીતર થવા કહેલ છે. બાદ શુંઠ, મરી, પીપર, હરડે, બેડાં, આમળા, જાયફલ, લવીંગ, એલચી, એઓના ચુર્ણ જેટલું તેમાં આ લોહ ચુર્ણ મીશ્રીત કરી દેવાથી, સ્વયમગ્ની રસ સીદ્ધ થાય છે. આ રસ અડતાલીસ ચણોઠી ભાર મધમાં કાલવીને ખાવામાં આવે તો તેથી ક્ષય તથા ઉધરસ મટી જાય છે. અથવા ક્ષયથી કે ઉધરસથી પીડાયેલા માણસે ઇંદ્રવારણીના મુલ, ભાંગ, પીપર અને તલ, એઓની સાથે ચોવીશ ચણોઠી ભાર ખાવો."

## ૭૦૬. લોહભસ્મ વિધિ—

( ગુરૂ સ્વામીજી. )

(૧) મોટી બોરડી (બદરી વૃક્ષ)ના કાષ્ટની નગવેંત દોઢ લાવીને ચાર આંગળ ઉંડી-નૌકા બનાવી તેમાં પોલાદનું ચુર્ણ નાખી તેની ઉપર ભેંશનું દુધ નાંખવું એમ પંદર દિન સુધી દુધમાં ડુબાવી રાખો. પછી દુધ ન નાખો. બાદ ખરલ કરવાથી ખાખ થઇ જશે. માત્રા બે રતી માખણ સાથે–કફ, પિનસ, ધાતુદોષ, અશક્તિ મટાડે, લોહી સુધારે, કમળો વગેરે, યકૃતપ્લીહ વિગેરે પર ચાલે. (ભસ્મ પરિક્ષિત છે પણ રોગો પર અજમાયેશ નથી.) આ ભસ્મને આવી રીતે તૈયાર થયા પછી દાડમના રસમાં ગોળી બાંધી દાડમ અને વડબોરના પાનને પીસી તેની લુગદીમાં તે ગોળી મુકી કપડમેટ કરી સુકવી, સવા હાથના ગજપુટની આગ અડધયામાં દેવાથી આ ભસ્મ વધારે ચમતકારી થવા સંભવ છે. )

(૨) પોલાદનું ચુર્ણ કર્યા બાદ આંમળા અગર જાંબુમાં ઘુંટવાથી ભસ્મ તૈયાર થાય છે. (પંડિત વૈજનાથ.)

(૩) એક શેર લોહનું ચુર્ણ, એક શેર કુંવારના ડાંડલામાં ભરી બે તાવડી વચ્ચે રાખી ૭ માસ સુધી એક ઘઉંની મોટી કોઠી વચ્ચે રાખી મુકવાથી ઉતમ ભસ્મ થશે. (એક દક્ષિણી બ્રહ્મચારી સુચિત.)

## લોહ રાતો હીંગલોક સરખો થાય.

(૪) લોહ ચુર્ણ શેર ૦। દુધ શેર બેમાં મીઠું ઘાલી વાટીએ, પછી પાણીથી ધોઈએ પછી ગંધક શેર ૦। સંચોરો ૬ ટાંક મોંઢે મુકીએ અને ઠીકરાના ઠામમાં ઘાલી ઉપર ઢાંકણી બીડી ચુલે ચડાવી, હેઠે અગ્ની ચાર પહોરની દેવી. એ રીતે ૩ ત્રણવાર ચઢાવીએ. ગંધક શેર ૦।।। ને સંચોરો શેર ૦। હોય ત્યારે શ્રીકાર થાય.

### ૭૦૭. અભ્રક ભસ્મ—

( સફેદ ભસ્મ—એક આગમાં—ગુરૂ સ્વામીજીની પરિક્ષીત )

(૧) અભ્રકને શોધીને પછી ત્રણ રાતદીન અથવા એક રાતદિન પાણીમાં ભીંજવીને તેનાં પડ ખોલી નાંખવાં, એટલે બબે ચાર ચાર પડથી વધારે ઘણાં જાડાં ન રાખવાં. પછી તે પ્રત્યેક પડ ઉપર પીસેલી ફટકડીને પાણીમાં ઘોળીને તે ફટકડીનો થોડો થોડો તે પતરાં ઉપર લેપ કરવો, પછી ગજપુટ ખાડામાં ૧–૪ ખાડામાં અડાયા છાણા ભરીને તેના પર તે પત્રાં મુકવાં તથા વળી તેના પર થોડાં છાણાં ખડકી વળી તેના પર પત્રાં મુકવાં આવી રીતે ખડકતાં જ્યારે અરધો ખાડો ભરાઈ રહે એટલે પછી ઉપરથી અડાયાથી તે ખાડો ભરી દેવો. બાદ ભઠ્ઠી ઠંડી થયે કાઢવાં તો માખણ જેવાં લાગશે. (શતપુટી—સહસ્ત્રપુટી—જેવી આ ભસ્મ કામ નથી દેતી પણ વાયુ કફના રોગો હઠાવે છે. ) માત્રા વિચારીને.—

(૨) અભ્રકને એક રાત પાણીમાં ભીંજવી તેનાં બારીક પત્રાં નોખાં પાડી અર્ક દુધમાં ભીંજવવાં ને સવારમાં એક એક પત્રા પર એક એક છાણું મુકી (ભઠીમાં) આગ લગાડવી. બાદ કાઢીને બે કલાક ખરલ કરવું. પછી અર્ક દુધમાં ખરલ કરવું બાદ કોડીયું, હાંડલી કે કપડમેટમાં મુકી ગજપુટ દેવો પછી કાઢી વળી અર્ક દુધમાં પીસી, તેજ મુજબ ગજપુટ દેવો. એવા ૧૦૦૦ પુટ દેવાય છે. ૧૦૦ પુટની પણ સારી થાય છે.

(૩) પાશેર અભ્રકને તાંબટના રસમાં દીન એક ભીંજવીને પછી જાંબુની અંતરછાલ વાટી ગોલા વચે અભ્રક ઘાલી છાણા શેર પાંચ લગાવી દેવાથી અભ્રકની લાલ અક્ષીર થાય (પછી માટીની મુસમાં આ અભ્રકની ખાખ અરધી તળે મુકીને તેની ઉપર પહોર બે ઘુંટેલી પારાની ગોલી રૂપાના રસમાં બાંધેલી હોય તે મલીને ઉપર પાછો અભ્રક નાખીને તેના ઉપર માટીનું ઠીકરું બરાબર મેલીને કપડમેટ કરી કોયલા સળગાવીને મુસ મેલવી, ને રાતી થાય એટલે કાઢવી. એટલે ચાંદીની ગોળી ચક્કર ખાઇને બેસશે.

## ૭૦૮. પારદના લોચાની ક્રિયા.

ચાંદીનું પત્રું તોલા બે તોલાનું જાડું લઇ તેને લીંબુ રસમાં ૨૫ અર્ક દુધમાં ૧૫ તથા કુંવાર રસમાં ૧૦–૧૫ બુઝાવવા દઇ પછી પત્રાને ગરમ કરવું ને તેની ઉપર નીચે સાતવાર ગંધકનું ચુર્ણ થોડું થોડું એકી વખતે ભભરાવવું. પછી તે પત્રાને ગળાવી આંગળી જેવી ચોખંડી ઢાળકી પાડવી. તે ઢાળકીનો રંગ જરા કાળાશ પર આવી જશે. પછી ૫ થી ૫૦ તોલા સુધી એક કુરડીમાં પ્રથમ પારો નાખી દેવો. તેની અંદર એક બે જેટલી ઢાળકી પડાવી હોય તેટલી ઢાળકી નાંખી દેવી. તેની ઊપર ચીપટ ઢાંકણું માટીનું બરાબર બેશી જાય તેવું ઢાંકણું ઢાંકી દેવું. બાદ થોડાક કોયલા સળગાવી તેના ઉપર કુલ્લી મુકી દેવી ને તે કુરડીના ઢાંકણા પર એક ભીનું પોતું ઢાંકી રાખવું, ને તે સુકાય તો ફરી પલાળીને મુકવું. એમ અરધી કલાક મંદ મંદ આગ (પંખો–વાયરો) દઇ પકાવવું ને પછી તે કુરડીને બહાર કાઢી તે ઢાળકી કાઢી તેને જેટલો પારો વળગ્યો હોય તેટલો ઓજારવડે ખેરવી નાંખવો ને કુડલીની અંદર વળગ્યો હોય તો બધો પારો વસ્ત્રથી ગાળી ફરી પારો ને ઢાળકી કુડ-લીમાં મુકી ઉપર પ્રમાણે ધમવું. એમ જેટલો પારો હોય તેટલો બધો ચાંદીને ચોટી રહે ત્યાં સુધી કરવું. તો પારો લોચા જેવો થઇ તેની ગોળી વળશે. એટલે માખણીયો થશે. અને પડયો પડયો સખત થશે.

## ગોલી.

લીંમડાની અંતરછાલ લીલી લઇ તેના ઝીણા ઝીણા કટકા કરવા ને ખરલમાં વાટવા. તેની સાથે પારો તોલો ૧ ખરલમાં ઘડી ચાર સુધી વાટવો. પછી લીંબુનો રસ નાખવો. એટલે ગોળી બંધાય.

પારો દસ પૈસાભાર પદમણીના રસમાં પહોર ચાર ખરલ કરીને તેની લુગદી કરી છાણા એની આંચ દેવી. તો અકસીર થાય. ( તાંબુ તોલા ૨ ગાળી તેમાં રતી એક નાખેથી હેમ. )

## પારદનો લોચો કરવાની બીજી ક્રીયા.

લાજવંતીના રસમાં ડુબે એટલો પારદ લોહની કડાઇમાં નાખી ઉપર ઢાંકણુ દઇ ભારણુ કી નીચે તાપ કરવ ાથી પારદ લોચો થઇ જશે. લોચો થાય ત્યાં સુધી રસ ઉમેરતો જવો.

## માખણીયા પારદની ત્રીજી ક્રીયા.

( ડો. ધીરજરામ )

ખીલવાનો પણ ખ્યાલ છે–રેવંચીની ખટાઇ, સરસનાં બીજ, કુલીંજન, સમ-ભાગે પીસી વચમાં પારો માખણીઓ મેલી, પહોર બેની આંચ કરે, ત્યારે માખણીઓ બેશી જાય. ખીલી જામ સહી.

## પારો અગ્નીજીત કરવાની વિધી.

પારો તોલા ૫ પંઝારા થુવરનો રસ શેર ૫॥ કાઢી માટીની હાંલ્લીમાં નાખીએ અડાયા શેર ૪ લેવાં, તેને ભૂમી પર લગાડવાં. તેના પર હાંલ્લી મેલવી. એ રસ બળે એટલે પારો અગ્નીજીત થાય. અડાયાં ન મળે તો ચુલા પર હાંલી મેલીને રસ બાળવો.

## અગ્નીજીતની બીજી રીત.

એક મોટા માટલામાં પાણી ભરી ૦। શેર ભાંગ પીસીને તેમાં ભેળવી દોલાયંત્ર વત તેમાં ચાંદીમાં બાંધેલી પારદની ગોલી લટકાવી બે દિવસ તાપ દેવો, પછી બેઠક દેવાથી ચાંદી થાય.

## અગ્નીજીતની ત્રીજી રીત

ઇંદ્રવારણાના રસમાં પારાની ગોળી કરીએ, રસ સુદ્ધાં પારો પત્થરના ખરલમાં ઘુંટવો એટલે ગોળી બંધાય તેને અગ્નીજીત કરવો. બોરડીના મુળની છાલ તથા મજીઠ ત્રણે ચીજ ભેગી ખાંડી માટીનું માટલું લાવી તેમાં પાણી ભરીને તે ત્રણે ચીજ વાટેલી નાખવી. તેમાં પારાની ગોલીને ઉપર મુજબ દોલાયંત્રવત્ મેળવી પાણી બળ્યેથી અગ્ની જીત થશે.

## ભસ્મ

કુંવારી સ્ત્રીના રૂતુ સમયના લુગડામાં પારો ઘાલીને મૂસમાં ઘાલી, ઉપર બીજી મુંસ ઢાંકી, કપડમેટ, સાત દઈ છાણા પાથરી તે વચ્ચે મૂકી ઉપર છાણા ખડકી અગ્ની દેવી. ઘડી ચાર પછી પારદ થશે.

## પારા ચાંદીની ગોળી—

માથાના વાળ પાશેરને લોઢાની ખાંડણીમાં ખુબ ખાંડી ને પછી લોહની તાવડીમાં વચ્ચે મેલવા, તેમાં નાગરવેલના પાનનો રસ ૦। શેર નાંખવો, પછી ચુલા ઉપર મેલી ધીમી ધીમી અગની દેવી એટલે ચક્કર ખાઇને બેસશે તેનું તેલ થશે, તે પારાની ગોળી રૂપાની ખાખમાં બંધાશે, તેની ચાંદી થશે.

રૂદ્રવંતિના પાંદડાની લુગદીમાં પારદ નાંખી અડાયા છાણા શેર સવાની આંચમાં મુકીએ તો પાકે. ( તાંબુ તોલો ૧માં વાલ ૧ નાખેથી હેમ. )

મટણખાર રૂ. ૧ ભાર, ત્રણ ધારી હાડ સાંકળીનો રસ માટીની ઠીકરીમાં ચુલા ઉપર, પારો તોલો ૧ નાખી ઉપર દુવા આપે તો ચાંદી થાય.

તથા પારાની ખાખ કરવી હોય તો, સંકલના રસમાં લુગદી કરીને ત્રાંબાની ડાબલીમાં મુકી ઉપર કપડમેટ કરી છાણા ત્રણની આંચ દેવી. તો ખાખ થાય. (ચાંદી તોલા ૧માં ખાખ રતી ૧ નાખેથી હેમ, તેમ તાંબુ તોલા ૧ માં ૧ રતીથી પણ હેમ થાય.)

ગરએલ ગલજીભી તથા કડવા પાંદડાંની રાજ કુલીલાવી ( મુળ સુધાં ) તેની લુગદીમાં પારો તોલો ૧ બાંધેલો, તેની લુગદીમાં પારો લોચો કરેલો ઘાલી કપડમેટ કરી સુકવી છાણા એની આંચ દેવી. તો ખાખ થાય.

કેળના થાંભલામાં કોરીને વચમાંથી ડગળી કાઢવી. તેમાં દળેલી હળદર પહેલી ભરવી. બાદ તેમાં પારો ઘાલવો. પછી પાછી હળદર ભરવી. પછી ડગળી મારી તેના ઉપર છાણું થાપવું. બાદ તેના ઉપર કેળનાં પાંદડાં વિંટવાં તે આઠ દિવસ સુધી રાખવાં. પછી પારો ઘાલ્યો હોય તેટલો હાથ એકનો કટકો કરી કાપીને આપણે ઘેર લાવવો ને તેમાંથી પારો કાઢી લેવો. પછી માટીની કોરી ઠીકરી લાવીને તે ચુલા ઉપર રહે તેમ તેમાં નાંખવો. તેના ઉપર કોરૂં પરણાયું ઢાંકવું. પછી ચુલાની આંચ ઘડી ચારની દેવી એટલે અકસીર.

## પારદ ભસ્મ. ( પંડિત વૈજનાથ. )

રક્તપાતી. ( સીસમના વૃક્ષ જેવાં પાંદડાં થાય છે, તે વૃક્ષનું થડ લાલ હોય છે. પાંદડાં લીલાં ને વચ્ચે ને વચ્ચે લાલ રેષાવાળાં હોય છે. તેના મુળમાં ડુંગળી જેવી ગાંઠ થાય છે. એ ઝાડ એક હાથ સુધી ઉંચું હોય છે. ) તેના કંદના રસ જેટલુંજ તેમાં ગુલર ( ઉંબરા )નું દુધ મેળવી એક રાત રાખી મુકવું. ( એક તોલો રકતપાતીનો રસ, એક તોલો ઉંબરાનું દુધ, એક તોલો પારો નાખવો. એ પ્રમાણે વજન સમજવું. ) પછી ધતુરાના ઝાડની રાખ દોઢ શેર ( એક તોલા દિઠ ) એક હાલ્લીમાં ભરી તેના મધ્યે ખાડો કરી તે ખાડામાં કિંચીત્ નીમક ( મીઠું ) નાખી તે ઉપર ઉકત પારદની ગોલી મુકવી. તેની ઉપર ફરી જરા મીઠું છાંટી બાકીની રાખ ભરી ( તે હાંલ્લીમાં દબાવીને મોં સુધી રાખ ભરવી. ) ને પછી તે હાંલ્લીનું મુખ કપડમેટથી બંધ કરીને તેને તેલના સાધારણ દીવા ઉપર ચાર પહોર આગ દેવી ( મુકવી ) તો પારદભસ્મ અતિ શ્રેષ્ટ થશે.

## પારાની ગોલી તથા ભસ્મ ( પંડયાજી )

પારો પૈસા એક ભારને વરણાનાં પાંદડાં, અમરવેલના પત્ર, અર્ક પત્ર, કાકશી, નગોડ, પીચુડી, દુધેલી, પીલુડી, ભાંગરો, ધતુરો, પારસ પીપળો, લીમડો અઘેડી અને ગલજીભીનાં પાંદડાંમાં-પૈસાભાર પારો હોય તો-દરેકના પાશેર રસમાં ઉકાળવું. રસ બળ્યા પછી ધોઈ નાખવો-એ રીતે સર્વ વનસ્પતિમાં કરવું. પછી પૈસા ભારે માસો ૦ાા અરધ રૂપરસ નાખી ઘુંટીએ એટલે ઘડી એમાં માખણીઓ થાય, પછી આઠ દસ વખત ઘઉંનો લોટ લઇ તેના પુટ દેવા-ખાખ શ્વેત થાય.

પારો તોલો ૨ તથા ઉંબરાનું દુધ તોલા ૨ તાંબાની નવટાંકની ટોયલી કરાવી તે મધ્યે અરધું દુધ નાખીને ઉપર પારો નાંખવો ને તે ઉપર અરધું દુધ નાખીને માટીના ઠીકરામાં મુકીને ટોયલીને કાના સુધી રેત ભરવી. ને ચુલાપર મુકવી તેના ઉપર લીંબુ નંગ ૪૦ સુધીના રસના ટુવા દેવા. પારો નાંખો ત્યારથી અંત સુધી દેવા. ( તે પારાને તાંબુ શેર ૧ ગાલી નાખેથી હેમ. ) ( ગોરજી )

## ૭૦૮. પારદ પ્રયોગ—

(૧) ( પારાનો કટોરો–ગિરધર વૈદ )

પારો શેર ૩ લઇ હળદર શેર ૫ દળેલીમાં એક દિવસ ખરલ કરવો. પછી લીંબુ રસમાં દોઢ દિવસ ખરલ કરવો. ચિત્રા રસમાં એક દિન ખરલ કરવો. બકરીના દુધમાં એક દીન ખરલ કરવો. પછી તે સર્વેને ચાંદી તોલા ા પા માંય નાંખી રસ કરી બીબા ઢાળવો. દુધ શેર ૧૫ એ કટોરીમાં નાખી પીવાથી કામી થવાય.

(૨) કડવીપોઇ—નાસકમાં લખી તળાવ પર મળે છે. તે રંગે લાલ હોય છે. પાંદડાં દાંડી સર્વે લાલ હોય છે. તેના ફુલ ગોળ હોય છે. તેના વેલા થાય છે. ને તે જમીન અગર ઝાડ ઉપર ચડે–પથરાય છે. તે મીઠી પોઇના જેવીજ આકારમાં હોય છે. ફેર માત્ર એટલો કે આ સ્વાદમાં કડવી હોય છે. આના રસમાં નાથ બંધાય છે લીલી કે સુકી પાંદડામાં પણ બંધાય છે. ( ગોલી થાય છે તેમ ખાખ પણ થાય છે. ) ( એક બાવાની કહેલ)

(૩) તમાકુ ( જરદો )ના ઝાડ જ્યારે ઉગતાં આવતાં હોય ત્યારે જડનો ડાંડો ને શીખાની વચમાં બે સંધીની વચમાં સોયા વતિ છેદ પાડી માય એટલો પારો નાખી દેવો ને ઝાડ સુકાયા પછી તેનો ભૂકો કરી ચલમમાં ભરી પીવા ટાણે પૈસો વચ્ચે રાખવાથી પીળા થઇ જશે. (બંગાલી સૂચિત. )

(૪) ઇકિડ નામે વનસ્પતિ કે જે ઘણું કરીને શેરડીના ઝાડમાં થાય છે તેમાં આઠ પ્રહર પારદ ઘુંટવાથી તેની લુગદી બંધાય છે, તે ઘુંટવા ટાણે તેની અંદર થોડીક મીંઢાળની ગીરી નાંખવી. બાદ ગોળી સુકવ્યા બાદ પાણુ કંદામાં તેને ઘાલી થંડી આગ દેવી. તો પારાની ગોલી બંધાય— ( એક દક્ષિણી બ્રાહ્મણ )

(૫) તુષ–ડાંગર વગેરેનાં છોતરાના અગ્ની ઉપર બકરીના મુત્રથી ભરેલું માટીનું વાસણુ મુકી તેમાં પારો ઘાલવો. ને મુત્ર બળી ગયા બાદ ખેરના લાકડાના દાંડાથીજ ઘુંટવો. જેથી ભસ્મ થાય.

(૬) રીંગણી, કારેલી, અને કાળા ધંતુરાના રસમાં એક દિવસ ખરલ કરી માટીના માટલામાં ભરી તે પર મીઠું ભરવું. બાદ એક બીજું ખાલી માટલું ઉંધુ પાડી તેમની સંધીઓનો લેપ કરવો. બાદ નીચેના મટકા નીચે દીપાગ્ની લગાડવો. અને ઉપરના મટકા ઉપર ભીનું કપડું રાખી મુકવું, જેથી ઉપરના મટકામાં ભસ્મ જામશે.

(૭) પારાને માટીની ઠીબમાં ઘાલી ચુલે ચડાવી દીપાગ્ની દેવો ને પારા પર વારંવાર આકડાના રસના સુવા દેવા જેથી ત્રણ પ્રહરમાં ભસ્મ થશે.

(૮) ચીભડાંના રસમાં ખરલ કરી ઉર્ધ્વપાતન કરવાથી પણ ભસ્મ થાય છે.

(૯) પારામાં ફટકડી, સીંધવ, અઘાડાનું મૂળ, એ પદાર્થો ક્રમવૃદ્ધિ મેળવી ચતુર્થાંશ સાથે ખરલ કરવા. જેથી બંધન થાય છે. બાદ ડમરૂયંત્રમાં મુકી અહોરાત્ર હલકો અગ્ની આપવાથી ઉપરના વાસણમાં કપુર જેવી સ્વચ્છ ભસ્મ જામે છે. તે લઇ ઉપયોગમાં લેવી.

(૧૦) શુદ્ધ પારદ એક ભાગ, વછનાગ ০। ભાગ, ગંધક ½ ભાગ, સર્વેને લીંબુ રસમાં ખરલ કરી સુકાયા બાદ થોરના દુધના ત્રણ પુટો દેવા. બાદ આકડાના દુધના પુટો જ્યાં સુધી પારો ઘટ થાય ત્યાં સુધી આપવા, બાદ થાલીમાં મીઠું ભરી તેમાં તે પારાની ગોલી મુકી ઉપર થાળીના કાના સુધી મીઠું ભરવું. અને ઉપર બીજી ખાલી થાળી ઉંધી ઢાંકી સંધલેપી ચુલાપર મુકી ચાર પ્રહર હલકો અગ્ની આપવો, બાદ ઉતારી થંડું થયા પછી ઉપરની થાલીમાંથી સફેદ ભસ્મ કાઢી ઉપયોગમાં લેવી.

## અન્ય પ્રયોગો.

નાગરવેલના પાનના રસ સાથે ખરલ કરી કંકોડીનો કંદો લાવી તેમાંથી એક નાની અને એક મોટી એવી ચકતીઓ કાપી નાની ચકતી કાપેલા ખાડામાં પારો ભરી તે પર કાંદાનો ચુરો ભરી તે પર મોટી ચકતી બેસાડી સાંધો મેળવી, કપડમાટી કરી માટીના સરાવ સંપુટમાં મૂકી તે પર પણ કપડમાટી કરી જંગલી છાણાનો હલકો ગજપુટ આપવો જેથી પારદ ભસ્મ થશે.

પારો ને ગંધક સમભાગે લઈ અંકોલના મુળના રસમાં ખરલ કરી ગોળી કરી સંપુટમાં મુકી કપડમાટી કરી સાંયકાલે ભુધરયંત્રમાં પકાવવાથી ભસ્મ થાય છે.

પારો ને અભ્રક સમાન લઈ બે પ્રહર પર્યંત વડના દુધમાં મર્દન કરી સંપુટમાં મુકી તે વડનાં લાકડાંનોજ અગ્ની દેવો જેથી ભસ્મ થાય છે.

પારો તોલો ૧ ગંધક તોલા ૨ લઇ લોઢાની કડાઇમાં ઘાલી ચુલે ચડાવી નીચે આગ સળગાવી વડના લીલા લાકડાથી ઘુંટવાથી થોડા સમયમાં ભસ્મ થાય છે. ને એક ગુંજા ખાધાથી વિર્યવૃદ્ધિ થાય છે.

સફેદ અઘેડાના બીજ અને એરંડા એઓનું ચુર્ણ કરી માટીની મુસમાં પારાની ઉપર નિચે મુકી સંધી બંધ કરી પુટ આપવાથી ભસ્મ.

કાંટા ( કાંટા શેલીયા. ) શેલીયાના રસમાં પારાને ઘાલી તાપમાં મર્દન કરવાથી મૃત થાય છે. તે પણ સર્વે કાર્યમાં ઉપયોગમાં લેવો.

## ૭૦૯. પારદ ભસ્મનો વિધી—

( કૌતુકરત્નાકરમાંથી )

કર્તાઃ—શામળદાસ સેવકરામ ગોર—શાન્તી સુધાકર પ્રેસ. મુંબઇ.

પારાને દુધેલીના રસમાં એક દિવસ તથા એક દિવસ પીલુડીના રસમાં ઘુંટવાથી શુદ્ધ દોશ રહિત થાય છે. બાદ તેવો પારો ટાંક ૧૦ દસ, ગંધક ટાંક દસ. નવસાર ટાંક ૨॥ એ પ્રમાણે લઇ કજલી કરી આતશી શીશીમાં ભરી મોઢું બંધ કરી કપડમાટી કરી વાલુકાયંત્રમાં આઠ પ્રહર અગ્ની આપવી. જેથી અતી ઉત્તમ રસસિંદુર બને છે. તે પાંચ

અઢોઢી ભારની માત્રામાં મરીના ચુર્ણની સાથે આપવાથી અગ્ની અને કામની વૃદ્ધિ કરે છે. ઉપરાંત અનુપાન પરત્વે જ્વરાદિ સર્વ રોગનો નાશ કરે છે.

હીંગલોકમાંથી કાઢેલો પારો ૨ ભાગ અને ગંધક ૬ ભાગ. લઇ કજ્જલી કરી કુવારના રસમાં મર્દન કરી, આતશી શીશીમાં ભરી વાલુકાયંત્રમાં મુકી સાત દિવસ રાત્રિ અગ્ની દેવો. શીતલ થયે કાઢી ૧ વાલ મધ સાથે ખાવાથી સંપૂર્ણ રોગનો નાશ થઇ અનંત સ્ત્રીઓ સાથે રમણ કરે. અથવા—

શુદ્ધ પારો તોલા ૮ શુદ્ધ ગંધક તોલા ૨ નવસાર તોલો ૦।। એની કજ્જલી કરી લીંબુરસમાં ઘુંટી આતશી શીશીમાં ઘાલી સાત કપડમાટી કરી સુકાયા બાદ ખુલ્લે મોંઢેજ વાલુકાયંત્રમાં કંઠે સુધી પુરી ચુલા પર મુકી આઠ પ્રહર અગ્ની આપવો. શીત થયે તેમાંથી હીંગલોક સમાન રંગદાર રસ સીંદુર કાઢી વાલમાત્રામાં મધ પીપર, કિંવા રોગાનુસાર અનુપાને આપવાથી સર્વ રોગ માત્રનો આશ્ચર્યકારક રીતે નાશ કરે છે.

ગુલંબાસના મૂળની ગાંઠ જાડી જોઇ લાવી કોરી તેમાં સીંગરફ તોલો ૧ ઘાલી તેના ઉપર કૃષ્ણતુલસી પત્રનો રસ જે ૧ ભાર નાખી ગરભ વતે બુરી દઇ કપડમેટ કરી મુંઢા હાથનો ખાડો કરી તેમાં ખેરના કોયલા નાખી વચમાં આ ગોલો મુકી આગ દેવી. (બાકી પૂર્વવત્)

હીંગલોક તોલા ૫ ની ઉપર કૃષ્ણ તુલસી રસ શેર ૧। ના ટુવા દેવા. માટીની એક ઠીબ લાવી તેની વચમાં બેવડીયા પૈસા જેટલું છિદ્ર પાડી તેની ઉપર અભ્રકનું પત્રું મેલી તેની પર હીંગલોક મેલી ચુલે ચડાવી નીચે આગ કરવી ને ઉપરથી કૃષ્ણ તુલસીના રસના ટુવા દેવા. બાકી (પૂર્વવત્)

ઇંદ્રવારણા ૧૦૮ લેવાં. તેમાંથી પ્રત્યેકને કોરીને ડગલી કાઢી તેમાં સીંગરફ તોલો ૧ નાખવો, નાંખતાં પહેલાં આમલસારો ગંધક, ટંકણખાર, તથા પાપડીઓ ખારો એ એ ત્રણ ચીજ ભેગી વાટી તેનો હીંગલોક પર પ્રથમ લેપ કર્યા બાદ ઇંદ્રવારણામાં ઘાલવો, ને ડગલી બેસાડી કપડમેટ કરી છાણા એકનો ભૂકો કરી (ઘોર કરી) તેની વચ્ચે મુકી બાળવું. એમ ૧૦૮ વાર કરવું. ઉત્તરોત્તર આંચ થંડી થંડી દેવી.

સોરો, હીંગલો, અજમો, ટંકણ, દરેક બે તોલા લઇ ધોળા કનેરના ફુલના રસમાં ચૌદ દિન ઘુંટીને પછી ગોલી કરી કપડમેટ કરી, નવ પડ સીવવાં, નવ પ્લાસ્ટર કરવાં, પછી સવા વેંતનો ખાડો કરી (આડો, પહોળો, એક સરખો કરવો,) તેમાં અડઇયાં ભરી વચમાં ગોળો રાખી આગ દેવી બાકી (પૂર્વવત)

હીંગલોક ટાંક ૨૦ ને મરઘીનાં ઈંડાના રસમાં ખરલ કરવું. બાદ ખાખરાનાં લાકડાં શેર ૯ ને ખરલ કરવાં. પછી ચરૂડામાં નવસાર ભરી વચમાં ખાડો કરીને તે જે હીંગલોક છે તેની સોગઠી ઢાંકવી. ઉપર ખાખરાનો ખાર ભરવો ને કોડીયું ઢાંકી તેને અડદના આટાની મુદ્રા કરી કપડમેટ કરી ચુલા પર ચડાવી દિપાગ્ની ત્રણ પહોરની દેવી તો પાકે ને પાનમાં ખાય તો મર્દ થાય-ઘી રોટલી સીવાય બીજું કાંઈ ખાવું નહીં.

( ગુરૂસ્વામીજી )

બે તોલા રૂમી સીંગરફ ને ૪૦ રૂ. ભાર અર્ક દુધમાં એક પાકેલી માટીની હાંડલીમાં નાખી જેનું ઢાંકણુ દઇ તેના મુખ ઉપર ૨૦ ભાર કપડાથી કપડમેટ કરી ( અથવા વજ્રમુદ્રા દઇ ) સુકવીને પછી તેને કુંભારના નીભાડામાં વચમાં મુકીને તે થંડો થયે કાઢવી. ગાંઠીયા, આમવાતનાશક, કામશક્તિ અતિ જ્યાદે કરનાર, શીત, વાત, કફ પ્રકૃતી વાળાને ખાંડ સાથે, ગરમ પ્રકૃતિવાળાને માખણુ સાથે, માત્રા એક ચાવલથી એક રતી. ત્રણુ ચાર માત્રાથી વધુ ન દેવી.

( અર્ધાંગમાટે પરીક્ષીત-સ્વામીજીનો )

શુદ્ધ હીંગલોકની કટકીને સ્રીના ધાવણુમાં એકવીશ દિન સુધી ડુબાવી રાખો. ( સ્રીનું દુધ રોજ નવું નાંખવું. ) તે દુધમાં તુલસીનું પાન એક પણુ રોજ નવું નાખતા જવું. એકવીશ દિવસ બાદ તેજ દુધમાં પીસી લઇ ચમક જતાં સુધી બીજું દુધ નાખતા જવું ને પીસતા જવું. ચમક મટયે ઉપયોગી થશે.

માત્રા—એક ચાવલથી એક રતી સુધી. પાનમાં લાભ—કામોદીપક, અર્ધાંગ-શીતાંગ માટે સરસ છે.

હીંગલોક તોલા ૬ ને એક ડુંગળીના ગાંઠીયામાં ઘાલી પાછો દાટો દઇ ઉપર કપડમેટ કરી છાણુા બેની આંચ એમ ૧૦૮ આંચ દેવી. એટલે સીંગરફ પાકશે. ( એટલે તાંબુ તથા ચાંદીનું હેમ થાય છે )

મેંદીના પાન પીસો, તેમાં સીંગરફ તોલો ૧ રાખી ગોલો કરી, છાણુાનો ઘોર કરી બોબો અરધ તળે તથા અરધ ઉપર રાખી વચમાં ગોલી મુકી આગ દેવી. એમ ૧૦૮ આંચ દેવી. મેંદીના ગોળા ૧૦૮ તથા આંચ ૧૦૮. ( તો ઉપરવત )

## ૭૧૦. હીંગલોક પ્રયોગ—

મરેઠીના રસમાં એકવીશ દિવસ કટકો ડુબાવી રાખીને પછી તેજ રસમાં કોડીયામાં સંપુટ કરી કપડમેટ કરી આશરે ચાર શેર બકરીની લીંડીમાં એક ઠીબમાં ફુંકી દેવી. તો અકસીર. ( સ્વપરિક્ષીત છે. )

## ૭૧૧. હીંગલોકમાંથી પારો કાઢવાની ક્રિયા—

દસ તોલા સીંગરફ ને લીંબુ રસમાં કે લીંબડાના પત્રના રસમાં ત્રણ કલાક ઘુંટી લુગદી કરી એક હાંલ્લામાં મુકી તે હાંલ્લાંના મોઢામાં બરાબર આવી રહે તેવું બીજું હાંલ્લું તેની ઉપર ઉંધુ પાડી તે બન્નેના મુખથી તે તળીયા લગી ત્રણ કપડમેટ મુલતાની માટીથી ત્રણ આંગળ કરી સુકવી અગ્ની પર મુકી ઉપરના હાંલ્લા પર ભીનું કપડું ચોવડું કરી પાથરી તેના પર પાણી ટોયા કરવું. આગ રોટલા જેવી દેવી. એટલે મંદ, ને તે ચાર કલાક સુધી સુધી દેવી. પછી યુકિતથી હેઠે ઉતારી ઉપર લાગેલો પારો સાચવીને લઈ લેવો.

અને નીચેના હાંલ્લામાં જે સીંગરફની કાળી ખાખ પડી રહી હોય તે પણ સાચવી રાખવી. શીતાંગવાળાને, જાળાં, જડબાં મરી ગયાં હોય તેને આ ખાખ દાંતમાં પીસવાથી શુદ્ધિ આવે છે.

પૂર્વોકત રીતે સીંગરફને લીંબુમાં ઘુંટયા બાદ થેપલી ન કરતાં ઘુટેલા હીંગલોક ને વડના પાત્ર પર ચોપડી સુકવીને એજ રીતે ડમરૂ યંત્રમાં મુકવાથી પારો જલદી ને સુગમતાથી ઉડે છે.

આ શીવાય ચીંથરામાં હીંગલોકને વીંટી હાંડલામાં બંધ કરી સળગાવવાથી પણ પારદ નીકળે છે.

પીપળાની રાખ, ખાખરાની રાખ, બકાયન લીમડાના ફલની રાખમાં હાંલ્લી વચે તાલને રાખી ચાર પહોર આગ દેવાથી થાય છે. તેમજ

ત્રિધારા થોરના દુધમાં પણ સફેદ તાલ થાય છે.

તાલ તોલો ૧ માં કુંવારનો ટપકતો રસ નાખી ખરલ કરતાં માખણ જેવું થાય ત્યારે લુગદીવાળી માટીના મોટા ચપણમાં મુકી તેના ઉપર બરાબર આવી રહે એવો ૧ કોરો ઘડો લઈ તેની ઉપર ઉંધો પાડી કપડમેટ કરી બોરડીના જીણા કાંટામણ. ૦ાા ની દીવીવત આંચ દેવી. કાંટા બળી રહેથી ફુલ ઉડી જશે. પછી પાનમાં રતી ૧ પહેલે દીવસ, રતી ૧ બીજે દીવસ, રતી ૩ ત્રીજે દિવસ દેવું પછી રોજ ૩ રતી લેખે એટલે પહેલા દિવસથી સાત દિવસ સુધી દેવું. ગરમ પડે તો ઘી દેવું. ઉપર ઘઉં, ઘી, સાકર, ચોખા, દુધ આપ્યા જવું. પરેજ પાળવી.

( ડા. ધિરજરામવાળી બુકમાંથી )

હડતાલપત્રીશ્રીકાર શેર ૧ પારો શેર ૦ા એ બેને પ્રથમ આછણુ શેર ૩ માં ખરલીએ પછી કેસુ ખાખરનો રસ શેર ૩ાા કાઢી તેમાં ખરલીએ, બાદ કાંસકીના રસમાં ખરલીએ. છેલે દીન આકડાના દુધમાં પરતીએ અને એ દુધમાંજ છેવટ થેપલી બાંધીએ. આ ચારે રસને પાંચમું અર્ક દુધ એ સર્વે શેર ૩ ત્રણમાં પરતીએ પછી કેસુ ખાખરની રાખ શેર ૧ાા તથા પીપલાનાં છોડાની રાખ શેર ૧ાા જુમલે શેર ૩ ત્રણને એકઠી કરી

તેમાંથી અરધી કોરી હાંલ્લીમાં ભરી તે પર થેપલી મુકી પાછી તે પર બાકીની અરધી રાખ ભરી, બાદ તે હાંલ્લી પર હાંલ્લી તેના મુખ બરાબર આવે તેમ કરી ઢાંકી બીડીને તેના પર મુદ્રા લગાવીએ. તે મુદ્રા—ખાખરની રાખ, ખડી, ચુનો, મીઠું એ ચાર વાના સમભાગ પાણીમાં વાટી કુટીને તે મુદ્રાથી ખુબ બીડીએ, બાદ ચુલે ચડાવી પહોર ૩રની આગ દેવી. પછી શીતલ થયે ઉતારવું. તે પાકી મૃત થયેલી જાણવી, માત્રા વાલ ૧ એક.

હડતાલના અનુપાન—(૧) રકતપિત પર, તાલ વાલ ૧, તથા હળદર ટાંક ૨ માં દેવી.

(૨) કુષ્ટ તથા ખરજપર, લવંગ ટાંક ૧ તથા પાન નંગ ૫.

(૩) ગજચર્મ પર, હરડે મોટી ટાંક ૨ સાથે દીન ત્રણ.

(૪) પીંડરોગપર, સીંધવ ટાંક ૧ વજટાંક ૦॥ અરડુસાનો રસ ટાંક ૩ સાથે દીન ૧૪ વાલ એક એક.

(૫) શ્વેતકુષ્ટપર—અપામાર્ગ તોલો ૦। સંચળ ટાંક ૨ સાથે દિન ૫.

(૬) ગજચર્મપર, પીપર ટાંક ૩ અજમો ટાંક ૩ સાથે દીન ૪.

(૭) કાળો કોઢ, બાવચી ટાંક ૩ ટંકણ ટાંક ૧ સાથે દીન સાત.

(૮) ગંઠીયો વાયુ, આંબા હરદર ટાંક ૨ કચુરો ટાંક ૨ સાથે દીન ૯. ગંઠીયો જાય.

(૯) પરજી વાયુ, મધ, ટાંક ૩ લસણ ટાંક ૩ સાથે દીન આઠ.

(૧૦) દુંબર (ઉદુંબર કોઢ) જાવંત્રી ટાંક ૧ ખોરાસાની અજમો ટાંક ૦॥ સાથે દીન ૧૦.

(૧૧) કથીરીયો કોઢ, નગોડ ટાંક ૧ લવીંગ ટાંક ૫ સાથે દીન ૧૧.

(૧૨) શાહ કોઢ, અઘેડાનો રસ ટાંક ૨ સાથે દીન ૧૨.

(૧૩) શ્વેતકુષ્ટ, અરડુસાનો રસ ટાંક ૩ હાલેમ ટાંક ૧ સાથે દીન ૩ આપે તો શ્વેતકુષ્ટ જાય.

(૧૪) મૃગી, વાઇ, શંખાવલીનું મુળ ટાંક ૨ સાથે દીન ૧૪.

(૧૫) શાહરોગ, કેળાંનાં કંદનો રસ ટાંક ૧ પીપર ટાંક ૧ સાથે દીન ૧૫.

(૧૬) વાળો, બપોરીયાનું મુળ ટાંક ૩ આસન ટાંક ૧ સાથે લેવું.

(૧૭) ગલીતકુષ્ટ—પીપળાના છોડની રાખ ટાંક ૩ તથા જાંબુની રાખ સાથે દીન ૧૫

(૧૮) પેશાબે તનખ—પીપર ટાંક ૦॥ ધતુર રસ ટાંક ૫ સાથે.

(૧૯) પીનસ—એરડાના મુળની છાલ ટાંક ૨ વાવડંગ ટાંક ૨ સાથે દિન ૧૭.

(૨૦) પિંડરોગ—ભોરીંગણીનું મુળ ટાંક ૨ વછરીકંદ ટાંક ૧ સાથે.

(૨૧) કુકુવા—નાગદમણના મુલ ટાંક ૨ બે બાળની મીજ ટાંક ૨ સુંઠ ટાંક ૧ સાથે દીન ૧૪.

(૨૨) પીનસ—ભોરીંગણીનો રસ ટાંક ૨ સાથે દીન ૨૦.

(૨૩) ભગંદર—રીંગણી રસ ટાંક ૨ કારેલી રસ ટાંક ૨ સાથે.

(૨૪) દાદર—કચ્છપ—નિંબછાલ ટાંક ૩ સાથે દીન ૨૨.

## હડતાલનો ઉતાર

(૧) શેજની સાકર ટાંક ૪ ભુરા કોળાનો રસ ટાંક ૩ દિન ૨૩ ત્રેવીશ આપે તો હડતાલનું ઝેર (ભીણુ) ઉતરે.

(૨) હડતાલ ખાય ને ચડે તેનો બીજો પ્રતીકાર—જલાવાસાનો રસ ટાંક ૧૦, સાકર ટાંક ૪ દિન ૨૪ આપે તો હડતાલ ઉતરે.

## ૭૧૨. હડતાલ પ્રયોગ—

( વૈદ કૃપાશંકર બલુભાઇ પંડયા, ગોડીની પોળઃ ખંભાત )

પંદર શેર કાચા ગોમુત્રમાં ૨॥ ટાંક એટલે આશરે ચાર પાંચ તોલા હડતાલ લટકાવી માટલામાં દોલાયંત્રે પ્રથમ શોધવી.

બાદ મોટી કે તે ન મળે તો પછી નાની બોરડીના કોયલા પાડી ( પ્રથમ બોરડીના લાકડાંને બહાર સળગાવીને પછી તે સળગી ગયા બાદ એક માટલામાં કે ખાડામાં ઘાલી મોં બંધ કરી માંહે ધુંધવાવા દેવાથી તેના કોયલા પડી જશે.) ગજપુટ ખાડો કરી તેમાં અરધ કોયલા ભરીને પછી એક કલાડામાં આમલીના ઉપરના છોડીયાંની રાખ શેર ૩ ભરી તેની વચોવચ હડતાલ રાખી ઉપર કોડીયું ઢાંકી તે અરધ ભરેલા ખાડામાં કોયલા પર મુકવી ને તેની ઉપર બાકીના કોયલા મોં સુધી ભરી સળગાવી દેવું. ખાડો એક ગજ ઉંડો તથા એક ગજ પહોળો કરવો. થંડુ થયે કાઢતાં રંગ સફેદ થશે. તેને પાણી પર નાખી ઉપર તુવેરની દાળ ભભરાવવી. તરે, ત્યારે પાકી થઈ સમજવી. માત્રા એક રતી પાન સાથે આપવી ને તેની પર શીરાના કોળીયા સાથે ઉતારવી. શ્વાસ, કાસ, કુષ્ટ વીગેરે તમામ વ્યાધિ પર ચાલે છે.

## ૭૧૩. હડતાલનું સામાન્ય શોધન—

(*a*) હડતાલથી ચાર આંગળ તરતું રહે તેટલા ગોમુત્રમાં પ્રથમ તાલને એક કલાક સુધી ઉકાળવી. (*b*) પછી થંડુ થયે તેમાંથી કાઢીને તેને મીઠા તેલમાં નાખી માત્ર એક ઉભરો આવે તેટલી વાર ઉકાળવી. (વધારે રાખવાથી આગ લાગશે) (*c*) તક્ર (છાશ)માં એક કલાક ઉકાળવી. (*d*) કળથીના કાઢામાં એક કલાક (કળથી તોલા ૪ પાણી તોલા ૬૪ નો ઉકાળો કરી ૧૬ તોલા પાણી રહે તેમાં ) ( *e* ) ચાવલની કાંજીમાં એક કલાક

( ચાવલ રૂ. ૬૦ ભાર, ગાયનું દહીં રૂ. ૮૦ ભાર. મીઠું તોલા ૧૦ રાઈ તોલા ૧૦ તેમાં તેનાથી ચોગણું પાણી તેને ત્રણ દિન માટીના વાસણમાં આથી રાખવું. ને પછી ઉકાળવું.)
( f ) મોટી કાંજીમાં એક કલાક ઉકાળવું. ( અડદનાં વડાં રૂ. ૨૦ ભાર, રાઈ તોલા ૧૨ નીમક તોલા ૧૦ કાંજી તોલા ૫ હળદર તોલા ૫ લાલ મરચાં તોલા ૧૦ તથા પાણી તોલા ૮૦ મસાલો પીસી તથા વડાં માટીના વાસણમાં નાખી પાંચ દિન સુધી સોડવવું. પછી હડતાલ ઉપર ચાર આંગળ રહે તેટલી કાંજી લઈ તેમાં એક કલાક ઉકાળવું. ઉકાળાનું ઠામ માટીનું લેવું.

## ગોરજી

રૂદ્રવતિના ઝાડનો રસ રાતો નીકળે છે તેનું નામ રૂદ્રવંતિ કહેવાય છે. તેના પાંદડાંની લુગદી વચ્ચે મુકી કપડમેટ કરી સવાશેર અરણીયાની અગની દેવાથી ખાખ થાય. ( તાંબુ તોલા ૧ માં વાલ ૧ નાખેથી હેમ. )

ગરબેલી ગળજીભી તથા કડવાં પાંદડાંની રાજફુલીને મુળ સુદ્ધાં ખાંડી તેની લુગદીની વચ્ચે તોલો ૧ ઘાલી કપડમાટી કરી સુકવી છાણાં બેમાં આંચ કરવી તો ખાખ થાય.

હડતાલ પઈસા એક ભાર વિલાયતિ થુવરના રસમાં ત્રણ ઘડી ખરલ કરી ઉપર કપડમેટ કરી છાણાં બેની આંચ દેવી તો અકસીર થાય-( પૂર્વવત્ )

હડતાલ તોલા ૫ ને જાંબુના રસમાં બે પ્રહર ઘુંટી ગોલી બાંધી સુકવી પછી ચીનીનો પ્યાલો મોટો જેની અંદર ૦|= શેર રહે તેવો લઈ તેમાં ગોળી મેલી ઉપર ૦)= રસ નાંખી તેની ઉપર બીજો પ્યાલો ઢાંકી કપડમેટ બરાબર કરી એક માટલામાં મુકી મુખ બંધ કરી અગ્ની ધીમે ધીમે દેવી. તે રૂ બળે એટલે ઉતારવું તો રાતી અકસીર થાય. (તાંબુ તો. ૧માં આ ખાખ રતી ૧ નાખવી તો હેમ.)

અમરવેલના રસ શેર ૧ માં તાલ તોલો ૧ નાખી હાંલ્લીમાં ઉકાળવી.

## ૭૧૪. ગોદંતી હડતાલ ભસ્મ—

હરતાલને અર્ક દુધમાં એક રાત ભીંજવ્યા પછી ધતુરાના ડોડવાનાં બીજ કાઢી નાખીને તેના ફલમાં ભરીને કપડમેટ કરીને ૭ શેર પક્કા છાણામાં અથવા દોઢ ફુટની ચોરસ ભઠ્ઠીમાં મુકી દેવી. પાણી તર થયે શુદ્ધ. એક વરસ પછી વાપરી હોય તો સારૂં.

ઉપયોગ અને અનુપાન—પ્રથમ મુત્ર પરીક્ષા રોગીની કરવી. (૧) લાલ પેશાબ હોય તો ગરમીનો રોગ સમજી તેને ૦॥ તોલો માખણ કે એક પતાસું કે બે એલચી કે અરધો તોલો મુળાના રસ સાથે દેવી. (૨) પીળો પેશાબ હોય તો પીતરોગ સમજી તેને એક તોલો લીંબુ રસ કે બે તોલા કારેલી પત્ર રસ સાથે દેવી. (૩) જો ધોળો પેશાબ હોય તો શરદી—કફ રોગ સમજી તેને અરધો તોલો મધ કે બે બદામ કે એક રતી જાયફળ કે બે લવીંગ

સાથે દેવી. (૪) ફીણુવાળો ધોળો પેશાબ હોય તો વાયુરોગ સમજી એક તોલો બકરીનું દુધ કે એક માસા દાલચીની (તજ) કે એક કાલી દ્રાક્ષ સાથે અને ઘણોજ વાયુ હોય તો ધતુર પત્રના એક માસા રસ સાથે દેવી (૫) શુલમાં આદાના રસ સાથે. (૬) આ દવાવાળાને પથ્ય ઘઉં, ઘી, ચોખા, મગની દાળ, દુધ, થોડું મીઠું, આ ઉપરાંત બીજું ન ખાવું. અને જો કફનો વધારે પ્રકોપ હોય, રોગજ હોય, પ્રકૃતિજ હોય, કફજ્વર હોય તો અથવા અર્ધાંગ વાયુ હોય તો દુધ, ઘી, ચોખા ન દેવાં. (૭) વળી અર્ધાંગવાળાએ આ દવા ખાધા પહેલાં કાંઈ પણ અન્ન ન ખાધું હોય તો આ ઔષધ ખવરાવીને અન્ન બીલકુલ ન દેવું, અને એમ ત્રણ દિવસ સુધી અન્ન બીલકુલ ન દેતાં, તે ત્રણ દિવસ સુધી માત્ર મધ પાણી ભાવે એટલાં પીવરાવવાં. પણ જો ઔષધ પહેલાં અન્ન ખાઇ લીધું હોય તો એ પ્રયોગ કરવાનો નથી એટલે અન્નની છુટ છે.

ઔષધના ગુણ દોષ—આ દવા ઉષ્ણ વિર્ય છે, માટે આથી કોઈ રોગીને વધુ ગરમી જણાય તો દરીઆઇ (ઝેરી નાલીયર) નાલીયરનો ગર્ભ પીસી કાનપટી એટલે બે લમણા અને આંગળીઓના પીઠના ટેરવાં પર લગાવી દેવું—

માત્રા—આ દવા બે વાલથી વધારે નથી દેવાતી. આનાં અનુપાન બીજી દવામાં પણ ઉપયોગ લીધા જેવાં છે. આ દવા જીર્ણજ્વર પર ખાસ અકસીર છે. જલદી ફાયદો થાય છે.

ગરણીના ફુલના રસમાં હડતાલ પીસી ગોળો કરી કપડછાણ કરી કોયલાની અગ્ની દેવી.—

## ( જામનગરના કલ્યાણજીની બતાવેલી )

હડતાલથી આઠગણું મધ લઈ કુરડીમાં ભરી કપડમેટ કરી એક સુંડલો છાણાં (આશરે પોણોસો થપોલીયાં)માં અગ્નિ દેવાથી નિર્ધૂમ, કાલી, સવજન ખાખ થશે.

સરપંખાના રસમાં હડતાલને પીસી આઠ ગણી લુગદીમાં કપડમાટી કરી, સંપુટમાં મુકી અર્ધ ગજપુટ (યા ઉપર મુજબ) આગ–રંગે આસમાની થશે.

## ( વૈદ્ય પ્રાણશંકર )

કુંવાર કે આકડામાં પીસેલી સોમલની થેપલીને ( ખરસાણી જેને ડાંડલી થાય છે ને જેમાંથી દુધ નીકળે છે તે.) થોરની ડાંડલીઓ કે જે નીચે પડી સુકાઇ ગઈ હોય તે લાવી તેને બાળી જરા સજીવ રાખી તે રાખને ચાળીને આશરે બશેર જેટલી તાવડીમાં પાથરી વચ્ચે સંખીયો રાખીને બીજી તાવડી બંધ કરી નીચે એક પહોરની આંચ દેવી.

હડતાલને કુંવારના રસમાં પીસી થેપલી કરીને એક હાંડલીમાં ઉપરનીજ બશેર જેટલી રાખમાં મુકી ચાર પહોર ધીમી ધીમી આંચ કરવી. થેપલી સુકવ્યા બાદ મુકવી.

તલસરાં ( તલ )ની રાખ શેર ૫ પાંચમાં સંખીયાનો કકડો મુકી હાંડીમાં ચાર પ્રહર આગ દેવી.

ગાયના ઘી શેર ૧૦ માં આઠ પ્રહર સંખીયાને દોલાયંત્રથી પકાવવો.

## સોમલ.

સોમલ તોલા ૬ ને જેટલા થડમાં માય તેટલા મુળાના થડમાં ઘાલી દાટો દઇ તલના તેલમાં ૨૧ વાર લાલ ઘુમચી થતાં સુધી તળાવાથી મીણીયો થશે–મુળાનાં થડ નવેનવાં લેવાં.

સરસવ શેર ૧ ને પાણી સાથે કુટી તેની વચ્ચે સોમલ તોલા ૬ મુકી ગોળો કરી ઉપર મુજબ તેલમાં તળવો એમ ૧૧ વાર કરવું. એ પ્રમાણે ૭ દીન કરવું. સરસવ શેર ૬૬ જોઇએ એટલે સોમલ પાકી કુલજેવો પોચો થશે. (ઉપરની બન્ને ક્રીયામાં આટલા દિવસ સમાન થાય તો વધુ વાર ૨૧ ને બદલે ૨૩ ને ૬ ને બદલે ૭–૮ પ્રમાણ કરવું.)

ધતુર રસ શેર ૧ હાંડલીમાં નાખી તેમાં સોમલ તોલો ૧ રાખી તેના રસની અંદર સંખીયાને કુડલીથી ઢાંકી બાદ હાંડલીના મુખ પર કોડીયું ઢાંકી કપડમેટ કરીને ચુલા પર તે રસ બાળવો. રસ બળેથી કાઢવો તો ખીલશે,

ગાયનું દુધ શેર ૫ હાંલ્લીમાં નાંખીને સોમલ તોલા ૨ અંદર નાંખી તેની અંદર સોમલ પર કુડલી ઢાંકી મોઢું ખુલ્લું મેલવું દુધ બળેથી ઉતારવું. બાદ હાંડલા મધે રેત ભરી તેને તળીએ તે સોમલ રાખી, ઉપર રેત મોઢા સુધી ભરી ચુલા પર તે હાંલ્લું ઘડી ૨ રાખવું. અર્થાત્ સહેજ ગરમ કર્યા બાદ ઉતારી કાઢી લેવું.—

સાજીખાર શેર ૧ કળીચુનો શેર ૨ નવસાર શેર ૦ા કલમીસોરો શેર ૦ા ચાર જણસોનું ઉપલી વિધિ પ્રમાણે તેલ કાઢવું.

એક જુની માટીની ઇંટમાં ખાડો કરી સંખીયો મૂકી ઉપર તાંબાની વાટકી ઢાંકી મુખ બંધ કરી આગ પર ચડાવી ચાર પ્રહર સુધી કુંવાર રસના ટુવા દેવા. તો ફુલ ઉડશે ને ખાવા લાયક ખરેખર થશે—સ્વ પરીક્ષીત.—

કડવાં ઇંદ્રવારણું ૨૦ લાવવાં. એક ઇંદ્રવારણામાં એક તોલો સંખીયો ઘાલીને તેના પર ડગળી મારી કપડમેટ કરી ૦ાા શેર છાણાની આંચ દેવી. એમ ૨૦ ઇંદ્રવારણામાં ૨૦ આંચ કરવી એટલે પાકશે. તે તાંબામાં નાખેથી સફેદ થશે.

ખીજડીયાના પાંદડાની લુગદીમાં સોમલ તોલા ૩ ઘાલીને કોયલામાં પકાવવો, પછી ખીજડીયાના પાંદડાનો રસ પાણી નાખીને વાટકામાં કાઢવો. સોમલ પકાવવો, લુગદી બળે એટલે વાટકામાં નાંખવો એમ ૭ વાર કરવાથી તૈયાર થશે—

**रसकपूर तथा दालचीकनो** પણ આજ પ્રમાણે આજ પાંદડામાં પાકે છે—

## સોમલ ને ચીણીયો મીણીયો કરવાની વિધિ.

હીંગાડી ધોળીનો રસ શેર ૦॥ માં, સોમલ તોલા ૨ ના ચણા જેવડા કટકા કરી માટીની કુરડીમાં રસ ભેળા નાંખવા, ને આગ દઈને રસ બળેથી સોમલ ગળી જાય. એટલે તે સર્વેની ગોળી કરવી.

એક ઠીબમાં ચાળીસભાર પીલા સીંદુર રાખીને તેની પર સંખીયો તોલા ૨ રાખવો તથા તેની પર પણ પાછો ૪૦ ભાર સીંદોર નાંખવો. સીંદુરને દુબાવતા જવું. પછી ઠીબને ચુલા પર ચડાવી નીચે આગ દેવી. અને ઉપરનો સીંદુર બળશે તો સંખીયો ફાટશે ત્યારે થોડો સીંદુર વળી ઉપર નાંખવો તથા વળી નરમ આગ દેવી એટલે તે ફુલી જશે–તાવ પર એક ચોખાભાર પાનમાં લેવો. વગેરે—

Note—લાલ સીંદુરમાં પણ થાય છે એમ કહેવાય છે.

એક માટીની ઠીબમાં તોલા ૧ સોમલ પર કુબીના ત્રણ શેર રસના ટુવા દેવાથી પાકશે. ( તે તાંબામાં નાંખેથી બારવલું રૂપું. )

એજ રીતે લાલ લુણી ઝીણા પાંદડાની નો રસ શેર ૩ ના ટુવા દેવા. ( કલાઈમાં નાંખવાથી પાણી તોડી ચાંદી–તાંબામાં નાંખેથી ચાંદી. )

એજ રીતે કડવી દુધીના (નહીના) પત્ર સાથે શેર ૩ ના ટુવા દેવા.

## ( સોમલનું તેલ )

સાજીખાર શેર ૨ કળીચુનો શેર ૧ કલમીસોરો શેર ૦॥ લઇ લોહની તાવડીમાં વાટી નાખીને પંદર શેર પાણી નાંખી ચૂલે ચડાવવું, અને પાંચ શેર બાકી રહે ત્યારે ઉતારીને પછી એક દીવસ સુધી લુગડાને ગરણે ગળવું. પછી લોહની તાવડીમાં પાણી ગળી નાખવું. અને તે તાવડીને ચૂલા પર ચડાવી પાણી સર્વે બળીને માવો થઇ જાય એટલે ઉતારવું. તેનું તેલ થશે, તે સીસામાં ઘાલવું. (સંધીવાયુ પર સરસ કામ દેશે) ( ધાતુ નરમ કરવાના કામમાં પણ લાગે.)

ખાંસીવાળાને—સંખીયો વાલ ૩ આકડાના ફુલનાં રવાઈડાં રૂા. ૧૦ ભાર, આંબા હળદર તોલા ૨॥ ભોરીંગણી ફુલ રૂા. ૦। ભાર, દેવતામાં શેકેલી હળદર તોલો ૦॥ અજમો તોલો ૦॥ એલચી તોલો ૦॥ અફીણ ૦॥ ભાર, સર્વે એકત્ર કરી ચણીબોર જેવડી ગોળી ગરમ દુધ સાથે દેવી. મીઠા મોળું ખાવું. તેલ ખટાઈ બંધ.

સોજા ચડે તો નસોતર, મીઢીઆવળ, હીમેજ, એરંડીયામાં તળીને તેનો જુલાબ એક આપવો. રેચ વાળવા ચણકબાબ તથા એલચી ઘીમાં ચટાડવાં.

ફટકડી પૈસા ચાર ભાર વાટી તેની વચ્ચે એક પૈસાભાર સંખીયો રાખી ઠીબકી નીચે તાપ કરવાથી ફુલી જાય એટલે ઉતારી પીસીને પછી જીર્ણજ્વર ઉપર એક ચોખા-ભાર સાકર સાથે આપવી. સંધીવા પર પણ ચાલે છે.

## ( રાજરસવાળા કાનજી માસ્તર સૂચિત )

સોમલને અગ્નીસુત સમભાગ લઇ અર્ક દુધના પુટ સાત દેવા પછી સુકવી ચૂર્ણ કરવું. પછી અજમો અને ભીલામાંનું ચૂર્ણ અગ્નિસુતથી બમણું લઈ તે સર્વેની બરાબર ઉંદરની લીંડી લેવી. તેને અજમા ભીલામા સાથે વાટીને મેળવવું બાદ એક ચીનીના પ્યાલામાં અગ્નિસુતને સોમલનું ચૂર્ણ પ્રથમ ભીલામાદીનું ચુર્ણ એ પ્રમાણે થરેથર પ્યાલો ભરવો ને તેની ઉપર બીજો પ્યાલો ઢાંકીને કપડમેટ કરીને વાલુકા યંત્રે અગ્નિપ્રહર એકની દેવી. એટલે ઉપરના પ્યાલામાં ફુલ ચોંટી જશે. તેની ગુંદરના પાણીમાં મગ પ્રમાણે ગોળી કરવી. એક ગોલી સાથે ઘી ખીચડી બન્ને વખતે દેવાં, દીન સાતથી ચૌદ. અતિ બલિષ્ટ—જીંદગી પર્યંત તાકાત ન જાય.

સંખીયાને અર્ક દુધમાં એકવીશ દીન સુધી ડુબાવી રાખી પછી તેને મધમાં ડુબાવી, એક લોઢાની કડાઇમાં પલાસ ( ભસ્મ ) રખીયા એક શેર પક્કાની વચ્ચે રાખી નીચે ચાર પ્રહર નરમ આગ દેવી.

Note—હડતાલ પણ કુંવારમાં બે દીવસ પીસીને આજ રીતે મૂકાય તો. તે ભસ્મ થાય છે.—

## ૭૧૫. સોમલ ભસ્મ— ( હેમતરામ )

(૧) એક ડીબમાં કાયમ કરેલા સોરા વચ્ચે સોમલ મુકી નીચે તાપ કરવો અને જ્યારે ખાખ છે તે ઓગળવાની રીતે થઇ ડીબડીના તળીથી તે ઢગલાની ટોચ સુધી કાળાશ પર થઇ જાય અને એજ રીતે ટોચથી સુકાતી નીચે સુધી સુકાઇ સફેદ થઇ જામી જાય ત્યારે, ચુલાપરથી નીચે ઉતારી ઉખેડી તેમાંથી કટકો કાઢી લેવો ને ચપટીમાં ચોળશો તો ચુના જેવો માલમ પડશે. ખવરાવવામાં ચાવલ ૧ ભાર, માખણ, ઘી, મલાઇ સાથે–કરી પાળવી.

### ( સંખીયાનું તેલ )

કદાપી તેનું તેલ કાઢવું હોય તો આ કટકાને ચીનીના કાટોરામાં નાખી અગાસે રાખવાથી ગળી જશે તે તેલ જાણવું. તે પાનપર લકીર ખેંચી ખવરાવવું.

### ( સંખીયાના પાકયાની પરીક્ષા. )

દેવતા પર મુકવાથી તે જગો પરથી ધુમરી ખાઇ પાછો તે જગો આવી તેલ થઇ સમાઇ જાય અને ધુમાડો નીકળે નહીં તો ખરો જાણવો. (બીજું આ ખાખની કણી સફેતાની સાથે મેળવીએ તો વીંટાઇ જાય છે માટે કાગળમાં વીંટી તેમાં સળી ઘાલી તાંબું ગળતામાં નાંખીએ તો ચંદ્ર થાય. )

### ( અનુપાન )

દમવાળાને—ચાવલ ૧ ભાર સંખીયો, આંબાહળદર વાલ ૧ પીપરવાલ ૧ એ ત્રણેને સાથે નાગરવેલના પાનમાં દેવાં, તે ઉપર પથ્ય, ઘી, ખીચડી, ઘઉં, ચોખા, સાકર, દુધ દેવાં. ઘી વિશેષ દેવું.

તાવવાળાને—સંખીયો વાલ ૧ ખીચડીમાં ખૂબ ઘી સાથે, દુધ દેવું નહીં, એક વખત તો એમ, પછી બીજી પાળી દુધ ખાય, એકાંતરીયો, રજો, ઠજો, ચોથીઓ જાય, ન જાય તો ત્રણ રોજ દેવું ૭ રોજ કરી પાળવી, ઉબકો થાય જીરૂં ઘી ચટાડવાં.

નામર્દીવાળાને—સંખીયો વાલ ૧૪ કેસર વાલ ૧૪ પીપર વાલ ૧૪ અફીણ વાલ ૩ ઘોળા તીખાં વાલ ૬ાા ઘોળી મુસળી ૦ાપા તોલો, એ સર્વેને ભેળવી બાવીશ પડીકાં કરવાં. પછી દુધ શેર ૧ એકને કઢીને માવા જેવું ઘટ્ટ કરી ઉતારી તેમાં એક પુડી નાખી પી જવું. ઉપર ખોરાક, ઘઉં, ચોખા, સાકર, દુધ, ઘી શેર ૦ાા દેવું તો હજમ થશે. શીવાય ખોરાક; છુવારી રૂ. ૧૦ ભાર તેમાં નાખવી, પરહેજમાં જરા ચુક થશે તો ચોથર થશે–મીઠા મોળું જમવું.

વાલણ—ચીનીકબાબ, વરીયાલી, સાકરની ફાકી ત્રણ રોજ મારવી. પછી મીઠાની છુટ.

## ૭૧૬. ખંડપીપલી અવલેહ—

પીપર તોલા ૬૪ દુધ તોલા ૨૫૬ ઘૃત તોલા ૧૬ સાકર તોલા ૨૫૬ લવીંગ તોલા ૫ તજ તોલા ૫ પત્રજ તોલા ૫ એલચી તોલા ૫ નાગકેશર તોલા ૫ શુંઠ તોલા ૫ મરી તોલા ૫ વંશલોચન તોલા ૫ પીપરીમુલ તોલા ૫ સુખડ તોલા ૫ જેઠીમધ તોલા ૫ કેસર તોલા ૫ જાવંત્રી તોલા ૫ મધ તોલા ૧૨ લેવું.

અવલેહ બનાવવાની વિધી—પીપરચુર્ણનો દુધમાં માવો કરી ઘૃતમાં શેકી બાકી ઓસડનું ચુર્ણ મેળવી. સાકરની ચાસણીનો અવલેહ કરવો. માત્રા–પા તોલાથી અરધા તોલા સુધી.

## ૭૧૭. મુત્રકૃચ્છ. (જામનગરી કલ્યાણજી.)

(અ) અરધો તોલો નાગર્જુની (ઝીણી દુધેલી) પાણી સાથે પીસી જરા સાકર નાંખી પાવું.

(બ) નીર્મલી–કતકવૃક્ષનાં બીજનું ચુર્ણ તોલો ૦ા દહીં તોલા ૫ ને મધ તોલો ૦ામાં પાવું, તુરત મુત્રકૃચ્છ તથા તણુખ બંધ.

## ૭૧૮ પૂર્વોકત સર્વે ઉપરસોનો સાધારણ શોધન—

પ્રકાર—કાલો જલભાંગરો, કડવો સુરણ (વજ્રકંદ) કેલકંદ (કદળી કંદ), કુકરવેલ (દેવદાલી), સરઘવો, કડવું તુરીયું, વાંઝ કંકોડી, પેચુડી=પેશુડી (કાકમાચી), સુગંધીવાળો, એમાંથી કોઈ એક પણ લઇ તેની સાથે જવખાર, સાજીખાર, ટંકણખાર, સિંધવ, સંચળ, વડાગરૂં, બિડલોણ, સમુદ્રનું મીઠું મીશ્રીત કરી કોઇ પણ ખટાઇની એક દિવસ ભાવના આપી પછી તેનો રસ ભરી દોલાયંત્રમાં એક દિવસ પકવવું. એ રીતે ઉપર કહેલા સર્વ ઉપરસ શુદ્ધ થાય છે.

### કેટલાક ઉપરસોના શોધનમાં વિશેષ—

ખોદારસીંગ, ગેરૂ, શંખ, હીરાકશી, ટંકણખાર, કાળો સુરમો, સીપ, શંખલા, અને

કોડીયોનું જંબીરી લીંબુના રસ વડે કરી દોલાયંત્રમાં સ્વેદન કરી, ગરમ પાણી વડે ધોઇ લેવું. તો એ શુદ્ધ થાય છે એટલે ઔષધમાં યુક્ત કરવું.

## ૭૧૯. લોહભસ્મ—

(એક બંગાલી, બાબુ શરદચંદ્ર સૂચિત)

હીરાકશી અને પોટાશ સમ ભાગે લઇ તેમાં જરા પાણી નાંખી મીલાવી (કાચના વાસણમાં નાંખી) તડકે મુકવાથી ક્ષાર ને ગંધક ઉડી જશે ને લોહ અલગ નીકળી આવશે. કદાચ આ ક્રીયાથી ન નીકળી આવે તો તેમાં થોડુંક લીંબુરસ નાંખી અગ્ની પર મુકવાથી ક્ષાર ઉડી જઇ નીકળી આવશે. રંગે લાલ નીકળશે.

સુવર્ણ, તામ્ર, પારદ, બંગાલીમાં જેને "બાગ ભરંડા" કહે છે. તેનાજ કહેવાથી તે એક એરંડાની જાત છે. અને જોતાં જેના એરંડ જેવાં મોટી હથેલી જેવાં પાન હોય છે.) તેનાં પત્તાં તોડવાથી ડાળીમાંથી જે આકડા વગેરેની પેઠે દુધ નીકળે છે. તેમાં સુવર્ણ કે તામચુર્ણ પલાળી રાખી મુકવાથી અતિ ઉત્તમ ભસ્મ થઇ જાય છે. (પારદ પણ તેમાંજ થાય છે.) મોરથુથામાંથી તામ્ર કાઢવું હોય તો લોહપત્રમાં મોરથુથાનો ભૂકો ભરી તે ભુકો ડુબી જાય તેટલું પાણી નાંખી મેલવાથી નીચે તામ્ર બેસી જશે. તે ભસ્મ કરવામાં ઉપયોગ લેવો.

## ૭૨૦. સપ્તધાતુ શોધન—

વૈદ્યકલ્પદ્રુમમાંથી ઉપયોગી નોટ.

સપ્તધાતુ શોધન—તેલ, છાશ, ગોમુત્ર, કાળી કળથીનો કવાથ, સીસા તથા કલઇને ગાલીને તેલાદીકમાં સાતવાર છમકારવાથી અથવા અર્ક દુધમાં ત્રણ વાર છમકારવાથી શુદ્ધ. સોનું, રૂપું, તાંબુ, સીસું, કલાઇ, જસત ને લોહ, એ સાત ધાતુ છે. જસતને ત્રાંબાથી પીતલ અને કલઇથી કાંસુ થાય છે.

(૧) સુવર્ણભસ્મ—કાળા સુરમાને ભાંગરાના રસમાં ઘુંટી સોનાના પત્રાં પર લેપી સરાવ સંપુટમાં એક ગજપુટમાં શુદ્ધ ભસ્મ.

(૨) પારા ગંધકની સમભાગે કજ્જલી કરી (કાંચનાર–કક્ષનાલ એટલ) ઝીઝુંઆની છાલના રસમાં ઘુંટી તે કજ્જલી સોના બરાબર લઇ તે પત્રાં પર લેપી ને પછી ફરીથી કંચનારની છાલની લુગદીમાં પત્રાં મુકી મુળાયંત્રમાં રાખી કપડમેટ કરી સુકવી તીક્ષ્ણ આંચ ત્રણ આપવી તો ત્રણ પુટમાં નિરૂક્ત ભસ્મ–કાંચનારવત્ કલીહારીમાં પણ થાય છે. કલીહારીને સંસ્કૃતમાં લાંગલી, મહારાષ્ટ્રમાં કામલાવી ને હીંદીમાં કરીહારી કહે છે.

(૩) શુદ્ધ પારો તથા તેના જેટલું સોનું લઇ ખરલ કરી ગોળો કરી તે બેઉના સમભાગે શુદ્ધ ગંધક લઇ ગોળાની ઉપર નીચે સરાવ સંપુટમાં મુકી ૩૦ છાણાથી પુટ આપવું. એવી ૧૪ પુટમાં ભસ્મ થાય છે.

(૪) સોનાને ગાળી તેમાં ૧/૧૬ સોળમો ભાગ સીસું નાંખવું. પછી થંડુ કરી તેનું ચુર્ણ કરી લીંબુ ઈત્યાદી ખટાશમાં ઘુંટી ગોળો કરી તેની બરોબર ગંધક વાટી તે ગોળાની નીચે ઉપર સરાવ સંપુટમાં રાખી ૩૦ છાણાની આંચ આપવી (અડાયાં છાણા ૩૦) એવા સાત પુટમાં નિરૂત્થ ભસ્મ થાય છે.

સુવર્ણ ભસ્મના ગુણ—કાંતી અને કામદેવને વધારે છે. તથા વાત, પિત્ત, પ્રમેહ, શ્વાસ, ક્ષત, ક્ષય, સંગ્રહણી, અતિસાર, જ્વર, કુષ્ટ, વિષને મટાડે છે. વયનું સ્થાપન કરે છે. સ્વર સુંદર કરે છે, બળ દે છે, સ્ત્રીસંગની ઇચ્છા કરે છે, તથા અન્નપર રૂચી ઉત્પન્ન કરે છે.

અપક્વ સુવર્ણ દોષ—બળ વિર્યનો નાશ કરે છે, ઘણા રોગોને પેદા કરે છે, તથા સુખનો નાશ કરે છે ને મરણ પણ કરે છે.

અપક્વ સુવર્ણ દોષ શાંતિ—હરડે સાકર સાથે મેળવી આપવાથી ત્રણ દિવસ ખાવી.

અનુપાન—ભાંગરાના રસ સાથે વાજીકર (સ્ત્રીસંગમાં હર્ષ આપનાર) દુધ સાથે આપવાથી શક્તિ, સાટોડી સાથે નેત્ર રોગ, ને ઘી સાથે ખાવાથી જરાને મટાડે છે, વજ સાથે ખાવાથી બુદ્ધી વધારે, કઠુ સાથેથી દાહ, કેશર સાથે કાંતી પ્રદ, તરતના દુધ સાથે અતિ ભયંકર ક્ષય, લવીંગ, સુંઠ, મરીથી ઉન્માદ તથા ત્રીદોષ, મધ, આંમળા સાથે બલવાન સંગ્રહણી, મધુથી વિષદોષ, શંખ પુષ્પી (શંખાવલી) રસ સાથે આયુષ્ય મદ, ને વિદારી કંદ સાથે પુત્રપ્રદ, ઇત્યાદિ ઘણા રોગ પર ચાલે છે.

## ૭૨૧. રૌપ્ય ભસ્મ—

રૌપ્ય ભસ્મ ગુણ—શીતલ, કષાય, પાકમાં તથા રસમાં સ્વાદુ, સારક, વ્યવસ્થાપક, સ્નિગ્ધ, લેખન, વાતપિત્તનાશક, તથા પ્રમેહાદિ રોગોનો નાશ છે.

અશુદ્ધ રૌપ્ય દોષ—દેહમાં સંતાપ, બંધકોષ, વિર્ય ને બળનો નાશ તથા દેહની પુષ્ટતાનો નાશ કરે છે, તથા ઘણા રોગને ઉત્પન્ન કરે છે, માટે તેનું શોધન કરવું.

કાચા રૂપાના દોષની શાંતી—મધ, સાકર સાથે ત્રણ દિવસ ખાવાથી રૌપ્યભસ્મ દોષ શાંતી.

અનુપાન—દાહમાં સાકર સાથે, વાત અને પિત્તમાં ત્રીફલાં, પ્રમેહમાં ત્રિસુગંધ, ગુલ્મમાં ક્ષાર, કાસ ને કફમાં ત્રિકટુ ચુર્ણ અને અરડુસાના રસ સાથે, શ્વાસમાં ભારંગી ને સુંઠ, ક્ષયમાં શીલાજીત તથા શોથ, સાટોડી, પાંડુ, મંડુર, વળી પીતમાં (પ્લીતમા) ધ્રુત સાથે; ક્ષીણ પુરૂષને માંસ રસ સાથે કે દુધ સાથે, યકૃત્પ્લીહમાં ત્રિફલાં ને પીપરીચુર્ણ સાથે આપવું.

તામ્રભસ્મક્રિયા બીજી (વૈદ્ય કલ્પદ્રુમ)

પાતળાં પતરાં કરીને શુદ્ધ કરી વડની જટાની લુગદીમાં મુકી અથવા કાગડીયો એટલે હાડી (આ) કરહણ જેને હિંદુસ્થાનીમાં "હુર હુર" કહે છે તેની લુગદીમાં મુકી ગજપુટ દેવું તો ભસ્મ-ફરી એનાજ રસમાં વાટીને ગજપુટ આપવું તો શુદ્ધ દોષરહીત ભસ્મ થશે.

(c) લાલ મરજાદમાં તામ્ર થાય છે.

(d) ધોળી કણેરપત્રમાં પણ તામ્ર થાય છે,

તામ્ર ભસ્મગુણ—કષાય (તુરૂં), મધુર, તિક્ત, અમ્લરસયુક્ત છે, પાકમાં કટુક, સારક; પિત્ત, શ્લેષ્મનાશક, શીતલ, રોપણ, લઘુ (હલકું), લેખન છે; પાંડુ, ઉદરરોગ, અર્શ, જ્વર, કુષ્ટ, કાસ, શ્વાસ, ક્ષય, પીનસ, અમ્લપિત્ત, શોથ, કૃમીરોગ શૂલ, એટલા રોગનો નાશ કરે છે, તથા કિંચીત ધાતુવર્ધક છે.

અનુપાનઃ—પીપર અને મધમાં સર્વ રોગપર આપવી, પરંતુ ઘણું કરી જેવો રોગ તેવા અનુપાન સાથે એટલે રોગનાશક ઔષધ આપવું.

## ૭૨૨. તામ્રપ્રયોગ તથા અશુદ્ધ તામ્રભસ્મ.

અશુદ્ધ તામ્રદોષ—વમન, વિરેચન, સંતાપ, ભ્રમ, મુર્છા, પ્રમેહ, બલ, વિર્ય—આયુષ્ય નાશ કરે છે. તેમજ સ્વેદ, મોળ, અરૂચી, દાહ વગેરે કરે છે. તથા કહે છે કે "વિષને વિષ નથી કહેતા પણ તામ્રનેજ વિષ કહે છે. કારણકે વિષમાં એક દોષ પણ તામ્રમાં આઠ દોષ છે, માટે તામ્રને અવશ્ય શોધવું જોઈએ."

અપક્વ તામ્રદોષ શાંતી—મુનિવીહી એટલે પાણીમાં આપોઆપ ઉત્પન્ન થનાર એક જાતની ડાંગર થાય છે તે, અથવા ધાણા એ બેમાંથી ગમે તે, સાકરયુક્ત પાણી સાથે ત્રણ દિવસ પીએ તો શાંતી.

ભસ્મક્રિયા—તામ્રનાં શોધેલ સુક્ષ્મપત્રાંને ત્રણ દિવસ ખટાઈમાં સ્વેદન કરીને તેને ચોથો ભાગ પારો લઇ ખરલમાં નાંખી પત્રાં સુધાં કોઇ પણ ખાટા પદાર્થથી મર્દન કરવાં; ફરી પત્રાંથી બમણો ગંધક ખાટા રસમાં ઘુંટીને તે પત્રાપર લગાવી ગોળો કરવો, પછી બ્રાહ્મી, ચાર પાંદડાંની લુણી, તથા પુનર્વવા સાથે વાટી સંપુટમાં બંધ કરી એક હાંડીમાં મુકી પહેલેથી વાલુકા (રેત) પછી રાખ અને લુણનું પાણી ભરવું, પછી તે હાંડીનું મુખ બંધ કરી ચુલાપર મુકવી ને ચાર પ્રહર સુધી પ્રથમ મંદ, પછી તીક્ષ્ણ એમ આગ દેવી. સ્વાંગ શીતલ થયા પછી સૂરણ રસમાં એક પ્રહર ખરલ કરી ગોળો બનાવી સુરણને કોતરી એમાં મુકી ઉપર સૂરણનું ચુર્ણ દબાવી સૂરણ પર એક અંગુઠા જેવડી જાડી કપડમાટી કરી સૂકવી ગજપુટ આપવું. તો તરતજ ભસ્મ થશે. આ તામ્ર વમન, વિરેચન, ભ્રમ, ગ્લાની, અરૂચી, દાહ, સ્વેદ, અને મોળ કોઇ વખત પણ કરતું નથી.

## ૭૨૩. નાગ—સીસક.

નાગભસ્મના ગુણ—(સીસાના દોષ તથા શોધન બંગની સમાન છે.) પરંતુ વિશેષે કરીને પ્રમેહનો નાશ કરે છે, આ સીસું નીરંતર સેવન કરનારને સો હાથીના જેટલું બળ આવે છે ને રોગોનો નાશ કરે છે, આયુષ વધારે છે, તથા જઠરાગ્ની તથા કામને વધારે છે અને મૃત્યુનું પણ નિવારણ કરે છે.

અનુપાન—સાકરની સાથે ભસ્મ ખાવાથી પિત્ત, વાત, મસ્તકરોગ, નેત્રરોગ, વિર્યદોષ, પ્રલાપ અને દાહને દૂર કરે છે, અન્નપર રૂચી ઉપજાવે ને કામની વૃદ્ધી કરે છે. પથ્ય પૂર્વક સેવન કરવું. બીજા રોગોમાં પણ પોતાની બુદ્ધિ વડે આપવું.

## ૭૨૪. નાગેશ્વર વિધી.

નાગભસ્મ ૮ આઠ તોલા, હીંગલોક ૮ આઠ તોલા, મનશીલ ૧ એક તોલો, સર્વ બરાબર ગંધક એટલે સત્તર તોલા ગંધક, લીંબુરસમાં ખરલ કરી ગજપુટ આપે તો નાગેશ્વર થાય.

નાગેશ્વરના સામાન્ય ગુણ—વાતરોગ, ક્ષય, ગુલ્મ, પાંડુ, શૂલ, ભ્રમ, કફ, અગ્નીમાંદ્ય, વિર્યદોષ, કાસ, અર્શ, સંગ્રહણી, કૃમી, ને અકાલમૃત્યુને હણે છે તથા આયુષની વૃદ્ધી કરી સો હાથીના જેટલું બળ કરે છે.

અનુપાન—જે માણસ બે ઘડી રાત હોય તે વખતે નાગરવેલના પાન સાથે નાગેશ્વર સેવન કરે તો રોગરહીત થાય, સો નારી ભોગવીને પણ તૃપ્તિ ન પામે એવું સામર્થ્ય આવે.

## ૭૨૫. બંગ—કલાઇ.

અશુદ્ધ બંગદોષ—આ ક્ષેપક, કંપવાત, કીલાસ, ગુલ્મ, કુષ્ટ, શૂલ, વાત, શોથ, પાંડુ, પ્રમેહ, ભગંદર—એ રોગને ઉપજાવે છે, તેમજ વિષ તુલ્ય છે. રક્તવિકારના સર્વ રોગ, ક્ષય, મુત્રકૃચ્છ, કફ, જ્વર, પ્રમેહ, પથરી, વિદ્રધી, તથા અંડવૃદ્ધિ આદી ઉત્તપન્ન કરે છે. એના જેવાજ સીસાથી રોગ ઉત્તપન્ન થાય છે, માટે તેનું પૂર્વવત્ શોધન કરવું. આકડાના દુધ તથા કુંવારમાં પણ સરસ શોધન થાય છે.

ભસ્મક્રિયા—બંગની બરાબર ત્રિફળાંનું ચુર્ણ લઇ કુંડામાં નાખી લીંમડાના લાકડાના કટકાથી હલાવવું તે ભસ્મ થતાં સુધી ચૂલાપર રાખી હલાવ્યા કરવું ને ભસ્મ થયા બાદ તેને સર્વ કાર્યમાં વાપરવું.

સામાન્ય—શ્વાસ, પ્રમેહ, વાયુ, પ્રદર, શૂલ, યકૃત, કફ, પાંડુ, ભ્રમ, ઉલટી, ક્ષયનાશ કરે છે, બલવિર્ય વધારે છે ઇત્યાદી—ઇત્યાદી.

વિષેશ ગુણ—લઘુ, સારક, રૂક્ષ છે, કુષ્ટ, મેહ, કફ, કૃમી, પાંડુ, શ્વાસ, નસાડે છે, નેત્રનું હીતકર, કિંચિત્ પિત્તકારક તથા વિષેશે કરીને સીંહ જેમ હસ્તી સમૂહને મારે છે તેમ આ બંગ સર્વ પ્રકારના પ્રમેહનો નાશ કરે છે; તથા દેહનું સુખ, ઇંદ્રિયની પ્રબલતા તથા પુટી આપે છે.

## ૭૨૬. બંગેશ્વર વિધી.

કલાઇની ભસ્મ તોલા ૪ શંખભસ્મ તોલો ૧ પારાની ભસ્મ તોલો ૧ હરતાલ તોલા ૨ કાંજીમાં ઘુંટી કોડીયાના સંપુટમાં ગજપુટ આપે તો થાય. આ બંગેશ્વર બળદાયક છે.

બંગેશ્વર ગુણ—ભ્રમ, તિમીર, કફ, પ્રમેહ, કાસ, શ્વાસ, વાત, પિત્ત, રકતદોષ, સંગ્રહણી, શૂલ, કોઢ, પાંડુ ને તાવ હરે છે.

અપકવ કલાઇ દોષ—ગુલ્મ, કુષ્ટ, પ્રમેહ, વાત્તરકત, મંદાગ્ની, પાંડુ, નિર્બલતા (દૌર્બલ્ય) એટલા રોગ ઉપજાવે છે.

બંગદોષ શાંતી—મેષશૃંગી (કાકડાશીંગી) ને સાકર સાથે ત્રણ દિવસ ખાવી.

બંગ અનૂપાન—કર્પૂર સાથે બંગ સેવન કરવાથી મુખ દુર્ગંધી મટાડે છે, દુધ કે જાયફળ સાથે પુષ્ટી; તુલસીપત્ર સાથે પ્રમેહ; ગુલ્મ-ટંકણખાર; પાંડુ-ઘૃત; શ્વાસ અને રકતપિત્ત-હળદર; પિત્તરોગમાં સાકર સાથે; બલવૃદ્ધિ અર્થે મધમાં; વિર્યસ્તંભન પર કસ્તુરી કે નાગરવેલનું પાન; મંદાગ્ની-પીપરને કસ્તુરી કિંવા કંકોલના ચુર્ણ સાથે; નેત્રની પાપણના રોગ (વર્ભ)માં ખેરના કવાથ સાથે; અજીર્ણમાં આંબળાં કે સોપારી સાથે જીર્ણજ્વરમાં લસણ; કુષ્ટ-સમુદ્રફલ કે નગોડ રસ; કુબ્જ રોગમાં અધાડા (અપામાર્ગ) ના મુળ સાથે; પ્લીહા-ટંકણ; લવીંગ અને સમુદ્રફલ સાથે કલાઇને નાગરવેલના પાનરસથી વાટી લીંગ લેપ કરે તો લીંગવૃદ્ધી થાય; લવીંગ ગોરોચનયુકત તિલક વશીકરણ કારક; લવીંગ અને એરંડાના મુળે કરી લેપ કરવાથી આધાશીશી; વાયુરોગમાં અજમા સાથે કે આસગંધ સાથે; જલોદરમાં બકરીના દુધ સાથે; પુત્ર પ્રાપ્તિવાસ્તે ગધેડીના (રાસ ભીક્ષીર) દુધ સાથે; વાતગુલ્મ-છાશ સાથે; કાકડીના રસ સાથે ખાવાથી ષંઢ પુરૂષત્વને પામે; મસ્તક રોગમાં અધાડાના રસ સાથે; ધાતુદોષમાં જાયફલ, જાવંત્રીને લવીંગમાં; કટિ પીડામાં જાયફલને આસગંધ સાથે; લસણને તેલ સાથે સુંગવાથી અપસ્માર; જાયફલ-લવીંગ-મધ સાથે ખાવાથી કફને હણે છે; અને તુલસીના રસ સાથે બલ પ્રાપ્ત કરે છે.

## ૭૨૭. યશદ.

જસદના દોષ, શોધન, મારણ, બંગ સમાન છે.

યશદગુણ—ત્રિદોષ, પ્રમેહ, મંદાગ્ની, નેત્રરોગ, અતિસાર, પિત્તજ્વર, અજીર્ણ, કાસ, વિબંધ, આમવાત, ઉલટી, શૂલ, શીતજ્વર, અને રકતાતિસારને મટાડે છે.

યશદદોષ શાંતી—હીમજનું ચુર્ણ સાકર સાથે ત્રણ દિવસ ખાય.

અનુપાન -અરણી (અગ્નીમંથ)ના પાંદડાંના રસ સાથે ખાવાથી અગ્નીમાંદ્ય, જુના ઘી સાથે કે વાશી થુંક સાથે અંજન કરવાથી નેત્રરોગ; પાનના બીડા સાથે પ્રમેહ-મટાડે છે; તજ, તમાલપત્ર, એલચી ચુર્ણ સાથે ત્રિદોશ; ચોખાનો હીમ અને ખજુર સાથે પિત્તજ્વર, અજમાને લવીંગ સાથે શીતજ્વર, ખોરાકને ચોખાના હીમ સાથે રકતાતિસાર; સાકર અને જીરા સાથે અતિસાર અને ઉલટી; અજમો-લવીંગ-સાકર સાથે શુલ; અજમો અને ઉના પાણી સાથે મળવરોધ-કબજીયાત; અજમોને લવીંગ સાથે આમવાત; ભેંસના માખણ સાથે એક વાલ જેટલું ખાવાથી પ્રમેહ; એના ઉપર પથ્ય તરીકે ખાવામાં ઘઉંની બાટી અને ઘી; અજમોને લવીંગ સાથે ઉના પાણીથી અજીર્ણ; મધ-પીપર સાથે ઉધરસ.

## ૭૨૮. લોહ—

લોહ ભસ્મ ક્રિયાઃ-(૧) તીક્ષ્ણ લોહ એટલે પોલાદનું ચુર્ણ, મુળાના રસમાં સાત દહાડા રાખી ગજપુટ આપવો. જ્યાં સુધી વારીતર ન થાય ત્યાં સુધી પૂટ આપતા જવા.

લોહભસ્મ ક્રિયા-(૨) ચુર્ણથી બારમા ભાગે હીંગળો મેળવી કુંવારપાઠાના રસ સાથે બે પ્રહર મર્દિ ગજપુટ એવા સાતપુટથી ભસ્મ થશે.

લોહ ભસ્મ ક્રિયાઃ-(૩) દાડમના પાંદડાં, ચોગણા પાણીની વાટી રસ કાઢી એ રસમાં ચુર્ણને રગદોળી પલાળી તડકે સુકવવું એવા એકવીશ પુટથી ભસ્મ.

લોહ ભસ્મ ક્રિયાઃ-(૪) પારાથી બમણા ગંધક સાથે પારાની કજલી કરીને તેની બરાબર લોહ ચુર્ણને મેળવીને કુંવારપાઠાના રસમાં બે પહોર સુધી મર્દન કરી ગોળો બનાવી, એરંડાનાં પાંદડાં લપેટી તાંબાના સંપુટમાં મુકી ઉપર એરંડાનાં પાંદડાં લપેટી બે પ્રહર સુધી તડકામાં રાખવું. તેથી ગરમ થશે, એટલે સંપુટને કોઈ પણ અન્નના ઢગલામાં ત્રણ દિવસ રાખી પછી કાઢી ખરલ કરીને વસ્ત્રથી છાણી લેવું તો વારીતર થશે.

" એ પ્રમાણે સોના વિગેરે સર્વ ધાતુઓને મારવી. "

લોહ ભસ્મ ગુણઃ-વિષ, વાયુ, પાંડુ, કૃમિ, જ્વર, ભ્રમ, ઉલટી, શ્વાસ, સંગ્રહણી, કફ જરારોગ, કાસ, ક્ષય, કમળો, પીનસ, વાત, બરોલ, મેદ વૃદ્ધિ, એનો નાશ કરીને બલને આપે છે. તથા સ્ત્રી જનોને આનંદદાયક. ક્ષિણુતાનાશક, દ્રષ્ટિવર્ધક, શોથને કુષ્ટનાશક, ઈત્યાદી છે. જો આને શુદ્ધ પારદ સાથે સેવન કરે તો સર્વ રોગનો નાશ કરે છે. આ કાન્તની બરાબર કોઈપણ શ્રેષ્ટ રસાયણ નથી.

અપકવ લોહભસ્મ દોષ શાન્તી—(૧) અપકવ લોહભસ્મ ખાવાથી વિષના જેવું છે તથા ઉલટી પણ કરાવે છે, વિર્ય તથા કાંતીનો નાશ કરે છે, તેથી બરાબર મારવું.

(૨) ઇલાયચીના ચુર્ણને ખાંડ અને મધની સાથે સેવે.

(૩) અથવા મધ કે સાકર સાથે શ્વેત દૂર્વા (ધ્રો)નો રસ સેવે-એ ત્રણ રીતીથી લોહથી થયેલા દોષ નષ્ટ થાય છે.

લોહભસ્મના અનુપાન—(૧) શુદ્ધ પારા સાથે લોહભસ્મ સર્વ રોગ પર આપવી; (૨) ધાતુ વિકાર પર ભારંગી, મરી, સુંઠ પીપર, મધ, (૩) કફ રોગમાં ગંધક પારાની કજલી અને મધમાં, (૪) રક્તપિત્ત, તજ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સાકર, (૫) પૂર્ણનવાના ચુર્ણને ગાયના દૂધ સાથે બલ આપે છે, (૬) આટોડીના ઉકાળા સાથે પાંડુરોગ મટે છે. (૭) હળદર અને મધ સાથે અથવા પીપર મધ સાથે પ્રમેહ; (૮) શીલાજીત સાથે મુત્ર કૃચ્છ; (૯) અરડુસો, લોહ, પીપર, દ્રાક્ષ વાટી મધ સાથે ગોળી લેવાથી પાંચે પ્રકારના કાસ ઉધરસ; (૧૦) **તાંબુલ બનાવવાની વિધી** નાગરવેલના પાનમાં ચુનો, કાથો, સોપારી, કપુર, તમાલ પત્ર, તજ, એલચી, જાવંત્રી, ચણકબાબ, જાયફળ, કસ્તુરી, લવીંગ, કેશર નાંખી બીડું કરવું, એવા તાંબુલ સાથે, લોહ ખાવાથી કાંતી અને ક્ષુધાની વૃદ્ધિ કરે છે, (૧૧) બોળ (બળ બીજના મૂળ) કાસકી, શુંઠ, મરી, પીપર, ત્રીફલાં, શતાવરી, એમના ચુર્ણ સાથે સમભાગ લોહ મેળવી સેવન કર્યાથી ભૂજસ્તંભ, (૧૨) અર્દિત, (૧૩) ક્ષય, (૧૪) કંઠરોગ, (૧૫) ઉરૂક્ષત, એટલા તેમજ બીજા રોગોનો નાશ કરે છે. (૧૬) જાયફલ, લવીંગ, એલાયચી, સુંઠ, મરી, પીપર, ત્રિફળાં, એ સર્વે સરખે ભાગે,ને તે બરાબર

લોહભસ્મ ૪ બકરીના દુધમાં ખરલ કરી મધ સાથે એકવાલ ખાવાથી ક્ષય રોગનો નાશ થાય છે. (૧૭) શુઠ, મરી, પીપર, ત્રિફલાં, મોથ, વાવડંગ, નશોતર, વજ, ચીત્રો, જેઠીમધ, એ સર્વે એક એક તોલો, આઠ તોલા, લોહ અને આઠ તોલા ગુગલ, એ બધાને બાર તોલા મધમાં મેળવી શક્તિ પ્રમાણે સવારમાં ચાટે અને ઓસડ પચ્યા પછી રોગાનુકુલ પથ્ય ભોજન કરે તો-પરીણામ શુલ (૧૮) આમ વાત, (૧૯) હલીમક (૨૦) શોથ, (૨૧) પાંડુ, (૨૨) વિષમજ્વર, એટલાં મટે (૨૩) ત્રીફલાને મધ ઘી સાથે પરીણામ શુલ, (૨૪) ત્રિફલાં, જેઠીમધ અને મધ ઘી સાથે ચાટી ઉપર ગાયનું દુધ પીવાથી શુલ (૨૫) તીમીર (૨૬) ઉલટી (૨૭) અમ્લપિત્ત, (૨૮) કલમ (ગભરાટ) (૨૯) જ્વર (૩૦) આફરો (આનાહ) (૩૧) શોથ, (૩૨) મૂત્રકૃચ્છ-એટલાને મટાડે છે. (૩૩) અઘાડોને આમલીનો ક્ષાર, નદીના શંખલાની ભસ્મને સૈંધવ-એ સર્વે બરોબર લોહ-ખરલ કરી શુલના વખતમાં બે એકદ બરાબર ખાવાથી આઠ પ્રકારના શુલ મટે છે. (૩૪) શાહજીરૂં, જીરૂં, પીપર, મોથ, ત્રીફલાં, શુંઠ, વાવડીંગ-એની સાથે લોહ ખાવાથી સર્વ મુત્રરોગ તેમજ (૩૫) પ્રમેહનો નાશ થાય છે. (૩૬) દેવદાર, ચિત્રક, નસોતર, દંતીમુળ, કડુ, ગજપીપર, વાવડંગ, ત્રિફલાં, ત્રિકટુ,-એ સર્વ સમભાગ-તેનાથી બમણી લોહભસ્મ ગાયના દુધ સાથે ખરલ કરી રાખવું ને તેમાંથી શક્તિ પ્રમાણે ગાયના દુધ સાથે ખાવાથી શોથ રોગ મટે છે. (૩૭) ત્રિકટુ, જવખાર, લોહભસ્મ, ત્રિફલાના કવાથ સાથે પીવાથી શોથ રોગ મટે છે. (૩૮) મધ ઘી સાથે ત્રિફલામાં લોહ રાતે ચાટીને સુઇ રહે તો સર્વે નેત્ર રોગ દુર થાય (૩૯) ત્રિસુગંધ, ત્રિફલાં, ત્રિકટું, ને ગળોસત્વ સમભાગ અને તેજ બરાબર લોહ મેળવી સેવે તો વાતરકત મટે (૪૦) શુંઠ, કમળકાકડી બીજ, નાગરમોથ, ચીત્રક, હીબેર એટલે તગર જેને હીંદીમાં સુગંધવાલા કહે છે તે રતાંજલી, હરડે, આમળાં, કાળી પાટ, પીપર, ખસનોવાળો, એ સર્વ ચુર્ણ બરોબર લોહ સેવવાથી સર્વ પ્રકારના વિષમજ્વર નાસે છે. (૪૧) હરડે, શીલાજીત, સુવર્ણ માક્ષીક, વાવડંગ, તેની સમાન લોહ-મધ ઘી સાથે ચાટવાથી રાજ્યક્ષ્માનો નાશ કરે છે. (૪૨) ફકત મધ સાથે લોહ ચાટવાથી સર્વ પ્રકારના પ્રમેહ મટે છે.

## ૭૨૯. ઉપધાતુ પ્રયોગ—

સંખ્યાઃ—સોનામાખી, રૂપામાખી, મોરથુથુ, કાંસુ, પિત્તળ, સીંદુર અને શીલાજીત આ સાત છે. આ ઉપધાતુમાં પોતપોતાની સુવર્ણાદિ ધાતુઓનો ગુણ છે પણ તેમનાથી ન્યુન છે કેમકે મુળ કરતાં આમાં અંશમાત્ર છે.

સુવર્ણમાક્ષીક વ્યાખ્યા—આમાં થોડોક ભાગ સુવર્ણનો હોવાથી આ નામ છે ને તેથી

તે સુવર્ણના ગુણ યુક્ત હોવાથી સુવર્ણના અભાવમાં અપાય છે. આમાં દ્રવ્યોતરના સંયોગથી બીજા પણ (ન્યુનાધીક) ગુણ છે તે નીચે વાંચો.

સુવર્ણમાક્ષીક શોધન–માક્ષીક એક ભાગને સંધવ ત્રણ ભાગ બંનેને લોહની કડાઈમાં નાખી ચુલા પર મુકી લીંબુ કે બીજોરાનો રસ નાખતા જવું ને લોહ કડછીથી હલાવતા જવું. જ્યાં સુધી લોઢાની કડાઇ બરોબર લાલચોળ ન થાય ત્યાં સુધી હલાવતા જવું ને જ્યારે કડાઇ પોતાની મેળે શીતલ થઈ જાય એટલે ઉતારી લેવું એટલે શુદ્ધ થઈ સમજવી.

સુવર્ણ માક્ષીક મારણ–(૧) કળથીના ઉકાળામાં કે ગોમુત્રમાં કે તેલ કે છાશમાં ખરલ કરીને સરાવસંપુટમાં મુકી કપડ છાણ કરી એક ગજપુટ દેવું. જ્યારે લાલરંગ જેવી થાય ત્યારે યથાયોગ્ય સર્વ કામમાં વાપરવી.

(૨) એક ભાગ ગંધકને ચાર ભાગ સુવર્ણ માક્ષીક બંનેને એરંડાના તેલમાં ખરલ કરી ગજપુટ આપવું તો સીંદુર જેવા રંગની સુવર્ણમાક્ષીક ભસ્મ થશે.

ભસ્મગુણ–કામવર્ધક, સ્વરશોધક, નેત્ર હીતકર, શરીરમાં જલદીથી ફેલાઇ જનાર, રસાયન એટલે જરા વ્યાધિ નાશક, પેડુની પીડા, શોથ, અર્શ, પ્રમેહ, કુષ્ટ, ઉદરરોગ, ક્ષય, પાંડુ, વાતરોગ, વિષ, પિત્તરોગ, કમળો, અને હલીમકને હઠાવે છે.

સુવર્ણમાક્ષીક અશુદ્ધ દોષ શાંતિ—મંદાગ્ની, બલહાની, મલાવરોધ, નેત્રરોગ, કુષ્ટ, ગંડમાલાદીરોગ પેદા કરે છે. કળથીનો ઉકાળો કે દાડમની છાલ પાણીમાં વાટી પીએ તો મટે.

અનુપાન—ક્ષય, શ્વાસ, ભ્રમાદિમાં મધ, પિપર સાથે દેવી. અથવા સુવર્ણભસ્મનું અનુપાન મુજબ યોજવી.

## ૭૩૦. રૌપ્ય માક્ષીક—

રૂપાની ઉપધાતુ હોવાથી આ નામ છે. રૌપ્ય ભસ્મના અભાવે આની ભસ્મ વાપરવી, કેમકે આના રૂપાવત્ ગુણ છે. અગર જોકે કિંચીત્ ગુણન્યુન છે તેમ દ્રવ્યાન્તરના યોગથી કેટલાક ગુણ તથા દોષ અધિક પણ છે. તે નીચે લખ્યા છે.

શોધન—કંકોડા (કર્કોટી) ના રસમાં કે મેષશૃંગી (મેટાશુંગી) ના રસમાં કે જંબીરના રસમાં ખર્લ કરી તડકે સુકવવાથી શુદ્ધી.

મારણ–કળથી ક્વાથ કે તેલ કે છાશ કે બકરાના મુત્રમાં ખરલ કરી ગજપુટ દેવાથી શુદ્ધ ભસ્મ થશે.

ગુણ–મધુર, તિક્ત, સ્વાદુ, પાકાવસ્થામાં રસાયની નેત્રહિતકર, બસ્તી પીડા, કુષ્ટ પાંડુ પ્રમેહ, વિષ, ઉદરરોગ, શોથ, અર્શ, ક્ષય, કંડુ (ખસ) અને ત્રિદોશને મટાડે છે.

રૌપ્ય માક્ષીક ભસ્મ દોશ; શાંન્તીઃ–તે અનુપાન સ્વર્ણમાક્ષીકવત્ છે.

## ૭૩૧. તુત્થ (તાંબાની ઉપધાતુ હોવાથી કાંઇક તત્સ રસ છે)

શોધન-(૧) મોરથુથાને સમભાગે કબુતર (કપોત) અને બીલાડાની વીષ્ટા, અને મોરથુથાથી દશાંશ ટંકણ સર્વ એકત્ર ખરલ કરીને કુકુટપુટ આપવું. પછી તેજ પ્રમાણે એક પુટ દહીંનું અને એક પુટ મધનું આપવું તો શુદ્ધ થાય છે.

મારણ-કાગળીઆ એટલે હાડી કરહણ (સુવર્ચલા)ના રસ સાથે મોરથુથાને એક દિન ખલે કરીને ગોળો કરી તડકે સુકવી પછી કાગળીઆના લુગદા વચ્ચે રાખી સરાવસંપુટમાં મુકી ગજપુટ આપવું એવા ત્રણપુટથી શુદ્ધ ભસ્મ થાય છે. **कपर्दरसकल्काभ्यामेवंशुद्ध-तरं भवेत्** (એટલે એજ પ્રમાણે વડની વડવાઇમાં પણ થાય છે.)

ભસ્મગુણ-મોરથુથુ, કટુ (કડવો), ખારો (ક્ષાર), તુરો (કષાય), શીતલ, લઘુ, વષ્ય, લેખન, ભેદી (મલને પાતળો કરનાર તથા ભેદનાર) કૃમી, કુષ્ટ, વિષ, કંડુ, કફ, પિત્ત, ઉપદંશ, પ્રમેહ, અશ્મરી, એટલા રોગને અનુપાન પુર્વક આપવાથી હઠાવે છે.

દોષ અને શાંતી—મોરથુથુ અશુદ્ધ રહે તો વાંતી ભ્રાંતિ આદી રોગોને કરે છે. તેનું નિવારણ આ છે કે જંબીરા (લીંબુ) નો રસ, અથવા પાણી સાથે ડાંગેરની ધાણી, કિંવા ખસખસનો અર્ક અથવા એલાઇચીના સેવનથી દોષ શાંત થાય છે.

અનુપાન-માંખણ સાથે કંડુ (ખાજ-ખસ.) વિષ, કુષ્ટાદિનો નાશ કરે છે. વાવણ સાથે કૃમી રોગ, તાંબુલ સાથે કફનો; સાકર તથા જીરા સાથે પિત્તરોગ, મધ સાથે નેત્રનું ફુલુ ટળે છે. એરંડાના તેલ સાથે રેચ લાવે છે; પાષાણ ભેદને મધ સાથે અસ્મરીનો, હળદર, આંબરાનું ચુર્ણ, અને મધ સાથે પ્રમેહનો નાશ કરે છે. એ પ્રમાણે અન્ય રોગ પર બુદ્ધીથી યોજવું.

## ૭૩૨. કાંસ્ય તથા પિત્તલ—

કાંસુ, તાંબા અને સીસાથી થાય છે; તેથી એ બન્નેની ઉપધાતુ છે. માટે એનો ગુણ પણ તાંબા સીસા સરખા છે. તેમ સંયોગથી બીજા અધિક પણ ગુણ છે.

પીત્તલ-તાંબા તથા જસદની ઉપધાતુ હોઇ તેના જેવા ગુણ હોવા ઉપરાંત કિંચીત અધિક પણ છે.

ઉભયનું શોધન-પુર્વવત્ તેલ તત્રાદિમાં બુઝાવવાથી છે.

મારણ-કાંસા તથા પીત્તલની એકજ વિધી છે. પત્રાંને ખટાઇથી સાફ કરીને અર્ક દુધમાં ગંધક વાટી પતરાં પર લેપી સંપુટમાં મુકી ગજપુટ આપે તો બે પુટમાં ભસ્મ થાય છે—

## ૭૩૩. સિંદુર—

શોધન-દુધ તથા ખટાઇ સાથે ખરલ કરવાથી શુદ્ધ થાય છે.

ગુણ—સિંદુર સીસાની ઉપધાતુ હોવાથી તેના ગુણ તે મુજબ છે તેમ સંયોગ પ્રભાવથી બીજા અધિક ગુણ પણ છે. સિંદુર. ઉષ્ણ, વિસર્પ, કુષ્ટ, કંડુ (ખસ) તથા વિષદોષને હરનારો છે, તથા તુટેલા હાડ જોડી દે એવો તથા વ્રણનું શોધન અને રોપણ કર્તા છે.

## ૭૩૪ શિલાજીત.

ગ્રીષ્મ ઋતુમાં ગરમીથી પહાડની ધાતુ તપી જઈ ગુંદ જેવી જે નીકળે છે. તેને શિલાજીત કહે છે, એ સુવર્ણ, રાજત, તામ્ર, આયસ એમ ચાર પ્રકારનું છે. તેમાંથી જેમાં ગોમુત્રની ગંધ હોય, તથા કાળું, ચીકણું, કોમળ, ભારે, તિકત, તુરૂં, થંડુ હોય તથા આયસ સર્વોત્તમ છે. આ શીલાજીત વિંધ્યાચલમાં બહુ થાય છે કેમકે તેમાં લોઢું જાસ્તી છે. આમાં અનેક મલ હોય છે માટે શોધ્યા વગર નકામું છે.

શોધનઃ—શીલાજીતના બારીક ટુકડા કરી બહુ ગરમ પાણીમાં નાંખી મર્દન કરી વસ્ત્રથી છાણી પાણી કાઢી લઇ માટીના વાસણમાં ભરી સખત તડકામાં મુકી ઉપર જેમ લાઈ જેવી થાય તે બીજા વાસણમાં કાઢી લેવી એ પ્રમાણે વારંવાર લેવાથી બે મહીને શુદ્ધ થશે. તેને અગ્ની ઉપર મુકવાથી જો લીંગાકાર થાય અને ધુમાડો ન થાય તો શુદ્ધ થએલું જાણી સર્વ કામમાં વાપરવું.

ગુણઃ—તિકત, કટુ, ઉષ્ણ, પાકમાં કટુક, રસાયન, યોગ્યવાહી, તથા કફ, પ્રમેહ પથ્થરી, મુત્રકૃચ્છ, ક્ષય, શ્વાસ, સોથ, અર્ષ, પાંડુ, વાતારસ કુષ્ટ અપસ્માર, ઉદર રોગનો નાશ કરે છે. એનું અનુપાન જે રોગનું નાશકજ ઔષધ છે તેની સાથે આપવું જેમકે પુષ્ટીમાં દુધ સાથે.

## ૭૩૫ પારદ.

પારદદોષ—સીસું, કલઇ, અગ્નીમાં રાખવાથી ચંચલતા, અગ્નીને ન સહન કરવાપણું, વિષ, મલ, અને પર્વતનો ભાગ એ સાત દોષ પારામાં મોટા છે. તેથી તે અશુદ્ધ પારો—સીસાથી જડપણું, કલઇથી કોઢ, અગ્ની ચાંચલ્યથી દાહ, અગ્નીની અસહનતાથી વિર્યનાશ, વિષથી મુર્છા, મેલથી શરીરમાં ફોડલા, અને પર્વતના ભાગથી મૃત્યુને કરે છે.

દોષશાંતી—(૧) બે માસા ગંધક ગાયના દુધ સાથે સાત દિવસ પિવાથી પારદદોષોથી મુકત થવાય છે.

(૨) નાગરવેલના પાનનો રસ એક પ્રસ્થ, જલભાંગરાનો રસ એક પ્રસ્થ, તુલસીનો રસ એક પ્રસ્થ, અને બકરીનું દુધ એક પ્રસ્થ એકત્ર કરી ત્રણ દિવસ સુધી બબે પહોર પર્યંત સર્વે અંગોમાં મર્દન કરીને ટાઢા પાણીથી સ્નાન કરવું, તો તેથી પારદદોષોથી મુકત થશે.

### પારદભસ્મ

(૧) કાષ્ટોંબર કરીને ઉબરાનો એક ભેદ છે જેને હિંદુસ્તાનીમાં કઠુંબર અને મહારાષ્ટ્રીમાં કાળા ઉમરાને ખરતી કહે છે એટલે ઢેડ ઉંબરો—તેના દુધમાં પારાનું મર્દન કરવું. પછી અપામાર્ગ (અઘેડા)ના બીજને ઢેડ ઉંબરાના દુધમાં મર્દન કરી તેના બેમૂસ કરી

ઉપરના દુધમાં ઘુંટેલો પારો મુકી બન્ને મુસનું મોં બંધ કરીને પછી કોબીનાં ફુલ (દ્રોણ પુષ્પી), વાવડંગ, અને કાથાનો કલ્ક કરી તે મુસ પર એક આંગળપુર લેપ કરવો પછી તે મુસને કોડીયાના સંપૂટમાં મૂકીને યંત્ર પ્રકરણ પ્રમાણે અગ્નીપુટ આપવો—**तद् गोलं मृणमयेन्यस्यमूषायुग्मं विमुद्रयेत । ततोदद्यात् तुटंसम्यक् एवं सूत म्रतिर्भवेत योजर्यत् सर्व कार्येषु सर्व रोग हरं हरं ॥**

## પારદભસ્મ

(૨) ઉપરાના ઢેડઉંબરાના દુધમાં પારાને મર્દન કરવો, પછી હીંગને વાટી ઉપર કહેલા દુધમાં મેળવી તેની ઉપરવત્ બે મુષ બનાવવી અને તેમાં ઉપરવત્ તે પારદ ગુટી મુકી મોં (ઉપરની ચીજથી) બંધ કરવું પછી તે મુસને સરાવસંપૂટમાં મૂકી યંત્ર પ્રકરણમાં કહ્યા પ્રમાણે અગ્નીપુટ આપવો તો પારાની ભસ્મ થશે તેમાં જરાપણ સંશય નથી.

Note—અગ્નીપૂટનું વજન માલમ ન પડે તો આ જે કપડમેટ જેટલા વજનનું થાય તેથી ચોગણાં યા પાંચગણાં છાણાની સાધારણ નિર્ધુમ આંચ આપવી.

પારદ ગુણ—સર્વ રોગનો નાશ કર્તા છે; અને તે છ પ્રકારના રસ વડે કરીને યુકત યોગવાહી છે, અને પંચભૂતના ગુણથી યુકત છે માટે તે પંચભૂતમય છે, તથા રસાયન છે. અતિ કામોદ્દિપક, સચિક્કન, દ્રષ્ટિ બલ આપનાર, ત્રિદોશનાશક, અને વિષેશે કરી સર્વ જાતના કુષ્ટરોગોનો નાશ કરે છે.

અનુપાન—માત્રા–શકિત પ્રમાણે એક ચણોઠીભારથી માંડી ચાર ચણોઠીભાર સુધી પારો અનૂપાન સાથે ખાવો. (૧) સર્વ રોગમાં પારાને ઘી અને મરીના ચુર્ણ સાથે, અથવા પીપરને મધ સાથે, કિંવા મધને ઘી સાથે આપવો. (૨) પિત્તમાં દુધને સાકર સાથે (૩) વાતરોગમાં પીપર સાથે. (૪) કફમાં આદા રસ સાથે (૫) અને જ્વરમાં જબીરીના રસ સાથે (૬) લોહીવિકારમાં મધ સાથે (૭) અતિસાર દહીં સાથે–પથ્યમાં (નં. ૬ તથા ૭ માં) પાણીને દુધ સરખાં લઇ તેમાં ઉનું કરવાથી પાણી બળી જાય ને દુધ રહે તે સાકર સાથે પીવું. (૮) રકતાતિસારમાં તાંદળજાના રસ સાથે. (૯) પ્રતિસ્યાય એટલે શરેખમને (૧૦) કફના બીગાડ પર ગોળ, ઘી, અને મરીના ચુર્ણ સાથે અને એ બન્ને પર પથ્યમાં કિંચીત ઉનો ભાત અને દહીં હીત છે. (૧૧) વિર્યવૃદ્ધિ અને (૧૨) સ્તંભન સારૂ **माष कूष्मांड यष्टि जैः ॥**

અડદ, કોહોળું ને જેઠી મધના મિશ્ર ચુર્ણ સાથે દુધ સાકર સંયુક્ત વામ ઘુધી સંયુક્ત દેવી. (૧૩) તૃતિયજ્વર (૧૪) પીત્ત અને (૧૫) ભ્રમ રોગમાં, મધને સાકર સાથે ખાઇને ઉપરથી મોથ, ગળો, રતાંજલી, ધાણા અને ખસના વાળાનો ઉકાળો પીવો. તેથી ઉપર કહેલા રોગથી મુક્ત થશે. (૧૬) રક્ત પિત્ત (૧૭) કાસ (૧૮) શ્વાસ (૧૯) કફ રોગોમાં, દ્રાખ, અરડુસો, અને હરડેના કવાથ સાથે ભસ્મ સેવે તો સુખી થાય. (૨૦) મેદ રોગમાં ડાંગરના ચોખાના ઓસામણ સાથે અથવા સમભાગ પાણી અને મધ સાથે સેવન કરવાથી હાથી જેવો જાડો પણ પાતળો (કૃષ) થાય. (૨૧) સ્ત્રીની ઓપટી બંધ થઈ જાય

(નષ્ટ પુષ્પમાં) અને (૨૨) રક્ત ગુલ્મમાં તથા (૨૩) શુલ રોગમાં ભારંગી, શુંઠ, મરી, પીપર, અને હીંગનું ચુર્ણ અને ગોળ સંયુક્ત કરી કાળા તિલના ઉકાળા સાથે આપવાથી ઉપર કહેલા રોગ નિ:સંશય દુર થશે. (૨૪) ઈત્યાદિ ઈત્યાદિ.

**પારદસેવન પથ્ય**:-મગનું ઓસામણ, ઘી, દુધ, ડાંગરનો ભાત, સીંધાલુણ, શુંઠ, કમલનું મૂળ, **मुस्तकं गिरीमल्लीका** કહેતાં નાગરમોથના આકારના જેવો કુશ થાય છે તે ગરમર, તેમજ સાટોડીની ભાજી, તાંદળજાની ભાજી (મેઘનાદ), ચંદન વટવો એને મુંબાઇમાં ભડોચી ભાજી પણ કહે છે. એ સેવ્ય છે; ઉપરાંત પારદસેવીને તૈલાભ્યંગ અને સુખોષ્ણ જલ સ્નાન સુખ દે છે, તે પુરૂષ રૂપ યૌવને કરી યુક્તને સ્વાનું ફલ તથા સ્વપ્રિય સ્ત્રીથી સંભોગ કરે તો તેની બુદ્ધી બલને કાંતીની વૃદ્ધી થશે.

## ૭૩૬ રસ કપુર વિધી.

પારાને સંક્ષેપથી શોધી, બાદ ગેરૂ, ખડી, ઈંટ, ફટકડી, સીંધાલુણ, ટંકણખાર, ખારીલુણ, અને મુલતાની માટી એ સઘળાંને પ્રત્યેકને જુદાં જુદાં પારાની બરોબર લઈ ચુર્ણ કરી તેની સાથે પારાને એક પ્રહર ઘુંટી-ડમરૂ યંત્રમાં ધીમો ધીમો તાપ આપવો, પછી ક્રમથી તીક્ષ્ણ આપવો-કરવો એવી રીતે ચાર દહાડા આંચ આપવાથી પછી પોતાની મેળે યંત્ર થંડુ થાય ત્યારે ઉઘાડી ઉપર લાગેલું રસ કર્પુર લેવું. આ રસકર્પુર ૧૦૦ વંત્યાકમાં શુદ્ધ કરી ખાવાથી સર્વ રોગનો નાશ કરી બલવૃદ્ધિને વધારે છે.

અનુંપાન—કસ્તુરી, સુખડ, લવીંગ, કેસર, સાથે ખાવાથી ઉપદ્રવ સહિત ફિરંગરોગ નાશ થઈ, જઠરાગ્નીની પ્રબલતા, વિર્ય, બલ અને પુષ્ટીને અલ્પકાળમાં પ્રાપ્ત થઇ સ્ત્રીસમુહને રમાડવામાં સમર્થ થશે.

દોષ અને શાંતી—વિધીહીન સેવન કરેલો રસકપુર કુષ્ટ, સંધી વાત અને કફાદી-રોગોને ઉત્પન્ન કરે છે, તેથી વિધીપુર્વક સેવવું. ભેંસના છાણનું પાણી સાકર સાથે અથવા ધાણા પાણી સાથે વાટી સાકર નાંખી પીવાથી રસકપુરના વિકારથી મુકિત થાય ઈંડાની ફોતરીથી પણ વળે છે.

## ૭૩૭, રસ સિંદુર વિધી.

(૧) શુદ્ધ પારાથી અરધો ગંધક લઇ તેની કજલી કરવી, ને તેને કાચની શીશીમાં નાંખી, શીશીપર કપડ મીટ્ટી કરી સુકવી વાલુકા યંત્રમાં રાખી, મંદાગ્નીથી તાપ ચાર દિવસ આપવો અને તે શીશી એની મેળે તાઢી થાય એટલે ફોડી ઉપરના ભાગમાં લાગેલું રસ સિંદુર લેવું.

### અન્ય ઉત્તમ પ્રકાર

(૨) પારો અને ગંધક સરખા લઇ, ગંધકના અર્ધ જેટલો નવસાર લઇ ત્રણે મીશ્ર કરી તેની કજલી કરવી. પછી ચિત્રક કવાથ, ધતુર પત્ર રસ, તથા કુંવારના રસ સાથે

એક એક દિવસ ખર્લ કરવું. પછી સુકવીને કાચની શીશીમાં ભરી તે શીશીને કપડ માટી કરવી તેની વીધીઃ—

**મુદ્રા વિધીઃ**—ખડી, લોહનો કાટોડો, એ બેનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું, ને લોહ કાટથી ચતુર્થાંશ ઘઉંનો લોટ મીશ્ર કરી પાણી નાંખી એક દિવસ સારી રીતે ખર્લ કરવું. પછી તેને વસ્ત્ર ઉપર ચોપડીને વસ્ત્ર શીશી ઉંપર લગાવી દેવું ને સુકવવું. સુકાયા પછી એજ પ્રમાણે બોજો લેપ, એમ ક્રમસર સાત લેપ કરી સૂકવી યંત્ર પ્રકરણમાં કહેલા વાલુકા યંત્રમાં ચાર પહોર આંચ આપવી. પોતાની મેળે તાઢું થાય ત્યારે શીશી કાઢી ફોડી એની માંહે ઉપરના ભાગમાં લાગેલો જે રાતો પદાર્થ તે લઇ લેવો. એને રસ સિંદુર કહે છે. આ રસ સિંદુર અનુપાન પુર્વક આપવાથી નાના પ્રકારના રોગ, નાશ કરે છે.

રસ સિંદુરમાંની શીશી આતશી જોઇએ અને શીશીનું મુખ ખુલ્લું રાખવું જોઇએ અને લોઢાની શીખ, સળી મોઢામાં ફેરવતા રહેવું જોઇએ કે જેથી મોઢું બંધ ન થઈ જાય, કપડ માટી સાત જોઈએ.

## ૭૩૮. રસસિંદૂર તથા રાજબંગેશ્વર બનાવવાની વીધીઃ—

બાર ભાગ શુદ્ધ પારો, છ ભાગ શુદ્ધ કલાઇ, અને એ બેની બરોબર અઢાર ભાગ ગંધક એને મીશ્ર કરી ત્રણ દિવસ સુધી કુંવારના રસમાં ખરલ કરવુ અને એમ ખરલ કરતાં સુકાય ત્યારે એ કજલીને ઉપર બતાવ્યા પ્રમાણે માપની શીશીમાં ભરીને ઉપર પ્રમાણે કપડમેટ કરીને ઉપર મુજબ આંચ આપવી અને પછી તે સ્વયં થંડી થાય એટલે ફોડીને શીશીમાં ઉપલ્યા ભાગમાં લાગેલો સુંદર, લાલ રંગનો નવ તોલા પદાર્થ લઈ લેવો, એ રસ સિંદૂર છે; અને નીચેની બાજુમાં સોનાના જેવો નવ તોલા રાજ બંગેશ્વર છે; તે લેવો. એ બેમાં રસ સિંદુર તો પારાના જેવો ગુણદાયક છે, અને રાજબંગેશ્વર બંગેશ્વર જેવો છે, એને બંગેશ્વરની વિધી પ્રમાણે આપવો, પરંતુ આ રાજ બંગેશ્વર બંગેશ્વર કરતાં ગુણમાં અધીક છે.

## ૭૩૯. રસ સિદુરના વિશે ગુણ.

સ્ત્રી સંગમાં આનંદ દાયક, ત્રિદોષ નાશક, રસાયન, તથા કાસ, શ્વાસ, જ્વર, શૂલ, લોહી વિકાર, પ્રમેહ, મલાવરોધ, મુત્રકૃચ્છ, હૃદયરોગ, પાંડુ, કમળો, વાંતિ, ઉદર શૂલ, ત્રણ રોગ અને કૃમીનો નાશ કરે છે. તથા પૌષ્ટીક, બલદાયક, ધાતુવર્ધક, સર્વ પ્રકારના અતિસાર, રોગનો નાશક અને યોગવાહી છે.

દોષ અને શાંતી, જે રસ સિંદુર અશુદ્ધ પારાથકી થાય છે તેના સર્વ દોષ પારાના જેવાજ છે, તેમની શાંતી સારૂ સાત દહાડા સુધી, ઘી, (ઘ્રૃત) સાથે કાળામરીનું ચુર્ણ પીવું એટલે સુખ થશે. અનુપાન, માત્રા, એક રતીથી ચાર રતી સુધી. જઠરાગ્ની, અવસ્થાને બલ જોઈ આપવું.

(૧) મધ પીપરી સાથે વાત પ્રમેહઅને વાત રોગને નસાડે છે. (૨) ત્રીફલાના ચુર્ણને સાકર સાથે પિત્ત પ્રમેહને પીત્ત રોગ મટે છે. (૩) શુંઠ, મરી, પીપર, અને ભારંગીનું ચુર્ણ મીશ્ર કરી મધ સાથે ચાટે તો કાસ. (૪) શ્વાસ અને (૫) શુલ નાસે છે. (૬) સાકરને હળદરના ચુર્ણ સાથે રક્ત દોષ; ત્રિકટુ અને ત્રીફલા ચુર્ણ સાથે (૭) કમલો (૮) મંદાગ્ની (૯) પાંડુરોગ એ ત્રણને મટાડે છે. (૧૦) પીપલી, ચીત્રક, સંચળ, અને હરડેના ચુર્ણ સાથે મલાવરોધ. (૧૧) મંદાગ્ની (૧૨) અને હૃદય રોગ મટે છે. (૧૩) સાકર, એલચી અને શીલાજીત સાથે મુત્રકૃચ્છ. (૧૪) ત્રિફલાં અને સંચળ સાથે વિરેચન. (૧૫) કરીયાતુ, હરડે, સંચળ, લવીંગ સાથે સર્વ પ્રકારના, જ્વરો (તાવને) અને (૧૬) ભાંગને અજમોદ સાથે ઉલટી, (૧૭) અજમોદ, ભાંગ, હળદર અને સંચર સાથે ઉદર શુલ (૧૯) અફીણ, ભાંગને લવીંગ સાથે સર્વાતિસાર. (૨૦) ગુગલ સાથે વ્રણને (૨૧) સાકર સાથે પિત્તને (૨૨) ચિત્રક અને ત્રિકટુ ચુર્ણ સાથે કફરોગ. (૨૩) ખાખરાના બીજનું ચુર્ણ અને ગોળ સાથે કૃમી- (૨૪) સંચળને અજમોદ સાથે અગ્નીમાંદ્ય; (૨૫) ગળોના સત્વ સાથે તથા ભૂરા કોહોળા, કુષ્માંડ સાથે પૌષ્ટીક હોય છે. (૨૬) ભાંગ, અકલકરો, પીપળી, જાવંત્રી, લવીંગ એ સર્વ એક એક ભાગને રસ સિંદુર એક ભાગ, તથા કર્પુરને અફીણ એ બે અર્ધ અર્ધ ભાગ, સર્વનું ચુર્ણ કરી ભક્ષણ કરે તો આ રસ સિંદુર ધાતુ વૃદ્ધિ કરે છે.

## પથ્યા પથ્ય

મૃતકપારદ—એટલે પારાની ભસ્મ અને મુર્છિત પારદ જે રસસિંદુર, રસકપુરાદિક– એનું સેવન કરનારનું પથ્ય:—જુના ચોખા, ઘઉં, ગાયનું દુધ, સૈંધવ લવણ, આંમળાં, આદુ, વંતાક, ધાણા, જીરૂં, ડાંગરની ધાણી, પરવળ,, તાંજળજે, ઘૃત, દહિં, કુવાનું જલ, મગનું ઓસામણ–એ સવ, પારદ સેવન કરનારને પથ્ય છે. વળી સાટોડીની ભાજી, કમળ મુળ, ચંદન બથુઆની ભાજી, તૈલાભ્યંગ, ગરમ જલસ્નાન સદા સુખદ છે; જ્યારે મૈથુનની ઇચ્છા અત્યંત થાય ત્યારે રૂપ યૌવનસ્વ સ્ત્રી સાથે સંગમ કરવો.

કુપથ્ય—કુષ્માંડ, કારેલાં, કળથી, કદલી પત્ર, કાકડી, કાંસ્યપાત્ર, કલિંગ ( તડબુજ ), કરમર્દક (કરમદાં), કુસ્તુંભના પત્રની ભાજી, કંકોડાં (કર્કોટી), કાકમાચી (પીલોડીની ભાજી) અને કાંજી–એ કકારાદિ બાર પદાર્થનો ત્યાગ કરવો. વળી વાંસનો ફણગો, બીલીનું મુળ, અડદના પદાર્થ, ગોળ, મસુર, વાલોળ, વગેરે શીંગો, કડવો ખાટો રસ, સરસવ, ધાન્યામ્લ, સર્વ ઉષ્ણ પદાર્થ લવણ, બોર, અનુપ જંતુઓનું માંસ, વિષ્ટંભી એટલે કબજીકારક પદાર્થ, તિલનો તૈલ, એટલા પદાર્થનો ત્યાગ કરે તો–પારદ સેવન કરનાર મનુષ્ય બુદ્ધિ– બલને કાંતિને પ્રાપ્ત થઇ જરા વ્યાધિથી પણ વિમુકત થઇ સો વર્ષ સુખેથી જીવે.

## ૭૪૦ ઉપરસ લક્ષણ સંખ્યા.

હીંગલોક, ખાપરીયો, હડતાલ, ગંધક, મનશીલ, સુરમો, અભ્રક. શંખ, ટંકણખાર, લોહચુંબક, રાજાવર્ત, ફટકડી, હીરાબોળ, કોડી, લાલુ, ( રેત ), ખડી, હીરાકશી. ગેરૂ, બોદારસીંગ, અને ગોપીચંદન, એટલા ઉપરસ કહ્યા છે–એ કિંચત્ પારાના ગુણયુકત છે.

## ૭૪૧ હીંગલોકશોધન–મારણ–ગુણ.

થેટીના દુધમાં અથવા લીંબુ વગેરે ખાટા રસમાં સાત વાર પલાળી ઘુંટી સુકવી લે તો હીંગલોક શુદ્ધ થાય છે.

શુદ્ધ હીંગલોકના ગુણ—તિકત (તીખો), કષાય (તુરો), અને કટુ (કડવો) છે. નેત્રરોગ, કફ, પિત્ત, ઓકારી, ખસ, તાવ, કમળો, બરોલ, આમવાત અને જ્વરનો નાશ કરે છે.

અન્ય શોધન પ્રકાર:—હીંગલોકને રસ કપુરની પેઠે દસ વૃત્તાંકમાં કે સો વૃત્તાંકમાં શુદ્ધ કરવો, તે આમ કે, વૃત્તાંકમાં છીદ્ર કરી માંહે હીંગલોકનો કટકો ઘાલી કપડ માટી કરી ચાર પાંચ છાણાનો અગ્નીપુટ આપવો. જ્યારે વૃત્તાંક પાકી જાય ત્યારે કાઢીને ફરી બીજામાં, ત્રીજામાં એમ દસ કે સોમાં, શુદ્ધ કરીને વાજીકરણ ઔષધ યોગથી ખાધેલું નપુંસકતાને મટાડે છે.

મારણ:—સો વૃત્તાંક કે સો ડુંગળીમાં શુદ્ધ કરી પછી એક વૃતાંકમાં મુકી સાત કપડમાટી કરી ગજપુટ આપે તો હીંગલોકની ભસ્મ થશે. આ પારા જેવો ગુણદાયક તથા અનુપાન અને પથ્ય પણ પારદવત્ છે. આ હીંગલોક સર્વરોગ નાશક, મૈથુન સમે હર્ષદાયક, બલદાયક અને રસાયન છે.

## ૭૪૨, ગંધક વિધી.

અશુદ્ધ ગંધક:—કોઢ, પીત્ત રોગ, અને ભ્રમ કરે છે તથા વિર્ય બલ, અને રૂપનો નાશ કરે છે માટે સારી રીતે શોધવું.

અશુદ્ધ ગંધકની દોષ શાંતી:—ગાયના દુધ સાથે ગાયનું ઘી સાત દહાડા પીવાથી ગંધક વિકારની શાંતી.

શુદ્ધ ગંધકના ગુણ:—કટુ, તિક્ત, ઉષ્ણવિર્ય, તુરો, સારક, પિત્તકારક, પાક કાલમાં તીખો છે, અને તે ખસ, વિસર્પ (ખરજવું), કૃમી, કુષ્ટ, ક્ષય, બરોલ, કફ અને વાતને મટાડે છે, તથા તે રસાયન એટલે જરા વ્યાધિ નાશક છે.

અનુપાન—માત્રા, (૧) માસાથી દસ માસા પર્યંત ખવાય છે. માથાનું વ્રણ અને માથાના શુલમાં જવ અને કાંજી સાથે વાટીને માથા પર લેપ કરવો.
(૨) ત્રિફલાં ચુર્ણ સાથે ખાવાથી નેત્ર રોગ મટાડે છે. (૩) ગાયના ઘી સાથે વ્રણ રોગને (૪) મધ કે ઘી સાથે નેત્રમાં અંજન કરવાથી નેત્રના ફુલાંને મટાડે છે. (૫) કાળાં મરીના ચુર્ણને ગાયના ઘી સાથે અથવા પીપળીને ગાયના ઘી સાથે કાસરોગ (૬) ભોરીંગણીના ફુલોનું ચુર્ણ અને ઘૃત સાથે શ્વાસ. (૭) મધ પીપર સાથે સ્વરભંગ. (૮) નાગરવેલના પાનના રસ સાથે પાર્શ્વ શુલ (૯) ગોળ સાથે પ્રમેહ (૧૦) આંમળાં સાથે અજીર્ણ (૧૧) સરસીયા તેલ સાથે ખાધેલો ને લેપન કરેલો ખસ વગેરેને (૧૨) શુંઠને ઘૃત સાથે સંગ્રહણી (૧૩) લીંબડાના પંચાંગ ચુર્ણ સાથે અતિ દુસ્તર કુષ્ટ (૧૪) તુલસી રસને ઘી સાથે વાત રોગોનો (૧૫) ગાયના ઘી સાથે પીત્ત રોગનો. (૧૬) ગોળને સુંઠ સાથે કફ રોગોનો

(૧૭) કુષ્ટ અને વિષવિકારમાં પારા ગંધકની કજ્જલી કરી નગોડ (નિર્ગુંડીના) રસ સાથે લેપ કરવાથી વિકાર મટાડે છે. (૧૮) વિશ તોલા શુદ્ધ ગંધક તથા વિશ તોલા જલ ભાંગરાનો રસ એને ખરલ કરતાં કરતાં સુકવી ચુર્ણ કરી તેને મધ ઘી સાથે બે માસ સુધી ખાવાથી વૃદ્ધપણાના રોગથી મુક્ત થઈ શક્તિવાનને વીર્યવાન થાય છે. (૧૯) ગંધકને તેલની સાથે સેવન કરી ( ખાય ) પછી અંગ ઉપર અતીશે તાઢું પાણી, છાંટવું. સીંચવું તો તે કુષ્ટનો નાશ કરે એમાં સંશય નથી.

## ૭૪૩, ખર્પર.

આ ખાપરીયો ખર્પરી તુત્થથી અન્ય છે, એને **રસક** કહે છે, એના ગુણ મોરથુથુના જેવા છે; ઉપરાંત ગુણમાં તે, વિષેશતઃ રક્ત દોષ, ગુદાના રોગ, જીર્ણજ્વર, અતિસાર, અને પ્રદરાદિક અન્ય રોગોને પણ મટાડે છે.

### દોષ.

અશુદ્ધ ખર્પરથી મોરથુથુના જેવા રોગ થાય છે ને તે દોષ ગોમુત્ર પિવાથી મટી જાય છે.

Note:—ખાપરીયાનું સાયંટીફીક નામ **કેલેમાઈન,** Calamine છે. અને તે ઈંગ્રેજી કેમીસ્ટને ત્યાંથી મળે છે. શીવાય સાચો ખર્પર મળતો નથી.

ખર્પર શોધનઃ—મનુષ્ય પુરૂષના મુત્ર સાથે અથવા ગાયના મુત્ર સાથે, દોલાયંત્રમાં સાત દિવસ આંચ આપવી, તેથી શુદ્ધ થઈ સર્વ કાર્ય યોગ્ય થશે.

અનુપાનઃ—કાળા મરીનું ચુર્ણ એક ભાગ, શુદ્ધ ખર્પર બે ભાગ, એ બેઉની અષ્ટ માંસ માંખણ મીશ્રીત કરી એક દિવસ ખરલ કરી પછી લીંબુના રસ સાથે ત્યાં સુધી ખરલ કરવું કે જ્યાં સુધી ઘૃતની ચીકણાસ ન રહે. બાદ એક વાલ પ્રમાણે ગોળી કરી મુકવી. એમાંથી એક ગોળી મધને પીપર સાથે, આ ખર્પરેશ્વર, વિષમજ્વર, ધાતુ ગતજ્વર, અર્શ, પ્રદર, જીર્ણજ્વર, નેત્રરોગ, પિત્તરોગ, લોહી બીગાડ, રક્તાતિસાર, ઈત્યાદિ ઘોર રોગનો નાશ કરે છે. એના પર પથ્ય, ગાયનું દુધ ને ભાત શ્રેષ્ટ છે. "આને લઘુવસંત માલતી પણ કહે છે."

દોષઃ—જે તાલભસ્મ અશુદ્ધ, પીળો, અને ભસ્મ થયેલો અગ્ની પર નાંખવાથી ધુમાડો દે તેવો છે, તે વાત, પિત્તરોગ, કુષ્ટ અને મૃત્યુને પણ કરે છે.

શાંતિઃ—ભૂરા કોહોળાનો રસ અથવા કડવી નાહીનો રસ, અથવા જવાસાનો રસ, અથવા જીરૂ અને સાકર સેવન કરે તો, અશુદ્ધ, અપકવ, હડતાલ દોષથી મુક્ત થાય.

અનુપાનઃ—(૧) ગળોના ચુર્ણ સુક્તા કે ગળોના ક્વાથ સાથે વાત સક્ત અને કુષ્ટ મટાડે છે (૨) ભૂરા કોહોળાના રસ સાથે ખસ, ઉપદંશ, વિસર્પ વાત સક્ત ભગંદર, વિસ્ફોટક અને મંડલ કુષ્ટને (૩) હળદરના ચુર્ણ સાથે રક્ત પિત, અને લોહી વિકાર જન્ય રોગ, (૪) આદાના રસ સાથે વાતરોગ, શલ, સુતિકા, (૫) સાકર કે ખાંડમાં વિષમા-

દિક સર્વ જ્વર, પાંડુ, ક્ષય, કાસ, (૬) મધ પિપરમાં અગ્નીમાંદ્ય, (૭) જાવંત્રી ને કેશરમાં પ્રતિ સ્યાય, (નજલો, સળેખમ), (૮) બકરીના મુત્ર કે સમુદ્ર ફલ સાથે જલોદર, (૯) જાયફલ સાથે શારિરની નીર્બલતાને (૧૦) તાંબુલ સાથે ક્ષયને, તાંબુલ સંજ્ઞા=પાનપર ચુનો, કાથો, સુપારી, એલચી, લવીંગ, તજ, તમાલ પત્ર, જાયફલ, ચીણીકબાબ, કેશર, કસ્તુરી, કપુર અને જાવંત્રી, એ તેરવાના યુકત નાગરવેલીના બીડાંને તાંબુલ કહે છે. (૧૧) હરડેમાં, ઉર્ધ્વશ્વાસ. (૧૨) શુંઠમાં આલસ. (૧૩) ત્રિસુગંધ સાથે મુખ દુર્ગંધી, (૧૪) તુલસી રસ સાથે અનેક પ્રકારના પ્રમેહ. (૧૫) ગાયના દુધ સાથે, વિર્ય વૃદ્ધી (૧૬) લવીંગ, તજને કપુર સાથે અથવા નાગરવેલના અરધા પાન સાથે અતિશે વિર્ય વૃદ્ધિ કરે છે.

હરતાલ શેવીને પથ્ય:—ગાયના દુધમાં સાકર નાખી તે સાથે ડાંગરના ચોખાનો ભાત અતી પથ્ય છે અને તે પણ થોડોજ ખાવો, આ સ્વપાહાર સુખકારક છે, ગાયના દુધ સાથે સીરો (लप्सिका) ખાવો, પાણી થોડું પીવું, સાંજે વાળુમાં લવણ વિનાની ખીચડી ખાવી, સ્ત્રીનો ત્યાગ કરવો. સાકર ખાવી, હરતાલ ખાધા પછી બે મૂહુર્ત એટલે ચાર ઘટીકા સુધી તરસ લાગી હોય તો પણ પાણી ન પીવું. આ પ્રમાણે હડતાલ સેવે તો સુખી થાય.

## ૭૪૪, હડતાલ.

શુદ્ધ હડતાલના ગુણ:—શરિરની કાંતિ, વિર્યવૃદ્ધિ, તથા આયુષ્ય વૃદ્ધિ કરે છે, તેમજ કુષ્ટ, અલ્પ મૃત્યુ, અને જ્વરાદિ રોગોનો નાશ કરે છે.

મારણ:—શોધેલી પત્રી હડતાલને સાટોડીના રસ સાથે એક દિવસ, ખરલ કરી ગોળો કરી સુકાવી લેવો પછી એક માટલાની મધ્યે સાટોડીનો, ખારમો સુધી ભરી તેની વચ્ચે પ્રથમ ગોળો મુકી દેવો ને પછી માટલીનું મુખ બંધ કરી ચુલા પર ચડાવી નિરંતર પાંચ રાત દહાડા સુધી ક્રમ વૃદ્ધિ એ એટલે પ્રથમ એક દિવસ મંદ, પછી ક્રમથી વધારે વધારે આંચ આપવી. એમ પાંચ રાત દહાડામાં શુદ્ધ હડતાલ ભસ્મ થશે.

માત્રા:—એક રતીભાર યથાયોગ્ય રોગોપર અનુપાન યુક્ત આપવી.

(૨) દ્રોણ પુષ્પી (કુબીના) રસમાં સારી પેઠે ખરલ કરી સુકવી ડમરૂ યંત્રમાં મુકી ચાર પહોર આંચ આપવી. જ્યારે પોતાની મેળે યંત્ર તાઢો થાય ત્યારે ઉખાડી યંત્રમાં ઉપરની માટલીમાં લાગેલો હડતાલનો ભૂકો લઈ તેને પૂર્વવત્ કોબીના રસમાં ખરલ કરી પૂર્વવત્ આંચ આપવી એમ એકવીશ આંચમાં હડતાલ ભસ્મ થશે, એજ પ્રમાણે કુંવારપાઠાના રસમાં ખરલ કરી કરી આંચ આપવી અને જ્યાં સુધી ઉડતો રહે ત્યાં સુધી આંચ આપતા જવી. જ્યારે સ્વચ્છ ધોળી ચંદ્રમાં સરખી ભસ્મ થઈ જાય ત્યારે યથા યોગ્ય રોગો ઉપર આપવી.

હડતાલ ભસ્મના ગુણ:—કુષ્ટરોગ, કફ સંબંધીરોગ, તથા પીત્ત સંબંધી રોગ, ગુદાના રોગ, સર્વ વાતરોગ, સર્વ પ્રમેહ અને સર્વ જ્વરાદિ રોગોનો નાશ કરે છે.

## ૭૪૫, મનશીલ.

આ હડતાલનોજ એક ભેદ છે.

શોધન:—(૧) મનશીલને વાટી ખરલમાં નાંખી આદાના રસમાં પલાળી, ખરલ કરતાં કરતાં સુકવી નાંખવી. એ પ્રમાણે સાત ભાવના દેવાથી શુદ્ધ થાય છે. (૨) અથવા ગાયની તક્ર એટલે દહીંમાં ચતુર્થાંશ પાણી મીલાવી વલોવી, છાશ કરવી તેમાં પલાળી એક પ્રહર ખરલ કરવી. તો શુદ્ધ થાય છે.

ગુણ:—શુદ્ધ મનશીલ તાવ, નેત્રરોગ, શ્વાસ, કાસ, ભૂતભય, કફ મુત્રકૃચ્છ્ર, વિષ અને કુષ્ટ નસાડે છે.

અશુદ્ધ દોષ:—મનુષ્યને બલહીન કરે છે તથા મલાવરોધ, મુત્રાવરો, મુત્ર શર્કરા, મુત્રકૃચ્છ્ર ઇત્યાદિ રોગો કરે છે.

શાંતિ:—ગાયના દુધમાં મધ મેળવી ત્રણ દિવસ પીઓ તો અશુદ્ધ મનશીલના દોષથી મુક્ત થાય.

અનુપાન:—(૧) લીંડી પીપર, લીંબડાની લીંબોળી અને મનશીલ એ ત્રણેને કારેલીના રસ સાથે ઘુંટી ગોલી કરી માત્રાસર ખાવાથી ત્રિદોષ જ્વરને પણ મટાડે છે. (૨) મનશીલથી બમણું શંખ ચુર્ણ અને મનશીલથી અર્ધ કાળાં મરીનું ચુર્ણ, મરીના ચુર્ણથી અર્ધ ભાગ સૈંધવ લુણ, એ સર્વને એકત્ર સુક્ષ્મ કરી ખરલ કરી અંજન કરવું તેથી નેત્ર રોગ મટે છે. તથા મધ સાથે અંજન કરવાથી વિચટરોગ, (૩) તિમીર (૪) અને ફુલાને મટાડે છે. તથા (૫) દહીંના પાણી સાથે અર્બુદ (રસોળી) (૬) લીંડી પીપર, કાળાં મરી અને મનશીલની પાણીમાં પીસી ગોલી કરી સુકવી પછી તેને પાણી સાથે ઘશી અંજન કરવાથી ભૂગ્ન નેત્ર સન્નિપાત, ભૂતોન્માદ, અને તાવ વગેરે રોગોને મટાડે છે. (૭) સોનાના વરક સાથે વિષ. (૮) અરડુસાના રસમાં સુંઠ, મરી, પીપર, મીલાવીને સંઘાતે મનશીલ ખાવાથી કફને ઉધરસ. (૯) મનશીલ, એલચી, સુરમો, હીરાકશી, ઘરના ઉપર લાગેલો ધુમાડો (બાવા, કાજલ,) મોથ, રાળ, લોધર અને ગારોચન અથવા હલદર એકત્ર વાટી સરસીયા તેલની સાથે લેપ કરવો તેથી કિલાસ કુષ્ટ, કિટતી, દાદર, મહાકુષ્ટ, ખસ ભગંદર, ઇંદ્રલુપ્ત, અને અર્શન મટાડે છે.

## ૭૪૬, અભ્રક.

શ્વેત, પીળો, રાતોને કાળો એમ ચાર જાતનો અભ્રક થાય છે. તેમાંથી કાળા રંગનો અભ્રક રોગ પ્રયોગમાં કામમાં આવે છે. આ ચાર ભેદ કહ્યા તેના પણ પાછા પ્રત્યેકના ચાર પ્રભેદ છે. જેમકે પીનાક, દુર્દુર, નાગ, અને વજ્ર. એ ચાર ભેદ પ્રત્યેકમાં જુદા જુદા છે. આમાં જે પીનાક છે તે અગ્નીમાં તપાવવાથી. તેનાં જુદાં જુદાં પતરાં થઇ જાય છે, તે જો અજ્ઞાનથી ખાવામાં આવે તો મહાકુષ્ટને ઉપજાવે. દુર્દુર અગ્નીમાં તપાવવાથી દેડકાના જેવા શબ્દ કરે છે અને તેના ફોદા ફોદા જેવા થઇ જાય છે તે ખાવાથી મૃત્યુ દાયક થાય છે. નાગ અગ્નીમાં તપાવવાથી નાગ જેવો ફુત્કાર, ફુંફાડો કરે છે, તે ખાધેલો ભગંદરને કરે છે. વજ્ર, અગ્નીમાં તપાવવાથી વજ્ર જેવો એટલે જેવોને તેવો રહે છે. રૂપાંતર પામતો નથી, તે સર્વ અભ્રકોમાં શ્રેષ્ટ છે. તે માટે કૃષ્ણાભ્રકમાં પણ વજ્ર જાતીનોજ લેવો. આ રોગોનો, વૃદ્ધપણાનો તેમજ અલ્પ મૃત્યુનો પણ નાશક છે.

શોધન—ઉકત અભ્રકને અગ્નીમાં તપાવી ગાયના દુધમાં છમકારી દેવું, પછી તેના જુદાં જુદાં પત્રાં કરી તાંદળજાના રસમાં અને કોઇપણ ખાટા રસમાં ૮ આઠ પ્રહર સુધી પલાળી રાખવું તો અભ્રક શુદ્ધ થાય છે. પછી તેનો ધાન્યાભ્રક કરીને निश्चंद्रक મારવું.

ધાન્યાભ્રક વિધી—(૧) જે પ્રથમ શુદ્ધ કરેલો પલાળેલો અભ્રક છે તેને કાંજીની સાથે સારી પેઠે વાટી અભ્રકથી ચતુર્થાંશ આખી ડાંગર તેમાં મેળવી કામળામાં બાંધી લેવું. પછી એક માટીના કુંડામાં કાંજી ભરી તેમાં તે કામળામાં બાંધેલા અભ્રકને હાથથી ચોળવું. ચોળતાં ચોળતાં જે અભ્રક તે કાંજીમાં પડે તે ધાન્યાભ્રક થાય છે. (૨) અભ્રકને અગ્નીમાં તપાવી બોરફલના ઉકાળામાં બુઝાવવું પછી સારી પેઠે ખરલ કરી સુકવી લેવું. આ ધાન્યાભ્રકથી પણ શ્રેષ્ટ થાય છે.

મારણ—(૧) શોધેલા ધાન્યાભ્રકને આકડાના દુધ સાથે ખરલ કરી ગોળો કરી સુકવી તે ઉપર આકડાનાં પાંદડાં લપેટી સરાવસંપુટમાં બંધ કરી ગજપુટ આંચ આપવી એવી સાત પુટો આપવી. પછી વડની વડવાઇના ઉકાળાની ત્રણ પુટો આપવી તો રાતું અભ્રક ભસ્મ થશે. એને સર્વ ઔષધોપયોગમાં લેવું. જો નિશ્ચંદ્ર ન હોય તો બીજી પણ વડવાઇની પુટો આપવી ને નિશ્ચંદ્ર કરવું.—

(૨) સુગમપ્રકાર—વજ્ર જાતિના કૃષ્ણાભ્રકને શુદ્ધ કરી બોરફળ (બદળી ફળ)ના ઉકાળામાં પલાળી વાટી તેમાં તે અભ્રકથી અર્ધો સુરોખાર અને સુરાખારથી સમભાગ ગોળ (ગુડ) મીલાવી ખરલ કરી તેની બાટી જેવી ટીકડી બનાવી સુકવી સરાવ સંપુટમાં બંધ કરી એક મહાપુટ દેવી પછી તાઢી થયે કાઢી વડવાઇના ઉકાળા સાથે ખરલ કરી પ્રથમ પ્રમાણે સંપુટમાં મુકી ગજપુટ આપવી. એવી પાંચ પુટોમાં શુદ્ધ રક્ત ભસ્મ થશે.

(૩) નાગરમોથ એક ભાગ, શુંઠ એક ભાગ, શુદ્ધ અભ્રક છ ભાગ લઇ કાંજી અને ચિત્ર રસમાં એક દિવસ ખરલ કરી સરાવસંપુટમાં ગજપુટ આપવું. પછી ત્રિફલાના ઉકાળા સાથે ખરલ કરી ત્રણ પુટો આપવી. પછી બોલના રસ સાથે એટલે બલ બીજના ઝાડના પત્રના રસ સાથે ખરલી ત્રણ પુટો દેવી, પછી ધોળી મુસળીના ઉકાળાના ત્રણ પુટ અને સુરણના રસની ત્રણ પુટો તથા તુલસી રસની ત્રણ પુટો દેવી તો અશુદ્ધ રક્ત અભ્રક ભસ્મ થશે.

(૪) આ પ્રમાણે જુદી જુદી વનસ્પતીમાં ૧૦૦૦ પુટ આપવા.

(૫) અથવા કુંવારના રસનાજ સહસ્ર પુટ આપવા.

## ગુણ—

શુદ્ધ અભ્રક ભસ્મ—તુરૂં, મધુર, શીતલ, આયુષ્ય, શરીરની સપ્ત ધાતુઓની વૃદ્ધી કરનારૂં, તથા ત્રિદોશ, વ્રણ, પ્રમેહ, કુષ્ટ, પ્લીહા, જલોદર, વગેરે ઉદરરોગ, ગ્રંથી (ફોલ્લા),

વિષ, અને કૃમીરોગનો નાશ કરે છે; તેમજ સર્વ રોગોનો નાશ કરી શરીરને દ્રઢ કરે છે. વિર્યની વૃદ્ધિ કરે છે, જેથી અભ્રકસેવી મનુષ્ય પુરૂષ અનેક રમણીઓને નિત્ય રમાડી દિર્ઘાયુષી પુત્રોને ઉત્પન્ન કરી શકે છે. નિરંતર સેવન કરેલું આ અભ્રકભસ્મ મૃત્યુભયને પણ મટાડે છે—

## દોષઃ—

જે અભ્રક સારી રીતે શોધેલ નથી અને ચંદ્રિકાયુક્ત કાચો છે–સારી રીતે મરેલો નથી તેના દોષકથનઃ—અશુદ્ધ અને અસિદ્ધ એટલે કિંચીત કાચો અભ્રકભસ્મ, માણસના શરીરમાં અનેક પ્રકારની પીડા કરે છે તથા કુષ્ટ, ક્ષય. પાંડુ, શોથ, હૃદય, અને પાર્શ્વશૂલ (પીડા) અને ભારે સંતાપને આપે છે.—

## દોષશાંતિઃ—

આંમળાં પાણીમાં વાટી પીએ તો ત્રણ દિવસમાં અભ્રક વિકાર મટે.

## અનુપાનઃ—

માત્રાઃ—એક, બે ત્રણ કે ચાર, રતી સુધી અભ્રકભસ્મ અનુપાન સાથે આપવું.

મધ પીપર સાથે (૧) વાતરોગ, (૨) પિત્તરોગ, (૩) કફરોગ, (૪) કુષ્ટ, (૫) જીર્ણજ્વર, (૬) અરૂચી, (૭) કફક્ષય, (૮) પ્રમેહ, (૯) કાસ, (૧૦) શ્વાસ, (૧૧) વિષ, (૧૨) ભ્રમ (એટલે જે રોગમાં શરિરાદિ સર્વ પદાર્થ ફરતાં દેખાય છે તે) (૧૩) કમલો (૧૪) વાયુગોલો, (૧૫) પાંડુ, અને સંગ્રહણીનો નાશ કરે છે.

(૨) વાવડંગ, શુંઠ, મરી, અને પીપર સાથે ખાધેલું શુદ્ધ અને વિર્યવૃદ્ધિ કરી, પાંડુ ગ્રહણી, શુલ, ક્ષય, શ્વાસ, અરૂચી, આમ, કુષ્ટ, મંદાગ્ની, કોષ્ટ, શુલ, મેહ, કાસને કાપે છે. (૩) શીલાજીત, પીપરનું ચુર્ણ અને મધ સાથે સર્વ પ્રકારના પ્રમેહોનો અને (૪) સોનાના વરક સાથે ક્ષય રોગનો નાશ કરી ધાતુવૃદ્ધી કરે છે. (૫) હરડેને ગોળ સાથે વાતરકત (૬) દાડમની છાલને સાકર સાથે રકતપિત્ત ટાળે છે. (૭) ત્રિકટુ, ત્રિફલાં, ત્રિસુગંધ, સાકર અને નાગકેસર સાથે મધ સંયુકત ખાવાથી ક્ષય ને પાંડુ નાશ પામે છે. છે. (૮) ભોંય આમલી, સાકર, ગોખરૂ, અને એલચીના ચુર્ણમાં ગેહુંવ યુકત ખાવાથી કૃચ્છ અને પ્રમેહ. (૯) સાકર ને ગોળનો સત્વ યુકત પ્રમેહ (૧૦) ત્રિફલા, મધ ઘૃતયુકત વિર્યવૃદ્ધિ અને નેત્ર રોગ ટાળે છે. (૧૧) ભીલામા સાથે અર્શ. (૧૨) ભાંગયુકત સ્તંભન. (૧૩) ભારંગી, પુષ્ટરમુલ, શુંઠ, આસન, અને મધયુકત વાતરોગ. (૧૪) કાયફલ, પીપર, મધયુકત કફરોગ, (૧૫) સર્વ ક્ષારો સાથે ખાધેલું જઠરાગ્નીને પ્રદિપ્ત કરી મુત્રાઘાત અને મુત્રકૃચ્છનો નાશ કરે છે (૧૬) લવિંગ–મધ સાથે વિર્યવૃદ્ધિ, (૧૭) ગાયનું દુધ ને સાકર સંયુકત પિત્ત રોગને ટાળે છે.

## ૭૪૭. રત્ન પ્રયોગ—

રત્ન સંખ્યાઃ—૧ હીરા, ૨ મોતી, ૩ વૈદૂર્ય (એને લસણીઓ અને તોરમલ્લી પણ કહે છે), ૪ પદ્મરાગ (આને માણેક પણ કહે છે,) ૫ પુષ્પરાજ (આને પુખરાજ પણ કહે છે,) ૬ ગોમેદ (આને પીરોજો પણ કહે છે) ૭ નીલ (આને ઈંદ્રનીલ અને નીલમ પણ કહે છે,) ૮ ગારૂત્મત (આને પાપ અને પન્ના પણ કહે છે,) ૯ પ્રવાલ, આ નવ મહારત્ન છે.

હીરક લક્ષણ ભેદઃ—ધોળો બ્રાહ્મણ, રાતો ક્ષત્રિ, પિળો વૈશ્ય, કાળો શુદ્ર, એમ ચતુર્વર્ણાત્મક હીરો છે.

વર્ણભેદ કાર્યભેદઃ—બ્રાહ્મણ વર્ણ હીરો રસાયનમાં માન્યો છે, આ સર્વસિદ્ધિ દાયક છે. ક્ષત્રિય વ્યાધિનાશક-જરા ને અલ્પ મૃત્યુ હરનારો છે; વૈષ્ય ધન દેનારો ને દેહને દ્રઢ કરનારો છે ને શુદ્ધ હીરો રોગોનો નાશ કરે છે તથા વય એટલે અવસ્થાનું સ્તંભન કરે છે.

હીરાના જાતિભેદઃ—જે હીરો ફ્લાકાર, ગોળ, સંપૂર્ણ તેજયુકત મોટો છે તથા રેખાને બીંદુ રહીત છે તે પુરૂષજાતિ હીરો છે. જે રેખાબીંદુ સહીત છખુણીયો છે તે સ્ત્રી, જે ત્રિકોણને લાંબો છે તે નપુંસક છે. આ ત્રણેમાં પુરૂષ હીરો. શ્રેષ્ટ છે. અને તે પારાનો બાંધનારો છે. સ્ત્રીજાતિનો હીરો સ્ત્રીનેજ સુખદાયક અને તેનાજ શરીરના તેજનો વધારનારો છે. નપુંસક પરાક્રમહીન નકામો નિઃસાર છે માટે નિરૂપયોગી છે, સ્ત્રીને સ્ત્રીજ જાતિનો, નપુંસકને નપુંસક અને પુરૂષ જાતિનો હીરો સર્વને આપવો તે વિર્યવર્ધક છે.

અશુદ્ધ હીરક દોષઃ—અશુદ્ધ હીરો કુષ્ટ, પાર્શ્વપીડા, પાંડુ, પંગુલત્વ, કરે છે માટે શોધન કરવો.

શોધનઃ—કળથી અને કોદ્રાના ઉકાળામાં દોલાયંત્રમાં ત્રણ દિવસ સુધી-ભોરીંગણી (વ્યાઘ્રીકંદ)ના મુળમાં હીરાને રાખી પકાવવો-તો શુદ્ધ થશે.

મારણઃ—(૧) કળથીના ઉકાળામાં હીંગ અને સંધવલુણ મેળવી હીરાને તપાવી તેમાં એકવીશવાર છમકારવાથી ભસ્મ થશે.

(૨) ઘેટાનું શીંગડું. સાપનું હાડકું, કાચબાની પીઠનું હાડકું, અમ્લવેતસ, સસલાના દાંત, એ સઘળાને થોરના દુધમાં ખરલ કરી ગોળો કરી તે ગોળાની વચ્ચે હીરો મુકી ધમણ વડે ધમવાથી હીરો ભસ્મ થાય છે.

હીરક ભસ્મ ગુણઃ—आयुः पुष्टिं बलं वीर्यं वर्णं सौख्य करोति च। सेवितं सर्वरोगघ्नं मृतं वज्रं न संशयः ॥

અવશિષ્ટ રત્નવિધીઃ—જેમ હીરાનું શોધન મારણ કહેલું છે, તેમજ સર્વ રત્નોનું કરવું અને તે શોધેલ-મારેલના ગુણ આ પ્રમાણે છે.

રત્નગુણ:—સર્વમણી પરાક્રમમાં શીતલ, અને તુરા છે, તથા રસ સમયમાં મધુર છે, તથા નેત્રોના હીતકારક, લેખન, સારક, અને વિષહારક છે.

અશુદ્ધરત્ન દોષ અને શાંતી:—અશુદ્ધ હીરાદીક સર્વ રત્ન ખાવાથી દેહમાં દાહ, પાંડુ કિલાસ, પાર્શ્વશુલ, અને બીજા પણ અનેક રોગો કરે છે; તેની શાંતી અર્થે મધ, ઘી, ને સાકર સંયુકત ગાયનું દુધ સાત દિવસ પીવું તો દોષમુકિત.

હીરાના અનુપાન:—(૧) ખેરના ઉકાળા સાથે હીરાની ભસ્મ ખાવાથી કુષ્ટ મટે છે. (૨) મધને આદા સાથે વાત સંબંધી રોગો ટળે છે. (૩) પીપરને મરીના ચુર્ણયુકત અરડુસાના રસ સાથે ખાધેથી કાસ, શ્વાસ, અને કફનો નાશ કરે છે. (૪) મધ ઘી સાથે પુષ્ટાઇ (૫) સાકર સાથે પરસ્વેદ ટાળે છે. (૬) ગોમુત્ર સાથે સુવારોગ, (૭) આ પ્રમાણે જે રોગનાશક જે ઔષધ હોય તે પ્રમાણે અનુપાન વિચારી દેવાથી આ હીરાની ભસ્મ સર્વ રોગને ટાળે છે.

## ૭૪૮. પ્રવાલના અનુપાન—

(૧) મધ પીપર સાથે શ્વાસ, કાસ; જીર્ણજ્વર, કોષ્ટવાયુ, ને હેડકીને મટાડે છે. (૨) કડુ, કરીયાતુ, ને હરડે સાથે દારૂણજ્વર (૩) પોકલ કેળાંના ફુલ સાથે ધાતુક્ષય. (૪) સાકર દુધ સાથે પીત્તરોગ. (૫) ગુલકંદ સાથે ઉરક્ષત–(**गुलकंद विधी** ગુલાબ તેમજ સેવંતીના ફુલોનું થાય છે. વિધી આ છે કે–ગુલાબના ફુલોની ફકત પાંખડીજ લઇને તેનાથી બમણી ખાંડ તેમાં મેળવી માટીના પાત્રમાં ભરી મોં બંધ કરી તડકામાં મુકવું. ફરી પાંચ દહાડા પછી એને થોડો ચોળી તડકામાંજ મુકી રાખવું. એમ પંદર દહાડામાં ઉત્તમ ગુલકંદ તૈયાર થશે. ) (૬) તાંબુલ સાથે કૃષતા (૭) મધને ત્રિફલા અથવા મધને ચોખાના ધોવણ સાથે મુત્ર કૃચ્છ. (૮) ઘી સાકર સાથે ધાતુપુષ્ટી. (૯) ગાયના ધારોષ્ણ દુધ સાથે પ્રદર. (૧૦) મધ, સાકર, તુલસીરસ સાથે વાત વ્યાધિઓ. (૧૧) તુલસીનો રસ ને ઉંદરની લીંડી સાથે પ્રવાલ અંજન કરવાથી રતાંધળો રોગ મટે છે. (૧૨) સાકરને આદાના રસ સાથે પિત્ત કાસ. (૧૩) એજ પ્રમાણે અન્ય રોગોપર અનુપાન યોજવાં.

## ૭૪૯. ઉપરત્ન—

કાચ, પાષાણ, મોતીની છીપ, અને શંખ ઇત્યાદિ બહુએ છે, એમના ગુણ રત્નોના જેવાજ છે પરંતુ વિશેષ એટલો છે કે રત્નોથી આ ઉપરત્નોના ગુણ કિંચીતહીન છે.

## ૭૫૦. વિષ–નામ–લક્ષણ:—

વત્સનાભ, હારિદ્રક, સકતુક, પ્રદીપન, સૌરાષ્ટ્રીક, શૃંગીક, કાલકુટ, હાલાહલ, અને બ્રહ્મપુત્રક એ નવ વિષના ભેદ છે.

(૧) વત્સનાભ સ્વરૂપ:—જેનાં પાંદડાં નગોડના જેવાં થાય છે અને આકાર જેનો

વાછડાની નાભી સરખો થાય છે. અને જેના પડખાંમાં બીજાં ઝાડની વૃદ્ધી થતી નથી તેને વત્સનાભ કહે છે.

(૨) હારિદ્રકઃ—જેનું મુળ હળદર જેવું હોય તે હારિદ્રક. આ વિષ સરયુના ઉત્તર દેશમાં બહુધા થાય છે.

(૩) સકતુકઃ—જે વિષની ગાંઠમાં સાતુ જેવું ભરેલું હોય છે તેને સકતુક કહે છે આ બહુધા કરીને ઉત્તર ગોકરણમાં થાય છે.

(૪) પ્રદીપનઃ—જે વર્ણમાં લોહીત લોહી જેવું રાતું અગ્ની સરખુ પ્રકાશમાન્ અને મહાન્ દાહ કરનાર છે તેને પૂર્વાચાર્ય પ્રદીપન કહે છે.

(૫) સૌરાષ્ટ્રીકઃ—આ સૌરાષ્ટ્ર દેશમાં ઉપજે છે જેને સોરઠ પ્રાંત કહે છે.

(૬) શૃંગીકઃ—ગાયના શીંગડામાં જેને બાંધવાથી ગાયનું દુધ લોહી થઇ જાય તે શુંગીક વિષ, એમ દ્રવ્ય તત્વજ્ઞો કહે છે.

(૭) કાલકુટઃ—પીપલના ઝાડ જેવાં ઝાડના ગુંદરને કાલકુટ કહે છે. આ ઝાડ શૃંગબેરક્ષેત્રમાં કોકણમાં અને મલયાચલ પર્વતમાં થાય છે.

(૮) હાલાહલઃ—જેનું ફલ ગાયના સ્તવન જેવું હોય છે અને ફલોના ઝુમખા લાગે છે, જેનાં પાંદડાં તાડપત્ર જેવાં હોય છે, જેના કરીને તેના પડખાનાં ઝાડ વગેરે બળી જાય છે. તેનું નામ હાલાહલ છે. એ કિષ્કીંધા, હિમાચલ, અને દક્ષિણ સમુદ્રને કાંઠે કોકણમાં પણ થાય છે.

(૯) બ્રહ્મપુત્રઃ—જે વર્ણમાં અને સારમાં કપીલવર્ણ હોય છે તે બ્રહ્મપુત્ર–આ મલયાચલમાં ઉત્પન્ન થાય છે.

વિષના વર્ણભેદ જાતિભેદ;—ધોળું બ્રાહ્મણ, રાતું ક્ષત્રિય, પીળું વૈષ્ય; અને કાળું શુદ્ર છે, બ્રાહ્મણ રસાયનમાં, દેહપુષ્ટી સારૂ ક્ષત્રિય, કુષ્ટ મટાડવા સારૂં વૈસ્ય, અને વધ ( મારવા ) સારૂ શુદ્ર આપવું.

## ૭૫૧. વિષના ગુણ—

વિષ—પ્રાણનાશક છે તથા વ્યવપિ એટલે સર્વ શરીરમાં પોતાના ગુણથી વ્યાપ્ત થનાર અને વિકાશી એટલે પરાક્રમ શોષીને સાંધા શીથીલ કરનાર છે; આગ્નેય એટલે અગ્નીનો ભાગ જેમાં અધિક છે, તથા વાત અને કફનાશક છે; યોગવાહી એટલે જેવી ઔષધીનો સંગ પામે તેવાજ ગુણયુકત થાય છે; મદાવહુ—તમોગુણની અધિકતાથી બુદ્ધિ ભ્રષ્ટકારક છે; તેજ વિષ જ્યારે યુકિતપૂર્વક આપવામાં આવે ત્યારે પ્રાણદાતા, રસાયન યોગથી શ્રેષ્ટ ગુણદાતા, ત્રિદોષનાશક, શરીરની સાત ધાતુ અને વિશેષે કરી વિર્યવર્દ્ધક હોય છે. અશુદ્ધ વિષમાં જે દુર્ગુણ છે તે શોધવાથી જતા રહે છે માટે વિષને શોધીને ઉપયોગમાં લેવાં.

વિષોનું શોધનઃ—ગાયના મુત્રમાં ત્રણ દિવસ પલાળી રાખવાથી તથા રાતા સરસવના તેલથી પલાળેલા વસ્ત્રમાં રાખવાથી, તેમ ગાયના દુધ સાથે દોલાયંત્રમાં એક દિન પકાવવાથી પણ શુદ્ધ થાય છે.

## ૭૫૨. ઉપવિષ—

આકડાનું દુધ, થોર ( સ્નૂહી )નું દુધ, કલીહારી ( લાંગડી ), કરેણ, ચણોઠી, અફીણ, અને ધંતુરો એ સપ્ત ઉપવિષ જાતી છે.

(૧) અર્કક્ષીર ગુણઃ—તિકત, ઉષ્ણ, ચીકણું, ખારૂં ને હલકું છે, તથા કુષ્ટ, ગુલ્મ તથા ઉદરરોગોનું નાશક છે, તેમ શ્રેષ્ટ વિરેચન છે.

(૨) સ્નૂહીક્ષીરઃ—ઉષ્ણવિર્ય, સ્નીગ્ધ ( ચીકણું ), કટુક, અને લઘુ ( હલકું ) છે, તથા જે મનુષ્યોને ગુલ્મ, કુષ્ટ, ઉદરરોગ અને બીજા કોઈ એવા દીર્ઘ રોગ છે તેને વિરેચન લેવા સારૂ ઉત્તમ છે.

(૩) કલીહારીઃ—સારક, તથા કુષ્ટ, શોથ, અર્શ, વ્રણ, અને શુલનાશક છે, તેમજ સક્ષાર, કફનાશક, તિકત, તુવર, તીક્ષ્ણ, ઉષ્ણ, કૃમીનાશક, હલકી ( લઘુ ), પિત્તકારક અને ગર્ભપાત કરનાર છે.

(૪) કણેર (કરવીર):—બે પ્રકારની કણેર; તિકત, કષાય, કટુર, વ્રણને સુક્ષ્મ કરનાર, તથા નેત્રકોપ, કુષ્ટ અને વ્રણનાશક, ઉષ્ણવિર્ય, કૃમી અને કંડુઘ્ન, અને ખાધેલું વિષ તુલ્ય જ છે.

(૫) અફિણઃ—શોષણ દેહને સુકાવનારી, ગ્રાહી, મલને બાંધનારી, કફનાશક, વાત-પિત્તકારક છે, તેવાજ ગુણવાળા ખસખસના ડોડા પણ છે, ખસખસના ડોડાના ફોતરાના ગુણઃ—ફોતરાં શીતલ, હલકાં (લઘુ ) ગ્રાહી, તિકત, કષાય, વાતકારક, કફ અને રકત વિકાર-નાશક, શરિરની ધાતુઓનું શોષક, રૂક્ષ, મદકારક, વાણીવર્ધક, વારંવાર મુર્છાકારક, રૂચિકારક, અને બહુ સેવન ( ખાવાથી ) પુરૂષત્વનાશક પણ છે.

(૬) ધતુરઃ—મદકારક, જઠરાગ્ની વર્ધક, વાતકારક, જ્વરને કુષ્ટ નાશક, કષાય, મધુર તિકત જુ અને લીંખોનો નાશક, ઉષ્ણ, ગુરૂ, તથા વ્રણ, ખસ, કફ, કૃમી અને વિષનો પણ નાશક છે.

(૭) ચણોઠીઃ—બન્ને જાતની ચણોઠી, કેશવર્ધક છે તથા વાત–પિત્ત જ્વર, મુખ શોષ, શ્રમ, શ્વાસ, તૃષ્ણા ( તરસ ) નશાનો વિકાર, અને નેત્રરોગને મટાડે છે; સ્ત્રીસંગમાં હર્ષ કરનારી તથા બલદાયક છે; આ રાતી અને ધોળી બેઉ ચણોઠીયો કંડુ ( ખસ ), વ્રણ ( ઘા, નાસુર વગેરે ), કૃમી, ઈંદ્રલુપ્ત અને કુષ્ટનો પણ નાશ કરે છે.

## ૭૫૩. સોમલવિધાન—

સોમલને દોલા યંત્રમાં તાંદળજાના રસ સાથે એક પહોર પચાવવું એટલે શુદ્ધ થશે.

પછી ઇચ્છા હોય તો મારવું. અશુદ્ધ સોમલ વાંતી ભ્રમાદિક રોગોને ઉત્પન્ન કરે છે માટે શુદ્ધ કરીનેજ ઉપયોગમાં લેવું. જો કદાપી અશુદ્ધ સોમલ ખાવાથી બગાડ થયો હોય તો ગાયનું ઘી પીવું અથવા તાંદળજાનો રસ ને સાકરનું સેવન કરવું.

મારણ—(૧) અપામાર્ગ એટલે અઘેડાના પંચાંગ લઈ બાળવાં જ્યારે સારી રીતે બળી ધુમાડા રહિત થાય ત્યારે તે અંગારા એક ખાડામાં કે એક માટીના વાસણમાં ભરી તેનું મુખ બંધ કરવું જ્યારે તે ઓલાઇ પોતાની મેળે ઠંડુ થાય ત્યારે તે રાખને સારી પેઠે ચોળી ઝીણી કરી એક માટલીમાં અર્ધ સુધી ભરી દબાવી દ્રઢ કરી તેની ઉપર સોમલનો કટકો મુકી તે ઉપર ફરી બાકીની રાખ ભરી દબાવી વાસણનું મોઢું બંધ કરી ચુલા પર મુકી મંદ, મધ્ય, તીક્ષ્ણ એમ ક્રમ વૃદ્ધિ અગ્ની ૮ આઠ પ્રહર આપી પછી સ્વતઃ શીતલ થયા કેડે યુક્તિપૂર્વક રાખ દુર કરી ભરેલા ચુના જેવો સોમલ ખાર લઈ લેવો.

(૨) સંખીઆને અર્ક દુધ સાથે એક પ્રહર સુધી ખરલી પછી ઉર્ધ્વપાતન યંત્ર એટલે ડમરૂ યંત્રમાં મુકી આઠ પહોર સુધી આંચ આપવી પછી પોતાની મેળે ઠંડુ થાય ત્યારે ઉઘાડી ઉપરના વાસણમાં લાગેલ ચંદ્રમા જેવું ધોળું સંખીયાનું જોહર લઇ લેવું તે એક ચોખાભાર અરધા પાનની સાથે આપે તો આ સોમલ સર્વ પ્રકારના તાવ અને કાસાદી રોગોનો નાશ કરશે તેમજ તે રોગનાશક ઔષધોમાં યોગથી સર્વ રોગોમાં આપવું.

(૩) સંખીયાને ત્રણ દિવસ સુધી અર્ક દુધમાં ખરલ કરી બાટી જેવી ટીકડી કરી તડકે સુકવી ડમરૂ યંત્રમાં ૮ પ્રહર આંચ આપવી, પોતાની મેળે થંડું થયા કેડે યંત્ર ખોલી જે ઉપરના વાસણમાં લાગેલું હોય તેને જુદું લઈ નીચેના વાસણમાં રહેલું સરાવ સંપુટમાં મુકી વરાહપુટ આપવી પછી સ્વતઃશીત થયા કેડે ખાખ કાઢી લેવી. આ ઉપરવાળું ને આ નીચેનું વરાહપુટવાળું બેઉ સરખા ગુણવાળું છે. એમને નાના અનુપાનોના યોગથી સર્વ રોગમાં આપવું પરંતુ આ સંખીયો વિશેષે કરીને ક્ષય કાસ શ્વાસ અને સર્વ જ્વરોનો નાશ કરે છે. આ ઉપર પથ્ય દુધ ભાત અથવા ઘી ભાત આપવું. મીઠા (લવણ)નો ત્યાગ કર્યો હોય તો આ સોમલ સર્વ રોગનો નાશ કરશે.

## ૭૫૪. યંત્રવિધાન (રસપ્રદીપોક્ત)—

(૧) વાલુકાયંત્ર—એક વેંત માત્ર ઊંડુ હોય એવા વાસણમાં શીશી રાખીને શીશીના ગળા સુધી વાલૂકા (રેત) ભરી અગ્ની પર આંચ આપીને જે શીશીમાં ચંદ્રોદય આદી ઔષધ તૈયાર કરે છે તેને વાલુકાયંત્ર કહે છે.

(૨) સ્વેદનયંત્ર—જે પાણી ભરેલા વાસણનું મોઢું કપડાથી બાંધી તે ઉપર સ્વેદન કરવા યોગ્ય દ્રવ્ય મુકી એને બીજા વાસણ કે ઢાંકણાથી બંધ કરી આંચ આપી સ્વેદન કરે છે તેને સ્વેદનયંત્ર કહે છે.

(૩) વિદ્યાધર યંત્ર- એક પાત્રમાં પારો રાખીને તે પાત્રના ઉપર બીજું પાત્ર પાણી થી ભરેલું રાખે ને બંને પાત્રના મધ્યમાં માટીથી બંધ કરી ચુલા પર ચડાવી પાંચ પ્રહર સુધી આંચ આપે ને પોતાની મેળે ઠંડું થાય ત્યારે એમાંથી ઉત્તમ પારો લે છે તેને વિદ્યાધર કહે છે.

(૪) ભૂધર—એક ખાડો ખોદી તેમાં પારા યુક્ત મુષાયંત્ર મુકી ઉપર વાલુકા (રેત) ભરી અડયા છાણાની આંચ આપે તેને ભૂધર યંત્ર કહે છે.

(૫) ડમરૂ—જે બે વાસણના મુખ જોડી ઔષધ પારો વગેરે ઉડાવી સિદ્ધ કરે છે તે.

(૬) દોલાયંત્ર—ઔષધીના કલ્કમાં પારો રાખીને ભોજ પત્રમાં લપેટી, ત્રણ કપડમાં બાંધી પોટલી કરી એ પોટલી એક લાકડી દોરામાં બાંધી કાંજી ખ. ભરેલા વાસણમાં લટકાવી આંચ આપે તેને દોલા યંત્ર કહે છે.

## ૭૫૫. પુટવિધિ—

(૧) મહાપુટ—બે હાથ ઉંડો તથા બે હાથ પોહોળો ખાડો ખોદી છાણા ભરે.

(૨) ગજપુટ—સવા હાથ ઉંડો તથા સવા હાથ પહોળો ખાડો ખોદી એક હજાર અડાયા છાણા ભરી આંચ આપવી તે. ગજનું પ્રમાણ—ચોવીસ આંગળનો હાથ, સવા હાથનો ગજ, સાધારણ માણસના ત્રીસ આંગળનો ગજ થાય છે.

(૩) વારાહપુટ—એક ટચલી આગળી ઉંચી રાખીને, મુઠી બંધ કરીને માપે તે હાથને અરત્નિ કહે છે. એ અરત્ની ભરી ઉંડો તથા પહોળો ખાડો ખોદી પ્રથમ પ્રમાણે આંચ આપે તે વારાહપુટ.

(૪) કુકુટપુટ—એક વેંત જેટલા ખાડામાં પુટ આપવાને અને કોઈ સોળ આંગળ ઉંડા પહોળા ખાડામાં પુટ આપવા તે કુકુટ પુટ કહે છે.

(૫) કપોત—જે કેવલ આઠ અડાયા છાણાનું ખાડામાં પુટ કરે તે કપોત.

(૬) ગોબરપુટ—જ્યાં ગાયને રહેવાનું સ્થાન હોય ત્યાં જે એની ખરીથી ખુંદવાથી સુકાયેલું છાણ તેને ગોબર કહે છે, આ ગોબરને મોટા કુંડામાં ભરી પુટ દે છે તેને ગોબર પુટ કહે છે. એ પારાની ભસ્મ કરવામાં ઉપયોગી છે.

(૭) ભાંડપુટ—ઉપર પ્રમાણે કુંડામાં તુષ ભરીને પુટ આપવાને ભાંડપુટ કહે છે.

## ૭૫૬. તોલ—વજન—માપ—

૩ રાઈ=૧ સરસવ. ૮ સરસવ=૧ જવ. ૪ જવ=૧ ગુંજા. ૬ ગુંજા-રતિ=૧ માસો, ૪ માસા=૧ ટંક (૦। તોલો) ૨ ટંક=૧ કોલ. (૦॥ તોલો) ૨ કોલ=૧ કર્ષ (તોલો) ૨ કર્ષ=૧ અર્ધ પલ યાને શુક્તિ. ૨ શુક્તિ=૧ પલ. ૨ પલ=૧ પ્રસૃતિ. ૨ પ્રસૃતિ=૧ અંજલી યાને કુડવ. ૨ કુડવ=૧ માનકા યાને શરાવ (આ અષ્ટ પલ છે) ૨ શરાવ=૧ પ્રસ્થ.

૪ પ્રસ્થ=૧ આઢક ( આ ૬૪ પલ છે. )

૪ આઢક=૧ દ્રોણ યાને રાશી.

૨ દ્રોણ=૧ સૂર્પ ( ૬૪ સરાવ બરાબર છે. )

૨ સૂર્પ=૧ દ્રોણ યાને ગૌણી.

૪ દ્રોણી=૧ ખારી ( આ ચાર હજાર છન્નું પલની થાય છે. )

બેહજાર પલ=૧ ભાર.

સો પલ=૧ તુલા.

માસા ટંક કર્ષ પલ કુડવ પ્રસ્થ આઢક દ્રોણ ગૌણી ખારી આ એક એકથી ઉત્તરો-ત્તર ૪ ચોગણા હોય છે.

| | |
|---|---|
| માસો=બેવાલ. | ૧ શરાવ=૩૨ તોલા. |
| ટંક=૮ વાલ. | ૧ પ્રસ્થ=૬૪ તોલા. |
| કોલ=૧૬ વાલ. | ૧ આઢ=૨૫૬ તોલ. |
| કર્ષ=૧ તોલો. | ૧ દ્રોણ=૧૦૨૪ તોલા. |
| અર્ધપલ=૨ તોલા. | ૧ સૂર્પ=૨૦૪૮ તોલા. |
| એકપલ=૪ તોલા. | ૧ ( ગૌણી દ્રોણી ) ૪૦૯૬ તોલા. |
| પ્રસૃતિ=૮ તોલા. | ખારી=૧૬૩૮૪ તોલા. |
| કુડવ=૧૬ તોલા. | ભાર=૮૦૦૦ |
| | તુલા=૪૦૦ |

## ૬૫૭ સ્નેહ પાન વિધી—

(૧) ઘી, તેલ, વસા ( ચરબી ), મજ્જ (હાડમાં રહેલું તત્ત્વ.) આ પ્રમાણે ચાર પ્રકારનું સ્નેહ છે, તેમાંથી દેશકાલ અધિકારાનુંસાર ત્રણથી સાત દિન સુધી પીવું.

(૨) પ્રદિપ્ત જઠરાગ્નીને ચારતોલા, મધ્યજઠરાગ્નીને ત્રણ તોલા અને મંદજઠરાગ્નીને તોલા માત્ર દેવી.

(૩) જો કેવલ પિત્તસબંધી રોગ હોય તો કેવલ ઘી, વાત સબંધી રોગમાં સીંધવલુણ યુક્ત ઘૃત, અને કફસબંધી રોગોમાં સુંઠ, મરી, પીપર, જવખાર અને ચિત્રકની સાથે ઘી પાવું.

(૪) જે રૂક્ષ કોષ્ટવાળો, ક્ષતરોગી, ઝેર ખાવાથી દુઃખી, વાતરોગી, પિત્તરોગી, બુદ્ધી અને સ્મરણશક્તિ હિન, એવા રોગીઓને ઘૃત પાવું શ્રેષ્ટ છે એટલે ઘૃતાધિકારી છે.

(૫) તૈલપાનયોગ્યઃ—કૃમીરોગી, વાતરોગી, કફરોગી, ને મેદરોગી હોય તથા જેને તેલ પાવાની ટેવ હોય તેજ જ્યારે શરીર મજબુત કરવાને ઇચ્છે ત્યારે તેને તેલ પાવું.

(૬) વસાયોગ્ય—જેઓ મહેનતથી કૃશ થયેલા હોય, વિર્ય શુષ્ક થયેલા, શુષ્કરક્ત, હાનવ્યાધિ પિડીત, વાયુ પ્રબલ જઠરાગ્ની વાળા, એવા લોક વસા (ચરબી) પીવા યોગ્ય છે.

(૭) જેનો કોઠો કઠણ હોય. કલેશ સહેવાળો હોય, તથા જે વાત રોગી અને પ્રદિપ્ત જઠરાગ્ની વાળો હોય, તેમને મજ્જા આપવી કીંવા એવા રોગ નાશક ઉત્તમ ઔષધ યુક્ત.

(૮) પાન કાલ —શીતકાલમાં દિવસે, ઉષ્ણકાલમાં રાત્રે, તેમજ વાત પિત્તાદિકરોગમાં રાત્રે અને વાત કફાદિક રોગમાં દહાડે સ્નેહપાન પાવું.

(૯) અનુપાન—ઘૃતપાનપર ઉનું પાણી, આપવું.

## ૭૫૮ સ્વેદ કર્મ ( પરસેવો કાઢવાની વિધિ )

૧ તાવસ્વેદ, ઉષ્મસ્વેદ, ઉપનાહસ્વેદ, અને દ્રવસ્વેદ એ રીતે ચાર પ્રકારના સ્વેદ છે તે સર્વસ્વેદ વાતરોગ નાશ કર્ત્તા છે.

૨ સ્વેદ ભેદ—રોગી બળવાન હોય, રોગ પણ બળવાન હોય તેમ શીતકામ હોય તો મોટો સ્વેદ આપવો રોગીને રોગ દુર્બલ હોય ત્યારે દુર્બલ સ્વેદ અને મધ્યને મધ્યમ સ્વેદ આપવો.

૩ રોગ પ્રતિ સ્વેદ—કફરોગમાં રૂક્ષસ્વેદ, કફ અને વાતમીશ્ર રોગમાં રૂક્ષ, સ્નિગ્ધ, મિશ્રસ્વેદ આપવો. જો કફ અને મેદ યુક્ત વાતરોગ હોય તો ગરમ ઘર, તડકો, મલ્લયુદ્ધ, માર્ગમાં ચાલવું, ભારે વસ્ત્ર ઓઢવું, ચિંતાકરવી, કસરત વગેરેમાં મહેનત કરવી. અને ભાર ઉંચકવો એટલાં વાનાં રોગ મુક્તિ સારૂ કરવાં.

૪ સ્વેદન યોગ્ય મનુષ્ય—અને તેમાં પણ પ્રથમ સ્વેદન યોગ્ય-જેમને નાસ સુંઘાડવું હોય, તથા બસ્તી આપવી હોય, અને વમન વિરેચન આપવું હોય, તેમને પ્રથમ સ્વેદ આપવું, તે પ્રથમ સ્વેદ યોગ્ય છે. વળી જે માણસ ભગંદર રોગી, અર્શરોગી, અશ્મરીરોગી હોય તેને પ્રથમ સ્વેદન કરી પછી શસ્ત્રક્રીયા કરી તેમના રોગનું શમન કરવું.

૫ પશ્ચાત્ સ્વેદરોગી—જેમને તાર વગેરે શલ્ય લાગ્યું હોય તેમનું શલ્ય કાઢયા પછી તેમજ જે સ્ત્રી સમયમાં અથવા સમય વગેરે પણ સુવાવડી હોય તે પછીથી સ્વેદન યોગ્ય છે.

૬ સ્વેદમાં દેશકાળ—સર્વપ્રકારના સ્વેદ નિર્વાત સ્થાન એટલે ઘરમાં વાયરો ન લાગતો હોય તેમાં રોગીને બેસાડી ભોજન પચી ગયા પછી સ્વેદ આપવો. તેથી કરી સાત ધાતુમાં રહેલા દોષ કોઠામાં પ્રાપ્ત થઇ રેચનને પ્રાપ્ત થાય છે.

૭ સ્વેદન પ્રકાર—પ્રથમ ઘૃત તૈલાદિ સ્નેહ શરીરમાં મર્દન કરી પરસ્વેદ કાઢવો, જ્યારે પરસેવો આવવા લાગે ત્યારે તેના હૃદયમાં ગુલાબજળ વગેરે શીતલ પદાર્થમાં લુગડું પલાળી લગાડવું અને તેમની શીતલ વસ્ત્રાદિથી આંખો ઢાંકી રાખવી.

૮ સ્વેદન અયોગ્ય—અજીર્ણવાળો, દુર્બલ; પ્રમેહ વાળો, ક્ષત ક્ષીણ, તરસ્યો, અતિસારવાળો, રક્તપીત રોગી પાંડુ રોગી, ઉદરરોગી હરસ, મદ્યપાન જન્ય રોગી, અને ગર્ભિણી સ્ત્રી, આટલાને સ્વેદન નહીં કરવું. જ્યારે સ્વેદન વિના રોગીના રોગની શાન્તિ ન થઈ શકતી હોય ત્યારે હલકું સ્વેદન કરવું તથા હૃદય, અંડકોશ અને નેત્રોને સ્વેદન કરવું હોય તો પણ હલકું સ્વેદન કરવું.

૯ સ્વેદભેદ લક્ષણ—પ્રથમ તાવ સ્વેદનું લક્ષણ-આ, વાળુ ( રેતી ), વસ્ત્ર, હાથ, ઠીકરૂં, વસ્ત્રની દડી અને અંગારાવતી યથાયોગ્ય થાય છે.

૧૦ ઉષ્મ સંજ્ઞકલક્ષણ—આ ઉષ્મ સ્વેદ લોઢાનો ગોળો, અને ઈંટ વગેરે તપાવી રોગીની આગળ મુકીને સર્વ શરીરને ભારે-વસ્ત્રે કરીને ઢાંકીને તપેલી ઈંટ વગેરે પર ખાટી કાંજી છાશ વગેરે છાંટી તેની વરાળ લેવાય એવી રીતે કરવી અથવા વાતનાશક ઔષધોનો ઉકાળો કરી તે અતિ ઉનાની એકમાટીના ઘડામાં ભરી તેનું મુખ બંધ કરી તેના પડખામાં એક છિદ્ર કરી અને તે છિદ્રમાં એક નળી લગાવવી. તે નળી ત્રાંબા વગેરે ધાતુની અથવા લાકડાની કે વાંસની ગોપુચ્છા કૃતિ કરાવવી એટલે મુળમાં ૭ આંગળની કરીને છેવટ ઉતરતી પાતળી ત્રણ ઠેકાણે વાંકી હાથીની સુંઢ જેવી બે હાથની લાંબી કરાવીને તે નલી તે ઘડાને લગાવવી. પૂર્વ વત્ વસ્ત્ર વડે શરીરને ઢાંકીને સરખું બેસીને તેની વરાળ દઈ વાત રોગીને સેવન કરવું. ત્રીજો પ્રકાર-મનુષ્ય જેમાં સુઇ શકે એવો ભોંયમાં ખાડો કરી તેમાં ખેરના કાષ્ટ બાળી પછી અંગાર દૂર કરી તે ખાડામાં દૂધ અથવા ધાન્યામ્લ છાંટી વાત નાશક વૃક્ષનાં 'પાંદડાં' તેમાં પાથરી તે ઉપર વાત રોગીને સુવાડી ઉપર વસ્ત્ર ઓછાડી સ્વેદન કરવો. તેમજ અડદ વગેરે ઉકાળી તેવાજ ખાડામાં પાથરી તે ઉપર વાત રોગીને સુવાડી સ્વેદન કરવું, તેથી પરસેવો નીકળી જશે.

૧૧ ઉપનાહ સંજ્ઞક સ્વેદ—વાતનાશક ઔષધોને દુધ અથવા મૃગાદિના માંસના રસ સાથે એટલે જે માંસ રાંધીને પાણી તૈયાર કરે છે તેની સાથે વાટી ગરમ કરી સુખોષ્ણ એટલે સહેતું સહેતું ગરમ અંગ ઉપર લેપ કરી ઉપરથી લુગડાં વીંટી પરસેવો કાઢવો. અથવા વાતનાશક ઔષધોને ખાટા રસ સાથે એટલે કાંજી, ખાટી છાશ વગેરે સાથે વાટી તેમાં સીંધાલુણ અને ઘી તેલ વગેરે સ્નેહ ભેળવી ગરમ કરી સુખોષ્ણ શરીર પર લગાડી ઉપર વસ્ત્ર લપેટી પરસેવો કાઢવો તેને ઉપનાહ કહે છે.

**દ્રવ સ્વેદન**:—વાતનાશક ઔષધોનો ઉકાળો કરી મોટા કડાયામાં અથવા મોટા તપેલામાં ભરી તેમાં વાતરોગીને બેસાડવો. તે ઉકાળો રોગીની ફુટીના ઉપર ૭ આંગળ ઉંચો રહે એવો ભરી બેસાડી ફરીને તે રોગીના ખભા ઉપર ઉકાળાની ધાર કરવી પરંતુ તે રોગીના અંગમાં પ્રથમ તેલ વગેરે મર્દન કરી બેસાડવો. એવી રીતે તેલ દૂધ અને ઘી મિશ્ર કરીને પણ સ્વેદન કરવું. એકાંતરે અથવા બે કકડા વચમાં મૂકી સ્નેહાવગા રૂન કરી વરસ્વેદ કાઢવો.

**સ્વેદફળ**:—સૂક્ષ્મનસોના મૂળ જે રોમ (રૂવાડાંનાં) છિદ્રો તેણે કરીને અને મોટી ધમણી. નસોએ કરીને સ્નેહાવતા નથી તૃપ્ત થયેલો મનુષ્ય શરીરમાં બલ ધારણ કરે છે. જેમ ઝાડના મૂળમાં પાણી નાંખવાથી તેના ફણગા પાંદડાં વગેરે વધે છે, તેમ અંગ ઉપર તેલ વગેરે સ્નેહ સીંચવાથી સાતે ધાતુઓની વૃદ્ધિ થાય છે. એથી અધિક વાતનાશક ઉપાય નથી.

**ઉક્ત દ્રવસ્વેદ કાલવિધી**:—એક મૂહૂર્ત્તથી ચાર મૂહૂર્ત્ત સુધી દ્રવ પદાર્થે કરીને પરસેવો કાઢવો અથવા જ્યાં સુધી આ રોગ ના જણાય ત્યાં સુધી પરસેવો કાઢવો. જ્યારે શીત, શૂલ, જડતા, શરીરનું ભારેપણું, મટી જઠરાગ્નિ પ્રદીપ્ત થઇ શરીર કોમળ થાય ત્યારે સ્વેદન કર્મ ન કરવું.

**સ્વેદોત્તર ક્રિયા:**—સારી પેઠે સ્વેદન કર્યા પછી તેનું અંગ ચોળી સુખોષ્ણવાહનથી સ્નાન કરાવી જે અન્ન કફકારક ન હોય એવું ખવરાવી મહેનત, શ્રમ; ન કરવા દેવું.

**અતિસ્વેદોપદ્રવ અને શાન્તિ:**—અતિશય પરસેવો નીકળવાથી સાંધાઓમાં પીડા, શરીર માંદાહ, તૃષા, કલમ (ગભરાટ) ભ્રમ (ચકરી) રક્ત પીતકોપ તથા શરીરમાં ફોલ્લીઓ પણ થાય છે, તેમની શાંતિ કરવા સારૂ શીતલ ઉપાય કરવા એટલે શીતલ મકાનમાં રહેવું, સાકરનું પાણી અથવા મધ નાંખીને ટાઢું પાણી પીવું.

## ૭૫૯, પંચ કર્મ.

(૧) વમન, (૨) વિરેચન, (૩) અનુવાસન, (૪) નિરૂહ (૫) નાવન.

## ૭૬૦, વમન વિધી.

(૧) શરદ ઋતુમાં એટલે કારતક માગશર અથવા તુલ વૃશ્ચિક બે માસમાં વસંત એટલે ફાગણ ચૈત્ર અથવા કુંભ મીન બે મહિનામાં, પ્રાવૃટ એટલે અષાડ શ્રાવણ અથવા મીથુન કર્ક એ બે માસમાં ચતુર વૈદ્ય મનુષ્યને વમનને વિરેચન આપે છે.

(૨) **વમન યોગ્ય:**—જે બલવાન કફથી વ્યાપ્ત હૃલ્લાસ એટલે જે રોગમાં ઉલટી થવા જેવું થાય પણ થતી નથી તે રોગ ઈત્યાદિ રોગોથી પીડિતને તથા જેને વમન કરવાનો અભ્યાસ હોય એટલાને તથા તેવા ધીરજવંતને વમન કરાવવું. ઊપરાંત વિષ દ્રોહ એટલે ઝેર ખાવાથી જે વિકાર હોય છે તે રોગમાં સ્તન્ન રોગ એટલે જે બાલકને ધાવણ થકી રોગ થાય છે તે રોગમાં તેમજ મંદાગ્નિ, શ્લીપદ, અર્બુદ, (રસોળી) હૃદય રોગ, કુષ્ટ, વિસર્પ, અજીર્ણ, ભ્રમ વિદારિકા, અપચો, કરસ, પીનસ, અંતર્ગલ, અપસ્માર જ્વર, ઉન્માદ, રક્તાતિસાર ત્વક્દોષ, તાલુપાક રોગ, કર્ણસ્રાવ, અધીજીવ્હા ગલશુંઠી અતિસાર, પીત્ત, કફ રોગ, મેદવૃદ્ધિ, અને અરૂચી એટલા રોગોમાં વમન કરાવવું.

(૩) **વમન અયોગ્ય:**—તીમીરરોગી, ગુલ્મરોગી, ઉદરરોગી કૃશ, અતિવૃદ્ધિ, ગર્ભિણી, મેદરોગી, ક્ષુધાતુર ઘાયલ, મદાર્ત્ત (નીશો ખાધેલ) બાલક, રૂક્ષ, ભુખ્યો નિરૂહ બસ્તી લીધેલો, ઉદાવર્ત્તરોગી, ઉર્દ્વ રકિત (નાક, મોઢા વગેરે ઉપરના ભાગમાંથી લોહી નીકળતુ હોય) દુચ્છર્ય (જેણે રૂક્ષ અને કઠીન પદાર્થ ખાધા હોય). ફેવલ વાતરોગી, પાંડુરોગી, કૃમીરોગી, જેનો પાઠ, ઘોષ, કરવાથી સ્વર ભેગા થયા હોય. એટલાઓને ઉલટી કરાવવી નહીં. એટલામાં પણ જે અજીર્ણ પીડિત વિષ પીડીત, અને કફે કરીને વ્યાપ્ત હોય તેઓને જેઠી મધનો ઉકાળો પાઈ વમન કરાવવું.

૪ **સુકુમારાદિને વમન વિશેષ:**—જે સુકુમાર, બાલક, કૃશ, વૃદ્ધ અને ભીતિ યુક્ત હોય તેઓને પ્રથમ યવાગુ અથવા દુધ, છાશ કે દહીં પાઈને વમન કરાવવું પ્રથમ કુપથ્ય, કફકારક, ભોજન કર ઓષધના ઉકાળા વગેરેની વરાળથી પરસેવો કાઢીને પછી વમન કરાવવાથી સારૂં વમન થાય છે. સર્વ પ્રકારના વમનમાં, સીંધવ (સીંધાલુણ) અને મધ હિત કારક છે. વમન બીભત્સ કરાવવું અને વિરેક સૌમ્ય દેવું જે થકી ઉલ્ટી ન થતાં જુલાબ થાય.

**૫ વમન માત્રા પ્રમાણઃ**—જે ઔષધનો ઉકાળો કરવો હોય તે દ્રવ્ય સોળ તોલા લઇ બસો છપન તોલા પાણીમાં ઉકાળી જ્યારે અરધુ પાણી રહે ત્યારે ઉતારી સારૂ વમન દેવું. આ વમનમાં ઉકાળાની ઉત્તમ માત્રા નવ પ્રસ્થની છે. વમન, વિરેચન અને લોટી કાઢવામાં છત્રીસ તોલાનુંજ પ્રસ્થ પ્રમાણ કહેલું છે. કલ્ક એટલે વાટેલી ઔષધની લુગદી તથા ચુર્ણ અને અવલેહ એમની વમનમાં ઉત્તમ માત્રા ત્રણ પલ (૧૨ તોલાની) મધ્યમ બેવલ (૮ તોલાની) અને કનિષ્ટ માત્રા એક પલ (ચાર તોલાની) વમન કરવાથી જ્યારે આઠવાર ઉલટી થઇ પિત્ત નીકળવા લાગે ત્યારે તે ઉત્તમ, છવારથી મધ્યમ અને ચાર ઉલટી પછી પિત્ત પડે તે કનિષ્ટ છે. કડવા, તીક્ષ્ણ અને ઉત્તમ પદાર્થોથી કફની શાન્તિ કરવી. સ્વાદુ અને થોડા પદાર્થોથી પિત્તની અને સ્વાદુ લવણ ખટાઇ અને ઉષ્ણ પદાર્થોથી વાત કફ મીશ્રિતથી શાન્તિ કરવી. કફ વિકારમાં પીપર, મીંઢળ અને સીંધાલુણનું ચુર્ણ ગરમ પાણી સાથે પીવું. પિત્ત રોગમાં પટોલ, (કડુ ગીલોડાં) અરડુસો, અને લીંબડાની અંતર છાલને ટાઢું પાણી સાથેપીવાને આપવું. જો કફ યુકત વાયુની પીડા હોય તો મીંઢોળનું ચુર્ણ અને દુધ સાથે પાવું. અજીર્ણ રોગમાં ઉના પાણી સાથે સીંધવલુણ પીવું અને વમન કરવું (વમન કરાવવાનું ઔષધ. )

**૬ વમનોપદ્રવઃ**—મોઢામાં પાણી છુટવું, હ્રદયનો તણાવ, કુષ્ટરોગ, કંડુ એ રોગ સારી પેઠે વમન ન હોવાથી થાય છે તથા અતિ વમન હોવાથી તૃષ્ણા હેડકી, ઓડકાર, અચેતન પણું, જીભનું નીકળવું, નેત્રોનું પ્રસરવું તેમજ મોઢું પ્રસરીને પાછું બંધન થવું એટલે જકડાઇ જવું, રકતની ઉલટી, વારેવારે થુંકવું અને કંઠમાં પીડાઓ થાય છે.

**૭ વમનોપદ્રવ શાન્તિ ઔષધોપચારઃ**—અતિ વમન થાય તો હલકો જુલાબ આપવો, જો વમનથી જીભ અંદર જતી રહી હોય તો ચીકણા, ખાટા, અને લવણ સંયુકત તથા હિતકારક ઘી, દુધ, અને માંસ રસે કરીને કદલ ધારણ કરવું. તેના આગળ ઉભા રહીને બીજા માણસોએ ખાટાં ફળો ખાવાં.

૧ જો જીભ નીકળી આવી હોય તો તલ અને દ્રાક્ષને વાટી જીભઉપર લેપ કરી અંદર પ્રવેશકરાવી દેવી.

૨ જો નેત્ર ફેલી ગયાં હોય તો નેત્રોમાં ઘી ચોપડી ધીરે ધીરે બંધ કરવાં.

૩ જો મુખ ફુલી ગયું હોય તો સ્વેદન કરવું અને કફ વાત નાશક નસ્ય સુંઘાડવું.

૪ જો લોહીની ઉલટી વગેરે રહેતી હોય તો રકત પીત્ત રોગના ઉપાય કરવા.

૫ આબળાં રસવંતી, ખસનો વાળો ડાંગરની ધાણી, અને સુખડને વાટી પાણી ભેળવી, છાશની પેઠે વલોવી તેમાં ઘી, મધ, સાકર ભેળવી પાવું. તેથી કરી વમનથી થયેલા તૃષાદિ ઉપદ્રવ શાન્તિ થશે તેમ હ્રદય, કંઠ, અને મસ્તકની શુદ્ધિ, જઠરાગ્નિની પ્રદીપ્તતા, શરીરનું હલકાપણું અને કફ પીત્તનો નાશ એ લક્ષણથી શુદ્ધ વમન થએલું જાણી ત્રીજે

પહોરે તેને મગના લોટની વડી વગેરે પદાર્થ ભાત, સુંદર માંસ રસ અને બીજા યુષ્પોની સાથે ભોજન કરાવવું.

જેને શુદ્ધ વમન થાય છે તેને નિદ્રા, તંદ્રા, મુખ દુર્ગંધી, કંડુ, સંગ્રહણી અને વિષ—કોઇ સમય પણ પીડાકારક થતાં નથી.

૮ **વમનમાં વર્જ્યઃ**—વમન કર્યા પછી વર્જવા યોગ્ય ક્રમેઃ અજીર્ણ થાય એવું ભોજન ટાઢું પાણી, મહેનત, મૈથુન, શરીરમાં તેલનું મર્દન અને ક્રોધ એ વમન કીધા બાદ એક દીવસ ન કરવું.

## ૭૬૧ વિરેચન.

૧ પ્રથમ સારી રીતે સ્નેહપાન, સ્વેદન, અને વમન કરાવી વિરેચન આપવું. વમન કર્યા વિના કફ નીચે જડાઇ ગરમીને ઢાંકી લેશે તથા મંદાગ્નિ, શરીરનું ભારેપણું અને પ્રવાહિકા રોગને ઉત્પન્ન કરશે. જો પ્રથમ વમન ન કરાવવું તો પાચન ઔષધે કરી આમ તથા કફનું પાચન કરવું, પછી રેચ આપવો. વસંત ઋતુ અને શરદ ઋતુમાં શરીર શુદ્ધિ સારૂ વિરેચન આપવું. અને જ્યારે જરૂરનું કામ પડે ત્યારે શોધન આપીને મળ સાફ કરવા.

૨ **વિરેચન યોગ્ય રોગઃ**—પીતરોગમાં, આમથી થયેલા રોગમાં, ઉદર રોગમાં, અને આધીમાન રોગમાં વિશેષે કરીને શરીર શુદ્ધિ સારૂ વિરેચન આપવું.

૩ **વિરેચન અયોગ્યઃ**—બાલક, વૃદ્ધ, અતિશય ધાત ક્ષીણ, ભયાર્ત્ત, થાકેલ, તૃષાપીડિત, સ્થુલ, ગર્ભીણી, નવીન જ્વર વાળો. (એટલે જ્વરારંભ દિવસથી ૭ દીવસ સુધી) નવપ્રસુતા (સુવાવડી) મંદાગ્નિ વાળો. મદાત્યય રોગી, તીર વગેરે શસ્ત્ર લાગેલો, અને રૂક્ષ મનુષ્ય, એટલાને જુલાબ ન આપવો.

૪ **વિરેચન યોગ્ય મનુષ્યઃ**—જીર્ણજ્વરી, વિષ વ્યાપ્ત (ઝેર ખાધેલ) વાતરોગી, ભગંદરી, અર્શ, પાંડુ ઉદર, ગ્રંથી, હૃદય, અરૂચી રોગવાળાને યોની રોગવાળી સ્ત્રી, પ્રમેહી, ગુલ્મી, પ્લીહી, વ્રણી (ઘાયેલ) વિદ્રધી રોગી, ઉલતનો રોગી, વિસ્ફોટકી, વિપુસીવાળો, કુષ્ઠી, કાન, નાક, માથાં, મોઢાં, લીંગનો રોગી, વિકૃતરોગી, શોથી, (સોજાવાળો) નેત્રરોગી, કૃમીરોગી, ક્ષારપદાર્થ સેવન કરવાથી થયેલ રોગવાળો, શૂલ, મૂત્રાઘાત રોગી, અતિ અગ્નિ પાસે રહેવાથી થયેલાં રોગવાળો એટલા મનુષ્ય રેચ લેવાને યોગ્ય છે.

## ૭૬૨. રેચની માત્રા અને રેચક ઔષધ.

જેનો કોઠો મૃદુ હોય તેને મૃદુ માત્રા, મધ્યને મધ્ય, ક્રૂરને ક્રૂર (તીક્ષણ) માત્રા ક્રમોત્તર મૃદુ, મધ્ય, તીક્ષણ, દ્રવ્યે કરી આપવી.

(a) કોમળ કોઠાવાળાને—દ્રાક્ષ, દૂધ અને એરંડીયું તેલ ( દીવેલ ) નો જુલાબ આપવો.

(d) મધ્ય કોઠાવાળાને—નસોતર, કડુ અને ગરમાળાના ગોળ વડે જુલાબ થાય છે.

(c) ક્રૂર કોઠાવાળાને થોરનું દૂધ, દારૂડીનું મૂળ, નેપાળો વગેરે તીક્ષણ દ્રવ્યોથી જુલાબ થાય છે.

(d) જેને પીત્ત જાસ્તી છે તેનો કોઠો કોમળ.

જેને કફ જાસ્તી છે તેનો કોઠો મધ્યમ.

જેને વાયુ જાસ્તી છે તેનો કોઠો ક્રૂર છે. તેને (વાયુવાળા ક્રૂર કોઠાવાળાને) અતિ મુશ્કેલીથી જુલાબ થાય છે.

૬ **રેચની માત્રાનું તારતમ્યઃ**—જે માત્રાથી ત્રીસ જુલાબ થઇ પછીથી કફ પડે તે ઉત્તમ, વીસ જુલાબથી મધ્યમ અને દસ ફેરા પછી કફ પડવા માંડે તે કનિષ્ઠ માત્રા જાણવી.

૭ **વજન પ્રમાણુક માત્રાદિનું તત્વઃ**—જુલાબ થવા સારૂ ઉકાળો આઠ તોલા (દ્વિપલ) પીવો એ ઉત્તમ માત્રા, ચાર તોલા (એકપલ) મધ્યમ અને બે તોલા કનિષ્ટ છે. કલ્ક, મોદક અને ચૂર્ણની માત્રા રોગીની ઉંમર બલ અને રોગનું બલાબલ જોઇ એક તોલો બે તોલા અને ચાર તોલા યથોચિત આપવી.

૮ વાતાદિ રોગ પ્રતિ વિવિધ રેચનઃ—

(a) જેને પીત્ત અધિક છે તે દ્રાક્ષના ઉકાળા વગેરે સાથે નસોતરનું ચૂર્ણ પીવે.

(b) જેને કફ અધિક છે તે ત્રિફલાના કવાથ અને ગોમૂત્ર સાથે નસોતરનું ચૂર્ણ પીવે.

(c) જેને વાયુ અધિક છે તે નસોતર, સીંધાલુણ, અને સુંઠનું ચૂર્ણ આમલી વગેરે ખાટા રસ સાથે પીએ અથવા જંગલી જનાવરોના માંસ રસ સાથે પીવે.

(d) એરંડાનું તેલ (દીવેલ–એરંડીયું) લઇ તેથી બમણો ત્રિફલા કવાથ અથવા ગોદુગ્ધ તેમાં ભેળવી પીવે તો શીઘ્ર રેચ થાય છે,

## ૭૬૩. ઋતુ ઋતુના જુલાબ.

નસોતર, ઇંદ્રજવ, પીપર, અને સુંઠનું ચૂર્ણ દ્રાક્ષના ઉકાળાને મધ સાથે પીવું. આ વર્ષા ઋતુનો જુલાબ છે. નસોતર, જવાસો, નાગરમોથ, સાકર, ચંદન, તગરની ગાંઠ, અને જેઠીમધનું ચૂર્ણ દ્રાક્ષના ટાઢા કવાથ સાથે પીવું. આ શરદ ઋતુનો જુલાબ છે. પીપર, સુંઠ, સીંધવ, કાળું નસોતર, અને ધોળા નસોતરનું ચૂર્ણ શીશીર ઋતુનો જુલાબ છે તેજ ચુરણ મધ સાથે વસંત ઋતુમાં ચાટવું તેમ ગ્રીષ્મ ઋતુમાં ધોળી નસોતરનું ચૂર્ણ સાકર સાથે ખાવાથી જુલાબ સારી રીતે થાય છે. એ પ્રમાણે જૂદી જૂદી ઋતુમાં જુદા જુદા જુલાબ આપવા. (નસોતરનું સંસ્કૃત નામ **ત્રિવૃતા** પ્રસિદ્ધ છે.

## ૭૬૪ અભયામોદક—

હરડે, મરી, સુંઠ, વાવડીંગ, આંબળાં, પીપર, પીપરીમૂળ, તજ, તમાલપત્ર, નાગરમોથ, એ સર્વ સમાન એક એક ભાગ; દંતીમૂળ ( નેપાળનાં મૂળ ) ત્રણ ભાગ નસોતર ( ત્રિવૃતા ) આઠભાગ, અને સાકર છ ભાગ લઇ ચુરણ કરી મધમેળવી એક એક તોલા પ્રમાણે મોદક કરવા. તેમાંથી સવારમાં એક મોદક નિત્ય ખાઇ ઉપરથી ટાઢું પાણી પીવું. જ્યાં સૂધી ઉનું પાણી નહીં પીએ ત્યાં સૂધી રેચ થશે. અમોદક સેવન કરનાર પાન, આહા-

રવિહાર પોતાની ઇચ્છા પ્રમાણે કરે. આના ભક્ષણથી વિષમ જ્વર, મંદાગ્નિ, પાંડુ, કાસ, ભગંદર, તથા કુષ્ટ, પાર્શ્વ, જાંધ; જઘન અને ઉદર રોગોનો નાશ કરે છે. હવા નિરંતર સેવન કરવાથી પલિત રોગનો નાશ કરે છે. તથા આ મોદક રસાયણમાં ઉત્તમ છે.

## ૭૬૫ સુદર્શન રસ—

શુદ્ધ નેપાળાના બી આઠ ભાગ, શુંઠ ત્રણ ભાગ, શુદ્ધ ગંધક બે ભાગ, મરી, શુદ્ધ પારો અને શુદ્ધ ટંકણખાર એ ત્રણે એક એક ભાગ લઇ પાણી સાથે વાટી એક ચણોઠી ભાર ગોળી વાળવી; આને ટાઢા પાણી સાથે ખાવાથી જુલાબ લાવી ગુલ્મ, પ્લીહ અને ઉદર રોગ મટાડે છે.

## ૭૬૬ વિરેચન પાન નિયમ.

વિરેચન ઓસડનું પાન કરી શીતલ જલથી નેત્ર છાંટવાં. પછી કાંઇક સુગંધ સુંઘી પાન બીડું ખાવું. વાયરામાં વસવું નહીં તથા મળનો વેગ રોકવો નહીં; સીવવું નહીં અને ટાઢા પાણીનો સ્પર્શ કરવો નહીં જે રેચ પર ટાઢું કહેલું છે તે વગર બીજા રેચમાં શીત-પાણીને અડવું પણ નહીં. વારંવાર ઉનું પાણી પીતા જવું.

### ફલ

જેમ વમન કરવાથી કફ ખાધેલું ઓષડ નીકળી અંતે પીત નીકળે છે તેમ રેચનથી મલ પિત્ત ઔષધ અને અંતમાં કફ નીકળે છે.

### સુયોગ્ય જુલાબ થયાના ઉપદ્રવ અને શાંતિ

સાફ રેચન થવાથી નાભીમાં તણાવ, કુખ (કુક્ષી)માં શુળ, મળ અને અધોવાયુનો અવ-રોધ, શરીરમાં કંડુ (ખરજ) તથા મંડલ, ચાઠાં પડે છે તથા શરીર ભારે માલમ પડે છે, તેને ફરીથી પાચન દઇ સ્નેહપાન કરાવી રેચ આપવો તેથી આ ઉપદ્રવની શાંતિ થઇ જઠરાગ્નિ પ્રદીપ્ત અને શરીર હલકું થાય છે.

## ૭૬૬. અતિ વિરેચનનો ઉપદ્રવ અને શાંતિ.

અતિ વિરેચનથી મુર્છા, ગુદભ્રંશ, શૂલ, કફાધિક્ય, તથા માંસના ધોવણ સરખું ચરબી જેવું અને પાણી સરખું લોહીનું રેચન થાય છે. જ્યારે એવો ઉપદ્રવ થવા લાગે ત્યારે ટાઢા પાણીથી તેનું શરીર છાંટી ચોખાનું ધોવણ ને મધ મીશ્રીત કરી તે ટાઢું પાણી પી જવું. પાઇ દેવું. તેને હલકું વમન કરાવવું. પછી આંબાની છાલને કાંજી સાથે વાટી તેનો લેપ નાભી ઉપર કપડાની પટી પર કરવો, તેથી પ્રબલ અતિસાર મટશે એના ઉપર પથ્ય બકરીનું દુધ અથવા તીતીરાદિ પક્ષી અને હરણ એમના માંસ રસ સાથે અથવા મસુર સાથે સાઠી ચોખાનો ભાત ખાવાને આપવો, તેમજ જે પદાર્થ શીતલ ને મળને બાંધનારા છે, એનું સેવન કરાવી મળનો બંધેજ કરવો.

### સમ્યક્ વિરક્તલક્ષણ

શુદ્ધ રેચ થયાનાં લક્ષણ એ છે કે–શરીર હલકું મનને સંતોષ વાયુ પોતપોતાના સ્થાનમાં પ્રાપ્ત થઇને રહેલો, ઇત્યાદિ લક્ષણોથી શુદ્ધ રેચન થયેલ જાણી રાત્રે પાચન ઔષધ પીવાને આપવું.

## ૧૫ રેચન ફળ

ઇન્દ્રિયોને બલપ્રાપ્ત થાય છે બુદ્ધિ નિર્મલ જઠરાગ્નિની પ્રદીપ્તતા, ધાતુ અને અવસ્થાની સ્થિરતા શુદ્ધ રેચથી થાય છે.

## ૧૬ રેચનિષિદ્ધ કરે

તીક્ષ્ણ અગ્નિપાસે ન બેસવું, ટાઢા પાણીનું સેવન, અભ્યંગ, અજીર્ણ થાય તેટલું ભોજન, વ્યાયામ મૈથુન એ ત્યાગ કરવાં.

### પથ્ય.

સાઠીડાંગરના ચોખા અને મગ વગેરેની યવાગૂ એટલે પાતળી ખીચડી જેવી કરીને ખાવી. તથા હરણ વિથુર વગેરેના માંસ રસ સાથે ભાત ખાવો.

## ૭૬૭ નસ્યવિધિ—

૧ નસ્યવિધિ બે પ્રકારની છે. સ્નેહન અને રેચન. તેમાં રેચન કર્ષણ છે અને સ્નેહન બૃંહણ છે.

૨ નસ્યકાલ—કફનાશક નસ્ય દિવસના પૂર્વ ભાગમાં એટલે દહાડાના પ્રથમના ૩ જા ભાગમાં, પિત્તનાશક મધ્ય દિનમાં, વાતનાશક બે પ્રહર કેડે-દિવસના છેલ્લા ત્રીજા ભાગમાં અને જો રોગપ્રબળ હોય તો એજ પ્રમાણે રાતમાં પણ લેવું.

૩ નિષિદ્ધકાળ—ભોજનના અંતમાં વાદળાંવાળા દિવસમાં, ઉપતર્પણ થએલ (કહેલ) તુરતજ સળેખમ થએલ, ગર્ભીણી, જ્વર દૂષિત, અજીર્ણી, બસ્તી લીધેલો, તથા સ્નેહ, જલ અને આસવપાન કરેલો ક્રૂદ્ધિત શોકસંતપ્ત તૃષાર્ત વૃદ્ધ, બાલ, એટલાને નસ્ય કર્મ વર્જીત છે.

૪ આઠ વર્ષના બાલકથી ૮૦ વર્ષના ધરડા સુધીને નસ્ય આપવું. પછી ન આપવું.

૫ વૈરેચન નસ્ય એટલે જે રેચથી નાકથી પાણી કફ વગેરે પડે છે તે તીક્ષ્ણ ઔષધીઓ, એ રીતે તૈયાર કરેલા ધૃતાદિ સ્નેહ, કવાથ અને રસે કરીને વિરેચન નસ્ય લેવું.

૬ માત્રા—પ્રત્યેક નાકના છિદ્રમાં રેચન નસ્યનાં આઠ આઠ બીંદુ નાખવાં. આ મુખ્ય માત્રા છે. ૭ બીંદુ મધ્યમ અને ચાર અલ્પ છે. નસ્ય કર્મમાં જે ઓસડ તીક્ષ્ણ હોય તે ચાર માસા આપવી. હીંગ એક જવ ભાર દેવી. સીંધવ એક માસા, દુધ બે તોલા પાણી ત્રણ તોલા અને મધુર દ્રવ્ય એક તોલો આપવું.

૭ અવપીડ અને પ્રથમ ૧ એટલે નસ્યના બીજા પણ પ્રકાર છે તે યથાયોગ્ય મસ્તક રેચન સારૂ દેવા.

૮ જે ઓસડને વાટીને રસ કાઢીને નસ્ય આપવું એ અવપીડ અને આ અવપીડ તીક્ષ્ણ દ્રવ્યથી થાય છે.

૯ જે ૭ આંગળ, ૭ આંગળની બે બે મોઢાની નળીમાં તીક્ષ્ણ ઓસડનું ચુર્ણ અરધો તોલો ભરી મુખવાયુવડે ફુંકી દે તેને પ્રમેમત કહે છે.

૧૦ ખભાથી ઉપરના રોગોમાં, કફરોગ, સ્વરઘારી, અરુચી, સળેખમ, મસતક, શુલ, પીનસ, સોજો અપસ્માર, અને કુષ્ઠ એટલા રોગોમાં વિરેચન નસ્ય હિતકારક છે.

૧૧ સ્ત્રી બાલક કૃશ અને ભયભીત માણુસને સ્નેહન નસ્ય શ્રેષ્ઠ છે.

૧૨ ગળાના રોગમાં, સન્નિપાત, અતિનિંદ્રા, જ્વર મનોવિકાર એટલે ઉન્માદિ રોગમાં અને કૃમીરોગમાં અવપીડન નસ્ય યોગ્ય છે.

૧૩ અતિશય વૃદ્ધિ પામેલા દોષોમાં અને અચેતનતામાં પ્રધમન ચૂર્ણનું નસ્ય આપવાનું કારણ કે તે અતિ તીક્ષ્ણ હોય છે.

૧૪ ગોળ અને સુંઠને અથવા પીપળીમૂળ અને સીંધાલુણને પાણીમાં વાટી નસ્ય આપવા થકી કાન, નાક, નેત્ર, મસ્તક, ગરદન હનુગત ( હડપચી ) તાતવું, ભુજા અને પીઠના રોગ મટે છે.

૧૫ અપસ્માર, ઉન્માદ, સન્નિપાત, અને અપતંત્ર એટલા રોગોમાં સચેત થવા (સંજ્ઞા પ્રબોધાર્થ) સારૂ મહુડાનો સાર, પીપરી, વજ, કાળાંમરી, અને સીંધાલુણને પાણીમાં (સુખોષ્ણ) પીસી નસ્ય આપવો.

૧૬ સીંધાલુણ, સરઘવાનાં બીજ (અથવા શ્વેત મરી) સરસવ અને ઉપલેટ (કોષ્ટ-કોઠ) ને બકરાના મૂત્રમાં વાટી નાસ આપવાથી તંદ્રા રોગ નાસે છે.

૧૭ કાળાં મરી, વજ, અને કાયફળના ચુર્ણને માછલી (રોહિણુ) ના પીત્તની ભાવના આપી સુકવી ફરી ચુર્ણ કરી નાકમાં પ્રધન નસ્ય આપવું.

## ૭૬૮ બૃહણુનસ્ય—

૧૮ મર્ષ અને પ્રતિમર્ષ એ બે ભેદ સ્નેહન નસ્યના છે.

૧૯ મર્ષ સંજ્ઞક નસ્યની તૃપ્તિકારક માત્રા ૮ આઠ શાણુની મધ્ય ચાર શાણુની અને હીન એક શાણુની છે. (શાણુ એટલે આઠ બીંદુ) આ માત્રા નાકની પ્રત્યેક છીંકમાં આપવી તથા દોષોનું બલાબલ જોઇ બે કે ત્રણ નસ્ય આપવી આ નસ્ય એક દહાડો વચ્ચે મુકી અથવા બે કે ત્રણ કે પાંચ કે સાત દહાડા વચ્ચે મુકીને આપવી.

૨૦ મર્ષ નસ્ય અને વિરેચન નસ્યમાં અનેક પ્રકારના ઉપદ્રવ કહેલા છે, અને વાતાદિ દોષોની અધિકતા તથા ક્ષયથી થાય છે. તેમાં જે દોષોની અધિકતાથી થાય તેમાં વમન અને શોધિત આપવું અને દોષોના ક્ષયથી થાય તો યથા યોગ્ય બૃહણુનસ્ય દેવું. તેમજ મસ્તક, નાસિકા, નેત્ર, સૂર્યાવર્ત્ત, અર્દ્ધવભેદ, દમ, બલહીનતા, ગર્દન, ભુજ્ન, ખાંધ, મુખશોષ, કર્ણનાદ, વાતરોગ, પીત્તરોગ, અકાલપલિત કેશને દાઢી મુછના પાતમાં, એટલા રોગોમાં, ઘૃતાદિ સ્નેહ અથવા મધુર પ્રવાહી પદાર્થ એક રીતે બૃહણુનસ્ય શ્રેષ્ટ છે.

## ૭૬૯ બૃહણનસ્ય પદાર્થ—

કેસરને ઘી સાથે શેકીને સાકરને દુધ સાથે વાટી નસ્ય આપવું તેથી વાત રક્ત સંબંધી રોગ, ભવાના, કાનપટ્ટી, નેત્ર, મસ્તક, કર્ણુ, સૂર્યાવર્ત્ત અર્ધાનભેદ રોગનો નાશ થાય છે તેમજ અણુ તૈલ યા નારાયણ તૈલ અથવા માયાદિ તૈલે કરીને અથવા તે તે રોગનાશક વસ્તુ વડે તૈયાર કરેલા ઘૃતનું નસ્ય આપવું.

## ૭૭૦ અણુતૈલ—

જેઓએ કાષ્ટે કરીને બહુ કાલપર્યંત તીલ પીલીને તેલ કાઢયું હોય એવા ઘાણી વગેરે કાષ્ટ તેલીને ઘેરથી લાવી બારીક કકડા કરી ઉખલમાં ખાંડી એક કડાઈમાં પાણી ભરી પલાળી ઉકાળો કરવો તેથી તે તેલ ઉકાળા પર તલસે તેને પાણી ઉપરથી હાથે કરીને કાઢી વાતનાશક ઔષધના કલ્ક સાથે વટાવવું તે અણું તૈલ વાતનાશક હોય છે.

૨૨ કફ વાતમિશ્રિત અથવા કેવળ વાતરોગ હોય તો તેલનું નસ્ય આપવું. કેવળ પીત્ત અથવા પીત્તમિશ્રિત ઘી અથવા મજ્જાનું નસ્ય આપવું.

૨૩ અડદ, કૌંચબીજ, રાસ્ના, બોળ, એરંડાનું મૂળ, રોહિષ ઘાસ, ( લીલી ચાહ ) અને આસગંધ એનો ઉકાળો કરીને ઉકાળામાં હીંગ અને સીંધવ ભેળવી ગરમાગરમ નસ્ય આપે તો પક્ષત્રાત, કંપવાત, અર્દિતવાત સ્તંભ વિગેરે રોગનો નાશ કરે છે.

૨૪ પ્રતિમર્ષની માત્રા પ્રત્યેક નાસિકામાં સ્નેહન કરવા સારૂ બે અથવા ત્રણ બિંદુની કરી છે આ અતિનિશ્ચય કરીને કહે છે.

૨૫ તેલ વગેરે સ્નેહમાં તર્જની આંગળી બુડાડી દેવી તે એવી રીતે કે બે પર્વ બુડે એટલી આંગળી બુડતાં કાઢીને પછી ઉંધી કરવાથી પછી જે ટીપું પડે તે માત્રાને બીંદુ કહે છે.

૨૬ એવાં આઠ બિંદુઓનો એક શાણુ થાય છે આ મર્ષનસ્યમાં આપવું પ્રતિમર્ષ-નસ્યમાં બે બિંદુનો શાણુ જાણવો.

૨૭ શ્રેષ્ઠ વૈદ્યોએ પ્રતિમર્ષના સમય ચૌદ કહ્યા છે. પ્રભાતે દાતણ કરીને, ઘરથી નીકળતે સમયે કસરત વગેરે મહેનત કરીને, માર્ગે ચાલીને, મૈથુન કરીને, મલત્યાગ કરીને, મુત્ર ત્યાગ કરીને, અંજન કર્યા બાદ કવલના અંતમાં, ભોજનના અંતમાં, દહાડે સુઈ ઉઠયા પછી, વાંતિ કર્યા પછી, અને સાંજે પ્રતિમર્ષ કરવું.

૨૮ નાસિકામાં નાંખેલો સ્નેહ જો કિંચિત્ મસ્તક ઉંચુ કરવાથી મોઢામાં પ્રગટ થાય તેનો પ્રતિમર્ષ પ્રમાણથી જાણવું. જે મુખમાં પ્રાપ્ત થયો હોય તે ઉચ્છિષ્ટને પીવું નહીં પણ થુંકી નાખવું.

૨૯ માણસ ક્ષીણ, તૃષાર્ત, શોષાર્ત, બાલ અને વૃદ્ધ હોય તેને આ પ્રતિમર્ષ શ્રેષ્ટ છે અને રોગ મટી બલ પ્રાપ્ત થાય છે.

૩૦ બહેડાં, લીંબડો, ગંભારી, હરડે, વડગુંદો અને પીચુડી (કાકિની) એઓનું એક એકનું જ તેલ સુંઘવાથી પલિત રોગનો નાશ થાય છે.

૩૧ નસ્યક્રિયાવિધિઃ—જે સ્થાનમાં ધુળ અને વાયુનો ઉપદ્રવ ન હોય, તે સ્થાનમાં મનુષ્યને દાતણ કરાવી તથા ધૂમ્રપાન કરાવીને શુદ્ધ કરીને તેમજ માથા ને ગળામાં પરસેવો કાઢીને કિંચિત્ માથું લટકાવી ચત્તો સુવાડીને સારી પેઠે હાથ પગ ભેળા કરી સુવાડી વસ્ત્ર વડે નેત્ર ઢાંકી નાસિકા ઉંચી કરી તેને વૈદ્યનસ્ય આપે-સુંઘાડે.

૩૨ નસ્યદ્રવ્ય કિંચિત્ ઉનું સોનારૂપાની કરેલી શીપી કે દરિયાની શીપીમાં લઇને રૂના પુંમડાથી યુક્તિથી અચ્છિન્નધારાથી નસ્ય આપવું.

૩૩ નસ્ય નાંખતી વખતે મસ્તક કંપ, કોપ, ભાષણ, છીંકવું, હસવું-નહીં કારણ કે તેથી તેલાદિ સ્નેહ બરાબર જતું નથી તે થકી. ઉધરસ, શ્લેષ્મ, મસ્તક અને નેત્ર રોગ થાય છે.

૩૪ જો નસ્ય આપવાથી પ્રવાહી પદાર્થ ગળામાં કાગળા પર્યંત જાય તો તેને ત્યાં ને ત્યાં રાખી મુકવું ગળવું નહીં. પંદર સત્તર માત્રા (કાલ) પર્યંત તે સ્નેહની માત્રા ધારણ કરી રાખવી પછી ઉઠીને જેના સિક્કાથી મોઢામાં પ્રવાહી પદાર્થ પ્રાપ્ત થયો હોય તેને ડાબી કે જમણી બાજુ રાખી કોરે મૂકી સામા ન થુકવું.

૩૫ નસ્ય લીધા પછી મનનો સંતાપ, ધૂલી, ક્રોધ, તજવાં તથા નિદ્રા લીધા વિના ઉત્તાન થઇ સો વાક્ સુધી સુઇ રહેવું. તેમજ શીરો વિરેચનમાં, છેવટમાં ધૂમ્રપાન અને કવલહિત છે.

૩૬ નસ્ય પ્રયોગથી શુદ્ધિયોગ, હીનયોગ, અને અતિયોગ એ ત્રણ લક્ષણ થાય છે તે શાસ્ત્રચિંતકદ્વારા જાણવા લાયક છે.

૩૭ શુદ્ધ નસ્ય લક્ષણ—શરીર હલકું, મલની શુદ્ધિ કાન વગેરે સ્રોત-છિદ્રોના રોગોનો નાશ, ચિત્ત અને ઇન્દ્રિયની પ્રસન્નતા એટલાં ચિન્હ વડે શરીરની શુદ્ધિ જાણી, શુદ્ધ નસ્ય થયું જાણવું.

૩૮ હીન નસ્યયોગ લક્ષણ—કંડુ, પ્રસ્વેદ આવવા જેવું અંગ થાય છે તેવું જાણવું, શરીરને કર્ણાદિ ઇન્દ્રિનું ભારે થવું, કફસ્રાવ, એ લક્ષણ મસ્તકની હીનશુદ્ધિનાં છે.

૩૯ અતિયોગ લક્ષણ—મસ્તુલુંગ એટલે માથાવાળા મગજનું નાસિકાદ્વારા નીકળવું, વાયુની વૃદ્ધિ, ઇન્દ્રિયનો વિભ્રમ એટલે તેનું સ્વકર્મ છે. તેમાં અસાવધાનતા અને ભાષામાં શૂન્યતા એ લક્ષણ અતિ નસ્યથી રેચ થવાનાં છે.

૪૦ ઉપાય—નસ્ય લેવાથી જો મસ્તકની શુદ્ધિ સારી રીતે થઇ હોય તો કફ નાશક ઉપાય કરવા અને અતિ યોગમાં વાતઘ્ન ઉપાય કરવો તથા ગ્લાન નસ્યમાં વાતઘ્ન ઉપાય અને સારી રીતે શુદ્ધિ થયેલાને બીજો નાસ ન આપવો.

૪૧ ભોજન—અતિ સ્નિગ્ધ હોવાથી કફનું પડવું માથાનું ભારેપણું અને ઇન્દ્રિય વિભ્રમ એ લક્ષણ થાય છે. તે ઉપર રૂક્ષ અને જે કફકારક નથી એવું ભોજન આપવું અને વાતકારક ઔષધનું નસ્ય આપવું.

## ૭૭૧ ધુમ્રપાનવિધિ—

૧ શમન, બૃહણુ, રેચન, કાસહ્ના, વાળન, અને વ્રણધૂમન, એમ ધૂમ્રપાનના છ પ્રકારનાં છે.

૨ શમન ધૂમ્રનાં પર્યાય નામ મધ્ય અને પ્રયોગિક છે. બૃહણુનાં સ્નેહન અને મૃદુ છે રેચનનાં શોધન અને તીક્ષ્ણ એ પર્યાય નામ છે.

૩ ચકિત, ભયાર્ત્ત, દુઃખી, દત્તબરતી, જુલાબ લીધેલ, ઉજાગરાવાળો, તરસ્યો, દાહપીડિત, તાલુશોષવાળો, ઉદરરોગી, જેનું મસ્તક તપતું રહે છે તે, તિમિરરોગી, ઉલટી અને આધમાન રોગે કરી પીડિત, ઉરૂક્ષતરોગી, પ્રમેહી, પાંડુરોગી, ગર્ભિણી, રૂક્ષ, ક્ષીણ, દુધ, મધ-ઘીને આસવ સેવન કરેલ, અન્ન દહીં ને મત્સ્ય ખાધેલ, બાલક, વૃદ્ધ અને કૃશ, એવા ધૂમ્રપાનને અયોગ્ય છે. તેમજ અકાલમાં અને અતિ પાન કરવાથી આ ધૂમ્રપાન ઉપદ્રવ કરે છે-ત્યાં ઘૃતપાન, નાવન ( નસ્ય ) અંજન, અને તર્પણ હિતકારક છે અથવા ઘી, શેલડીનો રસ, દ્રાક્ષ, દુધ, અથવા, સાકરનો સરબત અથવા મધુરને ખાટા રસ વાંતી કરવા સારૂ આપવા.

૪ બારવરસની ઉંમર પછીના અને ૮૦ વર્ષથી હેઠેનાને ધૂમ્રપાન કરાવવું, એથી જાસ્તિને નહીં કરાવવું.

૫ ફ્લઃ—સારી પેઠે કરેલું ધૂમ્રપાન કાસ, શ્વાસ-પ્રતિ શ્વાસ-ગ્રીવા, હનુ ( હડપચી ) મસ્તક રોગ, તથા વાત અને કફ સંબંધી વિકારોનો નાશ કરે છે. આ ધૂમ્રપાન યોગથી પુરૂષની પ્રસન્ન ઇન્દ્રિય, પ્રસન્ન વાણી અને પ્રસન્ન મન રહે છે તેમજ કેશ દાંત અને દાઢી મૂછો દ્રઢ રહે છે.

૬ ધુમ્રપાન કરવાની નળી ત્રણ કકડાની ત્રણ પર્વ યુક્ત હોય છે. તથા કનિષ્ટીકા જેવી જાડી અને માંહે અડદ જાય એટલા છિદ્રવાળી હોય છે.

૭ ધુમ્રપાનની નળી જો શમન ધુમ હોય તો રોગીના ૪૦ આંગળ લાંબી મૃદુમાંકર તીક્ષ્ણમાં ૨૪ કાસઘ્નમાં ૧૬, વ્રણધુમન અને વમન સારૂ ૧૦ આંગળની લાંબી, વટાણા જેવી જાડી તથા કળથી માર્ક રહે એવા છિદ્રવાળી નળી કરાવવી.

૮ એક સારી ચીકણી બાર આંગળની સલાઇ લઇ તે ઉપર જે ધુમ્રપાન કરવાનું દ્રવ્ય હોય તે એક તોલો લઈ આઠ આંગળ લેપ કરવો અને છાયામાં સુકવી સલાઈ કાઢી લેવી પછી તે બત્તીપર ઘૃતાદિ સ્નેહ લગાડી તેનો એક તરફનો અગ્ર ભાગ અગ્નિ પર મેલી ધુમ્રપાનની નળીના મોઢા ઉપર લગાવી મોઢેથી ધુમ્રપાન કરી મોઢેથી કાઢવો પછી નાસીકાથી વાન કરી મોઢેથી નીકાલવો.

૯ વ્રણધુપનપ્રકાર—જે કલ્કનો ધુમ્રપાન કરવો હોય તેને એક કોડીયામાં મૂકી તે ઉપર અંગારા મુકી ઉપર એક છિદ્રયુક્ત બીજું કોડીયું ઢાંકીને છિદ્રમાં ધુમ્રપાનની નળી લગાડી તે નળીમાંથી ધુમાડો નીકળે તે ધુમાડો વ્રણમાં લગાડવો.

## ૭૭૨ જુદાં જુદાં કાર્યોમાં જુદાં જુદાં ધૂમ્રપાન દ્રવ્ય—

(૧૦) શમનસંજ્ઞક ધુમ્રપાનમાં એલાકલ્ક એટલે એલાયચી વગેરે સ્નિગ્ધ કલ્ક,

મૃદુ સંજ્ઞકમાં રાળ, રેચન સંજ્ઞકમાં તીક્ષ્ણ ઔષધનો કલ્ક, શ્વાસ દમમાં ભોંય રીંગણી અને કાળામરી વમનમાં જાનવરોની નસો (સ્નાયુ) અને ચામડાયુક્ત ધૂમ્રપાન કરાવવું વ્રણ ધુપનને સારૂ લીંબડાનાં પાંદડાં અને વચ વગેરેનો ધુમાડો આપવો; તેમજ રોગ શાન્તિ સારૂ ઘરમાં બીજા ધુમાડા પણ કરવા.

## ૭૭૩ અપરાજીત ધૂપ—

(૧૧) મોરનાં પીછાં, લીંબડાનાં પાંદડાં, ભોયરીંગણીનાં ફુલ, મરી, હીંગ, જટામાંસી, કપાસનાં બીજ, બકરીનાં રૂવાડાં, સાપની કાંચળી, બીલાડાની વિષ્ટા, અને હસ્તીદંતનું ચૂર્ણ એમાં કીંચિત્ ઘૃત મિશ્રીત કરી ઘરમાં ધુમાડો દેવો. તેથી સર્વ બાલગ્રહ, પીશાચ, રાક્ષસ, અને સર્વ જ્વરોનો નાશ થાય છે.

(૧૨) ધુમ્રપાનમાં વર્જ્ય—ધુમ્રપાન કરી મનનો સંતાપ, જ્યાં ધૂળ ઉડતી હોય ત્યાં નિવાસ, અને ક્રોધ એટલાનો ત્યાગ કરવો.

(૧૩) ધુમ્રપાનની નળી સોના વગેરે ધાતુની અથવા રામશરની અથવા વાંસ વગેરેની કરવી.

## ૭૭૪ ગંડૂષ–કવલ પ્રતિસારણ વિધિ—

### ગંડૂષવિધિ.

૧ ઘૃતાદિ સ્નેહ દૂધ અને ઉકાળા વગેરે પ્રવાહી પદાર્થે કરીને સારી રીતે મોઢું ભરીને બેસવું તે જ્યાં સુધી મુખમાં કફ ભરાઇ આવે અથવા કફાદિ તેલોનું છેદન થઈ વમન ન થાય અથવા નેત્ર અને નાકથી પાણી ન પડવા લાગે ત્યાં સુધી તે દ્રવ્ય-પદાર્થ-મોઢામાં રાખવો તે ગંડૂષવિધિ.

૨ મસ્તક, ગંડસ્થળ, કપોલ, અને ગળા વિગેરે ઠેકાણે પરસેવો કાઢી મનુષ્ય સાવધાન થઈ ત્રણ, પાંચ–કે છ દોષ નાશપર્યંત ગંડૂષા એટલે કોગળા કરવા.

૩ ભેદ—સ્નેહન શમન, શોધન, રોપણ એમ ગંડૂ બેચાર પ્રકારનો છે તેમજ દ્રવલ પણ ચાર પ્રકારનો છે.

૪ વાતરોગમાં સ્નિગ્ધ અને ઉષ્ણ ઔષધોએ કરીને સ્નેહીક ગંડૂષ, પીત્તરોગમાં સ્વાદુ અને શીતલ પદાર્થે કરીને પ્રસાદન (શમન) ગંડૂષ, કફરોગમાં કટુક (તીખા) ખાટારસ અને લવણ એ ઉષ્ણ ઓસડે કરીને શોધન અને વ્રણ રોગમાં (મુખપાકમાં) તુરા, તિક્ત (કડુ) અને મધુર ઔષધોએ કરીને રોપણ ગંડૂષ આપવો.

૫ ગંડૂષ સારૂ દ્રવ્ય પદાર્થમાં ચૂર્ણ અરધો તોલો અને કવલ સારૂ દ્રવ્ય પદાર્થમાં કલ્ક એક તોલો દેવું.

૬ પાંચવરસની ઉંમર પછી ગંડૂષ અને કવલ વગેરે ધારણ કરવાં. ગંડૂષ ધારણ કરવાથી રોગની હાની સંતોષ, મુખની સ્વચ્છતા, ને હલકાપણું ઇન્દ્રિયોની પ્રસન્નતા, થાય છે આ ગંડૂષ મુખની વિરસતા, શોષ, વ્રણ, (પાક–છાલાં–ફોલ્લા) તરસ, દંત હાલવા એટલા રોગોનો નાશ કરી મુખને સ્વચ્છ કરે છે.

## ૭૭૫ કવલ—

૧ જે ઓસડ વાત-પિત્ત, કફ નાશક હોય તેને મુખમાં રાખી અર્ધ ચાવી થુંકી દેવું આને કવલ વિધિ કહે છે.

૨ ફલ—આ કવલ ભક્ષ્ય પદાર્થમાં આકાંક્ષા ઉપજાવે છે અને કફ, તૃષા, મુખશોષ, મુખની વિરસતા અને દાંતોના હાલવાને મટાડે છે.

## ૭૭૬ પ્રતિસારણ—

૧ જે દાંત, જીભ અને મુખમાં ચૂર્ણ-કલ્ક-અવલેહ-વડે ધીમાં ધીમાં આંગળી વડે ઘસવું તે પ્રતિસારણ કહેવાય છે. આથી મુખની વીરસતા, દુર્ગંધી, શોષ, તરસ, અરૂચી, દંતપીડા મટે છે.

૨ પ્રતિસારણ જાતે હીન યોગ થવાથી જડતા, કફ કોપ, અને વીરસતા-રસાજ્ઞાન થાય છે અને અતિયોગથી મુખપાક, શોષ, તરસ, વાંતી, અને ઓકારી એટલા રોગ થાય છે.

## ૭૭૭ શીર્ષતેલ-મૂર્ધ્નતેલ.

મસ્તકમાં તેલ ઘાલવાની વિધિ-તે ચાર પ્રકારની છે અભ્યંગ-મસ્તકમાં તેલનું મર્દન કરવું, પરિશક-માથા ઉપર તેલની બારીક ધાર દેવી. પિચુ-રૂનું પુમડું તેલમાં પલાળી માથા ઉપર મુકવું. અને બસ્તીની વિધિ આગળ કહેવામાં આવે છે. આમાં એક થકી એક ઉત્તરોત્તર શ્રેષ્ટ છે.

૨ શિરોબસ્તી—ચામડાના બે મુખવાળી બાર આંગળની ઉંચી હોય છે અને માથામાં આવે એવી હોય છે. તેને માથામાં ટોપી જેવી ઘાલી અડદના લોટથી તેની સંધી કરી સુખોષ્ણ તેલ વગેરે સ્નેહ ભરી જ્યાં સુધી નાસિકા, નેત્ર અને મોઢાથી પાણી ન પડવા માંડે ત્યાં સુધી બસ્તી ધારણ કરવી. અથવા વેદના મટતાં સુધી અથવા ૧૦૦ માત્રા સુધી ધારણ કરવી. માત્રાનું પ્રમાણ-પોતાના ઢીંચણમાં હાથ ફેરવી ચપટી વગાડવી આ એકમાત્રા.

૩ બસ્તિકાલ—ભોજનથી પ્રથમ શીરોબસ્તી યોગ્ય કરવી. બસ્તી માથામાંથી જુદી કરી ઉપરનું શરીર સારી પેઠે ચોળાવી સુખોષ્ણ જળ વડે સ્નાન કરવું. આથી કરી અતિ કઠણ વાત રોગ અને શીષ કંપાદી મસ્તક રોગ નાશ પામે છે. માટે આ સર્વદાયુક્ત કરવી.

## નાડીપરીક્ષા

નાડી પરીક્ષા યોગ્ય વૈદ્ય—સ્થિરચિત્ત, નિરોગ, સુખાસનસ્થ, વિચક્ષણ, માદક અસેવી અકામ, લોભ, ક્રોધ, મોહરહિત તથા મુત્રાદિ વેગ પ્રસ્થાન હોય તેવો વૈદ્ય નાડી પરીક્ષા કરવા લાયક છે.

નાડી પરીક્ષા યોગ્ય રોગી—મલમૂત્રથી ફારક અને બન્ને જંઘા વચ્ચે હાથ રાખી સુખે બેઠેલા માણસની વૈદ્યે નાડી જોવી. તત્કાળ સ્નાન કરેલ, તત્કાળ અંગમાં મર્દન કરેલ, તત્કાળ ભોજન કરેલ, ક્ષુધાતૃષાથી પીડિત, સુઇ ઉઠેલ એવાની નાડી પરીક્ષા બરાબર થઇ શકતી નથી. તેવાની પરીક્ષા ન કરતાં યોગ્યની કરવી.

## નાડીપરીક્ષા વિધિ

મનુષ્યના નાભિસ્થાનમાં કૂર્મસ્થિત છે. તે પુરૂષને અધોમુખે (નીચે મુખે) ને સ્ત્રીને ઉર્ધ્વ મુખે (ઉંચે મુખે) રહે છે. માટે તે કુર્મની દક્ષિણ બાજુની નાડી જોવી યોગ્ય છે. એટલે પુરૂષના જમણા અને સ્ત્રીના ડાબા હાથની નાડી જોવી એ રીતિ છે.

રોગીના હાથનાં આંગળાં સરખાં એટલે સીધાં કરી જરા હાથ ન ચાલતાં પોતાના હાથમાં રાખીને (પુરૂષના જમણા હાથની અને સ્ત્રીના ડાબા હાથની પોતાના જમણા હાથથી જમણા હાથની અને ડાબા હાથથી ડાબા હાથની વૈદ્યે નાડી પરીક્ષા કરવી.)

નાડી ૩૦ ત્રીસ વખત ધબકારા સરે ત્યાં સુધી જોવી. ને પાછી મુકી દઇ ફરીથી જોવી. અને જો તે નાડી ૩૦ વખત સુધી બરાબર ચાલે તો જાણવું કે રોગીના રોગ સાધ્ય છે. બીજી વખતના જોવામાં જુદી જુદી રીતે ચાલતી માલુમ પડે તો અસાધ્ય છે.

નાડીગતિ--વાયુની નાડી સર્પ અને જળોની ગતિ માફક ચાલે છે. પીતની નાડી કાગડો, લાવક અને દેડકાની ગતિ માફક ચપળ ચાલે છે. કફની નાડી મોર (શિખિ) રાજહંસ (બતક) કુક્કુટ, કપોત (કબુતર) અને મારાવતની ગતિ માફક ચાલે છે. દ્વંદ્વ દોષ મિશ્રિતમાં દ્વિદોષ મિશ્રિત ચાલે છે. ત્રિદોષની નાડી, લાવક, તિત્તિર, અને વર્તિકની ગતિ માફક અથવા લક્કડખોદ નામનું પક્ષી જેમ રહી રહીને લાકડું ફાડે છે–ખોદે છે તે પ્રમાણે ચાલે છે. ત્રણ આંગળાં નીચે થાય છે.

## અન્ય ઋષિ પ્રોક્ત સુગમ રીતિ.

વાતનાડી વંક્ર ચાલે છે, પીત્તનાડી ચંચળ ચાલે છે, કફનાડી મંદ ચાલે છે, જે નાડી તીવ્ર અને વક્ર ગતિથી તર્જની કે મધ્યમ આંગળીઓની વચ્ચે (તળે) ચાલે છે તે વાત પિત્તની જાણવી. જે નાડી વક્ર, મંદ ગતિથી મધ્યમા કે અનામિકાની મધ્યમાં (તળે) ચાલે તે વાત કફની જાણવી. જે ચંચળ અને મંદ ગતિથી અનાસિકા અને તર્જની તળે ચાલે તે કફપીત્તની જાણવી. અને ત્રણ આંગળી નીચે અનેક પ્રકારની ગતિ થાય–ચાલે તો તે સન્નિપાતની જાણવી.

## અન્ય ઋષિ પ્રોક્ત અન્ય અતિ સુગમ નાડી પરીક્ષા.

જે નાડી મધ્યમા નીચે એટલે વાતસ્થાન વિષે ચંચળ રીતે (તીવ્ર) ચાલે છે તે વાતપિત્તની અને તેજ નીચે મંદ ચાલે તે વાત કફની તેમજ જે નાડી તર્જની નીચે એટલે પીત્તસ્થાનને વિષે વક્ર (વાંકી) ચાલે છે તે પીત્ત કફની તેમજ અનામિકા એટલે કફસ્થાનને વિષે તીવ્ર ચાલે તે કફ પિત્તની, અને વક્ર ચાલે તે કફ વાયુની જાણવી.

કોઈપણ આંગળી નીચે અનેક પ્રકારની ગતિથી ચાલે તેને સંનિપાતની જાણવી, પરન્તુ જે દોષ–સ્થાનમાં ચાલે તે દોષપ્રબલ છે. એમ જાણવું.

વિશેષ—જે માણસની જેવી પ્રકૃતિ હોય છે તે પ્રકૃતિ અનુસાર અથવા સુદૃઢ નાડી ચાલતી હોય તો તે રોગ રહિત છે, એમ જાણવું. જેમકે વાત પ્રકૃતિના મનુષ્યની નાડી નીરંતર વાત પ્રધાન હોય છે, પરન્તુ તે નિર્દોષ છે એમ જાણવું.

જે મનુષ્યનો જઠરાગ્નિ પ્રદીપ્ત છે તેની નાડી ફલકીને શીઘ્ર ચાલે છે, તેમજ કામ ક્રોધ પીડિત મનુષ્યની નાડી શીઘ્ર ચાલે છે. ધાતુક્ષીણુ અને મંદાગ્નિ વાળાની અતિમંદ ચાલે છે. રક્ત દૂષિતની નાડી કિંચિત્ ઉષ્ણુ અને જડ ચાલે છે. ચિંતા અથવા ભયને લીધે ક્ષીણુ ચાલે છે, અને આમ વિકારથી અતિજડ–સ્થીર ચાલે છે.

સાધારણુ સર્વ જ્વરના કોપથી ઉષ્ણતા યુક્ત નાડી રહીને શીઘ્ર ચાલે છે. વાત જ્વરમાં વક્ર, કિંચિત્ ચવળ, અને કઠીન હોય છે, કફ વાત જ્વરમાં નાડી કિંચિત્ મંદ છતાં તેનું ચલન નેત્રથી દેખાય છે. શ્લેષ્મ પિત્ત (કફપિત્ત) જ્વરમાં સૂક્ષ્મ, શીતલ અને સ્થિર ગતિમાં ચાલે છે.

મૈથુનની અન્તે નાડી સરળ અને શીઘ્ર ચાલે છે. મલા જીર્ણુમાં તંતુ માફક ચાલે છે, વ્યાયામ, ભ્રમણુ, ચિંતા અને બીજા શોકમાં અનેક પ્રકારે નાડી ચાલે છે. અજીર્ણુની નાડી કઠિન છત્રાં જડ, પકવાજીર્ણુની નાડી પુષ્ટી હીન સાથે મંદ ગતિથી ચાલે છે વિષૂચિકા-રોગમાં દેડકાની માફક ચાલે છે ને પ્રમેહ, પ્રદર રાજયક્ષ્મા, ક્ષત, કાસને ઉપદંશ ઈત્યાદિમાં આંગળી તળે ગ્રંથી માફક ચાલે છે.

## પ્રકૃતિ જ્ઞાન.

મનુષ્યની પ્રકૃતિ ૭ પ્રકારની હોય છે. વાત, પીત્ત, કફ, વાતપિત્ત, વાતકફ કફપિત્ત અને સન્નિપાત આ સાતેનાં લક્ષણુ શિવ સંહિતાનુસાર કહે છે.

## વાતપ્રકૃતિ લક્ષણુ.

જે મનુષ્ય ધૈર્ય રહિત, અદ્રઢ ( જેની મૈત્રી કૃતિ વગેરે દ્રઢ નથી) કૃતઘ્ન, કૃશ, રૂક્ષ, અનીતિવાન, પ્રલાપી ( બડબડીયો ) ઉતાવળે ચાલનાર, બહુ ફરનાર, અનવસ્થિતાત્મા ( અસ્થિર ચિત્ત વાળો ) જે સ્વપ્નમાં ભ્રમથી આકાશગામી, અવ્યવસ્થિત ચિત્ત વૃત્તિ, ચંચળ, ચલિતદ્રષ્ટિ, જેને રત્ન, ધન, ને મિત્ર થોડા હોય, જેના બોલવામાં કાંઈ પણ પ્રમાણુ (ધડો ) નથી–એવી–વૃત્તિ–પ્રકૃતિના મનુષ્યો વાયુપ્રકૃતિના છે એમ જાણુવું.

## પિત્તપ્રકૃતિ મનુષ્ય

મેધાવી ( પવિત્ર અથવા બુદ્ધિવાન ) નિપુણુ ( ચતુર) અતિગર્વી ( હીંમતથી બોલનાર ) તેજસ્વી, દુરનિવારવીર્ય ( રણુમાં મોટો પરાક્રમી ) સ્વપ્નમાં સુવર્ણુ, પલાશ, કર્ણિકારવૃક્ષ, અગ્નિ, વિદ્યુલ્લતા, તારાનું પતન જોનાર **नभयात्प्रणमेद्‌ नतेष्वमृदुः प्रणतेष्वति सांत्वन-दानपरः** કોઇ ભય બતાવે તો (ડરીને ન નમી જાય), ન નમન કરનાર શત્રુને શાસન કરનાર શરણુાગતનું રક્ષણુ કરનાર જેની ગતિ અવ્યમિત સ્વસ્થ છે તે માણુસ પિત્તપ્રકૃતિનો છે એમ જાણુવું.

## કફપ્રકૃતિ મનુષ્ય

જેનાં નેત્ર ધોળાં, જેના કેશ મજબૂત, કાળા ભમર જેવા, લક્ષ્મીવાન હોય, જેનો

ઘોષ (શબ્દ) મેઘ, મૃદંગ, અને સિંહવત્ ગંભીર હોય, જે સ્વપ્નમાં કમળ, હંસ, ચક્રવાક પક્ષીયુત મનોહર જલાશય ઇત્યાદિ જોનાર, રક્તાંતનેત્ર, (નેત્રની બાજુ રાતી) સુવિભક્ત ગાત્ર (શીરાવયવ સુદર્શન કાન્તિવાન) સ્નિગ્ધ, (પ્રેમીસ્નેહી) સત્વગુણુ સંપન્ન, ક્લેશ સહન કર્ત્તા અને ગુરૂભકત એવા લક્ષણુ વાળાની કફપ્રકૃતિ જાણુવી.

## મિશ્રપ્રકૃતિ

જે મનુષ્યની બે કે ત્રણુ પ્રકૃતિનાં લક્ષણો મીશ્રિત થતાં માલુમ પડે તેને તે પ્રમાણે મિશ્ર પ્રકૃતિ જાણુવી. જેના વિષમાંથી ઉત્પન્ન થતો કીડો વિષથી મરતો નથી તેમ જે મનુષ્યની જેવી પ્રકૃતિ પડી છે. તેવી પ્રકૃતિથી તેને કાંઈ ઇજા નતી નથી.

(મૃત્યુ ચિન્હ)

## અનિષ્ટ સૂચકપ્રકૃતિ–લક્ષણુ.

જે મનુષ્યનાં વર્ણ અને પ્રકૃતિ અકસ્માત્ બદલાઇ જાય તેમજ સ્થૂલ છત્તાં અકસ્માત્ કૃશ કિંવા કૃશ છત્તાં સ્થૂલ થાય તો તે ૭ મહિને મરશે એમ જાણી તેવા માણુસે નિરંતર હરિસ્મરણુ કરી લેવું.

પુરૂષના પગથી ઉંચે અને સ્ત્રીના મુખથી નીચે તેમજ સ્ત્રીના કિંવા પુરૂષના મધ્ય ભાગે જો સોજો (શોથ) આવે તો કિંવા બહુ આહાર કરતાં પણુ દીનપ્રતિદિન ક્ષીણુ થતાં જવાય તો તેણે રામનામ શિવાય બીજું કાંઇ પણુ ઔષધ કરવું નહીં.

જેનો દેહ શીતલ થઇને સર્વાંગ પરસેવાનો જેબ આવે તો અને વળી તેના કપાળ ઉપર પરસેવાના જેબ આવે અને તેના કંઠ પર્યંત કફ આવે તો સમજીને પુણ્ય કરાવવું અને ઉત્તમ ઔષધી તેમજ જેને રાત્રે દાહ થાય, અને દીવસે શીત ટાઢ વાય અથવા ડોળા રાતા, જીભ કાળી અને ખરસ્પર્શા (ખરબચડી) થાય તેને દાનજ એજ ઔષધ. તેમજ નિદ્રાનો નાશ, દ્રદિસ્તંભ, હૃદય જડ તથા મલાવરોધ, ગૌરવ (જડત્વ) અરૂચી, અરુચી (બેચેની) બલહાની, વગેરેનો જેને વિકાર હોય તેને હરિસ્મરણુ શિવાય ઔષધ નથી.

## સાધ્યાસાધ્ય વિચાર.

જેની દ્દષ્ટિ સૌમ્ય, સ્પષ્ટ શબ્દ, હાથ પગ સદા ઉષ્ણુ, સ્વલ્પદાહ, મુખવાસ, સ્વાદયુક્ત (એટલે રસયુક્ત) કોમળજીવ્હા, જેનો શ્વાસ નાકથી બરાબર ચાલે છે સ્વેદ (ધામ) રહિત, જેને જ્વર છે ને નિદ્રા કાલે નિદ્રા બરાબર આવે છે આ વગેરે ગુણો જેનામાં હોય તે **સાધ્ય** રોગી છે.

૧ જે નાડી એકજ ગતિમાં ૩૦ વખત એકજ સ્થાનમાં ફરકે–ધબકે તો સાધ્ય, અને નાનાગતિથી ચાલે તો અસાધ્ય, અતિમંદ કે અતિસૂક્ષ્મ કિંવા રહી રહીને જો વીજળીની માફક ચાલે અથવા ચંચળ થઈ શીતલ શીતલ થઈ કે એકસ્થાન મૂકી બીજા સ્થાને જાય તો અથવા એકજ સ્થાનમાં રહી નાનાગતિથી ચાલે તે અસાધ્ય.

૨ વિશેષ:—પ્રથમ સ્પર્શ વેળા પિત્તસ્થાનમાં ત્યાર પછી વાતસ્થાનમાં ત્યાર પછી કફ સ્થાનમાં; આવાક્રમથી નાડી ચાલે અને કદી મંદ, શીઘ્ર કે સૂક્ષ્મ ચાલે અથવા નાડી પોતાના સ્થાનમાં ચક્ર ઉપર બેઠા પ્રમાણે ભ્રમણ થતી (ચાકે ચડેલી) ભાસે તો **અસાધ્ય** છે એમ જાણવું.

૩ જે મનુષ્યને મધ્યાન્હ કાળે અગ્નિ સમાન જ્વર આવે જેમની નાડી મળયુક્ત અને શીઘ્ર ગતિથી ચાલે અથવા શીતલ થાય તો તે બીજેજ દિવસે મૃત્યુ પામે.

૪ જેનો કંઠ કફથી ભર્યો હોય જેની નાડી ઉષ્ણ અને સર્પની ગતિ માફક વેગથી ચાલતી હોય તો અથવા નાડી હાથમાં આવતી ન હોય (અદ્રશ્ય હોય) અને મુખવિકાસી, એકદ્દષ્ટિ, હોય તો તે અસાધ્ય છે એમ જાણવું.

૫ જેની નાડી અગ્ર ભાગે તીવ્ર (શીઘ્ર) અને શીતલ ચાલતી હોય અને ચીકણો પસીનો નીકળતો હોય તો તે સાત રાત્રિજ જીવશે એમ જાણવું.

૬ જેની નાડી અગ્ર ભાગે માલુમ પડતી નથી (ડુબી ગઇ હોય) અને બીજા ભાગમાં મંદ ગતિથી ચાલતી હોય અથવા માંહે ઉંડી રહીને બહાર શ્વાસાદિ ઉપદ્રવ થાય તો ત્રણ રાત્રિ સુધી રહીને મરણ પામે.

૭ જેનો દેહ શીતલ, મુખથી શ્વાસ, નાડી તીવ્ર અને દાહ યુકત હોય અથવા તૃષા પીડિત હોય તો તે અર્ધપ્રહર સુધીજ જીવે.

૮ જે માણસ જ્વરના દાહ વડે તપ્ત છે વાચિદોષ યુકત છે એવા માણસની નાડી બરફના જેવી શીતલ હોય તો તે ત્રણ દિનમાં મૃત્યુ પામે.

૯ જેની નાડી સ્વસ્થાન મૂકીને ચાલે અથવા ચાલેજ નહીં અને હૃદયમાં અત્યંત દાહ હોય તો તે મનુષ્ય દાહની શાન્તિ સુધીજ રહે.

૧૦ જેની નાડી અંગુષ્ટ મૂલથી આરંભી અઢી આંગળ આગળ ચાલતી હોય (અઢી આંગળથી ફેર) તે અર્ધ પ્રહરમાં મૃત્યુ પામે. પરન્તુ જો મૂર્છા, ભય શોકાદિ કારણથી ઉપર પ્રમાણે નાડી ચાલતી હોય તો તેના મૃત્યુ માટે ભીતિ નથી એટલે એવો આદમી મૂર્છિત થઇ પડેલો પણ બેઠો થશે તેને હરકત થશે. નહી તેમજ જેને ભૂત ભ્રાન્તિ લાગી હોય અથવા ધાતુક્ષીણ હોય અને જેની નાડી ત્રિદોષ યુકત સૂક્ષ્મ પણ ચાલતી હોય તો પણ તેને મૃત્યુ ભય નથી.

તેમ જે નાડી રોગ વગર શોક કિંવા ટાઢ (શીતના) યોગથી સ્થાન ભ્રષ્ટ થઇને નિશ્ચલ થઇ હોય તો પણ તેની ભીતિ નથી.

જે નાડીમાં વાત અને કફ કમી છતાં પિત્ત સ્વસ્થાનમાં પ્રબલ હોય તે રોગીને ઓસડ આપવું.

નાડી ત્રિદોષ યુકત છતાં પણ જ્યાં સુધી તેણે પોતાનું સ્થાન મૂકયું નથી ત્યાં સુધી તે અસાધ્ય છે એમ જાણવું નહીં.

## આહારવશાત્ નાડીગતિ વિચાર.

મધુર ભોજન કરવાથી નાડી મોરની ચાલ માફક ચાલે છે. તિકત ભોજનથી સ્થૂલ અને સર્પની ગતિ માફક ચાલે છે. અમ્લ ભોજનથી દેડકાની ગતિ માફક અને કિંચિત્ ઉષ્ણુ હોય છે કટુ ભોજનથી ભ્રમરની ગતિ માફક, કષાય ભોજનથી કઠિન, અને મંદ ચાલે છે. ક્ષાર (લવણુ) ભોજનથી સરલ અને શીઘ્રતાથી ચાલે છે તેમજ બે ત્રણ ચાર ઈત્યાદિ મિશ્રીત રસ યોગથી નાના પ્રકારની ગતિથી ચાલે છે. મધુર અને અમ્લ રસના ભોજનથી શીતલ નાડી, દૂધ ચોખાથી મંદ, શીતલ સદા ચાલે છે. દ્રવ પદાર્થોથી અતિકઠિન થાય છે. કઠિન પદાર્થ ખાવાથી અતિ કોમલ થાય છે. તેમજ **द्रवे द्रव्यस्य काठिन्ये कोमलाकठिनापि च** ॥ અને જો પદાર્થ કઠિન યુકત હોય તો પણુ તેથી મિશ્રિત ગતિમાં ચાલે છે. ગોળ અને દૂધયુકત લોટનો પદાર્થ, ઘઉં, અને શેકેલા અન્નના ભક્ષણુથી સ્થીર અને અતિ મંદ નાડી ચાલે છે. ગોળ અને તેલ યુકત પદાર્થથી પુષ્ટ કહોળા અને મૂળાના ભક્ષણુ યોગથી મંદ. અડધ ખાવાથી લગુડા કૃતિ, શાક અને કદલી ( કેળાંના ) યોગથી રકત પૂર્ણ એટલે કિંચિત્ ઉષ્ણુ અને જડ ચાલે છે.

## નાડી ગતિ કારણ.

દેહધારી પ્રાણી માત્રનું સુખ દુઃખ પ્રકાશક હૃદય છે તે સ્વાભાવતઃ વારંવાર સંકુચિત અને પ્રફુલ્લિત થાય છે. જે વખતે સંકુચિત થાય છે તે વખતે વાયુ બહાર જાય છે અને પ્રફુલ્લિત થાય છે તે વખતે હૃદયમાં વાયુ પ્રવેશ કરે છે તેથી રકતાભિસરણુ ચાલુ થઇ નાડી ચાલે છે. જેમકે વીણાનો તાર ચડાવવાથી સર્વ રાગનો પ્રકાશ થાય છે તેમ હસ્તગત નાડી સર્વ રોગને સ્પષ્ટ કરે છે, સર્વ રોગને બતાવી આપે છે.

## નાડી જ્ઞાનમાં હેતુ.

કાંઇક ગ્રંથાનુસાધનથી, કાંઇક કાલાનુંસંધાનથી, અને કિંચિત્ સુક્ષ્મ બુદ્ધિના યોગે કરીને નાડીજ્ઞાન પ્રાપ્ત થાય છે. તે જ્ઞાન ગુરૂપદેશ, દેવપ્રસાદ અને પોતાના પુણ્ય સંચય વગર પ્રાપ્ત થતું નથી. રોગીની નાડી જોયા પછી વૈદ્ય પોતાના હાથ ધોઇ નાંખે છે તેજ વૈદ્ય કીચડથી ખરડાયેલા હાથ સાફ કરી નાંખવાની પેઠે સાફ કરે છે.

## કાલજ્ઞાન.

**યુગજ્ઞાન.** સત્ય યુગમાં કફ, ત્રેતામાં વાયુ બલવાન હતો અને દ્વાપરમાં બેબે દોષ મળીને તે માણુસના શીરમાં પ્રવેશ કરે છે જેમકે દ્વાપરના પ્રારંભે વાતપિત્ત, મધ્યમાં પિત્તકફ. અને અંતમાં કફવાયુ પ્રબલ હોય છે. કલિયુગમાં પીત્ત પ્રબલ થશે અને કલિને અંતે સન્નિપાત થશે એથી લોકો એટલા દુઃખી અને અલ્પ બુદ્ધિના થશે.

**સંવત્સર જ્ઞાન.** સંવત ઋતુમાં કફ બલવાન હોય છે. ગ્રીષ્મ અને શરદમાં પીત્ત, પ્રાવૃટ્ વર્ષા અને હેમંતમાં વાયુ બલવાન હોય છે આ પ્રમાણે દિવસના પ્રથમ તૃતીયાશમાં કફ બલિષ્ટ હોય છે. તેમ મધ્યાન્હે અને મધ્ય રાત્રિએ પિત્ત બલિષ્ટ હોય છે. તેમજ અપરાહ્નને એટલે દિવસના ત્રીજા તૃતીયાંશ તથા પૂર્વ રાત્રિ એટલે રાત્રિનો પ્રથમ

તૃતીયાંશ તથા અપરાત્રે એટલે રાત્રિનો છેવટનો એટલે ત્રીજો તૃતીયાંશ. પાછલી રાતે વાયુ બલવાન હોય છે.

## દેશ જ્ઞાન.

સાધારણ અનુપ અને જાંગલ એવા પ્રકારના દેશ છે. જે દેશમાં પુષ્કળ વૃક્ષ અને પુષ્કળ મીઠું પાણી હોય છે તે દેશને અનૂપદેશ કહે છે. આવા દેશમાં વાયુ અને કફ સંબંધી રોગ ઉત્પન્ન થાય છે. જે દેશમાં વૃક્ષ અને જળ અલ્પ છે તેને જાંગાલ કહે છે. એવા દેશમાં વાત પિત્ત અને રકત સંબંધી રોગ ઉત્પન્ન થાય છે. જે દેશમાં વૃક્ષ અને વારી સરખાં છે તેને સાધારણ દેશ કહે છે આમાં રોગ પણ સાધારણ થાય છે. આ પ્રમાણે કાલ અને દેશનો વિચાર કરીને જે વૈદ્ય રોગીની ચિકિત્સા કરશે તેજ રોગને જીતશે. અન્યથા મોહને પ્રાપ્ત થશે.

## દૂત પરીક્ષામાંથી ટુચકો

**दूतमुखाक्षर संख्याचिधाविभाज्यातेछेवपश्येत् ॥**
**विषमेष जीवतिम्रियतेरोगी समेचशदन्ये च ॥**

જે દૂત વૈદ્ય પાસે આવીને જે વાકય બોલે તેના અક્ષરને ત્રણે ભાંગતાં એટલે ભાગાકાર કરતાં વિષમ બાકી રહે તો રોગી, સારો થશે જો સમકિંવા શુન્ય બાકી રહે તો રોગીનો રોગ સારો થવો કઠિન છે, મરશે.

## અશુભ સ્વપ્ન શાન્તિ.

પ્રાતઃકાલે ઉઠી સ્નાન કરી અડદ, તિલ, લોહ, અને સુવર્ણાદિ દ્રવ્ય બ્રાહ્મણાદિને આપી ગાયત્રી, વિષ્ણુ કે શીવના મંત્રનો જપ કિંવા ગજેન્દ્ર મોક્ષનો પાઠ કરવો કે સાંભળવો.

**વિશેષઃ**—જો સ્વપ્ન પોતાની પ્રકૃતિને સમાન હોય અથવા જોઈને તે ભૂલી જાય કિંવા દુઃખ સ્વપ્ન પર બીજા શુભ સ્વપ્ન જોવામાં આવે અથવા ચિંતવન કરે તો દેખે અથવા દિવસે સ્વપ્ન દેખે તો કોઇ પણ શુભાશુભ ફલ નથી **इति स्वप्न निर्णय ॥**

૧ **શબ્દપરીક્ષા**—કફરોગીનો શબ્દ ગંભીર, પીત્તરોગીનો સ્પષ્ટ, અને સ્વચ્છ, અને વાતરોગીનો મધ્યમ હોય છે.

૨ સ્પર્શપરીક્ષા—વાતરોગીનું અંગશીતલ, કફ રોગીનું આર્દ્ર (ચીકણું) ને શીતલ, અને પિત્ત રોગીનું ઉષ્ણ હોય છે.

૩ વર્ણપરીક્ષા—વાતરોગીનું અંગ રૂક્ષ સાથે કાળું કે પીળાશ પડતું હોય છે. પીત્ત રોગીનું પીળું કે તૈલ લગાડયા જેવું અને કફ રોગીનું સ્નિગ્ધ ને શુકલવર્ણ હોય છે.

## નાડીસ્થાન-ગતિ-વિચાર

**નાડીના દેવ એટલે સ્વામી**—વાયુ નાડીના સ્વામી બ્રહ્મા, પિત્ત નાડીના શિવ, અને કફ નાડીના વિષ્ણુ છે.

**સ્થાન**—હાથના અંગુષ્ટ મૂળથી પ્રથમ વિત્ત સ્થાન, મધ્યમાં વાયુસ્થાન, અને અંતમાં

કફસ્થાન છે. આ પ્રમાણે સનત્કાર તથા પારાશર સિદ્ધાંતીઓએ કહેલું છે કે—વાતાધિક નાડી મધ્યમાં, પિત્તાધિક આદિમાં, અને કફાધિક છેવટમાં હોય છે. વળી ત્રિદોષ મિશ્રિત નાડી મિશ્રિત સ્થાનમાં ચાલે છે.

કારણ—ઉકતસ્થાનાનુસાર ચાલવા રહેવાનાં તેઓ આ પ્રમાણે કારણ બતાવે છે.

**पित्तपंगुकफः पंगु पंगवोमलधातवः ॥ वायुना यत्रनीयन्ते तत्र कर्षेतिमेघवत्** એટલે પિત્ત, કફ મલ અને ધાતુ એ સર્વ પાંગળાં છે તેથી વાદળાંને જેમ વાયુ લઈ જાય છે તેમ તે તરફ ઘસડાય છે તેજ પ્રમાણે તેને વાયુ જે સ્થાને લઇ જાય છે તે ઠેકાણે તે જાય છે. તેથી વાયુ નાડીના મધ્ય ભાગમાં રહીને આગળ ચિત્તને શીઘ્ર ગતિથી ચલાવે છે. (જેમકે) પૃથ્વી ઉપર અતિ પ્રબલ વાયુ આગળનાં ત્રણને ઝપાટા બંધ ઉડાડે છે ને પાછળનાંને મંદગતિમાં ચલાવે છે. તેમજ–તે આપણામાં રહીને વક્રગતિથી ચલાવે છે. અને કફ મંદગતિથી ચલાવે છે તેજ પ્રમાણે નાડીના અગ્રભાગમાં સ્થિત પીત્તની ગતિ ચંચળ હોય છે. ને મધ્યસ્થિત વાયુની ગતિ વક્ર હોય છે અને અંતસ્થિત કફની ગતિ મંદ હોય છે.

## સર્વ મુનિઓ સત્યવાદી હોવાનો ખુલાસો.

વાતાદિ દોષના સ્થાનમાં નાડીની ગતિ જુદી જુદી હોય છે તેની વ્યવસ્થા શિવ સંહિતામાંથી કહે છે-

(A) કફ નાડીના સ્વામી વિષ્ણુ અને તે શુદ્ધ સત્વગુણ યુકત છે અને સત્યયુગ પણ શુદ્ધ સત્વ ગુણમય છે તેથી તે યુગમાં નાડીને અગ્રે કફ, મધ્યે વાયુ અને અંતે પિત્ત સ્થિત હોય છે.

(B) વાત નાડીના પતિ બ્રહ્મદેવ હોઇને રજોગુણમય છે અને ત્રેતાયુગ પણ રજોમય છે તેથી તે યુગમાં નાડીને અગ્રે વાયુ, મધ્યે કફ અને અંતે પિત્ત સ્થિતિ હોય છે.

(C) દ્વાપર યુગ એ મિશ્રિત યુગ યુકત છે તેથી તે યુગમાં નાડીની વ્યવસ્થા ત્રણ પ્રકારની છે. યુગના આદિ ભાગમાં પિત્ત, ને કફ, મધ્યમાં કફ અને વાત, યુગને અંતે કફ, પિત્તને વાત એ ક્રમે સ્થિત હોય છે. (**वात पित्तकफाश्चादौ मध्येपित्तं कफोमरुत् कफः पित्तंचवातश्च युगस्यान्ते क्रमात्स्थिताः** ॥ મૂળ આ શ્લોક છે ને ઉપર અર્થ આનાથી જુદો છે માટે ભુલ ભરેલો લાગે છે.)

**નિર્ણય.** શંકર કહે છે, હું ત્રિગુણાત્મક છતાં પિત્ત નાડીનો સ્વામી છું, અને મારામાં તમોગુણ અધિક છે રજોગુણ તેથી ઓછો છે અને સત્વગુણ તેથી પણ ન્યૂન છે.

તેમજ કલિયુગમાં પિત્ત, વધારે થશે તે માટે નાડીના અગ્ર ભાગે પિત્ત, નાડીને મધ્ય ભાગે વાયુ અને અંતભાગે કફ થશે. અને કલિને અંતે સન્નિપાત થશે ત્યારે મનુષ્ય અલ્પાયુષી થશે **इतिशम्** ॥

## દ્રવ્યગુણસત્તા અવધી.

૧ સર્વ કાષ્ટ ઔષધી જેવી ને તેવી રહે તો એક વર્ષ સુધી પૂર્ણ ગુણયુક્ત રહે છે–

પછી ગુણુહીન થાય છે. ચૂર્ણ બે મહિના પછી ગુણુહીન થાય છે. તથા ગુટિકા અને અવલેહ એક વર્ષ પછી ગુણહીન થાય છે. તથા પકવઘ્રુત અને તેલ ઇત્યાદિ ગુટિકા લેહથી પણ ચારમાસ વધારે ગુણ મુજબ રહે છે એટલે સોળ માસ પછી ગુણહીન થાય છે. જે ઔષધી થોડા કાળમાં પાકે છે તે એક વર્ષ પછી ગુણહીન થાય છે જેવાં કે ધાન્યાદિક, તથા આસવ અને સુવર્ણાદિક ધાતુ ભસ્મ તથા રસ જેમ જેમ જુનાં થતાં જશે તેમ તેમ ગુણ અધિક અધિક થશે.

૨ સર્વ કાર્યોમાં નવી ઔષધીની જ યોજના કરવી, પરન્તુ વાવડિંગ, પીપર, ગોળ, અન્ન, ધૃત અને મધ એક વર્ષનું જુનું ( પણ કોઈ ઠેકાણે ) જ વાપરમાં.

## ઔષધ પ્રકાર–પંચકષાય વિધિ.

પાંચ પ્રકારના કષાય જેવા કે–સ્વરસ, કલ્ક, કવાથ, હીમ, અને ફાંટ એ પાંચ ઉત્તરોત્તર એક એકથી લઘુ છે.

## સ્વરસ વિધિ

ગળો ઇત્યાદિ ઔષધિ–જે અગ્નિ શીત, કીડા, ઇત્યાદિથી બગડી ન હોય, તત્કાળ ઝાડેથી ઉતારી લાવી કૂટી વસ્ત્રમાં બાંધી નીચોવીને રસ કાઢે તેને સ્વરસ કહે છે (૨) સોળ તોલા લીલી કુટેલી ઔષધી લઇ બમણા પાણીમાં પલાળી એક રાત રાખી વસ્ત્રમાં બાંધી રસ કાઢવો તેને પણ ઉત્તમ રસ કહે છે (૩) અથવા સૂકી ઔષધી લઇ આઠગણા પાણીમાં દેવતા ઉપર સિદ્ધ કરે ને જ્યારે ચોથો ભાગ રહે ત્યારે છાણીલે તે પણ રસ છે. (૪) આમાં જે તુરત કાઢેલો રસ છે તે ભારી છે એટલા માટે તે બે તોલા પીવા આપવો. રાતનો રાતે પલાળેલો અથવા અગ્નિથી સિદ્ધ કરેલો પેલાથી હલકો છે માટે તે ચાર તોલાથી પીવાને આપવો. (૫) જો આ સ્વરસમાં સાકર, મધ, ગોળ, ખાર, જીરૂં, લુણ, ઘૃત, તેલ ઇત્યાદિ તથા ચૂર્ણ ઇત્યાદિ નાંખવું હોય તો ૦ાા તોલા પ્રમાણથી નાંખવું.

## તંડુલજ વિધિ

ખાંડેલા ચોખા ચારતોલા લઈ આઠ ગણા પાણીમાં ચોખા નરમ થાય ત્યાં સૂધી રાખીને પાણીને છાણી કામમાં લેવું તેને તંડુલજ કહે છે.

## હિમ વિધિ.

એક પલ ( ચાર તોલા ) કુટેલું ઔષધ છ પળ પાણીમાં પલાળીને એક રાત વાસો રાખવું આને હીમ અને શીત કષાય પણ કહે છે. આ પીવાનું પ્રમાણ આઠ તોલાનું છે.

## મંથ વિધિ.

એક પલ કુટેલું ઔષધ ચાર પલ પાણીથી મૃતિકાના વાસણમાં પલાળી મંથીને છાણીલે તેને મંથ કહે છે. તેની માત્રા બે પલની છે.

## ફાંટ વિધિ.

એક પલ કુટેલું ઔષધ ચાર પલ ગરમ પાણીમાં મૃતિકાના વાસણમાં પલાળી છાણી લેવું એને ચૂર્ણદ્રવ અને ફાંટ કહે છે આની માત્રા પણ બે પલની છે. એમાં મધ, સાકર, ગોળ, દૂધ ઇત્યાદિ નાંખવું હોય તો એક કર્ષ પ્રમાણ નાંખવું.

## કલ્ક વિધિ.

લીલી ઔષધીને શીલાપર વાટીને અથવા સુકી ઔષધીને પાણી સાથે વાટીને લુગદી કરવી. પછી વસ્ત્રમાં છાણી લેવી. એનું પ્રમાણ એક તોલાનું છે. કલ્કમાં મધ, ઘી અને તેલ કલ્કથી બમણું તથા સાકરને ગોળ સમાન અને દ્રવ ( દૂધ વગેરે ) વાહી પદાર્થ, ચોગણો આપવો.

## ચૂર્ણ વિધિ.

જે અત્યંત સુકી ઔષધીને સારી ખાંડેલી ને વસ્ત્રગાળ કરી હોય તેને ચૂર્ણ કહે છે. એની માત્રા એક કર્ષની છે. જો ચૂર્ણમાં ગોળ મેળવવો હોય તો ચૂર્ણની સમાન, સાકર બમણી, હીંગ શેકીને મેળવવી. મોળ પેદા કરશે. ઘૃતાદિ પદાર્થમાં મિશ્ર કરી ઔષધ ચાટવું હોય તો તે ચૂર્ણથી બમણું અને જેમાં પીવું હોય તે ચૂર્ણથી ચોગણું લેવું. ચૂર્ણ, અવલેહ, ગુટિકા, કલ્ક, એનું અનુપાન પિત્તરોગમાં ૩ પલ, વાતમાં બેપલ, કફમાં એકપલ જેમ તેલ જલપર પડવાથી તુરત ફેલાઈ જાય છે તેમ અનુપાન જોરથી શરીરમાં તુર્ત ફેલાઈ જાય છે.

## ભાવના વિધિ

જેટલા પ્રવાહી પદાર્થમાં ચૂર્ણ સારી પેઠે પલળે તે ભાવના પ્રમાણ છે.

## પુટ પાક વિધિ.

પુટ પાકના કલ્કનો સ્વરસ લેવામાં આવે છે. તેની યુક્તિ–પુટ પાક થયાની પરીક્ષા આ છે કે–જ્યારે લેપ લાલ અંગાર સદૃશ થાય ત્યારે જાણવું કે પુટ પાકી ગયો. એના કલ્ક ઉપર ૬ ભારી ( કાશ્મીરી ) વડ અથવા જાંબુ ઇત્યાદિનાં પત્ર લપેટી–તેના ઉપર બે આંગળ માટીનો લેપ કરી પકાવી એનો ચાર તોલા રસ પીવો. જો એમાં મધ નાંખવું હોય તો એક ૧ તોલો અને જે બીજો કલ્ક, ચૂર્ણ તથા પ્રવાહી પદાર્થ નાંખવો હોય તો અરધો તોલો લેવો.

## ઉષ્ણોદક વિધિ.

પાણી આઠ ભાગમાં કે ચતુર્થાંશ કે અર્ધાશ શેષ રાખીને તૈયાર કરવું, કિવા કેવલ ઉભરો આવેથી ઉતારી લેવું તેને ઉષ્ણોદક કહે છે–આ કફ, આમવાત, મેદ નાશક બસ્તી શોધક તથા જઠરાગ્નિ દીપક છે. અને જો રાતમાં પિયે તો કાસ, શ્વાસ, જ્વરાદિનો નાશ કરે છે.

## ક્ષીર પાક

જો પીપર ઇત્યાદિ દ્રવ્યના બીને દુધ સિદ્ધ કરવું હોય તો દ્રવ્યથી આઠ ગણું દુધ અને

દુધથી ચોગણું પાણી નાંખી ઉકાળવું અને જ્યારે દૂધ માત્ર બાકી રહે ત્યારે પીએ તો આમશૂળનો નાશ થાય છે.

## ક્વાથ વિધિ.

એક પલ ઔષધી ચૂર્ણ સોળપલ પાણીની સાથે મૃતિકાના વાસણમાં ઉકાળી જ્યારે અષ્ટમાંશ રહે ત્યારે છાણી લેવું આનું દ્રવ્ય એક તોલાથી લઇને પલ પર્યંત હોય તો સોલ ગણું પાણી નાંખવું. પલથી કુડવસુધી આઠગણું કુડવથી પ્રસ્થાદિક પ્રમાણુને ચોગણું પાણી. એ પાણી મંદાગ્નિથી સિદ્ધ કરેલું, સુખોષ્ણ પાવું એને શતકષાય ક્વાથ અને નિર્યુહ પણ કહે છે.

## ક્વાથ પાન માત્રા.

સ્નેહ, અથવા ઘૃત, તેલ, ક્વાથ ઇત્યાદિ ઔષધ એક પલ પ્રમાણ પીવું, એ ઉત્તમ માત્રા છે. ત્રણ તોલાની મધ્યમ માત્રા અને બે તોલાની ઉતરતી છે. અને તંત્રાંતરમાં કહેલું છે કે-એક પલ ઓસડમાં સોળપળ પાણી નાંખી ઉકાળતાં જ્યારે ચતુર્થાંશ રહે ત્યારે સોળ તોલા પીવા આપવું. જેની જઠરાગ્નિ પ્રબલ હોય અને શરીર મોટું હોય તેને ચાર પલ આપવું વળી કેટલાક વૈદ્ય કહે છે કે બેપલ આપવું કેટલાક વૈદ્ય અષ્ટમાંશ ક્વાથનો ભાગ ન ઇચ્છતાં કહે છે કે અષ્ટમાંશ ક્વાથની બેપલ જેટલી માત્રા આપવી. જો ક્વાથમાં સાકર કે ખાંડ નાખવી હોય તો વાત રોગમાં ક્વાથથી ચતુર્થાંશ, પીત્તમાં અષ્ટમાંશ, ને કફમાં ૧૬ ભાગ નાખવી તથા મધ નાંખવું હોય તો તેથી ઉલટું એટલે વાતમાં $\frac{1}{16}$ પિત્તમાં $\frac{1}{8}$ અને કફમાં $\frac{1}{4}$. જીરૂં, ગુગલ, ક્ષાર, લવણ, શીલાજીત, હીંગ અને ત્રિકટુ એ ઉકાળામાં નાંખવું હોય તો એક ટંક નાંખવાં દુધ, ઘી, ગોળ, તેલ, મૂત્ર તથા અન્ય પ્રવાહી પદાર્થ તથા કલ્ક ને ચૂર્ણ નાંખવું હોય તો એક તોલા પુર નાંખવું. રોગીએ સુખેથી બેસી સુવર્ણાદિ કે મૃતિકાદિના પાત્રમાં રાખી પ્રસન્નતાથી ઓસડ પીવું, ને પાત્રને ઉંધું વાળી આચમન કરી પાન ઇત્યાદિ ખાવું.

## અવલેહ વિધિ.

ક્વાથાદિ ઓસડને ફરી પકવવાથી ગાઢું થાય છે તેને રસક્રિયા કહે છે. એની માત્રા એક પળની છે એમાં ચૂર્ણથી સાકર ચોગણી, અને ગોળ બમણો તથા પ્રવાહી પદાર્થ નાંખવો હોય તો ચોગણો નાંખવો એવો સર્વત્ર નિયમ છે. જ્યારે અગ્નિની આંચથી અવલેહ પરિપકવ થાય છે ત્યારે એમાં ભાર આવે છે અને પાણીમાં નાંખવાથી ડુબી જાય છે અને આંગળીથી દાબવાથી સ્થીર તથા ગોળાકાર થાય છે તેમજ ગંધ, વર્ણ, અને રસની ઉત્પત્તિ થાય છે આ અવલેહ ચાટયા પછી દુધ કે શેલડીનો રસ કિંવા પંચ મૂળના ક્વાથમાં સિદ્ધ કરેલું યુષ કિંવા અડુષાનો ક્વાથ યથાયોગ્ય નક્કી કરી પીવા આપવો. એટલે એ અનુપાન પ્રશસ્ય છે.

## વટક વિધિ

વટકનું નામ ગુટિકા, વટિ, મોદક, પીંડી–ગુડ તથા વર્ત્તી પણ છે. ગોળ, સાકર કે ગુગળનો અગ્નિ ઉપર અવલેહ તૈયાર કરી એમાં ચૂર્ણ નાંખી વટક તૈયાર કરે અને કોઇ ઠેકાણે અગ્નિ વગર કેવળ ગુગ્ગળથી વટી કરવી. કોઈ ઠેકાણે સ્વયંપદાર્થથી અથવા મધથી બાંધવી. આ ગુટિકામાં સાકર ચૂર્ણથી ચોગણી, ગોળ બમણો ગુગળ ચૂર્ણ સમાન, તથા મધ પણ ચુર્ણ સમાન મેળવવું. અથવા બીજો કોઈ સ્વ પદાર્થ નાંખવો હોય તો ચૂર્ણથી બમણો નાંખવો.

## ધૃત–તૈલ વિધિ.

(૧) ઘૃત કે તૈલ કલ્કથી ચોગણું લેવું એ ઘૃત કે તેલથી ચોગણા દ્રવ પદાર્થમાં અગ્નિ પર તેલ શેષ રહે ત્યાં સુધી રાખવું. એની માત્રા એક વાલ પ્રમાણની છે. જો કે ક્વાથનું દ્રવ્ય હોય તો ચોગણું પાણી નાંખી ઉકળતાં જ્યારે ચતુર્થાંશ રહે ત્યારે તેલથી ચોગણો નાંખીને તેલ સિદ્ધ કરવું. જો દ્રવ્ય કોમલ હોય તો ચોગણું પાણી, કઠણમાં આઠ ગણું અને જો એ મૃદુ દ્રવ્યાદિ દુધમાં સિદ્ધ કરવું હોય તો દુધ આઠ ગણુ નાંખવું અને જો અત્યંત કઠણ હોય તો સોળગણું પાણી નાંખવું. મૃદુ, ગળો ઇત્યાદિ લીલો પદાર્થ કઠિન શુંઠ આદિ શુષ્ક અતિ કઠિન દેવદારૂ ચંદનાદિ.

(૨) ઉપર કહ્યું કે મૃદુ દ્રવ્યથી ચોગણું પાણી, કઠણથી આઠ ગણું, અતિ કઠણથી સોળગણું એતો મૃદુ કઠણાદિ ભેદથી કહ્યું હવે કોઇ આચાર્ય વજન પરિમાણ ભેદથી કહે છે કે–એક કર્ષથી પલ પ્રમાણ દ્રવ્યમાં ૧૬ ગણું, અને પલથી કુડવ સુધી આઠ ગણું, જળ તથા એક પ્રસ્થથી ખારી પર્યંત સોગણું પાણી નાંખવું.

(૩) જ્યાં પાણી અથવા ઉકાળો અથવા સ્વરસમાં ઘૃતાદિક સાધેલું હોય ત્યાં પાણીમાં તેલાદિક ચતુર્થાંશ ષષ્ટાંશ અને સ્વરસમાં સાધવું હોય તો તેલ ઘૃતાદિથી અષ્ટમાંશ કલ્ક-મીશ્રિત કરી સાધવું.

(૪) કલ્ક અર્થાત લુગદી બનાવવી:—એ સારી તરેહથી પાકવા વાસ્તે ચોગણા પાણીમાં પીસીને તૈયાર કરવી.

(૫) જ્યાં સ્નેહપાકમાં પંચાદિક હોય, જેવાં કે દુધ, દહીં, તક્ર, સ્વરસ એ પ્રમાણે પાંચથી આદિ ૪ ચાર દ્રવ્ય હોય ત્યાં તેલ (સ્નેહ) બરાબર એ ચારે લેવાં તો પૂર્વે કહ્યા પ્રમાણે ચોગણા પાણીમાં કલ્ક વાટીને કલ્ક તૈયાર કરો તો દ્રવ્યથ. ચોગણું થયું.

(૬) જ્યાં કેવલ કવાથમાં ઘૃતાદિ સ્નેહ સિદ્ધ કહ્યો છે ત્યાં જે ઔષધીનો ઉકાળો કહ્યો હોય એનો કલ્ક પણ તેમાં સામેલ કરી સિદ્ધ કરવું.

(૭) જે સ્નેહમાં કલ્ક ન નાંખવો હોય એને કેવળ દ્રવ્યમાં (કવાથમાં–અન્ય સ્વરસ ઇત્યાદિમાં ) સિદ્ધ કરવું.

(૮) જ્યાં કેવળ દ્રવ્યની સાથે સ્નેહપાક કહ્યો હોય ત્યાં ચોગણા પાણીમાં કલ્ક વાટીને કલ્ક તૈયાર કરો તો દ્રવ્યથી ચોગણું થયું.

(૯) જે સ્નેહમાં પુષ્પનો કલ્ક હોય એમાં પાણી સ્નેહથી ચોગણું અને સ્નેહથી ૩ પુષ્પનો કલ્ક યુકત કરવો.

(૧૦) જ્યારે ઘૃતાદિકના પાકનો કલ્ક આંગળીઓથી અડતાંજ બંધાવા લાગે અને અગ્નિપર નાંખવાથી શબ્દ ન થાય ત્યારે સિદ્ધ સ્નેહ જાણવું. અને જ્યારે તેલ પર ફીણુ આવે અને ઘીનું ફીણુ શાંત થાય અને વર્ણ ગંધ રસાદિક તેમાં ઉત્પન્ન થાય તો સિદ્ધ ( પાક ) થયો જાણવો.

(૧૧) **સ્નેહપાકના ભેદઃ**—સ્નેહપાક મૃદુ, મધ્ય અને ખર એ રીતે ત્રણ પ્રકારનો છે. તેમાં જેનો કલ્ક સ્નેહ સિદ્ધ થયા પછી કિંચિત્ રસ યુકત રહે તે મૃદુ જેનો રસ રહિત કોમલ રહે તે મધ્ય અને જે થોડો કઠણ રહે તે ખર; એ ઉપરાંત અતિ કઠણ થાય તે દગ્ધવાળુ છે તે દાહકારક નિરૂપયોગી છે. અને જો થોડો કાચો રહે તો નિર્વીર્ય. અગ્નિમાંદ્ય કારક અને જડ થાય છે. આમાં નાસને વાસ્તે મૃદુપાક, મધ્ય સર્વકાર્યમાં અને અભ્યંગાર્થ-ખર યોજવો. ઘૃત, તેલ, ગોળ ઇત્યાદિ એકજ દિવસમાંજ કરવું. કારણ કે રાત્રે વાસી રાખીને કરવાથી વધારે હાનીકારક થાય છે.

## ૧૮ સંધાનવિધિ

જે દ્રવ્ય દ્રવ પદાર્થમાં ઘણા કાળ પર્યંત રહ્યાથી ખાટો થાય એને આસવ અને અરિષ્ટ ભેદથી ઔષધ યોગ્ય કહે છે. તેમાં જે અપકવ ઔષધથી મદ્ય સિદ્ધ થાય છે તેને આસવ અને ઇતરને અરિષ્ટ કહે છે.

## ૧૯ અરિષ્ટ વિધિ.

સામાન્ય અરિષ્ટ વિધિ કહે છે—

(૧) અરિષ્ટમાં દ્રવ્યનું પાન (તોલ) ન લખ્યું હોય ત્યાં જો એક દ્રોણુ (૧૦૨૪ તોલા ભાર ) દ્રવ ( પ્રવાહી પદાર્થ ) હોય તો તેમાં એક તુલા (૪૦૦ તોલા) ગોળ, ગોળનું અરધું (૨૦૦ તોલા ) મધ અને બીજા પદાર્થ ચૂર્ણાદિક નાંખવું હોય તો ગોળનું દશાંશ ( ૪૦ તોલા ) નાંખવું.

૨ જે પકવ્યા વિના મધુરદ્રવ—જેમકે શેરડીનો રસ ઇત્યાદિથી અરિષ્ટ તૈયાર થાય તેને શીતરસ—સીધુ કહે છે, અને જે પરિપકવ મધુર દ્રવથી થયો હોય તેને પકવરસ સીધુ કહે છે.

૩ જે પરિપકવ અન્નના સંધાનથી ઉત્પન્ન થયો હોય તેને સુરા કહે છે એ સુરાના માંડને પ્રસન્ન અને નીચે ગાઢું રહે તેને કાદંબરી કહે છે. એની નીચે રહે તેને અજગલ કહે છે અને મેદક અજગલથી પણ ગાઢું હોય—થાય છે. જે પરિપકવ અને સાર હીન હોય તેને સુરાબીજ અને કીરવક પણ કહે છે.

૪ જે તાલ (તાડ) ને ખજુરના રસથી તૈયાર થાય તેને તારૂણી.

૫ જે દ્રવદ્રવ્યમાં તેલાદિક સ્નેહ અને લવણયુક્ત કંદમૂલ ફલાદિ નાંખી સંધાન કરે તેને સુક્ત.

૬ જે તેલ-કંદ-શાક, ફલને ગોળના પાણી સાથે થોડા દિવસ રાખ્યાથી ખટાશ આવે તેને શુડ સુક્ત કહે છે. એ રીતે દ્રાક્ષનો પણ સુકત થાય છે.

૭ જે કાચા જવ દળીને પાણીમાં રાખવાથી પાણી ખાટું થાય તેને તુષામ્બુ કહે છે. અને.

૮ જે જવતુષ રહીત કરીને પાણીમાં નાંખી ઉકાળીને પાણીને ખાટું કરે છે તેને સૌવીર કહે છે.

૯ જેતુષરહિત ઘઉં પાણીમાં પલાળી પાણી ખાટું કરે છે તેને આરનાલ કહે છે.

૧૦ જે ઘઉં પકવીને કરે છે તેને સૌવીર કહે છે તે પૂર્વવત્ ગુણકારી છે.

૧૧ જે ધુઘરી (કુલ્માષ ધાન્ય) ઇત્યાદિ નામંડા (ઓસામણ)નું સંધાન છે તે કાંજી.

૧૨ મૂળા સરસવાદિનું સંધાન થાય છે તે સંડાકી કહેવાય છે.

## ૭૭૩. મદનમોદક—

જાયફળ, જાવંત્રી, લવિંગ, મસ્તગી, સાલમ, વંશલોચન, દાલચીની, એલચી છોટી ચોપચીની, ચીનીકબાબ, ખસ, બડી એલાયચી આ દરેક દવા ૪ ચાર ટંક, તિલ, તમાલપત્ર, અશ્વગંધ, સંબલછાલ, શતાવરી, કાયફર, કેળકંદ, કપૂર, ધતુરબીજ, ધનીયા; મીરચ, ગંગેરની છાલ, અનાર દાણા, ભારંગી, મોચરસ, મુલેઠી, પીપળ, કાકડાશીંગી, પુષ્કર મુળ, પીપરીમુળી ગોખરૂ, કાલુજીરૂં, સફેત જીરૂં સીંગોડાં આ દરેક દવા ૧ ટંક. કૌચબીજ, ગજપીપર, મુસલી, લીંડીપીપર, કાળી મુસળી, નાગકેશર આ દરેક.

ગોલ ૨૫, બદામગીરી ૨૫; ધુલરા ૨૦ ચોરાજી ૨૦, ચીલગો ટંક ૨૦, અફીણ તોલા ૨, ભાંગ તોલા ૨, દુધ સાડા સાત શેર ૭॥.

## ૭૭૪. બૃહત્ જીવન-નુતન—

ભોરીંગણીનાં મુળ તોલા ૩૦, અરણીનાં મુળ તોલા ૩૦, સાટોડીનાં મુળ તોલા ૩૦, ગોખરૂ મુળ તોલા ૩૦, ખપાટ મુળ તોલા ૩૦, કાંકચ મુળ તોલા ૩૦, ખોરખગાંજો તોલા ૩૦, એરંડાનાં મૂળ તોલા ૩૦, ખડસલીયાના મૂળ તોલા ૩૦, આસોંદમુળ તોલા

૦, કાળી દ્રાક્ષ તોલા ૩૦, બીલીફળ અર્દ્ધ કચરાં તોલા ૩૦, એ તમામ સરખાં લઇ ાધકચરાં કરી તપેલામાં પાણી મણ ૪ ( ૪૦ શેર લેખે ૪૦ શેરીયો મણુ ) માં નાંખવાં માં આંબળાં નંગ ૨૦૦૦) શુકો ઝીણો કરી પોટલી બાંધી નાંખવો વાસણુ ઢાંકવું. ઉપર ગ્નર્ઈવાળું ધીમી આંચ શરૂ કરવી જ્યારે ૧૦)શેર પાણી રહે ત્યારે ઉતારી આંબળાંની પોટલી ઢી તેમાં ૨ાા શેર ઘી નાંખી ખરલ કરવાં બાદ સાકર મણુ ૧ાાની ચાસણી ઉપરના પાણીમાં ાણીને ગાળીને કરવી હાથ ચોટે તેવી થાય ત્યારે નીચેની ચીજો તેમાં મેળવવી. મધ શેર ાા ઘૃત શેર ૨ાા, પીપર શેર ૧ાા, એલચી તો. ૧૮, વંશલોચન શેર ૩, નાગકેશર શેર ાા, તમાલપત્ર શેર ૦ાાા, કપડછાણુ કરી નાંખવાં, બાદ કાચની બરણીમાં રાખવું. માત્રા લા ૨ાા થી ૫ ઉપર દુધ પીવું. કાસ, શ્વાસ, ક્ષય, ધાતુવિકાર નબળાઇ ઉપર. અકસીર છે.

## ૭૭૫ લેપન વિધિ.

૧ આલેપ, લેપન, લેપ અને લિપ્તક એવાં ચાર લેપનાં નામ છે તથા દોષઘ્ન, વિષહા ને વર્ણ્ય એ ભેદે કરી લેપ ત્રણ પ્રકારનો છે આંગલનો ચોથો ભાગ–ત્રીજો ભાગ અને ર્ધાંગલ એવાં ત્રણ પ્રમાણ છે. આ લેપ રોગનાશક અને સુકા રૂપનાશક હોય છે.

## ૭૬ દોષઘ્ન લેપ—

૨ સાટોડી, દેવદાર, સરસવ, સુંઠ સરગવાની છાલ એમને કાંજીમાં વાટી લેપ કરવાથી ઈ પ્રકારનો સોજો મટાડે.

શીરીષની છાલ, જેઠીમધ, તગર, રક્તચંદન, એલચી, જટામાંસી, હલદર, દારૂહલદર, ાલેટ, ( કોઠ ) વાળો, એ સર્વનું ચુરણ કરી પંચમાંશ ઘૃત મિશ્રિત કરી જલ સાથે લેપ ાથી આ દશાંગ લેપ વિસર્પ, વિસ્ફોટક, શોથ અને દુષ્ટ વ્રણનો નાશ કરે છે.

## ૭૭ વિષહા લેપન—

૩ માખણુ અને તલ એનો બકરીના દૂધ સાથે લેપ કરવાથી અથવા કાળી માટીનો કરવાથી ભીલામાંનો સોજો મટે છે.

## ૭૮ વર્ણ્ય લેપ—

૪ રક્ત ચંદન, મજીઠ, લોધર, ઉપલેટ, મેંદીનાં બીજ, (પ્રિયંગુ) વડવાઇનાં અંકુર, મસુરનો લેપ વ્યંગ રોગ નાશક અને મુખ કાન્તિકારક છે.

૫ **લેપ વિધ**—આ લેપ અને પ્રદેહ, એવા લેપના બે ભેદ છે. બેઉનું પ્રમાણ અર્ધા ાળ જાડાપણાનું છે. જે શીતલ, ઢીલો, સુકવાવાળો હોય તે–**આલેપ–પ્રલેપ**–પિત્ત ક છે જે લીલો, ગાઢો અને ગરમ કરીને લેપ કરવામાં આવે છે તે **પ્રદેહ**–કફવાત ક છે.

૬ રાત્રે લેપ કરવો નહીં ને સુઇ રહ્યા પછી રાખવો નહીં પ્રદેહ અને પીડિત સુકાવા

દેવો નહીં કારણકે અંધકારે કરીને ટંકાયેલી બાફ રૂવાડાંના છીદ્રોમાં રહે છે તે લેપ વિના નીકળે છે માટે રાતે લેપ કરવો નહીં. ચતુર વૈદે વ્રણુ ઉપર રાત્રે પણુ લેપ કરવો. કે જે વ્રણુ રક્ત અને કફથી થયેલ, પાકરહિત, અતિ ગંભીર, હોય તે ઉપર રાતે પણુ લેપ કરવો.

## ૭૭૯ પ્રલેપ—

જેઠીમધ, રતાંજલી, મુર્વા ( મરડાશીંગી ) રામેશરનું મૂળ, પીત પાપડો, વાળો, તગર, કમળકાકડી એમનો **પ્રલેપ–પીત્ત**–નાશક છે.

## ૭૮૦ પ્રદેહ—

બીજોરાનુંમૂળ, જટામાંસી, દેવદાર, સુંઠ, રાસ્ના, અને અરણીનાં મૂળનો–**પ્રદેહ વાતશોથ** નાશક છે. પીપરી, જુના તલનો ખોળ, સરગવાની છાલ, વાલુ ( સિકતા–રેતી ) અને હરડે ગાયના મૂત્ર સાથે વાટી ગરમ કરી લેપ કરવો આ **પ્રદેહ–કફ–સોથ**–નાશક છે.

## ૭૮૧ શોણિતસ્રાવ પ્રકાર—

૧ માણુસનો રોગ જોઈ લોહી કઢાવવું તે દોષ બલાબલ પ્રમાણે એક પ્રસ્થ ( ૬૪ તોલા ) અથવા અરધો પ્રસ્થ ( ૩૨ તોલા ) અથવા પા ૦। પ્રસ્થ ( ૧૬ તોલા ) રક્ત કઢાવવું.

૨ શરદઋતુમાં અવશ્ય લોહી કઢાવવું, તેથી ત્વચાના દોષ, ગુમડાં, સોજો, ઈત્યાદિ લોહી બીગાડ સંબંધી રોગનાશક થાય છે.

૩ વર્ષાકાલમાં જે દહાડે વર્ષા વીજળી નહોય તે દહાડે તેમજ ગ્રીષ્મ ને શરદ ઋતુમાં ઠંડી વેળા અને શીત કાળમાં લોહી કઢાવવું.

૪ લોહી સ્વભાવથી મધુર છે રંગ એનો સ્વાભાવિક રાતો છે. આ રક્ત ન ટાઢું ન ગરમ પણુ સાધારણુ છે તેમજ ન હલકું ન ભારે અને સ્નિગ્ધ છે. જ્યારે પીત્તે કરી બગડે છે ત્યારે વિસ્ર એટલે કાચા માંસ જેવું દુર્ગંધ યુક્ત થાય છે.

૫ આ લોહીમાં જે વિસ્રતા ( કાચા માંસની ગંધ ) દ્રવતા; રક્તતા, ચેતન, નષ્ટ થઈ જવું એ પાંચ ગુણુ અનુક્રમે પંચમહાભૂતના છે.

૬ લોહી બગડવાથી શરીરમાં સોજો, રક્તમંડલ, પીડા, દાહ, અંગનું પાકવું, ખસ ને નાના ફોડલા થાય છે.

૭ રક્તવૃદ્ધિ થવાથી શરીરને નેત્ર રાતાં થઇ જાય છે. નસો લોહીથી ભરાઇ જાય છે અંગોનુ ભારે પણું, નિદ્રાની અધિકતા, પ્રમેહ, અને દાહ થાય છે.

૮ રક્ત ક્ષીણુ થવાથી મધુર પદાર્થપર ઇચ્છા, મુર્છા, ત્વચાની રૂક્ષતા, અને શીરા-નસોની શીથિલતા થાય છે.

૯ લોહી વાયુ એક રીતે દુષિત થાય છે ત્યારે ચિત્ત, જાય છે એટલે ગાંડા થઇ જાય છે.

૧૦ વાત દુષિત રક્ત લક્ષણઃ-વાયુ થકી દુષિત રકત રાતુ ફેનયુક્ત, રૂક્ષ, ખરખરૂં પાતળું, શીઘ્ર વહેવાળું, સુકાઇ જનારૂં, અને લોહીથી શરીરમાં સોઈ ભોકાવા જેવી પીડા થાય એવું હોય છે.

૧૧ પીત્ત દુષિત લોહીઃ-પીળું, હરિત, નીલ, શ્યામ એટલે રતાશને લીધે કાળું, કાચા માંસની ગંધવાળું સ્વાદહીન (એટલે સ્વભાવથીજ જેનો મધુર સ્વાદ છે તે રહિત ખારૂં વગેરે) ઉષ્ણ, કીડી માખી વગેરે પણ ખાતી નથી એવું ખરાબ થાય છે.

૧૨ કફ દુષિત લોહીઃ-ટાઢું, બહુ ચીકણું, ગેરૂ પાણી જેવું, માંસના લોંદા જેવું, સુકાઇ ઠરી જનારૂં, અને મંદ વહેવાવાળું હોય છે.

૧૩ દ્વિદોષ દુષિત લોહીઃ-બેદોષના ચિન્હયુકત અને ત્રિદોષ દુષિત દુર્ગંધીયુકત સર્વ લક્ષણયુકત અને કાંજી જેવું હોય છે.

૧૪ વિષ દુષિત-ઝેરથી બગડેલું લોહી રતાશને લીધે કાળું નાસિકાથી નીકળવાવાળું કાચા માંસની વાસવાળું કાંજી જેવું અને સર્વકૃષ્ટ એટલે અઢાર પ્રકારના કુષ્ટોનું કરનારૂં થાય છે.

૧૫ પ્રકૃતિ સ્વભાવી, રૂધીરઃ-જે લોહીનો રંગ ઈંદ્રગોપ એટલે ગોકુળ ગાયના જેવો રાતો હોય અને ગાઢું ન હોય તે રકત શુદ્ધ સમજવું.

૧૬ રક્ત મોક્ષણ કરવા યોગ્ય રોગ. ચોથ, દાહ, અંગમાં કોઇ પણ ઠેકાણે પાકવું, પાક, શરીરનો વર્ણ રાતો થવો, નાસિકા વગેરે કોઇપણ માર્ગે લોહીનો સ્ત્રાવ, વાતરકત, કુષ્ટ, પીડા યુકત કઠિણ વાત રોગ, પાંડુ, શ્લીપદ, વિષદુષિત રકત થતાં ગ્રંથી, અર્બુદ, અપચી, શુદ્ર રોગ અધિમંથ રોગ વિદારી, સ્તનરોગ, ગાત્રોની શિથિલતા, અને ભારેપણું રકતાભિસ્પંદ, તંદ્રા, નાક, મુખ અને દેહમાં દુર્ગંધ રોગ, યકૃત, પ્લીહા, વિસર્પ, વિદ્રધિ, પીડિકા :(શરીરમાં ફોડા થાય છે તે) કાન, હોઠ, નાક અને મુખપાક રોગમાં, દાહ રોગ, શિરોરોગ, ઉપદંશ, રકતપીત્ત, આટલા રોગમાં રકતસ્ત્રાવ એટલે લોહી કઢાવવું શ્રેષ્ટ છે.

ઉક્ત રોગોમાં પછના (પ્રક્ષણ) એક રીતે અથવા જળો:કે તુંબી લગાડી અથવા શિરા મોક્ષ કહેતાં શિરાવેધ કરાવી લોહી કઢાવવું શ્રેષ્ટ છે.

૧૭ શિરામોક્ષ અયોગ્ય મનુષ્ય—

અતિકૃશ, અતિ મૈથુન કરનાર, નપુંસક, ભમાર્ત્ત, ગર્ભવતી, પ્રસુતા, પાંડુરોગી, જે વમનાદિ પંચકર્મ કરી શુદ્ધ થયેલ છે તે, સ્નેહપાન કરેલો, અર્શરોગી, સર્વાંગશોથી, ઉદરરોગી, શ્વાસ, કાસવાન ઉલટી અને અતીસારી, અતિ પરસેવો કાઢેલો, ૧૬ વર્ષથી કમી અને ૭૦ ઉપરના હોય ને જેનાં શરીરમાં ચોટ લાગી લોહી પડી ગયું હોય તે આટલા શિરામોક્ષ કરવાને યોગ્ય નથી.

તેમજ વિષયુક્ત મનુષ્યને પણ શિરામોક્ષ વિષ તુલ્ય છે.

જો આટલાઓને લોહી કઢાવવું હોય તો એટલે આવશ્યકતા હોય તો જલો લગાડી લોહી કાઢવું.

૧૮ જે લોહી વાત, પિત્ત, અને કફે કરીને દૂષિત હોય તેને ગાયનાં શીંગડાં, જળો અને તુંબડી વડે કરીને એમ ત્રણ પ્રકારે કરીને લોહી કાઢવું. જે બે દોષથી અથવા ત્રણે દોષે કરીને દુષિત થયેલું હોય તેને યુક્તિભીશિરામોક્ષ કરાવી એટલે દુરસ્ત ખોલાવી લોહી કઢડાવવું અથવા પછના લગાવી કઢાવવું.

**જલો**—એક હાથભર જગાનું લોહી ખેંચે છે. તુંબડી બાર આગળનું, પછના એક આંગળનું ગોશૃંગ દશાંગુલનું અને શિરામોક્ષ સર્વાંગને શુદ્ધ કરે છે.

૧૯ શીતકાલમાં અને ભોજનથી પ્રથમ લોહી ન કઢાવવું, તેમજ મૂર્છારોગ, અતિ નિદ્રારોગ, ભર્યાર્ત્ત, મદ્યાદિનો નિસો અને થાકેલ હોય તથા જેને મલમૂત્રનો અવરોધ હોય, તેણે લોહી કઢાવવું નહીં. કઢાવવાથી નુકસાન છે.

૨૦ જો શિરામોક્ષ ( ફસ ખોલાવવી ) થી લોહી ન નીકળે તો વ્રણના મુખ ઉપર ઉપલેટ, ત્રિકટું અને સીંધવનું ચૂર્ણ લઇ મર્દન કરવું. તેથી લોહી સારી રીતે નીકળવા લાગશે.

૨૧ આ વિષયમાં શુશ્રુતાચાર્ય કારણ કહે છે કે જે મદ, મૂર્છા અને મળે કરીને પીડિત છે તેમજ જેને અધો વાયુ મલમૂત્રનો અવરોધ છે તથા જેમને નિદ્રા અધિક છે જે ભયભીત છે તેમનું લોહી સારી પેઠે નીકળતું નથી, માટે અતિશીત કાળમાં, અતિ ઉષ્ણકાળમાં પરસેવો કાઢયા વિનાનાને અતિ સંતપ્તને લોહી ન કાઢવું પ્રથમય યવાગૂ ખાઈ તૃપ્ત કરી તેનું લોહી કાઢવું ( અતિ ઉષ્ણ ) કાલે અતિસ્વિન્ન એટલે અતિ પરસેવો કાઢેલાને અથવા શીરાની જાસ્તિ છેદાવાથી અતિશય લોહી પડવા લાગે છે. તેનો તુરત ઉપાય કરવો.

## ૭૮૨ લોહી બંધ કરવાના ઉપાય—

૨૨ જો લોહી જાસ્તી નીકળવા લાગે અને બંધ ન થાય તો લોધર, રાળ અને રસાંજનનું ચૂર્ણ અથવા જવ, ઘઉં, ધવ, ધતુરો અને ગેરૂનું ચૂર્ણ, એમાંથી કોઇ પણ ચૂર્ણ કરી વ્રણનું મોઢું બંધ કરવું અને તે વ્રણનું મુખ બાંધી શીત ઉપચાર કરવા. એથી લોહી બંધ ન થાય તો વ્રણના ઉપલા ભાગમાં તેજ શીરા બીજે ઠેકાણે બાંધવી અથવા ક્ષાર વડે કરીને કિંવા અગ્નિએ કરીને ડામ દીધાથી બંધ થશે.

**કષાય** ( તુરો ) પદાર્થ વ્રણને બંધ કરે છે.

**શીત ઉપચાર** રકતને ગાઢું કરે છે.

**ક્ષાર** વ્રણનું મોઢું જોડે છે. અને

**ડામ** શીરાને સંકુચિત કરે છે.

૨૩ જો દૂષિત લોહી શેષ રહે તો પણ વ્યાધિ કુપિત થતો નથી. માટે દુષિત લોહી પણ શેષ રાખવું. લોહીનો અતિ સ્રાવ હિતકારક નથી.

૨૪ લોહીના અતિસ્ત્રાવથી આંધળાપણું, આક્ષેપક, તૃષ્ણા, તિમિર, મસ્તકપીડા, પક્ષઘાત, શ્વાસ, કાસ, હીક્કા, દાહ, પાંડુ અને મરણ પણ થાય છે.

**૨૫ देहस्योत्पत्ति रसृजो देहस्ते नैवधार्यते ॥**
**रक्तं जीवस्य वा धार स्तस्माद्र क्षेदसृग्वुधः ॥**

દેહની ઉત્પત્તિ લોહીથી છે. લોહી વડેજ દેહ ધારણ થાય છે. લોહીજ જીવનો આધાર છે માટે લોહીની રક્ષા કરવી.

૨૬ લોહી કઢાવેલા મનુષ્યને શીતોપચાર કરવાથી જો વાયુ કુપિત થાય તો ઘી ગરમ કરી લોહી કઢાવેલે ઠેકાણે સોજાને શેકવો યોગ્ય છે.

૨૭ લોહી કાઢવાથી ક્ષીણ થયેલાને કાળો મૃગ, શશલો, ઘેટો, રાતો મૃગ, અને બકરાના માંસનો રસ પાવો યોગ્ય છે. સાઠી ચોખાનો ભાત અને દુધ હિતકર છે.

૨૭ સારી રીતે લોહી નીકળવાથી પીડાની શાંતિ, શરીર હલકું, રોગ અને રોગોપદ્રવોનો નાશ, મનની સ્વસ્થતા, એટલાં લક્ષણ થાય છે.

૨૮ જ્યાં સુધી લોહી કઢાવ્યા પછી શરીરમાં શક્તિ ન આવે ત્યાં સુધી વ્યાયામ, મૈથુન, ક્રોધ, શીતલજલ સ્નાન, અતિ વાયુ સેવન; એકજ આસને એકજ સ્થળે બેસી રહેવું દિવસે નિદ્રા, ખારૂં ખાટું ને તીખું ભોજન, શોક, વાદ અને અજીર્ણ જન્ય ભોજન–એ ત્યાજ્ય છે.

## ૭૮૩ નેત્રપ્રસાદન કર્મ ( નેત્રોને સ્વચ્છ કરવાં તે ).

૧ શેક, આશ્ચોતન, પીંડી, બીડાલ, તર્પણ, પુટપાક, અને અંજન કરીને નેત્રોનો ઉપચાર કરવો.

૨ **કલ્પવિધિ** તેમાં પ્રથમ **શેકપ્રકાર.** માણસનાં નેત્ર બંધ કરાવી સર્વ નેત્ર રોગમાં નેત્રો ઉપર બારીક ઝીણી ધાર કરીને દ્રવ પદાર્થનું સીંચન (ધાર) કરાવવું તે એક આંગળ ઉંચુ આવે ત્યાં સુધી કરાવવું હિત છે. તે વાત સંબંધી નેત્ર રોગમાં ઘૃતાદિ સ્નેહ યુક્ત સ્વેદન પીત્ત અને રક્ત સંબંધી રોગમાં રોપણ અને કફ સંબંધી રોગમાં લેખન કરવું.

૩ સ્નેહમાં છસો વાક્ પર્યંત, રોપણમાં ચારસો અને લેખનમાં ત્રણસો વાક્ પર્યન્ત નેત્ર પ્રસાદન ( નેત્ર શુદ્ધિ કર્મ ) માં સેક કરવો.

૪ **વાક્ ( માત્રા ) પ્રમાણ**–નિમિષોન્મેષ—આંખ બંધ કરી ખોલતાં એક પ્રમાણ, ઢીંચણ પર આંગળી ફેરવી ચપટી વગાડવી તે બીજું પ્રમાણ અને દીર્ઘ અક્ષરનો ઉચ્ચાર કરવો તે ત્રીજું પ્રમાણ—આ કાળને એક વાક્ કહે છે.

૫ નેત્રોપર સેક દીવસેજ કરવાનો. જો રોગની અધિકતા હોય તો રાતે પણ કરવો. એરંડાનાં પાંદડાં વાટી બકરીના દુધમાં નાંખી પકાવી પકવ થયા પછી સુખોષ્ણ લઈ નેત્રની સંચવાં તે નેત્ર સંબંધી વાત રોગનો નાશ કરે છે.

૫ **આશ્ચોતન વિધિ**—કવાથ, મધ, આસવ, અને ધૃતાદિ સ્નેહનાં બીંદુ બે આંગળ કરીને જે ઉઘાડા નેત્રોમાં પાડવાં તે આશ્ચોતન કહેવાય છે. શીતકાળમાં સુખોષ્ણ અને ઉષ્ણ કાળમાં સીતલ બિંદુ નાંખવાં. આ સર્વત્ર નિશ્ચય છે. વાત રોગમાં તિક્ત ( કડવો ) અને સ્નિગ્ધ પદાર્થ પિત્તમાં મધુર અને શીતલ અને કફ સંબંધી નેત્ર રોગમાં તિક્ત, ઉષ્ણ અને રૂક્ષ પદાર્થ—એમ ક્રમસર આશ્ચોતન કરવું હિતકર છે.

સર્વ આશ્ચોતનની માત્રા સો વાક પર્યન્તની છે તે પછી નેત્રો સારૂ અયોગ્ય છે. માટે આશ્ચોતન જાસ્તિ વખત કરવું નહીં.

**બિલ્વાદિ પંચમૂળ**—એટલે બીલી, સ્યોનાક, કંભારી, કાલીપાટ, અને અરણી એ પાંચેનાં મૂળ અને ભોંયરીંગણી, એરંડ તથા સરધવાનો ઉકાળો ગરમાગરમ આશ્ચોતનમાં શ્રેષ્ઠ અને વાતાભિષ્યંદ નાશક છે.

૬ **પિંડી વિધિ.** જેની પીંડી બાંધવી હોય તે ઔષધોનો લુગદો કરી જે પ્રમાણે કવલમાં માત્રા કહી છે તે પ્રમાણે લઇ વસ્ત્રમાં લપેટી નેત્રો પર પીંડી બાંધવી, આ પિડી અભિષ્યંદ નાશક છે. તે વાતરોગમાં સ્નિગ્ધ અને ઉષ્ણ, પીત્તરોગ ઉપર શીતલ અને કફ ઉપર રૂક્ષ અને ઉષ્ણ બાંધવી એ હીતકર છે.

પિત્તરોગમાં ધાત્ર (આંબળાં)ની પીંડી બાંધવા. કફરોગમાં સરધવાનાં પાંદડાની તથા એરંડાનાં પાંદડાં અને એરંડાનાં મૂળની છાલની પિંડી કરી કિંચિત્ ગરમ કરી વાતરોગમાં બાંધવી.

૭ **બિડાલવિધી**—નેત્રોની પાંપણ જે છોડીને નેત્રોને ફરતો જે બહાર લેપ કરે છે તે બિડાલ છે. તેની માત્રા (કાલ) મુખના આલેપ પ્રમાણે જાણવી.

જેઠીમધ, ગેરૂ, સિંધવ, દારૂહલદર, અને રસવંતી સમ ભાગે લઇ પાણીમાં વાટીને નેત્રોની બહાર લેપ કરવો. આ બીડાલ વિધી સર્વ નેત્રોના રોગનો નાશ કરે છે.

૮ **તર્પણવિધિ**—જે ઘરમાં પવન, તડકો, ધુળ ન હોય એવા ઘરમાં ચત્તો સુવાડી તેના નેત્રોની ફરતી (અભિતોમાષ ચૂર્ણેના ક્લિન્નેન પરિપિંડિતો) પાણીથી સાત ભેલા અડદના લોટની પાલ બાંધી અને તે નેત્રો ઉપર જેવડી ઉપર તર આવે છે તેમાં કિંચિત્ ગરમ પાણી મેળવી ભરી દેવું અથવા સો વખત ધોયેલું ઘી અથવા દુધમાંથી કાઢેલું માખણ લઇ જેટલાથી નેત્રોની પાંપણો બુડે તેટલું ભરી દેવું પછી તે મનુષ્યને શનૈઃ શનૈઃ નેત્રોને ખોલતો બંધ કરતો રહે તે એમ કે પ્રથમ નેત્ર બંધ કરી ભરી પછી ખુલતો બંધ કરતો રહે એમ વૈદ્ય લોકોએ તર્પણની વિધિ કહી છે.

(a) **यद्रूक्षं च परिष्यंदि नेत्रं कुटिलमाविलं ।**
**शीर्णपक्ष्म शिरोत्पातं कृच्छोन्मीलन संयुतं ॥**

જે નેત્ર રૂક્ષ, વારે વારે ઉઘડતાં મંદ હોય કિંવા કુટિલ ( વાંકડા) પાણી ભરેલું હોય પાંપણો પડી ગઈ હોય શિરોત્પાત રોગ, જે મુશ્કેલથી ઉઘડે, તેમજ તીમિર, અર્જુન, શુક્ર (ફુલી) અભિષ્યંદ, અધિમંથ, શુષ્ક, અક્ષીપાક, શોથ, અને વાતવિપર્યયુકત હોય એવા નેત્રો રોગજ્ઞાતા વૈદ્યે મુક્તિએ તર્પણ કરવું.

(b) ત્યાં વત્મ રોગમાં ૧૦૦ વાફ પર્યન્ત તર્પણ ધરે સ્વસ્થ, અને કફ સંબંધી સંધી રોગોમાં ૫૦૦ વાફ કફ રોગમાં ૬૦૦ વાફ સુધી, કૃષ્ણગત રોગમાં ૭૦૦ વાફ સુધી દૃષ્ટિ રોગમાં ૮૦૦ વાફ સુધી અધિમંથ રોગમાં ૧૦૦૦ વાફ સુધી અને વાત સંબંધી નેત્ર રોગમાં ૧૦૦૦ વાફ સુધી તર્પણ ધાર કરવું.

c જો તર્પણ, સ્નેહથી નેત્ર ભર્યાં રહે તો પ્રથમ તે સ્નેહને કાઢી સાત લેલા જવનો લોટથી શોધન કરવું. પછી જે સ્નેહના પ્રભાવથી કફ પ્રાપ્ત થયો હોય તેને યથા યોગ્ય ધુમ્રપાન કરાવી કાઢવો એમ એક દહાડો અથવા ત્રણ દહાડા સુધી ( પછી ) ફરી ફરી તર્પણ કરવું.

d તર્પણથી તૃપ્ત થયેલાં નેત્રોનાં આ લક્ષણ છે કે–સુખથી સુવું અને જાગવું. નેત્ર સાફ, દેખવામાં, જોવામાં પણ પરિશ્રમ નહોય, નેત્રોને આરામ, રોગ શાન્તિ અને નેત્રોમાં હલકાપણું હોય.

e. નેત્રોપર ભાર અને પાણી ભરેલું હોય, અતિસ્નિગ્ધ (ચીકણા) આંસુ વહેતાં હોય, ખરજ આવે, અને લીંપાયેલાં જેવાં જણાય તેમજ ઘસવા જેવી પીડા, સોય ભોંકવા જેવી પીડા, જોઇ અતિ તર્પિત જાણવાં. એ અતિ તૃપ્તીનાં લક્ષણ છે.

f. નેત્રોમાં રૂક્ષતા, જલપૂર્ણ, અશ્રુયુકત, રૂપદેખી જોઈ ન શકે અને રોગની વૃદ્ધિ હોય તો હીનતર્પણ જાણવું–હીનતર્પણનાં લક્ષણ છે.

g. જે **અતિતર્પણ** અને હીનતર્પણ કહેલાં છે તેમાં બહુ દોષ છે માટે પ્રયત્ન પૂર્વક તેની ચીકિત્સા કરવી. તે–અતિ તર્પણમાં રૂક્ષઉપચાર અને હીનતર્પણમાં સ્નિગ્ધ ઉપચાર કરવો.

h. દુર્દિન એટલે વાંદળાં વાળા દહાડામાં, અતિ ઉષ્ણ અને અતિ શીતકાળમાં તેમજ ચીંતા, ભ્રમ, યુકતને અને ઉપદ્રવ શાંતિ થયા વગર નેત્ર તર્પણ યોગ્ય નથી.

**૯ પુટપાક વિધિ**—સારૂં ચીકણું માંસ ૮ તોલા, બાકીનાં ઔષધો સર્વે મળી ચાર તોલા અને પ્રવાહી પદાર્થ સોળ તોલા લઇ સર્વને એકત્ર વાટી તૈયાર કરવું પછી તેનો ગોળો કરી ઉપર પત્ર લપેટી વિધિ પ્રમાણે પુટપાક કરી પછી તેનો રસ લઇ તર્પણ રીતિ પ્રમાણે ચત્તાં સુઈ નેત્રો પર નિત્ય સીંચે. આ પુટપાક સ્નેહન, લેખન તથા રોપણ એમ ત્રિગુણ યુક્ત છે. જે સ્નેહન છે તે અતિ રૂક્ષને હિત છે સ્નિગ્ધને લેખન હિત છે અને રોપણ દૃષ્ટિને બળ આપનાર છે. તથા પિત્ત, રકત, વ્રણ અને વાતનાશક છે.

a. સ્નેહન પુટપાક—જે ધૃતાદિ સ્નેહ, માંસ, વસા, મજ્જા, મેદ અને ઔષધોએ કરીને પુટપાક કર્યો છે તે સ્નેહન છે, એને ૧૦૦ વાક્ સુધી નેત્રો પર ધારણ કરવો.

b. લેખન પુટપાક—જંગલી જનાવરોનું યકૃત અને માંસ લઈ તે માંહે લેખન ઔષધો અને લોઢાનું ચૂર્ણ, તામ્ર ચૂર્ણ, શંખ ચૂર્ણ, વિદ્રુમ (પ્રવાલ) સૈંધવ, સમુદ્ર ફીણ, હીરાકસી, સુરમો, દહીં અને (મસ્તુ) એટલે દહીંનું પાણી મેળવી પુટપાક કરવો. આ લેખન પુટપાક ૧૦૦ વાક્ સુધી નેત્રો પર ધારણ કરવો.

c. રોપણ પુટપાક—સ્ત્રીનું દૂધ, જંગલી જનાવરોની મજ્જા ( એટલે હાડકા માંહેલું મગજ ) ધૃત અને તિક્ત ઔષધોએ કરીને જે પુટપાક થાય તે રોપણ એને ૩૦૦ વાક્ સુધી ધારણ કરવો.

d. તિક્ત દ્રવ્ય ગણના—લીંબડો, ગળો, અડુસી, કડુ, પડવળ અને ભોરીંગણી આ પાંચ ઔષધનું પંચતિક્ત કહેવાય છે.

e. જો પુટપાકથી કોઇ ઉપદ્રવ થાય તો જે ઉપાય તર્પણમાં કહ્યા છે તે કરવા.

f. નેત્રોનું તર્પણ અને પુટપાક કર્યા પછી સૂર્ય વગેરે તેજસ્વી પદાર્થ છે તેને તેમની તરફ, આકાશ દર્પણ અને બીજા પણ તેજસ્વી પદાર્થો જોવા નહીં.

## ૭૮૪ અંજન વિધાન—

૧ જ્યારે નેત્રોના દોષ પકવ થાય ત્યારે અંજન કાળ જાણીને અંજન કરવું.

૨ જે દ્રવ્યે કરીને અંજન કરે છે તેનું નામજ અંજન છે.

૩ રસ, વટી, અને ચૂર્ણ એ અંજન ત્રણ પ્રકારનું છે. તેઓમાં એકથી એક યથાપૂર્વ શ્રેષ્ટ છે. જેમકે ચૂર્ણથી વટી અને વટીથી રસ–સ્નિગ્ધ અને બલદાયક છે તે પણ પાછું પ્રત્યેક ત્રણ પ્રકારનું છે લેખન, રોપણ અને સ્નેહન તેનાં લક્ષણ વિસ્તરતઃ નીચે મુજબ—

૪ લેખન લક્ષણ—ક્ષાર, તીક્ષ્ણ અને આમ્લ રસેકરીને જે અંજન કરવું તે **લેખનાંજન** છે. આ અંજન નેત્ર વર્ત્મ ( પાપણ ) શિરાજાલ, ( નસોનો સમૂહ ) કર્ણ અને કાનપટીમાં રહેલા દોષોને મુખ નાસિકા અને નેત્ર માર્ગે કરીને પાતળો કરી કાઢી નાંખે છે.

૫ **રોપણાંજન**—જે કષાય ( તુરા ) તિક્ત ( કડવા ) પદાર્થ અને ધૃતાદિ સ્નેહ યુક્ત અંજન થાય છે તે રોપણાંજન છે. તે સ્નેહની શીતલતાથી વર્ણ કારક (વર્ણ્ય ) છે અને દ્રષ્ટિને બલ આપનાર છે.

૬ **સ્નેહાંજન**—(પ્રાસાદનાંજન) જે મધુર, સ્નિગ્ધ એટલે ધૃતાદિના મંડ વડે કરીને અંજન થાય છે, તે સ્નેહન એટલે પ્રસાદનાંજન છે. આ અંજન દષ્ટિદોષ સ્વચ્છ કરવા માટે અને નેત્રોને સ્નિગ્ધ કરવા સારૂ શ્રેષ્ઠ છે.

૭ **વર્ત્તિ પ્રમાણ**—જે લેખન વર્ત્તિ કરવી તે વટાણા જેવી (વટાણા માત્રપુર) રોપણી દોઢ વટાણા બરાબર અને સ્નેહની બે વટાણા જેવી કરવી. જે **રસાંજન** વાટીને લગાડવું તે

વર્ત્તિ પ્રમાણે જ લગાડવું. જે લેખન ચૂર્ણ હોય તે બે સલાઇ ભરીને લગાડવું. રોપણ ચૂર્ણ ત્રણ સલાઈ અને સ્નેહન ચાર સલાઇ ભાર નેત્રોમાં લગાવવું.

૮ શલાકા–સલાઈ–પ્રમાણ–શલાકાનું મુખ પુષ્પની કળીના આકારનું, ગોળ, જાડી વટાણા જેવડી લાંબી આઠ આંગળની દગડની અથવા સોના, સીસા વગેરે ધાતુની કરવી.

લેખન સારૂ ત્રાંબાની, લોઢાની કે દગડ (અશ્મ)ની શલાકા કરવી. સ્નેહન સારૂ સોના કે રૂપાની રોપણાંજનમાં આંગલી કોમળ છે માટે આંગળીએ જ આંજવું તે અંજન કાળી પુતળીથી લઇ પાંપણી સુધી આંજવું.

૯ અંજન સમય—હેમંત અને શીશીરમાં મધ્યાન કાળમાંજ અંજન કરવું. ગ્રીષ્મ અને શરદમાં દિવસના પ્રથમ ભાગમાં અથવા ત્રીજા પહોર પછી, વર્ષા ઋતુમાં જ્યારે વાદળાં ન હોય અને ગરમી પણ ન પડતી હોય ત્યારે અંજન કરવું. વસંત ઋતુમાં સર્વકાલમાં અંજન કરવું અથવા સર્વ ઋતુમાં પ્રાતઃકાળે કે સાયંકાળે અંજન કરવું તે એમ કે જ્યારે ન અતિશીત ન ઉષ્ણ ન અતિ વાયુ ન વાદળો હોય તે સમયમાં અંજન કરવું.

૧૦ અયોગ્ય—શ્રાંત, રૂદિત, ભીત, પીતમય, નવજવરી, અજીર્ણી, અને ઝાડો પેશાબ થયેલાને; એટલાને અંજન કરવું નહીં.

૧૧ જો નિષિધ કાળમાં અંજન કરે તો નેત્રોમાં રતાશ ચીપટામણ, તીમીર, શૂળ, નેત્ર પીડા, ( નેત્ર દુખવા આવે છે તે ) અને નિદ્રાનો નાશ કરે છે.

## ૭૮૫ લેખની વર્ત્તિ. ( ચંદ્રોદય વર્ત્તિ ).

શંખની નાભી, બહેડાનું મગજ, હરડે, મનશીલ, પીપર, મરી, ઉપલેટ, ( કુષ્ટ ) અને વજ એ સમભાગે લઇ ચુર્ણ કરી બકરીના દુધ સાથે ખરલ કરી યવપ્રમાણે વર્ત્તી કરવી ને તે છાયામાં સુકવવી પછી તેમાંથી એક વટાણા પ્રમાણ પાણી સાથે ઘસી નેત્રમાં આંજવી તો તેથી આવર્ત્તિ–તિમીર, માંસ વૃદ્ધિ, કાચ, પડળ, અર્બુદ, રતાંધલાપણું, અને એક વર્ષનાં ફુલાં ( પુષ્પ ) નો નાશ કરે છે.

## ૭૮૬ કુસુમિકાનામક રોપિણી વર્ત્તી—

૮૦ એંશી તિલનાં પુષ્પ ૬૦ પીપરના દાણા; જાઈનાં ફુલ ૫૦, મરી ૧૬ એ સર્વને પાણી સાથે સુક્ષ્મ વાત વરતી કરવી. આ કુસુમિકા વર્ત્તિ આંજવાથી તિમીર, અર્જુન, શુક્ર ( ફુલ ) અને માંસ વૃદ્ધિનો નાશ કરે છે. આના અંજનની માત્રા દોઢ વટાણા જેવી છે.

## ૭૮૭ સ્નેહીની વર્ત્તિ—

આંબળાનાં મીંજ એક ભાગ, બહેડાનાં મીંજ બે ભાગ, અને હરડાનાં મીંજ ત્રણ ભાગ લઈ પાણી સાથે વાટી વર્ત્તી કરી પાણીમાં ઘસી અંજન કરવાથી નેત્રસ્રાવ, અને વાત રક્ત સંબંધી રોગોનો નાશ કરે છે.

### ૭૮૮ રસક્રિયા—

( તદંતર્ગત લેખની રસક્રિયા )

મોરથુથુ, સોનામુખી, સીંધવ, સાકર, શંખ, મનશીલ, ગેરૂ, સમુદ્રફીણ, અજાશ્રરી—એનું ચૂર્ણ કરી મધમાં મેળવી અંજન કરવું તેનું નામ રસક્રિયા છે. આ રસક્રિયામાં પણ નારોગ, અર્શરોગ, તિમિરરોગ, કાચ અને શુક્ર રોગનો નાશ કરે છે.

### ૭૮૯ રોપણી—રસક્રિયા—

રસાંજન; રાળ, જાતીપુષ્પ, ( જાઈનાં ફુલ ) મનશીલ, સમુદ્રફીણ, સીંધવ, ગેરૂ, અને મરી સમભાગે લઈ ચુરણ કરી મધમાં મેળવી આંજવાથી આરસક્રિયા જેરોગથી પાંપણ ચપટી થાય છે તે રોગ. ( વર્ણ ) તથા જેથી નેત્ર સદા ભીંજાયેલાં રહે છે તે રોગ ( કલેદ ) અને કંડુનો નાશ કરી ખરી ગયેલી પાંપણોને ફરી જમાવે છે.

### ૭૯૦ સ્નેહની રસક્રિયા.

થોડુંક કપુર અને કતક ફલને મધ સાથે ઘસી અંજન કરવાથી નેત્ર સ્વચ્છ થાય છે.

### ૭૯૧ ચૂર્ણ—તદંતર્ગત લેખન ચૂર્ણ.

મરઘીના ઇંડાનાં ફોતરાં, મનશીલ, કાચ, શંખ, ચંદન, ( રતાંજલી ) અને સીંધવ આ ચૂર્ણનું અંજન કરવાથી સર્વ નેત્ર રોગનો બલાત્કારે તે નાશ કરે છે.

### ૭૯૨ રોપણ ચૂર્ણ.

સુરતી ખાપરીયા ( રસક—calamine )ને સારી પેઠે સૂક્ષ્મ વાટી એક પાત્રમાં નાંખી પાણી ભરી દેવું, જ્યારે તે ઠરી જાય ત્યારે તે પાણી નીચે રહેલું ચૂર્ણ નાંખી દેવું, પછી જ્યારે તે પાણી સુકાઇને પાપડી જેવું થઈ જાય ત્યારે તેનું ચુર્ણ કરી ત્રિફલાના કવાથના ત્રણ ભાવના દઇ તે ચુર્ણની દશમાંસ કર્પૂરનું ચૂર્ણ તેમાં મેળવી સર્વ નેત્રદોષ શાન્તિ સારૂ આંખમાં આંજવું, તેથી આ ચૂર્ણ નિઃસંશય સર્વ નેત્ર રોગોનો નાશ કરે છે.

### ૭૯૩ સ્નેહન ચુર્ણ.

સુરમાને અગ્નિમાં તપાવી ત્રિફલાના કવાથમાં ૭ વાર છમકારી, તેમજ સ્ત્રીના દુધમાં સાત વાર છમકારી સૂક્ષ્મવાટી નિત્ય નેત્રમાં અંજન કરવું. આ અંજન નેત્ર હિતકારક અને સર્વ નેત્ર સંબંધી રોગો (વિકારો)નો નાશ કરે છે.

### ૭૯૪ અથ પ્રત્યંજન વિધિ.

જ્યારે નેત્ર નિર્દોષ આંસુ રહિત થઇ જાય ત્યારે નેત્રોને ખુલ્લાં રાખી સારી પેઠે પાણી છાંટી દોષ પ્રમાણે અંજન કરવું. જે સ્થાનમાં પવન જાસ્તી હોય તે સ્થાનમાં એવી રીતે નેત્ર પ્રક્ષાલન ન કરવું, પ્રત્યંજન કરવા સારૂ તીક્ષ્ણતાને મટાડે એવું ચૂર્ણાંજન કરવું.

## ૭૯૫ પ્રત્યંજન ચુર્ણ (નયનામૃત).

શુદ્ધ સીસામાં સમભાગ શુદ્ધ પારદ મેળવી બેઉના સમાન કાળો સુરમો અને એ સર્વથી ૧/૧૦ દશમાંશ કપુર મેળવી સુક્ષ્મ વાટી અંજન કરવાથી આ નયનામૃત નામનું પ્રત્યંજન સર્વ નેત્ર રોગ નસાડે છે.

## ૭૯૬ સુદૃષ્ટિ પ્રસાદની શલાકા.

શીશાને અગ્નિ પર તપાવીને ત્રિફલાના ક્વાથમાં, જલભાંગરાના રસમાં, સુંઠના ક્વાથમાં, ઘીમાં, ગોમૂત્રમાં, મધમાં અને બકરીના દૂધમાં ઝબોળી તેની શલાકા કરવી. આ શલાકા સર્વ નેત્ર રોગનો નાશ કરનારી છે.

## ૭૯૭ ભેષજ ભક્ષણ સમય—

ભેષજ બહુધા પ્રભાતેજ ખાવું યોગ્ય છે અને તેમાં પણ વમન અને ઉકાળા વિશેષે કરીને સવારમાંજ પીવા, ઉપરાંત ઔષધ ભક્ષણનો સમય પાંચ પ્રકારનો છે. કિંચિત્ સૂર્યોદય પછી, દિવસે ભોજન સમયમાં, રાત્રે ભોજન સમયે, વારંવાર અને રાતે સૂતી વખતે.

**પ્રથમકાળ**—બહુધા કરીને પિત્ત અને કફના ઉપદ્રવમાં વમન અને વિરેક સારૂ તથા લેખન સારૂ ભોજનથી પ્રથમજ પ્રભાતે ઓષડ ખાવું.

**દ્વિતીયકાળ**—જો અપાનવાયુનો કોપ હોય તો ભોજનથી પ્રથમ ઔષધ ખાઇ ભોજન કરવું. તેમજ અરૂચી રોગમાં ચિત્ર વિચિત્ર ભોજન સાથે મીશ્રીત કરી ખાવું. સમાન વાયુનો કોપ હોય ત્યારે અને મંદાગ્નિ હોય તો દીપન ઔષધ ભોજનની મધ્યમાં આપવું વ્યાન વાયુના કોપમાં ભોજનના અંતમાં તેમજ હેડકી આક્ષેપક કંપવાયુમાં ભોજનની પ્રથમ-પૂર્વે અને અંતમાં ઔષધ આપવું.

**તૃતીયકાળ**—જન્તુના ઉપરના રોગમાં એટલે ગળા, મુખ-કાન-નાક વગેરે રોગ તથા લેખન, બૃંહણ, વાચન અને શમન સારૂ રાતે સૂતી વખત અન્ન વિણ ઔષધ આપવું.

**નિરન્ન ઔષધના ગુણ**—અન્ન વગર ખાધેલું ઔષધ વીર્યાધિક એટલે બળવાન હોય છે. તે શીઘ્રજ રોગનો નાશ કરે છે એમાં સંશય નથી પરન્તુ એ ઓષડ બાલક, વૃદ્ધ, સ્ત્રી અને કોમળ માણસને ( ન આપવું ) આપેલું ગ્લાનીજ અને શીઘ્રજ બલનો નાશ કરે છે.

**અન્નયુક્ત ઔષધ ગુણ**—જે ઔષધ અન્ન સાથે મિશ્ર કરી ખાધેલું છે તે શીઘ્રજ પચી જાય છે અને બળનો નાશ પણ કરતું નથી. તેમ વારંવાર મોઢેથી નીકળતું નથી આ ઓસડ વૃદ્ધ, બાલક, સ્ત્રી કૃશને હિત છે તેમજ ભોજનથી પ્રથમજ તુરત ખાઇ ભોજન કરે છે તે પણ એવા ગુણયુક્ત છે.

**ઔષધનો દુરૂપયોગ**—જે ઔષધ પચ્યા વગર ભોજન કરે અને ભોજન પચ્યા વગર

ઔષધ પીએ તો તે ઓષડ રોગની શાન્તિ કરતું નથી. અને બીજા રોગોનો કોપ જરૂર કરે છે.

પચેલાં ને નહીં પચેલાં ઓષધનાં લક્ષણ.

વાયુની યથાસ્થાન સ્થીતિ પોતાની પ્રકૃતિની સ્વસ્થતા ક્ષુધા અને તૃષા માફકસર, સુમનસ્ક ( મનપ્રસન્ન ) શરીર હલકું, ઇન્દ્રિયોની સ્વ વિષયમાં પ્રવૃત્તિ, અને ઓડકાર શુદ્ધિ, એ લક્ષણ ઔષધ પચી ગયાનાં છે. મનને ગભરાટ, શરીરમાં દાહ, અંગશીથિલ, ભ્રમ, મૂર્છા, મસ્તક પીડા, અચેન, અને બલ હાની એ ચિન્હ અપચ ઔષધનાં છે.

ઔષધ ભક્ષણ વિધિ—દેવ, ગુરૂ, બ્રાહ્મણ એમનું પૂજન કરી–પ્રણામ કરી–આશીષ લઇ શ્રદ્ધાયુક્ત ઔષધ પીવું. તે સોના, રૂપા, મૃતિકાના પાત્રમાં આમોસન્મુખ પ્રસન્ન મુખ નેત્ર થઇ પીવું. બાદ પાત્ર ઉંધું પાડી આચમન કરી પાન બીડું વગેરે ખાવું.

## ઔષધ સેવન મંત્ર

**रसायणमिवर्षीणां देवानाममृतं यथा ।**
**सुधेवोत्तम नागानां भैषज्यमिदमस्तुते ॥**

**ब्रह्मदक्षाश्विरुद्रेन्द्रा भू चन्द्रार्काऽनिलाऽनलाः ।**
**देवश्च सौषधीग्रामा भूमिदेवाश्चपान्तुवः ॥**

આ મંત્રોચ્ચારણ કરી. ઔષધને મંત્રી આપવું.

## રોગનિદાન, લક્ષણ–પ્રકૃત્તિ–સાધ્યાસાધ્યાદિ.

૧ નિદાન—રોગનું આદિ કારણ એટલે જે આહાર વિહાર કરવાથી રોગ ઉત્પન્ન થાય છે તે પૂર્વરૂપ–રોગનું અપ્રસિદ્ધ કિંચિત્ ચિન્હ. લક્ષણ–જે પૂર્વમાં અપ્રકટ ચિન્હ હોય છે તેજ પ્રસિદ્ધ ચિન્હયુક્ત (રોગ) થાય છે તે ઉપશય=અમુક આહાર વિહારથી સુખ થાય છે કે નથી થતું તે; આપ્તિ–વાતાદિ દોષોની સંપ્રાપ્તિ આ પાંચ પ્રકારે રોગની પરીક્ષા કરવી.

૨ ભારદ્વાજ સંહિતામાં—દર્શન–સ્પર્શન–પ્રશ્ન, કરી રોગની પરીક્ષા કરી સાધ્યા સાધ્ય નિશ્ચય કરી ઔષધોપચાર કરવા કહે છે, ત્યાં નેત્ર જીવ્હા મલમૂત્રાદિક, કાસ, કુષ્ટ, પ્રમેહ, સંગ્રહણી, ના રોગોમાં, કફ વ્રણ, વીર્ય અને મલમૂત્રના રંગ વીગેરે જોઇ તેના શરીરની કૃશતા વગેરે જોઇને સાધ્યાસાધ્ય પરીક્ષા કરવી. તે દર્શન–જ્વર, ગુલ્મ, અંતર્વિદ્રધિ, નાભીભ્રંશ, વારોગમાં હાથની નાડી, શરીરની ઉષ્ણતાદિ તથા પેટમાં ટકોરાળીને જોવું તે સ્પર્શન, પેટ, મસ્તક વગેરે ખુશ, અરૂચી, રોગોનું નિદાન, સ્વપ્ન વગેરે રોગીને પુછી તથા રોગોત્પત્તિ, પૂર્વના આહાર વિહારાદિ પૂછીને પરીક્ષા કરવી તે પ્રશ્ન પરીક્ષા છે.

૩ નેત્રપરીક્ષા—વાતરોગથી નેત્રરૂક્ષ, ધુમ્રવર્ણ, અરૂણ, એક કોણમાં ગયેલ જેવાં, પ્રવિષ્ટ ( અંદર ઉતરી ગયેલ જેવાં ) અને સ્તબ્ધ એટલે એક સરખાં તાકીને જોઇ રહે એવાં લક્ષણ હોય છે.

૪ પિત્ત કોપથી—હળદર વર્ણાં, કે બાલ કિંવા લીલાં થાય છે, દાહયુક્ત, અને દીવો દેખી શકતાં નથી.

૫ કફ કોપથી—ચીકણાં, પાણી ભરેલાં, ધોળાં, તેજ હીન, અને બલ-પરાણે જોવે એવાં હોય છે.

૬ બે દોષનાં—કોપથી બે દોષ લક્ષણ યુક્ત અને ત્રિદોષથી ત્રણ દોષ લક્ષણયુક્ત અંદર ઉતરેલાંને અતિશય ઉંડાં ગયેલાં. ( अंत मुग्नं सूक्ष्मं भवेत् ).

જીવ્હા પરીક્ષા—વાતદોષથી સાગના પાંદડા જેવી ખરખરી, રૂખી, અને ફાટેલી હોય છે, પિત્તરોગથી લાલ અને રકત, પીળી, કાળી મિશ્રીત રંગી હોય છે. કફથી લીલી, આર્દ્ર, ધવલ અને ત્રિદોષથી બળેલી જેવી, ખરખરી, કાળી હોય છે. તેમજ દ્વિદોષ કોપથી દ્વિદોષ લક્ષણ યુક્ત હોય છે.

મૂત્ર પરીક્ષા—( ભારદ્વાજ સંહિતા ) જેણે સાંજે પથ્ય ભોજન કર્યું હોય અને રાતના અંતમાં પાણી ન પીધું હોય તથા સ્ત્રી પ્રસંગ તેમજ સ્ત્રીએ પુરૂષસંગ-ન કરેલ હોય અને મદિરા પાન ન કર્યું હોય એવા માણસનું મૂત્ર પ્રભાતમાંજ શુદ્ધ સફેત કાચના પાત્રમાં ધરી તુરતજ મુત્રનો રંગ જોઇ વાતાદિ દોષોનો નિશ્ચય કરવો ને સાધ્ય રોગ લાગે તો ઔષધ કરવું. ઘણી વાર સૂધી રાખેલા મૂત્રનો રંગ ફરી જાય છે, તેથી યથાર્થ દોષ-કોપ-જ્ઞાન જેવુંજ થતું નથી.

વાતરોગથી મૂત્ર રૂક્ષ અને નીલ મીશ્રિતલાલ ( અરૂણ ) હોય છે, પીતથી પિત્તારૂણ ( પિળાશયુકત લાલ ) હોય છે. પિત્તના અતિ કોપથી પીત (પીળું) અથવા સરસીયા તેલ જેવું હોય છે. કફ કોપમાં ફીણયુક્ત, ધાડું, ચીકણું અને ધોળું હોય છે. ત્રિદોષમાં રૂક્ષ અને કાળું હોય છે, અને બે દોષ મળવાથી બે મળેલા રંગનું તથા રક્ત દોષથી રક્ત રાતું હોય છે.

અપકવ રસ એટલે રસાજીર્ણ થતાં તેવા રોગીનું મૂત્ર કાંજી જેવું, બીજોરાના રસ જેવું અને પાણી જેવું થાય છે. જેનું મૂત્ર શેરડીના રસ જેવું અને તે સાથે જેનાં નેત્ર પીળાં હોય છે તેને રસાધિકય થયું છે એમ જાણીને તેવા રોગીને તે રોગ મટાડવા માટે લાંઘણો કરાવવી તથા જ્વરાધિકયમાં મુત્ર લાલ અને સ્વચ્છ અથવો ધુમ્રવર્ણનું પણ હોય છે. વાતજ્વર પીડિતનું મુત્ર કેસરના રંગ જેવું પીળું હોય છે. પીત્ત જ્વર રોગીનું મુત્ર કંઇક રાતું ને કાંઇક પીળાશવાળું હોય છે. કફજ્વર વાળાનું શ્વેત અને ધન હોય છે. અને જો મિશ્રજ્વર હોય તો તેમાં અનેક વર્ણ (રંગ) મીશ્રિત હોય છે.

## અન્ય મૂત્ર પરીક્ષા પ્રકાર

ચાર ઘડી રાત રહે ત્યારે રોગીને ઉઠાડી મુત્રોત્સર્ગ કરાવવો તેમાં પ્રથમનું ને પાછળનું

મુત્ર ત્યાગ કરી મધ્યમાંના મુત્રને એક સાફ કાચ પાત્ર કે કાંસ્ય પાત્રમાં ઝીલી સૂર્યના કીરણુમાં રાખી તેમાં તેલમાં સળી બોળી ટીપું નાંખી તે તૈલ બિંદુનાં લક્ષણુ જોઇ નીચે પ્રમાણે પરીક્ષા કરવી.

મુત્ર ઉપર નાખેલા તેલનું બિંદુ–વર્તુલ, મંડલ, કમલ, વીણા, છત્ર, કુંડલ, ચામર, ફુલ અને શંખ ઇત્યાદિની ગતિ જેવું થાય તો શુભ એટલે સાધ્ય રોગ જાણવો. વીંછી, વિતાન, બલદ, કાચબો, હળ સરખું અથવા બીંદુજ રહે એટલે તેની આકૃતિમાં કાંઇ ફેરફાર થાય તો કિંવા મનુષ્ય જાનવરપક્ષી, કુક્કર, સિંહ, મુશળ સરખી આકૃતી સરખું થાય તો અશુભ છે તેમ જાણવું.

## અન્ય પ્રકાર.

તેલનું બીંદુ જો મુત્ર ઝીલેલા વાસણમાં નાંખતાંજ જો તે પૂર્વ દિશા તરફ જાય તો આરોગ્ય થશે અને જો દક્ષિણ દિશા તરફ જાય તો રોગી નિશ્ચય મરશે એમ જાણવું. તેમ જો પશ્ચિમ અને ઉત્તર તરફ જાય તો આરોગ્ય છે એમ જાણવું. જો મુત્રમાં તેલ બિંદુ પડતાંજ ચોખુણીયું થઇ જાય અને ચારે દિશામાં જાય તો મૃત્યુ છે. જો ઇશાન, નૈઋત્ય, વાયવ્ય કે અગ્નિદિશા તરફ જાય–પ્રસરે–તો અથવા મોતીની પેઠે ઉંચું રહે અથવા કાંતો તે નેત્રમાં ડુબી જાય તથા છિદ્ર પડે તો અસાધ્ય છે એમ જાણવું. વળી બીંદુ નાખતાંજ એકનાં અનેક બીંદુ સમ પણુ થાય તો સૌખ્ય અને વિષમપણે થાય તો નિશ્ચય મૃત્યુ જાણવું.

## મળ પરીક્ષા.

જો વાત રોગ હોય તો રોગીનો ઝાડો બદ્ધ (ઘટ્ટ) રૂક્ષ અને ધુમ્રવર્ણું હોય છે. પીત્ત રોગમાં પીળો અને શીથીલ થાય છે. કફ રોગમાં ધોળો ને બહુ થાય છે. મીશ્રિત દોષયુકત દોષમાં મિશ્રિત વર્ણનો અને ત્રિદોષ કૃષ્ણરંગનો થાય છે. વળી જો અતીકૃષ્ણ, અતિપાતળો, અતિશ્વેત, અતિરકત અને અતિ ઉષ્ણ સાથે કીંચિત્ ચળકાટ મારતો હોય તે મૃત્યુ કરનાર છે.

## રસપરીક્ષા.

વાત દોષથી પીડિતનું મુખ કષાય, (તુરૂ) કે ક્ષારણું પણ હોય છે. પીત્તરોગીનું તીખું, કડવું ને ખાટું હોય. કફ હોવાનું મીઠું અને ખારાશવાળું હોય છે. ત્રિદોષવાળા રોગીનું મુખ ઉપરનાં સર્વ ચિન્હ યુકત હોય છે. વળી મંદાગ્નિ થયો હોય તો મુખ તુરૂ અને અજીર્ણ થયું હોય તો ઘૃત ખાધા જેવું રહે છે.

## નાસાપરીક્ષા.

વાતરોગનું નાક શુષ્ક, પિત્ત રોગીનું ઉષ્ણ, કફ રોગીનું શીત અને સન્નિપાતીનું નાક વક્ર અથવા ઉપર રહેલા સર્વપ્રકારનાં ચિન્હવાળું ને ટાઢું હોય છે.

## ૭૯૮ ઘોડાચોલીની વિધી.

### ( ૮૪ રોગ પર કામ આવે છે. )

રસ, વિષ, (વછનાગ) ગંધક, તબકી હડતાલ, ત્રિકટુ, ત્રિફળાં, ટંકણખાર, નેપાળો, આમાંથી શોધવાની દવાને શોધીને પછી તમામ સરખે વજને લઈ ૪૦ દિવસ સુધી, જલ ભાંગરાના રસમાં ખરલ કરી મરી જેવડી ગોળી વાળવી. ( કાળો ભાંગરો નહિ પણ લીલો ભાંગરો લેવો. ખરલ અવિચ્છીન્ન ચાલુ રહે–રસ સુકાઈ જવો ન જોઈએ ).

### અનુપાન

ઉપરના "દેહશુદ્ધિ મહા રેચ પર"—આજ ગોલી ઉપરના વજને લખ્યા અનુપાને દેવાય છે.

૨ લોહી ખંડવાળો—ગોલી ૧ ગાયની છાશની સાથે.

૩ પેટમાં ચુંક વગેરે–અન્ન પાચન પર—ગોલી ૧ હરડેના ઘી સાથે.

૪ સર્પ દંસ—ડંખ છેદીને લોહી કાઢીને ૧ થી ૩–૪ સુધી પાણી સાથે ઘસીને ડંખ ઉપર ચોપડવી. તથા એક ગોલી પાણીમાં પીસીને આંખમાં આંજવી, તથા બે ગોલી ખવરાવી દેવી.

૫ વિંછીના ડંખ પર—ગોળી પાણી સાથે ઘસીને સુંઠ સાથે લગાવી દેવી.

૬ કૃમિ રોગ પર—દ્રાખ સાથે.

૭ જવર–તાવ પર—જીરૂં ટાંક ૧ ખાંડ ટાંક ૧ સાથે ફકાવવી.

૮ શુલ વાયુ પર—ગોલી ૨ અંજીર સાથે, દિન ત્રણ સુધી.

૯ છાશીઓ પ્રમેહ પર—ગોલી ૧ બકરીનું દુધ ટાંક ૧ સાથે સાત દીવસ આપવી.

૧૦ હળદરીઓ પ્રમેહ પર—ગોલી ૧ નગોડ ( સંભાલુ )ના શીરા સાથે દીન ૭ ખવરાવવી.

૧૧ ભૂત ઉપર—લીંબુના રસ સાથે, ઘસી આંજવી.

૧૨ સન્નિપાત પર—પીપર સાથે ગોલી ૧ ઘસી અંજન કરવી.

૧૩ મુખ દુર્ગંધિ–(કુવાસ) પર—ગોલી ૧ જુનો ગોલ ૩ ભાર દીન ૭ સુધી નરણે કોઠે ખાઈ ઉપર પાન ચાવે તો કુવાસ જાય.

૧૪ અન્ન પાચન પર—પુંઆડીયાના શીરા સાથે.

૧૫ આંખ્યો બળતી હોય–શરિરે બળતા ( દાહ ) ઉપર—ગોલી ૧ આંબળાના રસ સાથે ઘસીને આંજવી.

૧૬ સુસ્તિ ઉપર—ગોલી ૧ પાન સાથે.

૧૭ શીર પીડા તથા આધાશીશી ઉપર—ગોલી ૧ ત્રીફલાં અડધા પૈસાભાર તથા સરસીયા સાથે ઘસવી.

૧૮ રોગ અસનામક પર ગોળી ૧ આપવી.

૧૯ જલંદર ઉપર—ગોળી ૧ થી વધુ અઘેડી સાથે, દીન ૭ ખાય તો જલો-દર જાય.

૨૦ કાયા કબલ પર—ગોળી ૧ દાલચીની પૈસા ૧ ભાર દિન ૪૦ સુધી ખાય. પેઠની કરાવી ઉપર ગોળી એક ખાય, ઉપર પાણી ઉનું પાય તો મટે.

૨૧ શરીરના બંધ ઉપર—સાંધા દુખવા પર—ગોળી ૧ પીપરી મુળ સાથે દિન ૩ દેવી.

૨૨ માથું ફરતું હોય (સરસામ) તે ઉપર—ગોળી ૧ તથા વજ (વચ) પૈસા ૧ ભાર પાણી સાથે તાલુ પર ઘસવી.

૨૩ શુલ વાયુ ઉપર—ગોળી ૧ પાણી સાથે ખસખસ પૈસા ૨ ભાર લઈ ખાવી.

૨૪ નાસુર-હાડ (ગંભીર) ગોળી ૧ ઘસી ચોપડીએ.

૨૫ કકુદાણા (છોકરાના પેટમાંથી કૃમિ નીકળે છે તે રોગ) પર—ગોળી ૧ અઘે-ડાના બીજ પૈસા ૧ ભાર સાથે દીન ૨૧ નરણે કોઠે ખાય.

૨૬ અસહેનાપક ગોળી ૧ અજમો પૈસા ૩ ભાર સાથે.

૨૭ પેટપીડા (દરદ) પર—જુનો ગોળ પૈસા ૨ ભાર તથા મોચરસ પૈસા ૦ાા ભાર દીન ૭ ખાય.

૨૮ કર્ણપીડા પર—ગોળી ૧ તથા સુંઠ પૈસા ૦ાા ભાર, સ્ત્રીના દુધ સાથે ઘસી કાનમાં ટપકાવવી.

૨૯ દંત પીડા પર—(૧) ભોરીંગણીના મુળ સાથે ઘસીને ગોળી ૧ દાઢ તળે રાખે. (૨) પાન સાથે ચાવી દાંત તળે રાખે.

૩૦ રતાંજણી ઉપર—ગોળી ૧ ચાવી અંજન કરીએ.

૩૧ સ્ત્રીને રૂતુ (અટકાવ) ન આવતો હોય તે પર—ગોળી ૧ મરઘીના ઇંડા સાથે દીન ૪૦ ખાય, ઉના પાણીએ નાવું.

૩૨ ફિરંગ વાયુ—ગોળી ૧ લીંબડાનાં પાંદડાં પૈસા ૨ ભાર દીન ૪૦ સુધી.

૩૩ પેટના ગડબડાટ (વાયુ ગોળો) પર—ગોળી ૧ આંબળાના રસ સાથે પૈસા ૧ ભાર હીંગ સાથે ઉનું કરી ખાય.

૩૪ શરદી ઉપર—ગોળી ૧ સુંઠ પૈસા ભાર સાથે.

૩૫ ફુંટીએ દુખતું હોય તે પર—ગોળી ૧ લવિંગ ૫ સાથે.

૩૬ ગાંડ દુખવા પર—ગોળી ૧ પૈસા ભાર ધાણા સાથે.

૩૭ શરીરમાં લોહી વધારવું હોય તો—ગોળી ૧ પૈસા ૨ ભાર ધાણા સાથે ખાય.

૩૮ મૂત્રકૃચ્છ (મુતર બંધ થયું હોય તે પર)—ગોલી ૧ સુંઠ પૈસા ૩ ભાર.

૩૯ છોકરૂં થતું ન હોય તે પર—ગોલી ૧ તથા તેથી ૦। ભાગના કપુર સાથે દીન ૬૪ ખાય.

૪૦ શનગી ઉપર—ગોલી ૧ જીરૂં પૈસા ૦॥ ભાર સાથે.

૪૧ મુગી વાઈ ઉપર—ગોલી ૧ મરી પૈસા ૦॥ ભાર સાથે નાસ દેવી.

૪૨ વાયુ શરીરમાં ઓછા કરવા ઉપર—ગોલી ૧ રોજ ખાય, શરીરમાં કૌવત આવે.

૪૩ બંધેચ—ગોલી ૧ મધ સાથે દિન ૩ ખાય તો બંધેચ-ગોલી ૧ મરઘીના ઈંડા સાથે વાટી લીંગે લેપે.

૪૪ તાવ ઉપર—ગોલી ૧ મરઘીના ઈંડા સાથે પાણી કરી ત્રણ દીવસ ખાવી.

૪૫ અન્ન પાચન પર—ગોલી ૧ રોટલી સાથે.

૪૬ શરીરનાં હાડ કળતાં હોય તે ઉપર—ગોલી ૧ મરીદાણા ૧૦ પીપરદાણા ૧૦ સાથે દિન ૩ ખાય.

૪૭ પેટ નરમ થયું હોય (ઝાડા થયા હોય) તે ઉપર—ગોલી ૧ અજમો પૈસા ૩ ભાર સાથે.

૪૮ પેટમાંથી લોહી જતું હોય તે પર—ગોલી ૧ ગોળ પૈસા ૨ ભાર મોચરસ પૈસા ૦॥ ભાર સાથે સાત દીવસ ખાવી.

૪૯ હોજદીલ ( અર્ધ ગાંડપણ–અંતઃકરણનો થબકારો–પેલ્પીટેશ ઓફ હાર્ટ ) તે ઉપર—ગોલી ૧ કુવારના શીરા સાથે દીન ૪૦ ખાવી (૧) અરશ પણ આથી મટે.

૫૦ મોટાપણુ–સ્થુલતા–મેદ વૃદ્ધિ પર—દ્રાખ સાથે.

૫૧ કોલેરા કે અતિસાર પર—ચોખામંડ અથવા હજારી (ગુલગોટા) ના અર્કમાં ૧ કે ૨ ગોળી.

૫૨ કબજી તોડવા પર—ખાંડમાં ૨ ગોળી રાખી થંડા પાણી સાથે કે નકરા પાણી સાથે.

૫૩ આંખ દુખતી હોય તો તે ઉપર—જીરાના પાણી સાથે અથવા આંબલીના પાણી સાથે ઘસી અંજન કરે.

Note—આ રીતે આ ગોલી ૮૪ રોગ પર જુદા જુદા અનુપાનથી ચાલે છે, માટે સર્વ રોગ પર અનુપાન યોજી આ ગોલી આપવી.

આ ગોલી રોજ ખાય તેને કશો વ્યાધિ-થવા સંભવ નથી.

## ૭૯૯ અશ્વચોલીનું અનુપાન—

૧ ( દેહશુદ્ધિ મહારેચ ઉપર પ્રમાણે દેવી. )

## જ્વર.

૨ સામાન્યજ્વર ઉપર તુલસીના રસમાં અંજન કરવું.

૩ નિત્યજ્વરમાં કુંવારના રસમાં.

૪ અજીર્ણજ્વર—ભાંગરાના રસમાં.

૫ પીતજ્વર—જીરા સાથે અથવા જીરા ટાંક ૧ અને સાકર કે ખાંડ સાથે.

૬ દાહસંયુકત પીતજ્વર—આમળાંની સાથે ઉંટાંટીયાના રસની સાથે.

૭ શીતજ્વર—ટાઢીયો તાવ—ધતુરા સાથે નાંખી કિંવા જીરા સાથે.

૮ કફજવર વાતજવર, શુલસંયુક્તજવર—સરધવાના મુળના રસમાં (૨) ગોમૂત (૩) મરઘીના ઈંડા સાથે.

૯ અન્યસમસ્તજવર—આમળાની સાથે.

૧૦ ટાઢીયો તાવ—કમલના પાનના રસમાં.

૧૧ સન્નિપાત—અજમાની સાથે, અગર પીપર સાથે ગોળી એક ઘસી અંજન કરવી.

૧૨ પ્રલાપ—પાણીમાં.

૧૩ પરસ્વેદ બહુ આવતો હોય—ભોંગરાના રસમાં **અતિસાર, મરડો, સંગ્રહણી, અજીર્ણ, અગ્નિમાંદ્ય, ચુંક, પીડા, બંધકોશ.**

૧૪ પેટ નરમ નચું હોય તો—ઝાડા થતા હોય—તે ઉપર ગોળી એક અજમો ત્રણ પૈસા ભાર સાથે.

૧૫ અતિસાર—ગોમુત્ર કે દહીંમાં.

૧૫ કોલેરા કિંવા અતિસાર—ચોખાના મંડ અથવા (૨) હજારી (ગલગોટા) ના ફુલના અર્કમાં એક કે બે ગોળી.

૧૬ રકતાતિસાર—(લોહી ખંડ વાળો—પેટમાં રૂધિર જતું હોય તે ઉપર) ગોળી ૧ ગાયની છાશ સાથે (૨) ગોળી ૧ ગોળ પૈસા ૨ ભાર મોચરસ પૈસા ૦ll ભાર સાત દીવસ સુધી લેવું.

૧૭ સંગ્રહણી (મરડો) જાયફળ કિંવા (૨) ભેંશનું મૂત્ર (૩) કિંવા છાશનું નીતરેલું પાણી સાથે.

૧૮ અજીર્ણ—દહીના નીતરેલા પાણીમાં, કિંવા નગોડના રસમાં.

૧૯ મંદાગ્નિ—ટંકણખાર (૨) કે કાસ વિંધાના રસમાં.

૨૦ પેટમાં ચુંક વીગેરે—ગોળી એક હરડેના ઘી સાથે.

૨૧ અન્નપાચન—ગોળી ૧ હરડેના ઘીમાં (૨) કુવાઢીયાના શીરામાં.

૨૨ પેટ પીડા—શૂળ—ગોળી ૧ જુના ગોળ પૈસા ૨ ભાર સાત દિવસ સુધી લેવી.

૨૩ પેટના ગગડાટ—વાયુ ગોળો—ગોટા ગુલ્મ—ગોળી ૧ આમળાના રસ સાથે પૈસા ૧ ભાર હીંગ સાથે ગરમ કરીને ખાવી.

૨૪ નાભિશુળ—ગો. ૧ લવીંગ નંગ ૫ સાથે.

૨૫ ગુદાબસ્તિ શુળ—ગોળી ૧ ધાણા પૈસા ૧ ભાર સાથે.

૨૬ અન્નપાચન—ગોળી ૧ રોટલી સાથે.

## ઉદર વ્યાધિ

૨૭ સર્વ પ્રકારના ઉદર રોગ—પીલોડીના રસમાં.

૨૮ ઉદર રોગ—ત્રિફલાના ચૂર્ણ તથા એરંડીયામાં.

૨૯ પંચગુલ્મ—મોટી દુધેલીના રસમાં કે નગોડના રસમાં (૩) કિંવા ચૂનામાં.

૩૦ જલોદર—ગોળી ૧ થી વધુ બ્રહ્મદંડી સાથે દીન ૭ ખાય.

## કૃમિ–

૩૧ કૃમિરોગ—દ્રાક્ષ સાથે (૨) કરંજની છાલના રસમાં.

૩૨ કધ્ધુ દાણા=-(છોકરાના પેટમાંથી કૃમિ નીકળે છે તે રોગ)—ગો. ૧ અંધેડાના બીજ જૈ ૧ ભાર સાથે ૨૧ દિવસ નયણે કોઠે ખાય.

## પાંડુ–કમળો–સોથ

૩૩ પાંડુરોગ—સાટોડી (પુનર્નવા) માં (૨) વરધારાની સાથે સોથ (સોજા)-કાંદાના રસમાં કે ભાંગરાના રસમાં કે સાવરીના રસમાં કે છાલમાં.

## કાસ–શ્વાસ–સ્વરભંગ

૩૪ કાસ-શ્વાસ-ગોળી ૧ આદાના રસ, પીપર તથા મધ (૨) મૂલાના પાનના રસમાં (૩) અરડુસાનો રસ અને મધ.

૩૫ કાસ-ઉધરસ-થંડા પાણી સાથે.

૩૬ ઉર્ધ્વશ્વાસ—ત્રિફલા સાથે.

૩૭ સ્વરસુંદર થવા-પાનના બીડામાં.

## શૂલ રોગ

૩૮ શૂલરોગ—ગો. ૨ અંજીર સાથે દિન ૩ સુધી (૨) ગો. ૧ પાણી સાથે ખસખસ પૈસા ૨ ભાર યુક્ત ખાય.

૩૯ વાતશૂલ—ગોળી ૧ આદાનો રસ, પીપર, મધમાં (૨) મૂલાના પાનના રસમાં (૩) ત્રિકટુના ચૂર્ણમાં .

૪૦ શુલ—શરપવાનો રસ, મધ, તથા ઘીમાં કાંકચા તથા સરપંખાના રસ (૩) સુવા તથા ઘીમાં.

૪૨ આમશુલ—(મરડો) મરડાશીંગીમાં.

## વાતવ્યાધિ તથા કફવિકાર.

૪૩ શરીરના બંધ—સાંધા દુખવા પર અર્થાત્ સંધિ વાયુ પર ગોળી ૧ ત્રણ દિવસ પીવી.

૪૪ શરીરનાં હાડ કળતાં હોય તે ઉપર—પીપળી દાણા ૨૦ સાથે દીવસ ૩.

૪૫ વાયુથી કેડ ઝલાણી હોય—કટિ પાર્શ્વવાયુ-વજ તથા અજમામાં.

૪૬ સામાન્ય વાયુ માત્ર—ઘી કે બકરીના દુધમાં,

૪૭ ધનુર્વાયુ-કોયલીના મૂળમાં.

૪૮ સર્વે વાયુ—ત્રિફલામાં કે (૨) ભાંગરાના રસમાં (૩) કે આસોંદ (અશ્વગંધા) તથા મધમાં કે (૪) અજમો તથા ભાંગરાની સાથે.

૪૯ પિત્તવાયુ—જીરૂં તથા મધમાં.

૫૦ અસ્તિગત વાયુ—વજ, તથા દેવદારનાં ઉકાળામાં.

૫૧ પ્રસૂતિ વાયુ—તુલસીનો રસ મધ તથા કુંવારના રસમાં.

૫૨ વાયુ શરીરમાંથી ઓછો કરવા ઉપર-ગોલી ૧ રોજ ખાય તો શરીરમાં શક્તિ આવે.

૫૩ સુસ્તિ ઉપર ગો. ૧ પાન સાથે.

૫૪ શરદી ઉપર— ,, સુંઠ પૈસા ૨ ભાર સાથે.

## પ્રમેહ, સુજાક, શુક્ર, ધાતુસ્રાવ.

૫૫ છાશીયો પ્રમેહ—(ખર કહેતાં ધોળો છાશ જેવો પેશાબ આવે તે) બકરીનું દુધ ટાંક ૧ સાથે સાત દીવસ ખાવું.

૫૬ દારિદ્ર પ્રમેહ—(હળદર જેવો પેશાબ) ગોળી ૧ નગોડ (સંભાલુ) ના શીરા સાથે સાત દીવસ ખાવી.

૫૭ સામાન્ય પ્રમેહ—માત્રા ગાયના દહીં કે ભોંકોળાના રસમાં.

૫૮ પરૂવાળા પ્રમેહ (સુજાક) નગોડના રસમાં કે (૨) બકરીના મૂત્રમાં.

૫૯ તણુખીઓ પ્રમેહ દારૂપ્રમેહ—સોપારીના રસમાં.

૬૦ ઇંદ્રિમાં બળત્રા થાય છે તે ઉપર ઉંટાટીયાના રસમાં.

૬૧ ધાતુ-વિકારમાં-ગોખરૂમાં.

૬૨ ધાતુ વૃદ્ધિ માટે-ઘીમાં.

૬૩ વીર્ય સ્તંભન-બંધેચ-ગોળી ૧ મધ સાથે દીન ૩ ખાય તો બંધેચ-તેમજ ગોળી એક મરઘીના ઈંડા સાથે વાટી લીંગે લેપ કરે. (૨) વછનાગ અથવા અજમો અથવા આકડાની સાથે. (૩) નાગર મોથના રસમાં મૂત્રકૃચ્છ્ર (પેશાબ બંધ થઈ જવા ઉપર).

૬૪ મુત્રકૃચ્છ્ર—ગોળી ૧ સુંઠ પૈસા ૩ ભાર સાથે. (૨) ભાંગરાના રસમાં.

## અર્શ.

૬૫ અર્શ—જાઇના રસમાં. (૨) જાયફલમાં (૩) ગોળી ૧ કુંવારના શીરા સાથે દીન ૪૦.

## વિરેચન–તથા–વમન.

૬૬ જુલાબ થવા માટે–આદાના રસમાં (૨) ખાંડમાં ૨ ગોળી ઠંડા પાણી સાથે કિંવા નકરી પાણી સાથે (૩) એરંડીયા તેલમાં.

૬૭ વમન-ઉલટી થવા-કરાવવા સારૂ-એરંડીયાના બીંજની સાથે. (૨) ભાંગરાના રસ સાથે.

## રાજયક્ષ્મા–ક્ષય.

૬૮ ક્ષય—ગો. ૧ આર્દ્રક રસ, પીપર તથા મધમાં (૨) કીંવા મુળાના પાનના રસમાં.

## વલિ–પલિત રોગ.

૬૯ પલિત રોગ—મધમાં.

વલિ પલિત રોગ—દુધેલીના રસમાં કિંવા મધમાં.

## નેત્ર રોગ.

૭૦ નેત્ર રોગ—તિલવર્ણી (તલવાણી)ના રસમાં અંજન (૨) તિલના પાનના રસમાં અંજન કરવું.

૭૧ આંખો બળતી—જલતી હોય તે ઉપર–આંબળાના રસ સાથે ઘસી આંજવી.

૭૨ રતાંજણી—ગોલી ૧ ચાવી આંજવી.

૭૩ આંખ દુખતી હોય (ભરાઇ આવી હોય–દુખવા આવી હોય) જીરાના પાણી સાથે તથા આંબલીના પાણી સાથે ઘસી અંજન કરવું.

૭૪ રાત્ત આંધળાપણું—સ્ત્રીના દૂધમાં અંજન કરવું.

## મસ્તક રોગ.

૭૫ મસ્તક રોગ—જાયફળ સાથે.

૭૬ અધાશીશી—જાયફળ સાથે. (૨) ત્રીફલા ૦ાા પૈસાભાર તથા સરસીયા સાથે માથે ૧ ગોળી ઘસવી.

૭૭ મસ્તક શીર પીડા—ત્રિકટુ કિંવા જવખારમાં (૨) ઉપરનાના. ૨ મુજબ.

## મુખરોગ–દંતપીડા–દુર્ગંધ–કુવાસ.

૭૮ મુખદુર્ગંધી—કુવાસ-ગોળી ૧ જુનો ગોળ ૩ પૈસાભાર સાથે દીન ૭ સુધી નયણે કોઠે ખાઇ ઉપર પાન ચાવે તો કુવાસ જાય. (૨) ચંપાના રસમાં.

૭૯ દાંતની ખેરી ઉપર—વાવડીંગના ચુરણમાં ગોળી વાટી ફરી ગોળી કરી દાંતો હેઠે રાખવી.

૮૦ દાંત પીડા—ભોરીંગણીના મૂળ સાથે ઘસીને ગોળી ૧ દાઢ તળે ૧ રાત રાખવી (૨) પાન સાથે ચાવી દાંત તળે રાખે.

૮૧ મુખ રોગ—કોરાટાની સાથે.

૮૨ દંત રોગ—લીંબુના રસમાં.

૮૩ કર્ણ રોગ—જાયફળની સાથે.

૮૪ કર્ણ પીડા—ગોળી ૧ સુંઠ ૦।। પૈસાભાર સ્ત્રીના દુધમાં ઘસી કાનમાં ટપકું પાડવું.

૮૫ નાસા રોગ—પીનસ–જાયફળ સાથે.

## શરીરપુષ્ટિ પ્રયોગ.

૮૬ શરીરમાં રક્ત વધારવું હોય તો ગો. ૧ ૨ પૈસાભાર ધાણા સાથે ખાય.

૮૭ વીર્ય–પુષ્ટિ–વૃદ્ધિ–પુરૂષાતન–આવવા સારૂ ગોમૂત્રમાં.

૮૮ રોગ ન થાય તેવી ઇચ્છાવાળાએ રોજ ખાવી.

૮૯ બુદ્ધિ–વૃદ્ધિ–શુદ્ધ–થવાને બ્રાહ્મીના રસમાં.

૯૦ કાન્તિ વધવા સારૂ—પાનના બીડામાં.

૯૧ શરીર બળવાન થવાને—દુધેલીના રસમાં.

૯૨ વૃદ્ધ પણું મટાડવાને—નાગર મોથના રસમાં.

## કુષ્ટ રોગ.

૯૩ કુષ્ટ–કોઢ–ગળોકે ગોમૂત્રમાં.

૯૪ ખસ (કંડુ) ગોમૂત્રમાં લેપ.

૯૫ લુતા—ભાંગરાના રસમાં.

૯૬ દદ્રુ (દાદર) વગેરે ચર્મ રોગ પાણી સાથે લેપ.

## ગડ–ગુંબડ.

૯૭ ગુંબડાને—ગોળમાં.

૯૮ નાસુર ( હાડ ગંભીર ) ગો. ૧ ઘસીને ચોપડવી.

૯૯ શરીરે બળતા ઉપર—ગોળી ૧ આંબળાના રસ સાથે.

૧૦૦ પ્રિતપ્રકોપ=આંબળાં ૧૦ સાકરમાં.

૧૦૧ રોગ—અસનાયક ગોળી ૧ કાસની ૩ પૈસાભારના શીરામાં.

૧૦૨ કાયાબલ—ગોળી ૧ દાલચીની ૧ પૈસાભાર સાથે દીન ૪૦ સુધી ખાય. ઉપર ગોળી ૧ આપી ઉનું પાણી પાય.

૧૦૩ **સીરસામ** ( માથું ફરે છે સર્વ ચીજ ફરતી દેખાય તે રોગ ) ગોળી ૧ તથા વજ પૈસા ૧ ભાર પાણી સાથે તાલુ પર ઘસવી.

૧૦૪ અસદ્રેનાયક ગોળી ૧ અજમો ૩ પૈસાભાર સાથે.

૧૦૫ ફીરંગ વાયુ (ઉપદંશ)—ગોળી ૧ લીંબડાના પાન ૨ પૈસાભાર દીન ૪૦ સુધી.

૧૦૬ શનગી જીરૂં ા। પૈસાભાર સાથે.

૧૦૭ મૃગી–વાઇ–ગોળી ૧ મરી ા। પૈસાભાર સાથે નાસદેવી.

૧૦૮ રોજદિલ—( અર્ધ ગાંડપણ ઉન્માદ–દીવાનાપણું–અંતઃકરણનો ધબકારો. પાલ્પીટેશન ઑફ ધી હાર્ટ–હીસ્ટીરીયા. વગેરે હૃદય રોગ–મગજ રોગ–ગોળી ૧ કુંવારના શીરા સાથે દિન ૪૦.

૧૦૯ ઉન્માદ વાયુ—ચંદન બટવાના રસમાં.

૧૧૦ મેદ વૃદ્ધિ—મોટપણુ–સ્થૌલ્ય–દ્રાક્ષ સાથે.

## સ્ત્રી રોગ.

૧૧૧ પ્રસૂતિવાયુ—તુલસીનો રસ, મધ તથા કુંવારના રસમાં.

૧૧૨ સંતાન માટે–સંજીવીના રસમાં.

૧૧૩ ગર્ભાધાન (ગર્ભ ધારણ થવા માટે ) ગોળી ચંદન, તપખીર, અને સુંઠની સાથે અથવા ગોખરૂની સાથે.

૧૧૪ સ્ત્રીને ઋતુ ન આવતો હોય—નષ્ટાર્ત્તવ–ઉપર–ગોળી ૧ મરઘીનાં ઇંડાં સાથે ૪૦ દીવસ ખાય તથા ઉષ્ણ જલથી સ્નાન કરવું.

૧૧૫ સંતાન (છોકરૂં) ન થતું હોય એટલે ગર્ભાધાન થવા ઉપર–ગોળી ૧ તથા તેથી ¼ ભાગ કર્પૂર મેળવી દીન ૬૪ ખાય.

## વિષ–પ્રતિકાર.

૧૧૬ વિષપર—ચોખાના ધોવણમાં (૨) અગર અક્કલકરામાં.

૧૧૭ સર્પ–વિષ–શીરષ વૃક્ષના રસમાં અથવા ગાયના ઘીમાં કે તાંદલજાના રસમાં કે લીંબુના રસમાં લેપ કરવો. દંશ છેદી રૂધીર કાઢીને ગોળી ૧ થી ૩–૪ સુધી પાણીમાં ઘસીને ડંખ ઉપર ચોપડવી તથા ગોલી ૧ પાણીમાં પીસીને આંખમાં આંજવી તથા ગોળી બે ખવરાવી દેવી.

૧૧૮ વૃશ્ચિક વિષ—આદાના રસમાં લેપ કરવો (૨) ગોળી પાણી સાથે ઘસી સુંઠ મેળવી લગાડી–ચોપડી દેવી.

૧૧૯ ગરોળીના વિષ ઉપર–પાણીમાં આપવી તથા લેપ કરવો.

૧૨૦ શ્વાનવિષ—તાંદલજાના રસમાં.

## ભૂત–બાધા–પ્રભાવ.

૧૨૧ ભૂત ચડવા પર—લીંબુના રસમાં ઘસી આંજવી. (૨) કીંવા નગોડના રસમાં અંજન કરવું.

૧૨૨ **મહાવ્યાધી**—પીપળના ચૂર્ણમાં.

## ( અનુપાન તરંગીણીમાંથી–અનુપાન. )

(૧) **વાતશુળ, ક્ષય, કાસશ્વાસ**—મૂળાના પાંદડાંના રસમાં અથવા આદાના રસ મધ–પીપરી યુક્ત.

(૨) **વલિ પલિત**—મધુ યુક્ત.

(૩) **શુલ અને જ્વરમાં**—સરગવાની જડનો રસ અને ગાયના ઘી સાથે.

(૪) અજીર્ણ—દહીંના પાણીમાં.

(૫) શીતજ્વરમાં—કમળના બીજ યુક્ત ( કમળ કાકડી ).

(૬) પાંડુ રોગમાં—પુનર્નવા.

(૭) વિષમાં—ચોખાનું ધોણુ.

(૮) નેત્ર રોગમાં—તીલ પર્ણોના રસમાં અંજન.

(૯) પીત્તજ્વર—સાકર જીરા યુક્ત.

(૧૦) અસ્થિગત વાત—દેવદારૂ, વજ, કુટના કાઢામાં.

(૧૧) ક્રાન્તિ વધારવા—પાનના બીડામાં.

(૧૨) અર્શ—જાયફલ સાથે.

(૧૩) વાતશુલ—ત્રિકટુ.

(૧૪) પુરૂષત્વ પ્રાપ્તિ—ગોમુત્ર.

(૧૫) ગર્ભ રહેવા માટે—પુત્ર જીવા–પતિ જીવા–જીયાપોતના રસમાં.

(૧૬) સર્પ ડંશ—લીંબુ કે શીરીષ રસમાં અથવા તાંદલજાની ભાજીના રસમાં વા ઘીમાં.

(૧૭) જો વાયુથી કમરમાં પીડા થતી હોય—વજ અને અજમા સાથે.

(૧૮) કાસ શ્વાસમાં—વાસા મધુ.

(૧૯) જ્વર—તુલસીના રસમાં અંજન કરવું.

(૨૦) રતાંધળાપણું—સ્ત્રીના દૂધમાં આંજવું.

(૨૧) ઉર્ધ્વશ્વાસ—ત્રિફલા સાથે.

(૨૨) દાહ યુક્ત પિત્ત જ્વર—આંબળાં સાથે.

(૨૩) નિત્યજ્વર- કુંવાર સાથે.

(૨૪) સર્વશુલ ઉપર—ઘી, સુવા સાથે. વા સરગવાની જડનો રસ મધ, ઘી યુક્ત.

(૨૫) કર્ણરોગ—મસ્તક રોગ, પીનસ, આધાસીસી જાયફળ સાથે.

(૨૬) સૂતીકા રોગ—કુંવાર, તુલસીરસ મધ સાથે.

(૨૭) અતિસાર—દંત કે ગોમૂત્ર.

(૨૮) સંગ્રહણી—છાશ વા જાયફળ, વા ભેંસના મૂત્રમાં.

(૨૯) મંદાગ્નિમાં—કસોદી ( કાસમર્દન ) રસમાં વા ટંકણમાં.

(૩૦) બુદ્ધિ વૃદ્ધિપર—બ્રાહ્મીના રસમાં.

(૩૧) ગુલ્મ—ચુના ( Lime ) સંગ કે નિર્ગુંડીના રસની સંગ.

(૩૨) સન્નેપાત અજવાયન.

(૩૩) વાતરોગ—બકરીનું દૂધ વા ઘૃત.

(૩૪) વાસ દેવાના રોગમાં—ભાંગરાનો રસ કે અજમોદ ને ભાંગ કે ત્રિફલાના કે આદુ સંગ ને મધ સંગ.

(૩૫ ધનુર્વાત—વિષ્ણુક્રાન્તાના મૂળ સંગ.

(૩૬) પ્રમેહ—ભુરા કોળા કે ગાયના દહીં સાથે.

(૩૭) ધાતુદોષ—ગોખરૂ, ઘી સાથે.

(૩૮) મુત્રકૃચ્છ—સોપારીના રસ વા કાઢામાં.

(૩૯) રેચ—એરંડાનું તેલ

(૪૦) વિદ્રધિ—ગુડ.

(૪૧) વિછીના ડંખ—આદાના રસમાં લેવું.

(૪૨) પસીનો વધારે આવવા ઉપર ભાંગરાના રસમાં.

(૪૩) દેહદુર્ગંધી—ચંપાનો રસ.

(૪૪) તક્રપ્રમેહ—બકરીનું દૂધ.

(૪૫) પીતરોગ—આંબળાં ને સાકર.

(૪૬) ભૂતબાધા—લીંબુના રસથી અંજન.

(૪૭) ઉંદર વિકાર—ત્રિફળાં અને એરંડાનું તેલ વા મકાય રસ સંગ.

(૪૮) શોથ—ભાંગરાના કે પ્યાજના રસમાં.

(૪૯) કૃમી—કરંજ છાલ રસ.

(૫૦) શક્તિ વધારવા—પાનના રસમાં.

(૫૧) ઉષ્ણાપાત—જીરૂં તથા મધ.

(૫૨) સ્વરભંગ—પાનનું ખડ.

(૫૩) આમશૂલ—મરોડફલી પ્યાજ, ગોમુત્ર લેપ.

(૫૪) લુતાના વિષ ઉપર—ભાંગરાના રસમાં ખાય. ને લેપ પણ કરે.

(૫૫) છાયકલીના વિષ પર—પાણીથી લેપ અને ખાય પણ.

(૫૬) હડકાયા કુતરાના દંશ ઉપર—ચોલાઈના રસ યુક્ત.

(૫૭) કુષ્ટ—ગોળના કગવા સાથે.

(૫૮) જેની એવી ઇચ્છા હોય કે મને કોઇ રોગ જ ન થાય. તેણે એક અથવા અર્ધી ગોળીનું નિત્ય સેવન કરવું.

## ૮૦૦ રાજરેચ.

મીંઢીઆવળ પૈસા ૩ ભાર ખાંડ ૩, ગુલકંદ, ઘી, સર્વેને એકત્ર કરી રાખીએ. આંગળી ૧ ભરી ચાટવું. સવાર સાંજ ઝાડો થાય. વધારે ઝાડો થાય તો દુધ શેર ૧ ઉપર પીવું.

## ૮૦૧ કેશરાદિ જુલાબ.

જમાલગોટા તોલા ૨ બદામના મીજ તોલા ૨ મીંઢીઆવળ તોલો ૧ કેશર વાલ ૮ આ સર્વની ગોળી વાલ ૧ એકની કરવી. ઉપર ઉનું પાણી ચમચી ૧ પીવું. તેના ઉપર તાઢું પાણી જેટલા ઘુંટડા પીએ તેટલા રેચ લાગે. વાળણુ સાકરનો શીરો.

## ૮૦૨ સરસ જુલાબ તથા ઉલટી.

અજમો તોલો ૧ કાંટાળા થોરનો છીર તોલા ૨ એ છીરમાં અજમાને ત્રણ દીવસ સુધી પલાળી રાખવા, પછી તેની લુગદી કરીને ગોરમટોડીવાળા કપડાંમાં મુકી ગોટો કરી, દેવતાની ભૂંભળમાં ભારી દેવું. બલી જવા દેવું નહિ. પછી પાકો રહે ત્યારે કાઢી લઈ ઠરે ત્યારે અજમો દાણેદાણો સમો કરવો. તે દાણા સફેદ થશે પછી ૧૦ દાણા દેવા. તે ગરમ પાણી સાથે ગળી જાય. એટલે દસ્ત ૧૦ તથા ઉલટી ૫ બાદ ઘી ખીચડીથી રેચ વાળવો. માણસની વય વિચારી દેવું,

## ૮૦૩ મુખજુલાબ. ( વાત—પીત—કફ રોગ હરે—ધાતુ દોષ મટે )

કડવી નહીની ગાંઠ રૂ. ૧॥—૨ ભાર લઈ વાટી પાણીમાં પાવાથી મુખજુલાબ લાગે તો વાત-પીત દોષ હરે, પીધા પછી ઉલટી બે ઘડી વારે થશે. તેમાં પ્રથમ લીલાં, પીળાં, ધોળાં, ચીકણા, પાણી નીકળશે, એમ ૩—૪ ઉલટી થયા બાદ ફીણ નિકળી ઉલટી થાય કે જાણવું, કે આરામ થયો. એટલે સાકરનું પાણી પાવું. એટલે બંધ થશે. ઉપર મોળી ખીચડી ઘી જમવું કદાપી ૧—૨ દસ્ત ગુદાસ્થાને થાય તો પણ ફીકર નહિ, મોટા દરદીને ૩—૪ જુલાબ દેવા. ખોટી ગરમી એટલે પીત પ્રકોપ થયો હોય તેને ઉપર પ્રમાણે કરી માસ ૧ સુધી લીમડાની ગળો છુટા ૫ ભાર (૩ા તોલા ) તીખાં ૫ પાંચ વાટી ઠંડા પાણીમાં પાવું, બાદ ૬ માસની પરહેજ દેવી. તે રોગ શાંતી શીવાય કોઈ ધાતુ ખાધાનો બીગાડ હશે તો તે પણ મટશે, શાંન્ત થશે. શરીર વાથી બંધાણું હશે તો પણ મટશે.

Note:—આ કડવી નાહી ઘશીને લગાડવાથી મોઢું વાથી ખેંચાઈ—ટરડાઈ ગયું હોય નસમાં વા ભરાયો હોય, સ્તંભીત અવયવ થયાં હોય તો ૨—૩ દીનમાં મટે.

## ૮૦૪ કાલીદાદર.

કેતકીનો રસ તોલા ૩ સબરસ ૩ ચમારદુધેલીનું દુધ ૧ ઘુંટી એક રસ કરી ચોપડેથી આરામ.

## ૮૦૫ આધાશીશક.

(a) રાતી કણેરના પાંદડાનો રસ પૈ. ૧ ભારમાં સાકર વાલ ૧ નાંખી હથેલીમાં લઈને

દુખતીકોર સુંઘાડવું, તે એવું કે મગજમાં ચડી જઇ ગળાનાં નીકળે. એ રીતે જોરથી સુંઘે એટલે છીંકો આવી સુખ થશે.

(b) સદરહુના પાંદડાં સુકવી સાકર સહિત વાટી કપડ છાણુ કરીને તમાકુની રીતે સુંઘાડવાથી ૪૦ થી ૫૦ છીંકો આવી આરામ થશે.

## ૮૦૬ અર્શ ( શીહોરવાલા હકીમજીનું સુચવેલ )

વડની વડવાઇના ૧ાા તોલો દુધ સાથે ગાયનું ઘી રૂ. ૧ ભાર મેળવીને પછી પાશેર બોરડીના પાનને પીસી લોદ્દો કરી, તેની વચ્ચે આ લુગદી મુકીને પછી ઉપર પોણોશેર કોરાં લુગડાં લપેટી છાણા બાળી ને નીખર્યા પછી તેની ભૂભલ વચ્ચે તે ગોળો મુકવો. ઠર્યા પછી ઉપરનો ભાગ દુર કરી, અંદરનો ભાગ કાઢી લેવો. માત્રા અરધોવાલ, ઇંદ્રજવ બેઆની ભાર તથા દહીની તર તોલો ૦ાા સાથે મેળવી ચાટી જવું. ખાંડ ગોળ બંધ.

## ૮૦૭ વછનાગ શોધન.

મૃત્તિકાના ઠામમાં ૩ દિવસ ગોમુત્રમાં પલાળવો, મુત્ર રોજ બદલવું, ચોથે રોજ તેની ગાંઠ પરથી બે કાગળવા છીલકાં તથા ખાડામાંથી મેલ કાઢી લઇને પછી મીઠા તેલમાં ૪–૫ કલાક ભીંજવી રાખવું, પછી તેમાંથી કાઢી વસ્ત્રથી સાફ કરી ૪ કલાક ગાયના દુધમાં ભીંજવવું. પછી લોહી સુકવી રાખવાથી ઉપયોગ લેવો.

## નેપાળો.

a નેપાળો—ગો મુત્રમાં ત્રણ રાતો ભીંજવીને પછી દુધમાં ત્રણ રાત દી ભીંજવવું પછી ઉપરથી ફોતરાં તથા અંદરની જીભ કાઢી નાખીએ એટલે શુદ્ધિ.

b. ભેંશના છાણમાં કોથળી વાળી ૨–૩ દીન રાખવાથી પણ સીદ્ધ ઝેર કોચલાં વિગેરે પણ આમજ શુદ્ધ થાય છે.

## ૮૦૮ માલકાંકણીની માજુન–પુષ્ટીપર

કાલા ભાંગરાના પંચાંગનો રસ કાઢી તેમાં જેટલી માલકાંગણી બુડે એટલે જેટલી કરવી હોય તેટલો રસ મેળવી તેમાં બુડાડવી, ફોતરાં કાઢીને પલાળવી, એક રાત પલાળી રાખવી, સવારે તેમાં ભાંગરો તથા માલકાંગણીના વજન જેટલું બકરીનું દુધ નાખી ઉકાળતાં જ્યારે લોંદા જેવું થાય ત્યારે નીચે ઉતારી તેમાં તેટલાજ વજનનું મધ નાખી થોડું કેશર મીલાવી થાળીમાં ઠારી દેવું, પ્રથમ રૂ. ૦। ભાર ખાવાથી શરૂ કરવું. તે વળતે દીવસે ૦ાા ભાર લેવું, એમ પા રૂ. ભાર વધારતા જવું. રૂા. ૨ાા અઢી ભાર સુધી પહોંચ્યા બાદ તેટલુંજ વજન હમેશ લેવું. ૪૦ દિન સુધી ખાવું, તો પુષ્ટી વિર્યવર્ધન થશે. લીલી માલકાંગણી હોય તો વધારે સારૂ.

## ૮૦૯ ધાતુપુષ્ટી.

કેરડાની કુંપળો ચણા **બે ભાર** સાકર સાથે ખાય તો ધાતુ બંધાય.

## ૮૧૦ સ્તંભન

(a) ધનીયા ૩॥ માસા, ઈસબ ગોળ (ઉથમુંજીરૂં) ૭ માસા ખાખરાના બીજ ૧૦॥ માસા એનું ચુરણ કરી લેવું. તેમાંથી ૩॥ માસા ચુરણ મોઢામાં નાખી ખસખસના સરબત સાથે પી જવું. એ **પીત્ત પ્રકૃતિવાળા** માટે છે.

(b) **કફ પ્રકૃતિવાળા માટે**—અફીણ, જાયફલ, લવિંગ, કસ્તુરી, કેસર, લિંડીપીપર, સુંઠ, મધ, સરખે ભાગે મિલાવી, ગોળી કરવી, તેમાંથી ૧॥ માસાથી ૩॥ માસા સુધીની માત્રા છે. સૂર્યાસ્ત પહેલાં ખાવું ને નવ બજ્યા પછી સંગ કરવો વચમાં રોટલી (ખાણું) ન ખાવું. કદાચ ખલીત ન થાય. તો ખટાઈ ચુસવી.

## ૮૧૧ કામવર્ધક–શક્તિદાયક—

જુવાન કુકડાને રોજ પ્રત્યેક ૧/૪ પાતોલો હડતાલ લોટમાં મેળવી ૪૦ દિવસ સુધી ખવરાવવી. પછી તેને હલાલ કરી. પાંખ વિગેરે કાપી કાઢી નાખી પેટ સાફ કરી (એટલે અંદરનો મલીન–નિરૂપયોગી ભાગ કાઢી કાપી નાખી) પછી તેમાં–પેટમાં આદવાઈ પિસીને ભરવી–લવિંગ તોલા ૩ અકલકરો તોલા ૨ શુંઠ રૂમિ તોલા ૨ રૂમિ મસ્તકી તોલા ૨ સાલમ મિશ્રી તોલા ૩ આદવાઈ ભરીને પછી તે કુકડા (નરજાતિનો હોવો જોઈએ) ને ઘીમાં તળવો. ને પછી હડ્ડી કાઢી નાખવી. અને તેની જંગલી ચણીયાં બોર બરાબર ગોલી કરવી. નિત્ય સવાર સાંજ દુધની સાથે ૧ ગોલી ખાવી. જેટલા દિવસ ખાય તેટલા દિવસ–સંગ વર્જીત.

( એજ પ્રમાણે મુરઘાને તામ્ર ખવરાવવાની તેમજ બકરીને સંખીઓ ખવરાવવાની પણ વીધી છે. )

## ૮૧૨ અશક્ત ઇન્દ્રિપર સંખીયાની પટી.

બોઈ જેને "લુભાડો" કહે છે. તેના ધોળાં રૂઈ જેવાં રૂંછડાં થાય છે તે લઈ તેની ભસ્મ કરવી. જો એટલાં રૂંછડાં ન મળે તો આખા ઝાડની ભસ્મ કરવી, આ ૪૦ તોલા ભસ્મ ૮૦ તોલા પાણીમાં લોઢાની કડાઇમાં ભીંજવી ત્રણ દિવસ સુધી પલાળી રાખવી પણ દિવસમાં બે ત્રણવાર રોજ હલાવતાં રહેવું. ચોથે દિન તે પાણી હલાવ્યા વગર ઉપરથી નીતારી લેવું. પછી ૧ તોલા સોમલને અરધ કુટો કરી; લોઢાની કડછીમાં રાખી આગ ઉપર મુકીને બોઈના પાણીના ટુવા દેવા. નીતારેલા પાણીના દેવા, જ્યારે ગાઢો થઇને કડછીમાં ચોંટી જાય. ત્યારે ઉતારી લેવું. હાથમાં મસળતાં મીણ જેવો માલુમ પડે એટલે થયો–એ પરીક્ષા છે. પછી તેને શીશીમાં રાખી મુકવો. પછી પેડુની પાસે ઇન્દ્રિના મુળમાં પડખાની બે નસો છોડી વચલા ભાગમાં એક ચણા બરોબર મોમ (મીણ) ઘોડાના જીનની પેઠે લગાવી

દેવું-તેના ઉપર વડનું પતું લપેટી કપડાની પટી મારી દેવી-રાતે બાંધવું, ને સવારે, ખોલી-નાંખવું-આ એક પટી ઉપરાંત જરૂર પડે તો ૨-૩ દિવસ પછી એક પટી વધુ મારવી—

## ૮૧૩ સ્તંભન ( ગોરજી )

(a) કનેર, જડ ટાંક ૪ સરપંખાની જડ ટાંક ૨ નરમુત્રથી ઘશી લીંગલેપ-ઘડી સોળ કરવો તેથી સ્તંભન થશે.

(b) તજ ટાંક ૧ વાટી ચાળી પછી તાજી ઘાણીના તેલમાં લોઢાના ઠામમાં લોઢાના દસ્તાથી તે દવાને ખુબ પીસી મલમ જેવું થયેથી ઇંદ્રિપર ચોપડી ઉપર પાન બાંધવાં. હસ્ત કૃત દોષ મટે, ઈંદ્રિ જાગ્રત રહે. પછી લેપ કરવો ( અંજીર પાન બાંધીએ. ) દીન ત્રણથી સાત સુધી કરવાથી ઈંદ્રિ દ્રઢ થાય—

## ૮૧૪ સ્તંભન-કામોદ્દિપક ( રાજા તથા અમીરો માટે )

બાવલનો ગુંદ ૧।। માસા કતીરો ( આ એક ગુંદ થાય છે જે એજ નામથી બજારમાં વેચાય છે. વધારે ખાવાથી આદમી નામર્દ થઇ જાય એટલો થંડો છે ) ૧।। માસા કુશ (દર્ભ)ની જડ ૨। માસા નાગરમોથ ૨। માસા મોટીમાંઈ (માયાં) ૨। માસા સલીખા (તજ) માસા ૨। દારચીની માસા ૨। તગર માસા ૨। મસ્તકી રૂમી માસા ૨। કાકંજ (ખપાટ) માસા ૩।। ઇશક પેચાની જડ માસા ૩।। અવિંધ મોતી માસા ૪।। પ્રવાલની જડ માસા ૪।। વરીયાલી માસા ૧૦।। બહમન સફેદ (ગાંધીને ત્યાં મળે છે એ નામથી પ્રસિદ્ધ છે) માસા ૧૦।।-કુલ તોલા ૪ ને માસા ૬ થયા-૪।। સાડાચાર તોલા મધ ( ફીણ વાળું જોઇએ ) ૨ બે તોલા ચાંદી વરક ૩ ત્રણ માસા સોના વર્ક-તમામ દવા કુટી છાણી મધ મીલાવીને રાખવી-માત્રા-૪।। સાડાચાર માસા સંસર્ગ સમયથી એક કલાક પૂર્વે દેવી-દવા ઉપર દુધ પીવું-બાદ સંસર્ગ કરવો. જ્યાં સુધી આદવા ખાવામાં આવે ત્યાં સુધી ગમે તેમ કરીને પણ દુધ તથા ઈંડાં ખાતા રહેવું.

## ૮૧૫ સ્તંભન માટે ઉત્તમ-કામોદ્દિપક—

અકલકરો માસા ૬ શુંઠ માસા ૬ કેશર માસા ૬ પીપર માસા ૬ જાયફલ. માસા ૬ જાવંત્રી માસા ૬ શ્વેત ચંદન માસા ૬ અફીણ તોલા ૨ મધ ઉમદા જોઇએ તેટલું સર્વ દવા પીસી તથા છાણવા યોગ્ય છાણી મધમાં અડદ પ્રમાણમાં ગોલી વાળવી. એક ગોલી ઉત્તમ દુધ સાથે રાત્રે ગળી જવી. સ્ત્રી પાસે દોઢ કલાક બાદ જવું અને રૂતુદાન બાદ બને તો ગરમ કરેલ દુધ પીવું.

---

Note :—+ "ઇશ્ક પેચા." એક વેલી થાય છે. તે બાગમાં હોય છે. લાલ ફુલ આવે છે, ઝીણાં ઝીણાં લાંબાં લત્તા પત્તાં તૃણ જેવાં થાય છે. આજ જાતથી પંજાબમાં ને હિંદુસ્તાનમાં પ્રસિદ્ધ છે. માલી બનાવી શકે. એ તીલામાં પણ લગાડે છે. શોભાયમાન વેલ છે. તેનાં કાલાં બીજ હોય છે, સંસ્કૃતમાં નિઘંટમાં આને "કાલો ધંતુરો" પણ લખેલ છે. ( આની જડ દવામાં વાપરવી. )

## ૮૧૬ ઇન્દ્રિશાથિલ્યપર ઉત્તમ પટ્ટી.

પાકું રીંગણું (ગોળ—લાંબું નહી) જે ઝાડ પર જ પાકીને પીળું થઇ ગયું હોય તેમાં પીપર ખોસીને એમને એમ તોડયા વગર તેજ ઝાડ પર જ રહેવા—લટકવા દેવું. ને જ્યારે ઝાડને ઝાડ પર જ તે તમામ સુકાઇ જાય ત્યારે ત્યાંથી લઈને પછી અર્ધ શેર પક્કા તલના તેલમાં લોઢાની કઢાઇમાં નાખી નીચે આગ કરવી ને જ્યારે તેમાં ઉભરો આવે ત્યારે તેમાં, તોલા ૭ સુકા કેંચવા ( કેકડા નામનું જનાવર પાણીમાં થાય છે તેને કેટલાક પગ હોય છે. એ કેકડાને સુકવીને પછી તેમાંથી ૭ તોલા તોલવા તેમાં હાડકાં થતાં નથી. તેના પગ છોડીને બાકીનો બધો ભાગ લેવો, ) નાખીને બાળવું તથા લસણની કળી ૧ ફોલીને તેમાં મેળવવી, એ પ્રમાણે સર્વે વસ્તુ સિદ્ધ થાય એટલે બળી જાય એટલે સર્વેને એક સાથે પીસીને ખરલ કરી એક રસ કરી શીશીમાં ભરવું. બાદ ૧ માસા ઇન્દ્રિપર લગાવીને (મસળીને) મોટા ગુંદા કે વડના પાન લપેટી પાટો બાંધવો.

## ૮૧૭ ઇંદ્રિય લેપ. હસ્તદોષકૃત હાનિનીવારક કામોદ્દિપક.

મીઠો તેલીઓ ( વછનાગ ) ૨ દોદામ, મૂલીનાં બીજ ½ દ્રામ, જમાલગોટાની ગીરી ½ દામ, આ ત્રણેને બારીક પીસી ૧૦ તોલા તેલમાં નાખી ખરલમાં પીસીને શીશીમાં ભરી જરા જરા લગાડતા રહેવું.

## ૮૧૮ સ્તંભન

અકલકરો માસા ૩॥ તકમરેહાં માસા ૨૮ કેશર રતી ૧ કુટી છાણી ગોલી કરી ૧ દામ ( એક તોલો આઠ માસાએ પકો દામ અથવા એક તોલો બે માસાએ કાચો દામ ) ખાઇ લેવી. પછી પા કલાક બાદ સંગ કરવો. ( લીંબુનો રસ નહિ પીએ ત્યાં સુધી ખલીત નહી થાય. સ્તંભનની દવામાં ઘણું કરી અફીણુ કે ભાંગ હોય છે તે આમાં નથી.)

## ૮૧૯ નામરદીપર ઇન્દ્રિય લેપ—પટ્ટી.

( ઉપડે નહિ—ફોલા પડે નહી—અનુભ પરીક્ષીત )

(a) આસૌંદ, ( આસગંધ) બલદાણા, ગજપીપર, ગજપીપર, કઠ, વજનું સુરણુ તથા મધ મેળવી ઇન્દ્રિપર લગાડવું ને ઉપર નાગરવેલનું પાન બાંધવું. ( સોપારી તથા નીચેની ધોરી નસ બચાવવી. )

(b) અકલકરાને મીઠા તેલમાં પીસી ( સોપારી છોડી ) લેપ કરવો. આ બન્ને દવાથી શક્તિ આવશે ને લીંગ વધશે.

## ૮૨૦ ઇંદ્રિપર શેક કરવાની પોટલી તથા લેપ.

હાથીદાંતનો ભુકો તોલા ૫ અકલકરો તોલા ૨ તજ તોલા ૧ લવિંગ તોલો ૧ માલ કાંકણી તોલો ૧ સફેદ મરી તોલો ૧ જાવંત્રી પાનની જડ તોલો ૧ કલુજી તોલો ૧ આ

સર્વેને બારીક વાટી ચુરણ કરી કોયલાના દેવતાથી પ્રથમ પોટલીવતી પેડુથી તે ઈંદ્રિને વૃષણ સુદ્ધાંત પર શેક કરવો. અરધો પોણો કલાક સુધી કરવો, બાદ નીચેનો લેપ લગાડવો માથે પાન બાંધી પાટો બાંધવો, બાદ છોડી નાખવો આમ ૧૦ દિવસ સુધી કરવું. ઉપડશે કે ઇજા થશે નહિ.

## ચોપડવાનો લેપ.

અકલકરો તોલો ૧ તજ તોલો ૦ાા લવીંગ તોલો ૦ાા કેશર તોલો ૦ા વછનાગ તોલો ૦ા પાનજડ તોલો ૦ા અમર વાલ ૧ કસ્તુરી વાલ ૧ આ દવાની અદરકના શીરામાં ગોલી વાળવી. ગોળી બંધાય તેટલો જ (મુરબા) માત્ર શીરો લેવો એટલે બહુ નરમ ન થઇ જાય. મોટી બોરડી જેવડી ગોળી કે સોગઠી વાળી રાખવી. તેમાંથી પાનના રસમાં ઘસી નીચેની રગ તથા ઉપરનું ફુલ બચાવી લેપ કરવો. ઉપર પાન રાખી પાટો બાંધવો. આ ઇલાજ ૧૦ દિન કરવો. સ્ત્રી પરહેજ નથી.

## ૮૨૧ સોમલની ઉપાડ કરવાની ઉગ્ર પટ્ટી—

બેઆની ભાર સંખીઓ, ગાયનું ઘી તોલો ૦ાા અર્ક દુધ તોલો ૧ એ ત્રણેને એક દિવસ ખરલ કર્યા બાદ બરાબર મલમ થઇ જાય ત્યારે બે રતીને આશરે પાન પર ચોપડી ઉપર મુજબ ઇંદ્રિના ઉપરના ભાગમાં (નસ બચાવી) દિવસમાં બેવાર એમ ત્રણ દિન પટ્ટી મારવી. ને પછી ૧૦૦ પાણીએ ધોયેલા ઘીની પટીથી તે પટ્ટી બાંધવી. ( હેમતરામ ).

## ૮૨૨ ત્તિલ્લો–પટ્ટી–સંખીયાનું તેલ તથા મલમ—

આશરે ૧૦ ભાર તાંદળજાના પાંદડાને પોણે અંશે સુકવીને તાવડીપર બળી ન જાય તેમ શેકવાં. પછી તેને ચીનીના પ્યાલામાં થોડા પાણીમાં ડુબાવી ૩ દિવસ પલાળી રાખવાં. પછી સંખીયાને લોઢાની વાટકીમાં અંગારા પર રાખી–ફુલાવવો ને જરા ગરમ થાય કે તરત એક લાકડીને લુગડાંની કાકડી બાંધી તેને પેલા તાંદલજાના ગલાસમાં બોળતા જઇ સંખીયાપર ટુવા દેતા જવા. થોડીવારમાં તેનું તેલ થઈ જશે. આ તેલ ઈંદ્રિપરની બેપડખાની તથા વચમાની ઉપલી ( નીચલી નહીં ) રગપર સળી વતે માત્ર એક લકીરની માફક ચોપડી ઉપર નાગર વેલનું પાન બાંધી દેવું. ઇંદ્રિ નિચે ને તળેનો શીવણનો ભાગ બચાવવો. આપટ્ટી ત્રણ દીવસ બાંધવાથી, ઇંદ્રિ બલીષ્ટ થયા બાદ નીચે લખેલું મુરઘાના ઇંડાનું તેલ પાન પર ચોપડી લગાવી દઈને પ્રથમ પટ્ટી વાળવી. એટલે રૂઝાઈ જશે. (સોમલની પટ્ટીથી ઇંદ્રિ પર ઝીણી ઝીણી ફુંસી થાય તેથી ડરવું નહિં તેને ફોડી પાણી કાઢી નાંખવું ).

## મુરઘાંના ઇંડાનું તેલ.

એક ઈંડાને ખુબ ઉકાળી બાફ્યા પછી તેની અંદરનો પીળો ભાગ કાઢી લઇ એક કાંસાની થાળીમાં કોરની તરફ જરા કચરી રાખવો ને તેની નીચે દેવતા રાખી થાળી વાંકી રાખવી. એટલે તેની અંદરથી તેલ નિચે ઢાળની તરફ ટપકશે–તે સાચવી ઉપયોગમાં લેવું.

## ૮૫૯ પ્રદરારી રસ—

પારો, ગંધક, નાગભસ્મ, સમાન એ ત્રણની બરાબર રસાંજન (રસવંતી) અને એ ૪ બરાબર લોધ્ર સર્વને અરડુસાના રસમાં એક દી ખર્લવું. તે મધ સાથે દેવાથી પ્રદર તથા રક્તાતિસાર મટે છે.

## ૮૬૦ રસભસ્મ—

શંખાવલીના રસમાં બે દિવસ ખરલ કરીને તેનીજ પત્તીની લુગદીમાં બે ત્રણ છાણામાં ફુંકવું,— ॥ श्वेत भवती ॥

## ૮૬૧ પ્રદર—

(a) ભાંગ તોલો ૧ એલચી નંગ ૭ સુરાથી ખર્લ કરવો. ગોળી કરી રાખવી, ઉપર ગળજીભીના પાનનો પારો બાંધી રાખવો.

(b) જુની ઈંટનું ચુર્ણ તોલો ૧ ભાંગ તોલો ૦॥ એલચી નંગ ૧૫ સુરો તોલો ૦। તેની લુગદી કરવી તથા મધ નાખી ગોળી કરી રાખવી. તેના પર ગળજીભીના પાનનો પારો બાંધવો.

## ૮૬૨ હીંગલુ—(મરચાંનો)

મરચાં પચાંગની રાખ શેર ૫ હાંડલીમાં ભરી વચમાં કટકો મુકી રાખ ખુબ દાબી ઉપર ઢાંકણી ઢાંકી કપડમેટ કરીને પછી બોરડી અગર બીજા કાષ્ટની મંદ-મધ્ય-તીક્ષણ આંચ આપવી. નપુંસકતા પર અકસીર. અનુપાન **પાનમાં.**

## ૮૬૩ સોમલ—

સોમલ તોલો ૧ તમાકુ બીજ શેર ૦। તેને સરપંખાના રસમાં ખરલકરી ગોળી કરી કપાસ તથા મુલતાની માટીની મુસ બનાવી તેની અંદર પેલી ગોળી સુકાયા પછી મુકી પાંચ શેર છાણાની આંચ દેવી.

ઉપરના હીંગલુના અનુપાન—માખણ તોલો ૦॥ હીંગલુ રતી ૧ પ્રમેહ-શક્તિ ઉપર-વાયુ-પાનમાં-આદારસમાં-શ્વેત પ્રદર પર માખણ સાથે હોજરી પર માખણ-નપુંસકતા કસ્તુરી-નાગરપાન-ખાવાનું-દુધ સાકર ચોખા-ઘી-ઘઉં **સાત દીવસ દેવું.**

## ૮૬૪ દમ—

સાજીખાર આકડાના દુધમાં બે દીવસ સુધી પલાળી રાખવો. બાદ એક આખો દીવસઆકડે દુધમાં મરદી ૫ શેર પાંચ છાણામાં ફુંકવો. એક વાલ પાનમાં આપવું.

## ૮૬૫ વિસ્ફોટક-લોહીવિકાર—

ધોળા ફુલનો ખડસલીયો પંચાંગ શેર ૦। પાણી શેર ૫ માટીના વાસણમાં ઉકળતાં શેર ૧ રહે તેમાંથી ૦। પીવું. બાકીથી નાવું. એમ સાત દીન કરવું. ખાવામાં-સાકર-ચોખા બાજરી-ઘી-ઘઉં.

## ૮૬૬ મુત્ર કૃચ્છ—

ઉંદરની લીંડી તોલો ૦॥ તે પલળે તેટલો માણસનો પેશાબ ને મીઠું તોલા ૨ નાખી પેટ પર લેપ કરી શેક કરવાથી પેશાબ છુટશે.

## ૮૬૭ સંગ્રહણી કપાટ—

પારો એક ભાગ, ગંધક બે ભાગ, ત્રિકટુ ત્રણ ભાગ, જીરૂં, ટંકણ, ધાણા, હીંગ, અજમોદ, આ પ્રત્યેક પારાથી બમણા, સંચળ પારાથી ચાર ગણો અને એ બધાંની બરાબર કોડીની ભસ્મ, બધાને ખરલવાં-માત્રા-બે માસા છાશની સાથે. સંગ્રહણી મટે. (ગ્રંથમાં પાઠાંતર છે)

## ૮૬૮ રતાંધળો—

બીલીનું મુખ છોકરાંના મુત્ર સાથે ઘશી ને દીવસ બે વાર આંજવું. સર્વ નેત્ર રોગ મટે છે.

## ૮૬૯ કોડીભસ્મ—

કોડીઆના કટકા કરી દીવેલ(એરંડીયા)માં ત્રણ દીન પલાળી રાખવા, બાદ ગજ પુટથી સરસ ભસ્મ થશે.

## ૮૭૦ હીંગલુ—

હીંગલુ તોલો ૨॥ અને રાઇ તોલા ૫ સાથે વાટવું-પાણી નાંખી લોચો કરવો. પછી કડાઇમાં મુકી તેના પર લોઢાનો વાડકો કે ખાંડણી ઢાંકવી. મંદાગ્ની દેવી. રાઇનું તેલ બળી જાય ત્યારે હીંગલુ કાઢી લેવો, તેલ સરસવનું રાઇથી બમણું લેવું ને વાટકીની આજુબાજુ ધારા કરવી. એક સરખી આંચ દેવી.

## ૮૭૧ શંખભસ્મ—

શંખના કટકા કરી દીવેલ (એરંડીયા) માં ત્રણ દીન પલાળી રાખવા બાદ ગજ પુટ—આ ભસ્મ લોહીવા પર અકસીર છે. જીરા—સાકરને પાણીમાં દેવું. આ ભસ્મ-પ્રદર-ધાતુદોષ—ગુલ્મ—ઉદર રોગાદી પર પણ દેવી.

## ૮૭૨ સાબરભસ્મ—

સાબરશૃંગના કટકા કરી એક મટકામાં ભરી ઉપર નીચે ખુબ કુવારનો ગર્ભ નાખવો ને ગજપુટ દેવો. પછી આકડે દુધમાં બે દીન ખલ કરી ગજપુટ દેવાથી અતિ સરસ-થશે.

## ૮૭૩ શીતારીસ—

તાલ તોલા ૪ શંખભસ્મ તોલા ૨ મોરથુથું તોલો ॥ કુવાર રસમાં ખરલ કરી સંપુટમાં મુકી ગજપુટ આંચ દેવી તાવ ચડયો હોય ત્યારે આપવાથી ઉલટી થઈ તાવ ઉતરી જશે. અનુપાન પતાસામાં.

Note:-શંખ—તામ્ર વગેરેની ખાખ કરવામાં ઉપયોગી થવાનું સાંભળ્યું છે.

શંખ—હડતાલ વગેરેની ભસ્મ યા કાચામાં શંખનો યોગ આવે છે તેથી શંખ-હડતાલ-તુત્થ વગેરેનું વાલણ જણાય છે તેજ રીતે કોડી-ચુનો વગેરે પણ લાગે છે.

## ૮૭૪ રાજમૃતાંગ—

પારો, ગંધક, નવસાર, કલાઇ, સમ ભાગે લઇ, કલાઇ ઉની કરી તેમાં પારો નાખવો ને તે મળી ગયા બાદ બીજી વસ્તુ મેળવી સોડા વૉટરની શીશીમાં ભરી સાત કપડ માટી કરી વાલુકાયંત્રમાં બે પહોરની મધ્યમસર આંચ દેવી.

## ૮૭૫ પ્રમેહ—

ગુલગજરાના પાનનો રસ શેર ૦।≈ માં મરીદાણા ૧૫ નાંખી વાટી પીવો એમ ત્રણ દીન રસ પીવો ચોથે દિવસે રૂમી મસ્તકી તોલો ૧ સુખડનું તેલ તોલો ॥ વાંસ કપુર તોલો ॥ ગોલી વળે તેટલું સુખડનું તેલ નાખવું ને ચણા પુર ગોલી બનાવવી રોજ એક ગોલી સાત દિવસ સુધી દેવી-ઉપર દુધ પીવું.

## ૮૭૬ (જ્વર) બૃહત્ત આણંદરસ (કેશવાનંદની)

સોમલ તોલો ૧ હીંગલુ તોલા ૨ તાલ તોલા ૪ સર્વ એકત્ર બારીક ચુર્ણ કરી કપડછાણ કરી પછી અભ્રકનાં પત્રાં પર સીદ્ધ કરવું. ગુણ-વાત જ્વર પર આદાના રસમાં એકથી બે રતી સુધી; નીત્ય જ્વરવાળાને પીપલી મુલમાં, સન્નીપાત પર કુંવળીનો રસ તથા પઠકચુરોને હળદરના રસમાં વગેરે તમામ રોગ પર બુધ્ધિ પહોંચાડી આપવો.

## ૮૭૭ કમલો

ખારવીટનું પાણી નવટાંક, સાકર તોલો ૧ ભેળાં કરી દીન સાત પીવાથી મટે.

## ૮૭૮ પારાની ગોળી ખાખ—

(a) પારો તોલો ૧ ને લોઢાની કઢાઇમાં નાખી તેને મશાલની ઘીની આંચ દેવી. તે ઉપર અમરવેલનો રસ તોલા ૨ ના ટુવા દેવા. ટુવા દીધા પછી આંબલીની અંતરછાલ તોલા બે ને આશરે પારા ઉપર નાંખીએ. તેની ગોલી બંધાય. તેની ખાખ કરવી. કદાચ ગોળી બંધાય નહિ તો ચાંદી થશે.

(b) હીંગળો તોલો ૦॥ હડતાલ તોલો ૦॥ મનશલ તોલો ૦॥ ગંધક તોલો ૦॥ એ ચારેને ખરલ કરી પછી કુલડી એક માટીની લઇ તેમાં અરધ નીચે તે ઉપર જસત તોલો ૦॥ પાતલું પતરૂં કરીને વચમાં મુકવું બાકી રહ્યું તે જસત પર મુકવું. કુલડીનું મોઢુ-મુખ બંધ કરી પછી અડાયા છાણા શેર ૪ અરધ નીચે વચાળે કુલડી મુકી અરધ ઉપર-અગ્ની દેવાથી તેવીજ થશે.

## ૮૭૯ તામ્રમારણ—

વછનાગ લાલ ફુલનોઃ-રાતાં ફુલ ત્રાંબાથી બારગણા અથવા ત્રણ ગણા લેવાં—તેની લુગદી કરી લેવી પછી આકડો જાડા થડનો તેનું થડ વેંત એક અથવા હાથ અરધ રાખીને ઉપરથી કાપવો. તે વેંતના થડમાં ઉપર થડેથી પાળી અથવા ખીલેથી માંહ્ય ઘુમરડીને તસુ ૬ હેઠે અકબંધ રાખવો પછી અરધ લુગદીને પાથરી ઉપર પૈસો રાખવો ને તે પર અરધ લુગદી ભરવી પછી સાલમ તોલો ૧ તથા ૧॥ ને ખુબ ઝીણો વાટી થોડુંક પાણી નાખી એસતી આવે તેમ લુગદી કરવી. તે થડમાં ઘાલી લુગદી ઉપર આકડાનાં છોડીયાંની ઢગળી દેવી તે પછી અડાયાં છાણાં ઘણાં સારાં જોઇને નકી તે થડથી તસુ ૧૪ ઉંચે રાખવું ત્યાં સુધી ખડકવાં. પછી અગ્ની દેવી. તે ઠરે ત્યારે કાઢવું. તે પૈસો શુદ્ધ સફેદ થશે એમાં ફેર નહી.

## ૮૮૦ તામ્ર—

ખાખરાના થડની ગાંઠ હાથ—૦॥ અથવા ૧ નો કટકો લઇ તેની વચાળે કોરીને પછી રાતી ડાંડલીની લુગદી કરી. તે પૈસાથી ચાર ગણી-ને પછી અરધી હેઠે ખાખરામાં રાખી તે પર પૈસો મુકી તે પર અરધી લુગદી દાબીને જે પછી ખાખરાનું છીદ્ર અધુરૂ રહે તો ખાખરાની ડગળી મજબુત દઇ પછી બકરાંની લીંડી ટોપલા બે ત્રણ ની વચમાં ખાખરો મુકી લગાવી દેવું. ને અગ્ની દયાં પછી એક બે દીવસે જોઇએ તો પૈસો શુદ્ધ સફ્દ થાય તેમાં ફેર નહીં. સત્ય છે.

## ૮૮૧ વાતવિધ્વંસ

પારો ચાર ભાગ, ગંધક એક ભાગ, એ સર્વેનો સોળમો ભાગ વછનાગ લઈ એકત્ર કરી ચીત્રાના કાઢાની સાત ભાવના દેવી. તે અપસ્માર–ઉન્માદ–સર્વાંગપીડા–એકાંગ–આમવાત, હનુસ્તંભ, વગેરે દૂર કરે છે.

Note—અપસ્માર પર एकांग वीर સાથે આ રસ દેવાથી વધારે લાભ થશે.

## ૮૮૨ એકાંગવીર

ગંધક, પારદભસ્મ, લોહકાન્તભસ્મ, બંગભસ્મ, તામ્રભસ્મ, અભ્રકભસ્મ, મંડુરભસ્મ, શુઠ, મરી, પીપલી, સમભાગે ચુર્ણ કરી, ત્રીફલાં, ત્રીકટુ, નિગુંડી, આર્દક, ચીત્રક, ભાંગરો, સરગવો, કઠ, આંબળાં, કુચલાં, આકડો ધતુરો, એ દરેકની ત્રણ ત્રણ ભાવના દેવી. આપક્ષાઘાત, અર્દિત તથા ધનુર્વાત, અર્ધાંગ, ગ્રધ્રસી,-સર્વ વાત નાશકારક છે.

## ૮૮૩ વસંત કુસુમાકર

સુવર્ણભસ્મ બે ભાગ, રૌપ્યભસ્મ બે ભાગ, બંગભસ્મ ત્રણ ભાગ. શીશાભસ્મ ત્રણ ભાગ, લોહકાન્તભસ્મ ત્રણ ભાગ, પારદભસ્મ ચાર ભાગ, અભ્રકભસ્મ ચાર ભાગ પ્રવાલભસ્મ, ચાર ભાગ મોતીભસ્મ ચાર ભાગ, તેને ગોમુત્ર, શેરડીનો રસ, અરડુસાના પાનનો રસ, ચંદન, વાળો, કાળોવાળો, હળદર, કેળકંદ એમની એક એક ભાવના દેવી. બાદ કમળ રસ, જાઇની કળીનો રસ, પ્રત્યેકની સાત સાત ભાવના દેવી.–આ બે વાલ–મધ–ઘી–સાકર સાથે આપવો. જરાનાશક–પ્રમેહનાશક–પૌષ્ટીક–કામોદીપક–વૃષ્ય–રસાયન–આયુષ્ય વર્ધક –પ્રજાપ્રદાયક, કાસ, ક્ષય, તૃષા, ઉન્માદ, શ્વાસ, રક્ત, શુળ, મુત્રાઘાત અશ્મરી, નસાડે છે. સાકર ચંદન બરાબરનાં લઈ સાથે ખાવાથી અમ્લપિત્તાદી રોગોને મટાડે છે. કિર્તિ બળ-વર્ધક છે. પથ્ય નથી. ખાનારો ઘણી સ્ત્રીઓ સાથે આનંદ કરે છે.

## ૮૮૪ માહેશ્વરઘૃત—

પારા ગંધકની કજ્જલી, મનશીલ, બન્નેને ભીરૂ, હળદર, ગોદંતી હડતાલ, ત્રીકટુ, કુહાડીયાનાં બીજ, બાવચીને ઘીમાં મર્દન કરી ચોપડવાં. ખરજ, કુષ્ટ, વિચર્ચિકા, ખસપર અકસીર.

## ૮૮૫ એકાંતર–ચોથીયા પ્રમુખ સર્વે તાવ ઉપર—(ડૉ. બાલચંદ્રની)

ફુલાવેલ ટંકણ ૬૦ ગ્રેન, ફુલાવેલ ફટકડી ૬૦ ગ્રેન, ક્વીનાઇન ૩૦ ગ્રેઇન સીંકાનાઇન ૩૦ ગ્રેન, કારબોલીક આસીડ ૧૨ ટીપાં, લાઇકર આરસેનીક ૧૨ ટીપાં, આ

ભાગનાં પડીકાં ૧૨ કરવાં, એમાંથી ૧ પડી લેવી. તાવને પહેલે દીવસે ત્રણ કે ચાર પડીકાં પાણીમાં આપી દેવાં. તાવના વારાના પહેલાં આપી દેવાં. એકાંતરો રોજીંદો તરીયો બધા પર ચાલે છે.

## ૮૮૬ અપસ્મારી અંજન—

શુંઠ, મરી, પીપર, સીંધવ, હીંગ, વજ, સરસડાના બીજ, કણજી (કરંજ) ના બીજ, કડુ, ધોળા સરસવ, સર્વે સમાન ભાગે લઇ. ગૌમુત્રમાં સાત ભાવના આપી. ગોળી કરવી. તે ચોથીઓ તાવ, અપસ્માર, ઉન્માદ, મુર્છા, વિગેરે પર આંખમાં આંજવાથી આરામ. આપશે.

## ૮૮૭ વિષુચીકા—

લસણ, જીરૂં, મરી, સીંધવ, સુંઠ, સંચળ, પીપર, હીંગ, લીંબુરસની ભાવના દઇ તેનું અનુપાન લીંબુરસમાં અરધો તોલો લઇ કરવું.

## ૮૮૮ જ્વર મુરારી—(કેવલ પિત્તજ્વર–દાહાદી ઉપર)

કલ આપરીયાના ચુર્ણને એકવીસવાર લીંબુના રસની ભાવના આપવી. ને પછી માખણમાં ઘુંટી જ્વરવાળાને બે વાલ સાકરના પાણીમાં ને દાહવાળાને સાકર તથા એલચીના પાણીમાં દેવી કે તુરત જ્વર તથા દાહ નાશ થશે એક દીવસમાં પાંચ પડી સુધી દેવાય છે.

## ૮૮૯ ત્રિભૂવન કીર્તિ—

હીંગલુ, વછનાગ, સુંઠ, મરી પીપર, ટંકણ, પીપળીમુળ સમ ભાગે લઈ ચુર્ણ કરી, તુલસી, આદુ, ધતુરો, એની પણ ત્રણ ભાવના દેવી. આ એક રતી આદાના રસમાં દેવાથી તેર પ્રકારના સન્નિપાત જ્વર નાસે છે.

## ૮૯૦ શિવાનંદ સ્વામી સૂચિત—

### કોલેરા.

પુરાણી ઇંટ અથવા નળીયું જુનું, કાળાં મરી, સીંધા નમક (સીંધા લુણ) સર્વ સમભાગ કુટી પાણી નાંખી જંગલી બોર પ્રમાણે એક ગોળી દેવાથી દસ્ત તથા ઉલટી બંધ થશે, જો ઉલટીમાં ગોળી નીકળી જાય તો બીજી દેવી એટલે એકજ ગોળી એક દિવસ દેવાથી આરામ. બે ત્રણ દીન દેવી પથ્ય નથી.

## ૮૯૧ મરડો સર્વ પ્રકારનો—

( ઝાડામાં આમ અને લોહી પડે છે તે ઉપર )

અફીણ બે રતી અને ખાવાનો ચૂનો (પાણી નાખેલ) એક રતી પીસીને ત્રણ ભાગ કરવા. એક ભાગ પાણી સાથે પાવો. ચોખા, ઘી સાકર આપવું.

## ૮૯૨ અતિસાર—

ટંકણુ એક ભાગ. હીંગળો બે ભાગ. અફીણ ચાર ભાગ પીસીને કાળી મરી બરાબર ગોળી રાત્રે જ્યારે દસ્ત આવતા હોય તો મધ સાથે ગોળી દેવી. અને દીનમાં જ્યારે આવતા હોય તો લીંબુ સાથે દેવી પહેલેજ દિવસે બંધ થશે.
સાદા અતિસારમાં આ ગોળી અને રક્તાતિસારમાં ઉપરની ચુના વાળી ગોળી દેવી.

## ૮૯૩ અર્શ ( ઉભય પ્રકારના )

(જે અંતરાશયમાં હોય છે તેને માટે) કપૂર, લીંબડાની લીંબોળી (સુકી) સમ ભાગ અચ્છી તરેહથી એક રસ કરવાં ( પાણી નાખીને ) પછી તેને આતસી સીસીમાં ભરી તે શીશીને હાંડલામાં રાખી આસપાસ કોલસા ભરી તેલ કાઢવું. તેલ ગાઢું નીકળશે. તે તેલ ચણોઠીભાર પતાસામાં ખવરાવવું અને ઉપર ઘી જેટલું પચે તેટલું ખવરાવવું આથી જેટલા મસા હશે તેટલા પૂલીને બહાર આવી જશે પશ્ચાત્ કોઇ ઇંટના પુરાણા મકાનની ઇંટમાંથી જર્જર થઇ નીકળતી ક્ષારરૂપ ધૂળ અથવા દરિયા કિનારા ઉપર બહાર સફેદ રૂપે જામેલો ક્ષાર પાતળો પાતળો લઇ લેવો. એ બેમાંથી ગમે તે એક વસ્તુ ત્રણ તોલા લેવી અને તેને ગુદાપર એવી રીતે લંગોટમાં રાખી બાંધવી કે જેમાં પેલા મસા ડુબી જાય એટલે ઉપરથી લંગોટ બાંધી રાખવો. આથી અગન (બળાત્રા) પારદ એટલું થશે કે જે સહન થઇ શકશે. લંગોટ બાંધ્યા બાદ પહેલે દિવસ મસામાંથી સફેદ પાણી નીકળશે. બીજે દિવસ પીળું પાણી એટલે પરૂ-પાચ જેવું નીકળશે. ત્રીજે દીવસ ઘાણું કરી મસા ખરી પડશે. તો પણ સાત દિવસ આ દવા લગાડવી જોઇએ. ઝાડે જતી વખતે લંગોટો ખોલીને પાછો તેજ બાંધવો. હંમેશાં ત્રણ તોલા નવો ક્ષાર જોઇએ પણ તે ન હોય તો બીજે દીવસ પણ તેનો તેજ ચલાવી લેવો પણ બનતાં સુધી નવીનજ જોઇએ, પણ નાજ મળી શકે તો પછી તેને તેજ બાંધેલા ક્ષારનેજ ફેરવી-ઉપર નીચે કરી-સુકવી-ઉપયોગ કરવો.

☛ જેને અંદર મસા ન હોય તેને ખવરાવવાની જરૂર નથી.

## ૮૯૪ પીનસ—

(નાકમાંથી છોડાં પડે છે. તે પછી લોહી નીકળે છે તે ઉપર)

ગુલરોગન (ગુલાબનું ઘી) જ્યાં સુધી મળે ત્યાં સુધી તો તેજ લેવું અને તે ન મળે તો પછી માખણ તો. ૧ એક કપુર તોલો ૦। પા ગધેડાનાં તાજાં લીંડામાંનું પાણી ટીપાં ૫ પાંચ એ ત્રણેને ખૂબ આમેજ કરી દેવું. પછી એ ત્રણ ટીપાં નાકમાં નાંખી ખૂબ જોરથી સુંઘી ઉપર ચઢાવી માથું પીઠ પાછળ કરી-ઉંચે ચડાવવું એમ દિવસમાં બે ત્રણ વાર કરવાથી લોહી નીકળવું તો તરત બંધ થશે. અને પછી ૫—૭ દિન જારી રાખવાથી છોડાં પણ બંધ થશે.

## ૮૯૫ રૂધિરસ્ત્રાવ—

(મોઢા અથવા ગુદામાંથી લોહી નીકળે છે તે બંધ કરવા ઉપર)

મોતીની છીપ જેટલી સાફ મળે તેટલી સારી. તેને એમને એમ આગમાં ફુંકીને પછી તેમાંથી એક માસા ભસ્મ અને માખણ એક તોલો મેળવીને ચાટવાથી રૂધિર બંધ
* ઉપરાંત કબજીયાત તોડે છે.

* સીફીલીઝનાં ચાંદાં—ફોડામાં જે જલન થાય છે તે ઉપર પણ માખણ સાથે લગાડવાથી જલન બંધ થાય છે.

## ૮૯૬ પ્રમેહ-સુજાક-હરકોઈ પ્રકારનો—

એક હાંડલી લઇ તેને ઢાળી દેવી એટલે પીઠને મોઢું બે હથ તરફ પૂર્વ પશ્ચિમ રહે તેમ રાખીને પછી તેમાં થોડી પાતળી રેતી ભરી તેની ઉપર એરંજો (રાજન) તથા એરંજાથી ત્રૈ પા ભાગ મીણ લઇ બન્નેને સાથે ઉપર નીચે-આસપાસ રાખી લઇ બાદ તેની ઉપર બીજી રેતી ઢાંકી હાંડલીની ઉપરની સાઇડ જરા રેતી વગરની ખુલી રાખીને પછી તેના મુખની બાજુએ બીજી ખુલ્લી હાંડલી મુખ બરાબર જમાવી દઇને બન્નેનાં મુખ કપડ મેટ કરવાં. બાદ દવાવાળી હાંડલી તે ચૂલા પર રાખી તેની નીચે મંદ આગ દેવી અને સાથની હાંડલીને લટકતી ત્રીપાઈ ઉપર રાખવી. તેના (ખાલી હાંલ્લાના) તળીયામાં છેદ રાખવું અને નીચે પાત્ર રાખવું એટલે તેલ નીચે પડશે. દવાવાળા આગ પરના હાંડલાપર ભીનું કપડું રાખે જવું તો તેલ ટપકશે. તેલ જેવું તેલ નીકળશે.

### ઉપયોગ.

તેલનાં બે કે ત્રણ ટીપાં પતાસા પર નાંખીને દૂધની લસી કરી પતાસું ખાઇ ઉપરથી દૂધ પીવું. એક વખત સાત દિવસ સુધી.

* એકલો એરન્જેજ માત્ર બે રતી ગોળની સાથે દેવાથી પણ પ્રમેહ મટે છે. તેની ઉપર દસ તોલા દહીં ખવરાવવું.

* દુધમાં થોડું પાણી નાંખી બનાવાય છે. તેને લસી કહે છે.

Note—આજ પ્રમાણે શલનું તેલ પણ કેટલાક વાપરે છે તેની વિધિ—શળ તોલા ૧૦, લીંબુનો રસ તોલા ૨૦માં ખરલ કરવો પછી ૩૦ તોલા રેતી તેમાં મેળવી દેવી. ત્રણે એક મેક કરી દેવાં. પછી અગ્નિજીત શીશીથી પાતાળ યન્ત્રે તેલ કાઢવું. આ તેલનું એક ટીપું સુજાકવાળાને પાનની સાથે દેવું.

## ૮૯૭ કપુર તેલ—

કપુર તોલો ૧ અને અજમાનાં ફુલ વિલાયતી બજારમાં મળે છે. તે ત્રણ માસા બન્નેને મેળવી એક શીશીમાં નાંખી મોં બંધ કરી એટલે આંગળી રાખી હલાવવાથી બે ત્રણ મીનિટમાં તેલ થઇ જશે. હેઝા, બદહજમી, વાતપીડા, ઓડકાર, અજીર્ણ વગેરે પર ખવાય છે. તથા ચોટ, વાયુની પીડા, વાયુ ગ્રંથી વગેરે પર ચોપડી ધંતુરાનું પાન બંધાય છે. મતલબ આ દવા બહુ ગરમ છે.

## ૮૯૮ તિલો-પટી—

સોમલ ૧ તો. સાજીખાર તો. ૫ પાંચ પાણી ૮૦ તોલા. સાજીખાર ને ખાંડી ફુટી પાણીમાં સાંજે પલાળી દેવો. લોઢાનું વાસણ જોઇએ. પાણીમાં મેળવતી વખત ડોળી હલાવી રાખી મુકવું પછી રાતભર હલાવવું, અડકવું નહીં. સવારે પાણી ઉપરથી નીતારી લેવું અને નીચેનો ક્ષાર ફેંકી દેવો બાદ એક તોલો સોમલ પીસીને એ પાણીમાં મેળવી દેવો પછી આગ ઉપર પકાવવું જ્યારે તોલા ૬ ભાર પાણી રહે ત્યારે ઉતારી લેવું અને કડાઇમાંથી બધી ચીજ ખોતરી એકત્ર કરી એક ચીનીની રકાબીમાં નાંખી તે રકાબીને ટેઢી કરીને રાખવી તો તેમાંથી તેલ નીચે ધીરે ધીરે અલગ નીકળી આવશે તે તેલ સાચવી લેવું. ઉપયોગઃ- નીચેની શીવણને ફુલ બચાવી એક ટીપું ઉપરના ભાગમાં ચોપડી દેવું. ગરમ પાન કરીને ઉપર બાંધવું તથા કાચુ સુતર વીંટી લેવું ( ઇંદ્રીની ઉપરની સપાટી ઉપર મૂલ-પેડુથી ફુલ સુધી જરા ઘસીને લગાડવું ) આ દવા (તેલ) લગાડયા પહેલાં આ દવા

સમાકથા શિવાયની ઇંદ્રીની નીચેની તથા આસપાસની જગ્યા પર તથા અંડકોષ ઉપર એરંડીયું તેલ લગાડી દેવું આથી પહેલેજ દિવસે યા કોઇને બીજે દીવસે ઇંદ્રીના મૂળમાં ફોલ્લો (બ્લીસ્ટર) કાળા રંગનો ઉપડી આવશે અને તે ફાટીને તેમાંથી પાણી નીકળવા માંડશે તે રૂ વતી લુછી નાખવું બાદ બીજે દીવસે એક ટીપું ઉપર મુજબ ચોપડવું (એટલે જરા થોડું ગણું માલેસ-મર્દન કર્યા કરવું ) તો બીજે દિવસે જલન થશે તે સહન કરવી અને એજ રીતે ત્રીજે દીવસે પણ ચોપડવું-લગાડવું ત્રણે દિવસ પાણીજ નીકળશે. બાદ બંધ કરવું એટલે રૂઝ આવી જશે. રૂઝ આવતાં સુધી સ્ત્રી સંગ બંધ.

## ૮૯૯ મીણનું તેલ—

મીણ શેર ૦ાા પોણો, લવીંગ તોલા ૭, કાઠીયો લોબાન તોલા ૪ દરીયાની (નદી) રેતી પોણો શેર સર્વને ખરલમાં પીસીને એકઠાં કરી અતાન શીશીથી તેલ કાઢવું. દરદ સ્થાન પર ચોપડી એરંડાનું પાંદડું ગરમ કરી બાંધી દેવું. ઢીંચણ દુખતું હોય, વાતવ્યાધિથી દુખતું હોય ચોટ લાગી હોય, મતલબ હાડકાનાં દરદ ખાસ કરીને જેટલાં હોય તે ઉપર તે સ્થાને લગાડવાથી દુઃખ બંધ થાય છે.

## ૯૦૦ નવસાર તથા ફટકડીનું તેલ—

નવસારને રીંગણું કે જે ઝાડ ઉપરજ પાકીને પીળું થઇ જાય છે. ને જેને માડ઼ એંગણ કહે છે. તેમાં જેટલો કટકો સમાય તેટલો તેનું મોઢું કાપી ખોસીને પછી તે રીંગણાને ઠંડી જગ્યામાં રાખી મુકવું એટલે એક ખાડો ખોદી તેમાં રીગણું નાંખી ઉપર માટી બીછાવી તે ઉપર જલ છાંટી એક પાણીનો ભરેલો ઘડો રાખી મુકવો આમ ૩ દીન રાખી બાદ કાઢવું તો રીંગણામાંથી તેલ નીકળી આવશે. એજ પ્રમાણે ફટકડી ૭ દિવસ રાખ્યાથી તેલ નીકળશે.

## ૯૦૦ (अ) અર્શની દવા.

( લીંબડીવાળા આરબ જમાદાર સાલમબીન મહંમદની અજમાવેલ દવા છે. )

મરચાં લીલાં લઇ તેમાં જીરૂં તથા મીઠું ભરી ઘીમાં તળી ખાવાં તે સવાર સાંજ દસ પંદર લીલાં મરચાં ખાવાં કદાચ લીલાં ન મળે તો સુકાં મરચાંની ચટણી વાટી નવટાંક ઘીમાં તળીને ખાવી. એનાથી અમને ફાયદો થયો છે. કરી રાખવાની જરૂર પડી નથી.

---

## ૯૦૧ સીફીલીઝ માટે ચાંદી.

(પ્રગાનંદે બતાવેલી વિધિમાં ફેર.)

પારો, સીંગરફ, સોમલ, દારચીકનો, સમ વજન કાંટાળા થોર દુધમાં એક પ્રહર મર્દન કરી બોરડીના લાકડાની આંચ એક પ્રહર દીધા પછી જેટલાં ફુલ આવે તેટલાં લેવાં એમ જ્યાં સુધી સઘળી ચીજનાં ફુલ ઉડે ત્યાં સુધી ઉમેર્યા કરવું. પીસીને ટીકડી સુકવીને મુકવી.

Note—આ દવા દેતા પહેલાં જુલાબ દેવો તે આ-ઇદ્રવારણાનું મુળ વેંત અરધો તાજુ લઇ કૂટી તેનો રસ કાઢી છાણી પાઇ દેવું આથી દસ્ત અને ઉલટી થશે તે સાંજ સુધી થવા દેવાં આથી અર્ધ સીફીલીઝ મટી જશે. આ દવાથી દસ્ત ઉલટી વધારે થાય તે બંધ કરવા જરૂર લાગે તો મીશ્રી એટલે સાકરનો સરબત દેવાથી બંધ થશે.

આ ઉપરની ગોળીથી શરીર ઉપરના વિસ્ફોટક સુદ્ધાં સુકાઇ જાય છે અને તેટલા માટે તેટલા દિવસ સુધી (સુકાતાં સુધી) ખવરાવવાની અવધિ છે મતલબ ૭થી ૨૧ દિવસ સુધી દેવાય છે. હંમેશાં એક ગોળી એક વખત દેવી. આથી મોઢું આવવું કે બીજી તકલીફ થતી નથી.

### ઉપરાંત.

આ વિસ્ફોટક—ઉપદંશ—ચાંદી કે જે ઇંદ્રિય પર થવા સાથે આખા શરીરમાં ફેલાય છે તેથી જુદી કીસમની આખા શરીરમાં કાળી કાળી ફોલી ગાંઠ જેવી થઇ જાય છે. તેને માટે લીંબડાની લીંબોળીનું તેલ ટીપાં બે અને ભખરાં (બેઠો ગોખરૂ-કાંટાળો) તોલો ૧ લીલો યા સુકો લઇ તેનો કવાથ બનાવીને તેની સાથે બે ટીપાં લીંબોળી તેલ નાંખી પાઇ દેવું એક વખત—સફા થઇ જાય ત્યાં સુધી આ પ્રમાણે દેવું.

## ૯૦૨ સુમલ.

પાંચ તોલા સંખીયો લઈ કમતીમાં કમતી એક શેર પક્કા સરગવાના મૂલની (અંદરના મૂલની) છાલનો રસ કાઢી તેમાં ઘુંટીને ટીકીયા બનાવી સુકવી સરાવસંપુટમાં દસ શેર પકા છાણામાં ખાડો ખોદી આગ દેવી. ઉપયોગ—કમતાકાતી, નામર્દી, મંદજઠરાગ્નિ, દમ, શ્વાસ, કાસ, ખાંસી, લીલી (જેમાં કફ નીકળે છે તે) વાયુના સર્વે રોગ એટલે સંધિ વાતાદિ.

ખાસ કરીને વાતવ્યાધિ પર મુખ્ય છે. તથા જઠરાગ્નિ વધારે છે કેમકે સરગવાનો યોગ છે માટેજ.

### ૯૦૩ હડતાલ.

એક શેર પકો લીંબડાની લીંબોળીને ખુબ કુટી ગોળો બનાવીને તેની અંદર પાંચ તોલા હડતાલ રાખીને પછી સરાવ સંપુટમાં કપડમેટ કરી સુકવી ખાડો ખોદી એક મણ પક્કા છાણામાં મુકી દેવું. રંગે સફેદ. સર્વે રોગ ઉપર.

### ૯૦૪ સીફીલીઝની બુટી.

ઇંદરવારણાની જડ તોલા ૧૦ ખાંડી ચાર શેર કાચા પાણીમાં ઉકાળતાં શે. ાા રહે ત્યારે મસળીને ગાળી લેવું પછી એરંડી ૧ શેરમાં તે પાણી નાખી ધીમી આંચ પર રાખી તે પાણી બાળી દેવું. માત્રા–૨૧) માસા, દુધની સાથે સવારે એક વખત પથ્ય માત્ર મગની દાળની ખીચડી ખાવી ઘી ખાવું શિવાય શાક વગેરે સર્વ તેલ મરચાંની બંધી. શરીરની નસોનસમાંથી ઝેર નીકળી જશે ને ફરી કદી ઉથલો મારશે નહીં.

### ૯૦૫ ચાંદીભસ્મ.

તોલા ૧ એકનાં પાતળાં પત્રાં કરવાં (રૂપીયા જેટલાં જાડાં ચાલે) કૌંચનાં પાંદડાં શેર ૧ એક પકો લઇ તેમાંથી અરધાં કુટીને રસ કાઢવો.

### ૯૦૬ પોલાદ લોહભસ્મ.

પોલાદ તોલા ૪ ત્રણ દિવસ સુધી ખાટા અનારના પાણીમાં ભીંજવી રાખવું. ચોથે રોજ ૭ માસા પારો અને ૬ માસા હીંગલો મેળવીને ખરલવું. પછી તેને માટીની કુલડીમાં મેલી કપટ માટી કરી સુકવ્યા બાદ દશ શેર પકકા છાણાની આગ આપવી. આ વિધિથી ૨૧ એકવીસ ભઠ્ઠી આપવી. રંગે સફેદ ગુણ—માખણ કે મલાઇ સાથે એક રતીભર દર્દ-કમર, વીર્યહીન (જરીયાન) દીલ, જીગર, દીમાગ વગેરેની કમજોરીવાળાને દેવુ. આ રોગમાં જ્યારે જ્યારે તરસ લાગે ત્યારે ત્યારે દુધ દેવું. બરેલ (પ્લીહ) વાળાને ખાટા દહીંમાં તરસ લાગે ત્યારે ખાટી છાશ દેવી.

### ૯૦૭ બીજી વિધિ.

ઉપરના લોહને ભઠ્ઠી ન આપતાં તથા રોજ પારો તથા હીંગલોક ન મેળવતાં નિત્ય એક પ્રહર ખરલ કરી દિવસે સૂર્ય તથા રાત્રે ચંદ્રમાં મુકવું એમ ૪૧ દિવસ સુધી પુટ દેવા, તો ઉપર મુજબ ગુણ છે.

## ૯૦૮ ખરજવું.

કલાઇ વગરના ત્રાંબાના ઠામમાં દહીં જમાવવું અને ત્રણ દિવસ સુધી ત્રાંબાના ઠામમાંજ રાખવું પછી તે દહીંથી અરધ આંબલીનાં પાંદડાં લઈ ખૂબ વાટી મલમ બનાવવો. તો ત્રણ ચાર પટીમાં જડમૂળથી જશે.

## ૯૦૯ પ્રદર.

સોપારી, માયાં બબે તોલા, મોચરસ, માજુ ( મોટા માયાં ) ત્રણ ત્રણ તોલા, ધાવડીનાં ફુલ તોલો ૧ સાકર સફેત ૧૧ તોલા સર્વેને કુટી છાણી મેળવી તેમાંથી ગાયના દુધ સાથે બે તોલા રોજ સવારે લેવું.

## ૯૧૦ રક્તશુદ્ધિ પર.

તાજો ઉસબામ ગરબી લાલ રંગનો ૨૦ તોલા ચોપચીની ૧૦ તોલા, દાલચીની ૫ તોલા, મોટી એલચી તોલા ૫, ઉના બંધુધારી તોલા ૧૦ ધાણા તોલા ૨॥, ચીરાયતા ગુલીવાલા ( કરીઆતું લાકડીવાળું ) તોલા ૫ કીરીયાતા ( જે ગોળ હોય છે અને જેને કલુંબો કહે છે તે ) તોલા ૫ વરીયાળી તોલા ૫ આ સર્વને અધકચરાં કરીને કલાઇવાળા વાસણમાં પાણીમાં પલાળી રાખવાં. પાણી એટલું નાખવું કે જેમાંથી ચાર બોટલ અર્ક નીકળે. ચોથે દિવસ અર્ક ખેંચવો. તે ધીમે ધીમે ખેંચવો એટલે આખા દિવસમાં ચાર બોટલ નીકળે તેમ થવું જોઇએ એક બે કલાકમાં ખેંચાઇ જાય તેવી સખત આંચ ન દેવી. તેમાંથી ૨-૩ તોલા રોજ સવારે પીવો. કડવું લાગે તો મધ મેળવી પીવું.

## ૯૧૧ ધાતુસ્ત્રાવ.

જરીયાન (ધડપણ) ગમે તે કારણથી વીર્ય ચાલ્યું જતું હોય તેને રોકી માખણ જેવું કરે છે. એટલે એવા પ્રકારના રોગીને તથા જેને તિસો આવતો હોય તેવા રોગીને ખવરાવવા યોગ્ય છે. સાલમ મિશ્રી, રૂમીમસ્તગી, નીશાસ્તા, બહુ ફલી, તાલમખાના, તજ, આસગંધ, નીલુ કળની લાકડી, મોટા એલચીદાણા, કલઇની ભસ્મ, ( જે ભાંગ અથવા બાવળની ફળીથી મારેલી હોય ) આ પ્રત્યેક એક એક તોલો લઇ તે બધી ચીજના વજન બરોબર મેળવી એક તોલો ગાયના દુધ સાથે ખાવું. ખોરાકમાં ઘી જ્યાદે ખાવું. તેલ, મરચું, ખાંડ, ખટાઇ વગેરે બંધ.

## ૯૧૨ ધાતુપુષ્ટિ—તાકાત.

મુરઘીનાં ઇંડાં નંગ ૪૦ ચાલીસ કાળો સોમલ તો. ૧ પીસીને પાણીમાં મેળવી દેવો અને તે ઈંડાં છીલકાં સમેત એમને એમ રાખીને તે ઇંડાં અને સોમલને ઉકાળવાં

ઇંડાં પાકી જાય ત્યારે કાઢી પાણી ફેંકી દઈ તેમાંની જરદી અલગ કાઢીને તેને ઘીમાં શુંજવી તથા જરદી બરાબર ચણાના લોટને ઘીમાં શેકીને બન્નેને મેળવી તે બન્ને બરાબર વજને સાકરની ચાસણી ત્રણ તારી કરવી. તેની અંદર પીસ્તાં, બદામ, ચીલગોજ, ટોપરૂં સુકું, અખરોટ પ્રત્યેક ચાર ચાર તોલા મેળવી જમાવવું. વાયુ કફ પ્રકૃતિવાળાને રોજ એક તોલો અને પીત્ત પ્રકૃતિવાળાને ½ તોલો એમ ચાલીસ દિવસ સુધી ખાવું. સાથે દુધ ઘી ખાવું.

## ૯૧૩ ખીજાબ.

( હકીમ ગુલામઅલી સૈયદ જુની મારકીટ-કરાંચીમાં—આ તૈયાર મળે છે. )

જાંબુનો રસ તોલા ૪૦ દેશી ગળી તો. ૪૦ લીલાં માંજુફલ નંગ ૧૬ આંબાની ગોટલી નંગ ૧૬ કાળી હીરાકસી તોલા ૧૦ ત્રાંબાનો ખુરાદો તો. ૧ રતનજ્યોત માસા ૬ દહીંનું પાણી તોલો ૧ મેંદીનાં પાંદડાંનો રસ તો ૧૦ દસ તાજા તલનું તેલ તો. ૨૦ વીસ આમાંથી જેટલી જેટલી દવા વાટવા યોગ્ય હોય તેટલી વાટીયે. તેલમાં નાંખવી પછી કાચના ડાટાવાળા ઇસ્પીતાલમાં મોટા બરણી જેવા કાચના શીશા આવે છે, તેમાં નાખી મોં બંધ કરી રાખવું ને ગજ ફુટ ખાડો ખોદીને ઘોડાની લીંદમાં દાટી રાખવો. સીસો લીંદની વચમાં અધવચમાં રાખવો. ચાલીસ દીવસ પછી કાઢી લુગડે ગાળી એક જોશ આગ ઉપર આપવો. જરૂર પડે કાંકસીથી લગાડવું. ઘણા દિવસ શ્યામતા રહે છે.

## ૯૧૪ અભ્રક.

અભ્રકને કુટી અંગુરના સીરકામાં ત્રણ રોજ ભીંજવવો. ચોથે રોજ તેજ સીરકામાં આગ ઉપર ચાર પાંચ જોશ આપવા. સીરકાથી અલગ કર્યાં બાદ એક થેલીમાં અભ્રક તથા ખારેકના પાંચ સાત કટકા નાંખી પાણીમાં મસળવું એટલે પાતળો અભ્રક પાણીમાં નીકળી આવશે તેને સુકવી ને પછી ગળજીભીના રસમાં ઘુંટી લુગદી બનાવી તેની વચમાં રાખી ગજપુટ આંચ આપવી ( આ અભ્રકથી ગળજીભી આઠ ગણી જોઇએ. ) તેથી ભસ્મ થશે તે પછી આકડે દુધ તથા વડના દૂધનો પુટ અને છેવટ વડની વડવાઇની આંચ આપવી તો રંગે ભગવી ભસ્મ થશે. અને તે ખાંસી ઉપર અકસીર થશે. પાનમાં ૧ રતી આપવી.

## ૯૧૫ પાચન ચૂર્ણ.

જુલાબ સુંડી માસા ૬ ઇંદ્રાયણનાં બીજ તો. ૨ કપીલા તો. ૧ અજમો તોલો ૧ લાલ મીઠું તો. ૧ મીઠીયાવળ તો. ૧ લીંબડાનો રસ તો. ૬ વાવડીંગ તો. ૧ લીંબડાની

લીંબોળી તો. ૧ લીંબડાનાં પાન તો. ૧ તરવી માસા ૬ કાળા મરી તોલા ૨ અળશી તો. ૧ વરીયાળી તો. ૨ નવસાર તો. ૧ કાલા દાણા તો. ૨ આકડાનાં ફુલ તો. ૩ કુંવારના ગર્ભમાં ૩ માસાની ગોળી ગરમ પાણી સાથે જમ્યા પછી બપોરે તથા રાત્રિએ પણ લેવાય. **કબજી, વાયુ, અજીર્ણ, પેટદર્દ, શૂલ ઉપર અકસીર છે.**

## ૯૧૬ સોપારીનો હલવો.

સુકાં ગુંદાં બે તોલા, સોપારી શેર ૦। પા. અને પાણી બશેરથી ત્રણશેર નાંખી ઉકાળવું તો નરમ થાય છે.

## ૯૧૭ બદામ.

એસીડ ટારટ્રીક માસો ૧।।, સોડા માસો ૧।।, બદામમીંજ (છાલ ઉતારીને) શેર ০। અને પાણી શેર ૧ માં ઉકાળવું તેથી નરમ થશે.

ડુંગળીને છોલીને તેના કટકા કરી પાણી શેર ૧. તથા ડુંગળી શેર ૧ અને કાગદી લીંબુ નંગ ૬ નો રસ પાણીમાં નાંખી બે ચાર ઉકાળા આવેથી ઉતારી છાણી લેવું.

## ૯૧૮ શ્વેતપ્રદર ઉપર સોપારીપાક.

(વૈદ્ય વિઠ્ઠલરાય પાસેથી)

ચીકણી સોપારી તોલા ૪૦

ધાવડીનાં ફૂલ તો. ૫

વડવાસ (પીપળાની પેપડી જેવાં થાય છે) તોલા ૫

શેમળાની અંતરછાલનો ભુકો તોલા ૫.

ધોળી મુસળી તોલા ૫.

કાળી મુસળી તોલા ૫,

મીઠો ગોખરૂ તોલા ૫.

સાત જાતનો ગુંદ.—

૧. બાવળનો ગુંદ તોલો ૧.

૨. ગોરડીયાનો ગુંદ તોલો ૧.

૩. ખાખરાનો ગુંદ તોલો ૧.

૪. કડાયાનો ગુંદ તોલો ૧.

૫. ગુંદીનો ગુંદ તોલો ૧.

૬. બખાઈઝીલનો ગુંદ તોલો ૧.

કમરબંધ તોલો ૧.
કોચબીજ તોલો ૧.
તેજબલ તોલો ૧.
એખરો તોલો ૧.
સાકર તોલા ૪૦ સોપારીનો બારીક ભુકો કરી સોપારીથી ચોગણું દુધ લઇ તેમાં સોપારીનો માવો કરવો અને પછી સાકર તથા બીજી ચીજોનું ચુરણ મેળવી અઢી તોલાનો એક એમ પેંડા વાળવા. રોજ એક પેંડો ખાવો.

Note—સીમળાની અંતરછાલના રસમાં ઉપરની દવા ઓટાવીને ગોળી વાળી ખવરાવવાથી પણ એજ ફાયદો.

(૨) યોનીમાં ૨-૩ દિવસ દારૂનું પોતું રાખવાથી યોનીનો ખરાબો નીકળી જાય છે. ને પ્રદર સારૂં થાય છે.

(૩) શ્વેત પ્રદર—આંબલીના કચુકા તોલા ૧૦ ને બારીક કુટીને ભૂકો કરવો અને કપડછાણ કરી એક શેર (રૂ. ૮૦ ભાર) દુધમાં નાખી માવો કરી પેંડા વાળવા પંદર પેંડા કરવા અંદર ½ ભાગ સાકર નાંખવી અને ખવરાવવા. આટલું ઓસડ ખાઇ જવાથી મટી જાય.

(૪) હોમીઓ પેથીક "સેપીઆ" પણ પ્રદર પર સારૂં કામ કરે છે.

(૫) સીમળાના ફુલનું શાક ઘીમાં બાફી સાકર નાંખી ૨૧ દિવસ ખાવાથી પ્રદર રોગ જાય.

(૬) અશોકના ફુલનું અથવા છાલનું ઘૃત પ્રદર ઉપર ઉત્તમ છે.

## ૯૧૯ સીફીલીઝ—ઉપદંશ—નો ઉત્તમ પ્રયોગ.

( વૈદ્ય વિઠ્ઠલરાય પાસેથી. )

બાર તોલા ખાપટ (કાંકસી કાળી ડાંડલીની માથોડા જેવડી થાય છે તે અતિબલાનાં પાંદડાં ) છ તોલા ફટકડી પા તોલો સીંગરફ ½ તોલો ) કુટી મેળવી તેની બાર ટીકડી કરવી. અને કાચની રકાબીમાં છાંયડે રાખી મુકવી બાદ કોરો તાજો નવો હુક્કાનો ઉક્કો (નાળીયેરનો) લેવો અને કોરી નવી ચલમ લેવી. બાદ બોરડીની લાકડીની નાળ કરવી અને પીવાનો કટકો પણ બોરડીનોજ લેવો એ પ્રમાણે હુક્કો તૈયાર કરીને તેમાં આગ પણ બોરડીના લાકડાની કરવી. પછી દરદીને અંધારામાં વાયુ વગરના બંધ મકાનમાં રાખીને હંમેશાં એક એક ટીકડી એટલે સવાર, બપોર ને સાંજ એમ આખા દિવ-

સમાં ત્રણ ટીકડી ખાવી. ખાલી હુકાથી-પાણી હુકામાં નહિં ભરવું. ખોરાકમાં માત્ર ચણા કાચા કે પાકા (બાફેલા) દાળીયા અથવા ચણાની રોટલી મીઠું મરચાં ઘી તેલ વગરની કેવળ લુખી મતલબ મીઠું મરચું ઘી વગેરે તમામ ચીજ બંધ. માત્ર ચણાજ આપવા. એ શિવાય બીજું કાંઈજ ન ખાવું એ પ્રમાણે ચાર દિવસ હુક્કો પાવો (બાર ટીકડીઓ ખાવી) પાંચમે દિવસે ઘી ઘઉંનો શીરો ખવરાવવો ૭ માસ સુધી મગ, પત કાળું, દુધલું, એ ચીજ ન ખાવી ચાર દિવસ દરમીયાન અંધારા ઓરડાની બહાર બીલકુલ ન નીકળવું એટલે હવા મુદલ ન ખાવી રાત્રે દિવો પણ નહીં રાખતાં અંધારામાંજ પૂરી રાખવો. તથા એક ચણા શિવાય બીજું કાંઇજ ન ખાવું. આથી ફુલ મોઢું આવશે. તેથી લાળ પાડયા કરવી તે ચોથે દહાડે એની મેળે લાળ બંધ થઇ જશે. ગમે તેવી અને ગમે તેટલા વરસની ચાંદી અવશ્ય મટે.

## ૯૨૦ આંખનો મોતીયો.

(એક આંખમાં થયા પછી બીજી આંખમાં થવાની તૈયારી હોય તેને અટકાવનારી અદ્દભુત સાધુ સૂચિત દવા.)

એક તોલો મોરથુથુને ખરલમાં નાખી લીંબડાનાં કુણાં પાંદડાં તથા કુણો મહોર (પલ્લવ) પ્રત્યેક ના શેર બે મળીને એક શેર આશરે લેવાં તથા બશેર દુધ મેળવી તેનું દહીં જમાવી તેમાંનું પાણી લુગડાની અંદર ટીપેટીપું કાઢી નાંખીને બાદ જે દહીંના ફોદા રહે તે લેવા. પછી ઉપરોક્ત મોરથુથુ ને લીંબડો એ ત્રણ સાથે ઘુંટવાં. ચોવીસ કલાક સુધી ઘુંટવાં પછી તેની ગોળી વાળવી. પછી એ ગોળીને કાંસાની થાળીમાં ઘસીને આંખમાં આંજવી આથી થતો મોતીયો આંખમાં પડેલું ફુલ વગેરે મટે છે.

## ૯૨૧ બીમામદલવાળો તિલો—

૧૬ તોલા વીર બહુટી તાજી લીલી, ૧૬ તોલા કેંચવા તાજા લીલા, ૩૨ તોલા સાંઢાનું તેલ (ચરબી, તાજી અસલ) ૧ તોલો શંખીયો સફેદ મેળવી આતશી શીશીમાં તેલ કાઢવું. પાન પર ચોપડી ફુલ બચાવી આખી ઇન્દ્રી પર લગાડવું. જ્યારે બળવા માંડે ત્યારે બંધ કરવું એટલે કોઇને એક, કોઇને બે, યા ત્રણ પટ્ટીથી અસર થાય છે. પ્રથમ નાની ફોલ્લી ઉઠી પછી મોટો ફોલ્લો થઇ ફાટી પાણી નીકળી જશે. ગાયના માખણમાં ધીને સો વખત પાણીથી ધોઇ લગાડવાથી રૂઝ આવશે. સહેજ બળત્રા આ પટ્ટીથી થશે. તે સહેવી. આ તિલો કેવળ નપુંસક એટલે ધ્વજ ભંગવાળાને, જેનું લીંગ ખડું થતુંજ નથી તેને, જેનું લિંગ ટેઢું, પાતળું, સુસ્ત થઇ ગયું હોય તેને લોંડાબાજ તથા મુષ્ટિજાવ

ાળાને વગેરેને આથી ફાયદો થશે. મતલબ કે જેનામાં છેક નિર્માલ્યતા, કલૈબ્ય અને ધ્વજ-ભંગતા છે તેને અને જેનામાં પરિપૂર્ણ અસલી તાકાત લિંગમાં છે તેને આ બન્નેને આ તલો પૂરો ફાયદો કરે છે. એટલે પૂર્ણ નપુંસકને અસલી તાકાત પર આણી રોગ દુર કરે છે. તેમ પૂર્ણ તાકાતવાળાને પરમ બલ આપે છે. પરંતુ જે કાંઇક પણ પુરૂષાતનમાં છે. એટલે જેની ઇંદ્રી ખડી થાય છે એવો એટલે અર્ધો નપુંસકને અગર જો કે ફાયદો તો થશે પણ નક્કી (પરિપૂર્ણ) નહીં થાય એટલે કે વરસે બે વરસે વારંવાર તિલો લેવો પડશે.

## ૯૨૨ કોઇપણ કડવી ચીજ કે લીંબડો વગેરે ચીજના રસમાંથી કડવાશ કાઢવાની યુક્તિ.

એક શેર કડવો રસ હોય તેને પ્રથમ વાસણમાં ભરી તેની ઉપર કોઇ દેશી જાડું કપડું રસ ઉપર (ઠામમાં) નાખી દેવું બાદ પહાડી ચૂકા (જે કે એક લીંબુની જાત છે.) લીલા યા સુકાનો તોલો ૧ લઇ તેને આગ પર ગરમ કરી પીગળે એટલે પેલા કપડા ઉપર તે રસ નાંખી દેવો એટલે તે રસ દુધની માફક ફાટી જશે. એટલે પેલું કપડું કાઢી લઇ કપડાને નીચોવી લઇ તે ચૂકો સાચવી રાખવો ને બીજી વખત ઉપયોગમાં લેવો જો એક વખત ચુકો નાંખવાથી કડવાશ ન જાય તો બીજી વખત ચૂકાને ગરમ કરી નાંખવો અને રસને ગાળી લેવો આ દવાના ઉપયોગ માટે છે જો ખોરાક તરીકે કડવી ચીજનો રસ વાપરવો હોય તો કપડું રાખ્યા વગર ચૂકો નાંખવો.

## ૯૨૩ પ્રમેહ ઉપર—

એક તોલો મોરથુથુને પીસીને એક શેર દહીમાં મેળવી કપડામાં બાંધી લટકાવી રાખતાં જે પાણી ટપકે તે પાણીની પીચકારી મારવાથી આગ તુરત શાન્ત થશે.

## ૯૨૪ મનુષ્ય અસ્થિ. (મદન કુમાર)

મદન કુમાર કહી ઔષધી, તાકો કહું પ્રમાણ;
ટાંક દોઉ દીજીએ, હોત પ્રગટજ ભાણ.

સોફ સ્વાસ શિર ચકરી હોય, વાતપીતકે દરદ સબ જાય, અજીરણ ઉકતરસ તબહી જાણો, સુંઠ નામકે પરતી વાસ આણો, પીનસ પીત ગરમી જો હોય, રકતપીત કે

દરદ સબ જોય. મીસરીસંગ દીજે સમ ભાગા, ઘી ઘઉં ખાય અવર ધરે ત્યાગા, હરસ આમ અતિસાર જો હોય, દહીં કે સંગ ભખે જો કોય, નાસુર, નારૂખીલી ખરી જાય, પીસ દુધ શું પીંડી લગાય. અનેક દરદ જાવે સાફ સારા હૃદય રહે ગુરૂ ગ્નાન વિચાર.

## ૯૨૫ સોમલ—

સોમલને પ્યાજના રસમાં પીસી ડમરૂ યન્ત્રથી ફૂલ ઉડાવવાં.

## ૯૨૬ સીંગરફ—

સીંગરફ નીડલીને ધતુરાના ડોડવામાંથી થોડાંક બીને કાઢીને વચમાં ખોસી પાછું તેનું મોઢું તેજ ચુરાથી બંધ કરી ઉપર આટાની કણુક બાંધી દેવી તેમ આખા ડોડવા પર પણ કણુક લગાવવી. પછી તેને બાટીની પેઠે શેકવી ને પાકી જાય ત્યારે કાઢી બીજા ડોડવામાં નાંખી તેજ પ્રમાણે કરવું. એ મુજબ એક હજાર ડોડવામાં એક હજાર આંચ દેવી.

નપુંસકતા ઉપર અકસીર. અનુપાનઃ—મધ સાથે માત્રા એક રતી ભાર.

## ૯૨૭ બાવરસીર—

એક તોલો ચીનાકપુર અને પાંચ તોલા દહીં એ બેને પીસી મેળવીને પાઇ દેવું અને પીધા પછી તુરત એક હવા વગરના બંધ ઓરડામાં સુઇને આખા શરીર પર ગરમ કપડાં લપેટી દેવાં અને માત્ર શ્વાસ લેવા શિવાય બીજે કયાંઇથી પણ હવા ખાવી નહીં એટલે હવા લાગવી ન જોઇએ એમ ત્રણ કલાક પડયા રહ્યા પછી ખીચડી ઘી ખાધા બાદ ફરવા હરવાની છુટી છે. આ દવાથી રૂધિર બંધ થઇને અર્શનો દુખાવો બંધ થશે તથા અર્શ નિર્મૂલ થવાનો પણ સંભવ છે. કપડાં લપેટી ૩ કલાક સૂવું. અર્થાત્ ગોદડાં વગેરે ઓઢી બરાબર પેક કરી રાખવો કે જેથી હવા બીલકુલ ન લાગે.

## ૯૨૮ રસાયણ—

પારો, હડતાળ, પાજો સોમલ એ ત્રણે બરાબર વજને એટલે તોલો તોલો લઇ શ્યામ તુલસીના પાંદડાના રસમાં એક દિવસ ઘુંટી તેની લુગદી બનાવી શરાવસંપુટમાં રાખી ગજ પુટ (૧। હાથ) દઇ દેવો. વજ્ર મુદ્રા૦)= શરાવનું મુખ અવલથી માટીથી બંધ કર્યા પછી રાખ અને મીઠાને મળેલી મુદ્રા છેવટ દેવી. રંગે આશમાની જેવી થશે. તાંબુ ગાળીને થોડી નાખવાથી સુવર્ણવર્ણ તુરત થાય છે.

## ૬૨૯ તિલો (વાગભટ્ટ)—

શ્વેત કણેરની જડ, શ્વેત ચુંબાની જડ, આકડાની જડ, કૌંચની જડ, લાંગુલીમૂળ કુટની જડ, ધંતુરાની જડ. એ પ્રત્યેક પાંચ પાંચ તોલા લઇ પાંચ શેર દુધમાં ઉકાળવાં બાદ તેને મૃતિકા પાત્રમાં જમાવી ઘી કાઢવું. શીખ (સળીભર) ભર ઘી ખાવાથી કામોદ્દીપન થાય છે.

## ૬૩૦ વાળ કાળા કરવાનો કેશકલ્પ, ખીજાબ—

આંબલસારો ગંધક ચાર આની ભાર, કાસ્ટીક બે આની ભાર ગુલાબજળ ૫ ભારમાં વાટી તૈયાર કરી રાખવું. તે લગાડવું.

## ૬૩૧ હરેતાલ—

તાલ તોલા ૨ ને સત્યાનાશીના ક્ષીરમાં છુટાં પત્રાં પાડી ૪૦ દિવસ ડુબાવી રાખવો. પછી ચણા જેવડી ગોળી વાળી સુકવી એક સીસીમાં ભરી વાળથી મુખ બંધ કરી તેને બીજી શીશીના મુખમાં ડમરૂયન્ત્રવત્ નાંખી તે મુખ ઉપર કપડમેટ કરી એક ગોડણપુર ખાડામાં લાદને છુટી પાડી તેની વચમાં શીશી રાખવી. પંદર દિવસ સુધી ખાડા ઉપર વખતોવખત પાણી છાંટી, પાન પર સળી ચોપડી ખવરાવવું.

## ૬૩૨ ભીલામા તેલ—

જેટલાં ભીલામાં હોય તેથી અરધ લવીંગ લઇ પાતાલ યન્ત્રથી તેલ કાઢવું. તે પાનમાં લગીર દેવું. તેથી ક્ષુધા અને વીર્યવૃધ્ધિ બહુ થશે. ફુટફાટ થશે નહીં. હાંડલીમાં ભીલામાની ચાર ફાડ કરી નાંખવી.

## ૬૩૩ મીમામલ્લસુચિત નાસુર ઉપર દવા—

નાસૂર (કે જેનું મોઢું ખુલ્લું હોય અને ઘાવ હોય તેવું) સોમલકા ધુવા (ફલ) અર્થ પકવ એટલે લીલું ફળ અને એમ ન મળે તો સુકું ૧ સમેત નંગ ૧ લઈ જરા કચરી ને તેને સાડાસાત તોલા કડવા (સરસવના) તેલમાં નાંખી સહજ ગરમ કરીને ગરમ ગરમ તરબોળ નાસુરના મોઢાપર લગાડી બાંધી દેવું અને ઉપર એરંડાનું પાન વીંટી પાટો બાંધવો. જખમ ઉંડો ઉતર્યો હોય તો એ તળેલા બચેલા તેલની પીચકારી જખમમાં મારવી. મટે ત્યાં સુધી રોજ આ રીતે કરવું. નાસુર યા ફોડાનું મોઢું બંધ હોય તો ચીરો દેવરાવી ને પછી આ ઉપાય કરવાથી તુરત ફાયદો થશે.

## ९३३ रस चिंतामणी—

शुध्ध पारद तो. ११ दोढ, शुध्ध हिंगलोक तो ११ सवा, खुरासानी अजमो रुपीया १ भार, अजमो रु. १ भार, ओठी अजमोद रु. १ भार अककलगरो रु. ०॥ भार सर्व चुरण करी कपडछाणु करी गाळवां. गोळी चणीयाबोर जेवडी करवी. रोज एक गोळी घीमां गळी जवी. गોળ ગોળી વળે તેટલો લેવો. तेल मरचुं रींगणां अवश्य खावां पंदर दिवस सुधी एक वार खावां. **खटाशनी खास परेज.** उपदंश नाडी वण, प्रमेह साधारण खस, खरजवां वगेरे जाय. गोळीनो डोझ (मात्रा) प्रथम अरधो देवो.

## ९३४ इन्द्रिय रोग उपर उत्तम—

"बटु करी" आ नामनी बुट्टी दील्लीनी आसपास थाय छे ने ते बुटी लावनारा जाणे छे. आ बुटीनां पांदडां वाटी खुब चोळी आखी इन्द्रि उपर लगाडवाथी गमे तेवो नपुंसक सारो थाय छे. पण दरद बहुज करे छे तथा आखी इन्द्रि पर फुंसी छाला नीकळी पाणी नीकळी जाय छे.

## ९३५ कामदेव घृत—

धोळी कनेरनां मूळ तोला १००) सोमल तोलो १ वछनाग तो. १ केशर उमदा तोला २ बे जायफळ तोला बे ते सर्वेने वाटी खांडवालायक खांडी सूक्ष्म करी दस शेर दूधमां मेळवी दुध काढा एटले जरा धाटुं करी (बीजां दुधनी माफक मात्र कढवुं. दुध बहु बळवा देवुं नहीं.) तेने टाढुं कर्यां पछी तेमां छाश (मेलवण) नांखी दही जमावी छाश करी माखण तावी घी करवुं ते घृत अरधा वालथी एक वाल सूधी पान साथे खवरावी उपर दुध पावुं. साकर नांखवी होय तो हरकत नथी.

अथवा

उपरना कल्कमां सोळ गणुं पाणी मुकी तेमां चालीस तोला घी नांखी चुले चडावी ३/४ भाग पाणी रहे त्यारे गळी लेवुं अने ते पाणी चुले चडावी पाणी बाळी केवळ घीज बाकी रहे त्यारे उतारी लेवुं. उपरनी बन्ने क्रियाथी सिध्ध घृत एकज गुणवाळां थाय छे. उपरनां बन्ने घृत मुख्यत्वे खावामां अने पटी (लेप) मां पण चाले छे. पंदर दिवस बलाबल जोइ खवराववाथी काम वृद्धी थाय छे. तथा कफ वात नसाडे छे ज्वरने मटाडशे (प्रमेह प्रभृति ग्रस्त रोगीने अने पीत रक्तीने आपवाथी बहु फायदो नथी.) पटीमां फुल बचावी आखी इन्द्री उपर पान पर चोपडी सात दिवस लगाववुं शैथील्यता मटे. छालां के फुंसी कशुं नहीं पडे.

## ૯૩૬ મદન કામેશ્વર.

એક સાંડો લઇ તેને સુકવી તેની બરાબર વજને લીંડીપીપર લઇ ખાંડી ચાળી તેમાં ૧ એક તોલો સોમલ ધોળો તથા બે તોલા સુરોખાર તે સર્વેને મેળવી વાટી કાચનો બાલો લઇ તેમાં સર્વભરી ખાંગું રાખી નીચેના પાત્રમાં તેલ ઝીલવું. રાત્રે ચાંદનીમાં રાખવો ને સૂર્યઉદય પહેલાં લઇ લેવું. તે તેની સળી ભરીને પાન પર ચોપડી ખવરાવવું તથા પાન પર ચોપડીને લગાડવું અને ૧૫ દિવસ ખવરાવવું અને પટી દિવસ૭ રાખવી.

અથવા

ઉપરની ચીજોમાં પાશેર ( રૂ. ૧૦ ભાર ) ઘી નાંખી પાછું પીસી મેળવીને પાતાલ યંત્રથી ચુવો કાઢવો તે પણ ઉપર પ્રમાણે વાપરવો. બન્નેના ગુણ એક સરખાજ છે. આ પણ કામોદ્દીપકજ છે અને વિશેષ કરી શૈથીલ્ય નાશ કરે છે. ઉપરની ચીજોમાંથી તેલ કાઢયા પછી બાકી રહેલ કુચા (ઔષધ) ની ગોલી મગ જેવડી કરી સાધારણ માણસને દેવી ઉપર દુધ પાવું.

## ૯૩૭ કામેશ્વર.

સોમલ, કનકબીજ, અફીણ, જાયફળ, જાવંત્રી, સાકર, સમભાગે લઇ મગ જેવડી ગોળી આપી દુધ પાવું તો સ્તંભન થશે.

## ૯૩૮ ક્ષય.

નાગને તપાવી આકડાના દુધમાં દસવાર શોધી બાદ માટીના કુંડામાં રાખી હેઠે સખત તાપ કરવો. કેવડાના કંદના મુશળથી હલાવતા જવું જ્યારે સર્વે ભસ્મ પીળા રંગની થઇ જાય ત્યારે ઉતારી છાંણી તેમાંથી ૧ વાલ કડુ વાલ એની સાથે આપવું ઉપર ટાઢું પાણી પીવું. દીવસ ૧૫ સુધી ખાવું પરેજી– ખટાશ ન ખાવી ક્ષય બંધ મટે ગુણ શીત-વીર્ય છે. તાવ, કફ, પ્રમેહ મટાડી દે છે.

## ૯૩૯ દમ.

કાળા અભ્રક (કાચા) નો ભુકો ને તેની બરાબર વજને અંઘેડાના મૂળનું (સુકા મૂળનું ) ચૂરણ મેળવી કકરોંદાના રસમાં ત્રણ દીવસ પલાળી રાખવું પછી સુકવી રાખવી. એક વાલ લઇ રૂપીયાભાર સુંઠ પાણીમાં ઘસી તેમાં મેળવી ખાઈ જવું. પંદર દિવસ સુધી એકજ વાર બાજરાની રોટલી, ચણાની દાળ, સીંધાલુણ શિવાય કાંઇપણ ન ખાવું.

### ૯૪૦ ગર્ભાધાન.

ઋતુ આવે તેજ દીવસથી પહેલાં જેવડી માય તેવડી નાની હીમજ અથવા નર લવિંગ (મોટું લવિંગ) કમળમાં ત્રણ દિવસ રખાવવું. ઋતુના ત્રણ દિવસ સુધી રખાવવું. તેથી લોહી નીકળવાનું હશે તેટલું નીકળી જશે. ચોથે દિવસે ફટકડીનો બે આનીભાર જેટલો કટકો કમળમાં રખાવવો. આથી જરા તાવ આવી જશે. તે દિવસ ખટાશ વગેરે ન ખાવું. અને તેજ દિવસે રાત્રે સંભોગ કરવો. ગર્ભાધાન.

☛ નર લવિંગનો મુખ્ય ગુણ રૂધિરસ્ત્રાવ કરવાનો છે તેથી તે રાખવાથી અંદરનું ખરાબ રૂધિર માંસ વગેરે કાઢી નાંખશે. નષ્ટાર્તવ હોય ને વળી વંધ્યા હોય તો તેને નરલવિંગજ આપવું. અને જેને આર્ત્તવત્વ હોય પણ વંધ્યા હોય તો તેને હીમજ બસ છે.

### ૯૪૧ ગર્ભાધાન—

સાજીખાર રાા તોલા અને તેને બશેર પાણીમાં પલાળી ગાળી રોજ ૧ તો. પાણી બે માસ સુધી પીવા દેવું, તો પણ ગર્ભાધાન થશે.

### ૯૪૨ પ્રમેહ—

સુરોખાર, વાલ ૧, ગજો તો. ૧ મધ તો. ાા રાત્રીએ ગળાને બે તોલા પાણીમાં પલાળી મુકી સવારે છાણી તેમાં ઉપરોક્ત સુરોખાર તથા મધ નાંખી પાવું તેથી ૨-૩ વરસનો જુનો પ્રમેહ બંધ મટે છે.

### ૯૪૨ અ અર્શ ઉપર—

(૧) લોહ માખણ, સુખડ, સાકર સાથે ખાવાથી મટે છે.
(૨) પ્રથમ અભ્રક બાદ ચંદ્રોદય આપ્યાથી મટે છે.

### ૯૪૩ ગડ, ગુમડાં તથા ક્ષત ઘારાં રૂઝાવવાની દવા—

#### ગમે તેવાં ગડગુમડાં તથા ક્ષત ઘારાં રૂઝાવા પર અકસીર.

સફેદો રૂ. રાા ભાર તલનું તેલ રૂ દસ ભાર તેને ખુબ ઉનું કરી સફેતો મેળવી થોડો સીંદૂર સાથે મેળવી ઉતારી લેવું. તે મલમ થઇ જશે. આ પટીથી સ્ત્રી પુરૂષની ચાંદી, સ્તનપાક વગેરે મટે છે.

## ૯૪૪ કોલેરા—

બે રૂપીઆ ભાર ગધેડાનું મૂતર પીવરાવવાથી તરત બંધ થાય છે.

## ૯૪૫ ચલમ—

આકડાનું મૂળ, બોરડીનું મૂળ, આવળનું ળ, એલાયચી સફેતરી. સમાન વજને એટલે પ્રત્યેક બે વાલ એટલે કુલ આઠ વાલની એક ચલમ, બોરડીના લાકડાના દેવતાથી હોકામાંપીવું. હોકામાં પાણી ન નાખવું હોકો તદ્દન નવો લેવો, ધુમાડો ગળવો, ચાર પહોરની ચાર ચલમ પીવી, પહોરે પહોરે નવી અને ઉજાગરો કરવો. સહવારમાં ચણાનોલોટને પાણી મેળવીમર્દન કરી થંડા પાણીથી નહાવું. શીરો ખાઇને પછી સુઇ જવું, ને ત્રણ દિવસ પથ્ય, એકરાતનો પ્રયોગ છે.

## ૯૪૬ સર્પ વિષયનો સદ્યોપાય—

કેતકીનો વચલો કંદ જેમાં ધોળા ધોળા કાંટાં હોય છે ( ગાંઠની અંદર ) તે કંદ લાવી રાખી મુકવો. (છ માસ સુધી લીલો રહે છે માટે તેજ રૂપે અથવા તેનો રસ કાઢી શીશી ભરી રાખવો તે કંદને પાણીમાં ઘસી થોડોક ખાવો અને થોડોક જ્યાં કરડયો હોય ત્યાં ડંખ ઉપર ને આસપાસ ચોપડવો. માલેસ કરવો–તેથી ફીણ વળશે ને વિષ ઉતરી જશે અનુભૂત અકસીર છે. વિસ્ફોટક, ચાંદી વગેરે પણ મટે છે.

## ૯૪૭ વિંછી દંશ ઉપર—

સુંદરી ( જે કુવાડીઆ જેવું ઝાડ થાય છે અને સાંજલીના ઝાડને મળતું તથા શીંગ કુવાડીઆને મળતી ) નાં બીજ પાવાથી તથા તેના પાનાની લુગદી વાટી ાા રૂપીઆભાર ડંશ પર રાખવાથી સર્વતઃવીંછી સદ્ય ઉતરે છે. આનાં બી વાટી ઘા પર લગાડવાથી પણ તુરત મટે છે.

## ૯૪૮ સર્પ દંશ ઉપર અદભૂત—

સર્પ કરડે ત્યારે પોતાનું મુત્ર પી જવું તો સરપની બીલકુલ અસર ન થાય. પોતાનો પેશાબ ન મળે તો બીજા મનુષ્યનો પેશાબ પાવો પણ એટલું ધ્યાનમાં રાખવું કે તેને ઉપદંશ કે પ્રમેહ ન જોઇએ. પોતાને ઉપદંશ–પ્રમેહ હોય તો પણ બીજાનો લે તો સારૂં. અગર જોકે પોતાનો પોતાને નુકસાન તો ન કરે પણ બીજા બીન દરદીઓનો લેવો અગર કોઇ પણ જાતનો દારૂ જ્યાં સુધી દારૂનો નીશો આવે ત્યાં સુધી તેટલા જથામાં પાવો.

## ૯૪૯ દમ ઉપર અકસીર. અદ્‌ભુત—

ધતુરાના ઝાડને કોરી તેમાં ચણા ભરી રાખવા ને ૪૦ દિવસ ઉગળી દઇને રાખવી પછી સુકવી માત્ર એકજ દેવાથી તે વખતેજ બંધ થાય છે છતાં ૭ થી ૧૫ દીવસ ખવવરાવા.

## ૯૫૦ દરેક જાતના દુખાવા જેવાકે સ્ત્રીને ઋતુ વખતે અગર સૂળ ચસકા ઉપર અકસીર—

મોરફીયા ૧ ગ્રેન, એક્સ્ટ્રેક્ટ કેનાબીસ ઇન્ડીકા ૧ ગ્રેન ઉપરની દવા મેળવી તેમાં થી ત્રણ ગોળી કરવી. એક ગોળી દર બે બે કલાકે આપવી.

## ૯૫૧ ટોનીક દવા—

નરવીગર અથવા ગ્લીસરો હાઇપોફોસફાઇટ એક ડ્રામ સવાર, બપોરને સાંજે લેવો.

## ૯૫૨ ઉપદંશ તથા પ્રમેહ ઉપર—

રસકપુર તોલો ૧ મરચાનું બેડું માત્ર સફેતીજ લેવી. સફેતીમાં રસકપુરને ખુબ ખરલ કરી ગોળીવળે તેવું ધાડું થાય ત્યારે રાઇના દાણા જેવડી ગોળી વાળવી. હંમેશ ખાવી.

## ૯૫૩ ગર્ભાધાન—

પીતપાપડો (ખાખરાનાં બીજ) ને બાળીને કાળી ભસ્મ કરવી અને તેમાંથી વાલ ૧ ઋતુના ત્રણ દિવસ સુધી ઠંડા પાણીમાં આપવાથી અવશ્ય ગર્ભ રહે છે.

## ૯૫૪ ચાંદી-ટાંકી—

બોદાર પૈસા ૧નો, ધાણા પૈસા ૧ના, ખસખસ પઇસા ૧ના આ ત્રણે વસ્તુ જૂદી જૂદી વાટી પછી એકત્ર કરી ઘીમાં ગોળી આઠ કરવી. દરરોજ એક ગોળી ખાઇ માથે ૫–૭ રૂપીયાભાર ઘી ખાવું. આ ગોળી આઠમાંથી ચાર ખાઇ શકાશે. તોપણ દરદ મટી જશે. પરેજમાં ઘઉં અને ઘી શિવાય કાંઇપણ ખાવું નહીં. પરેજ બમણી એટલે ડબલ દિવસ પાળવી.

## ૯૫૫ પ્રમેહ—

ઉંચમું જીરૂં એક પઇસાનું લઇ આઠ પડીકાં સરખાં કરી દરરોજ દહીં શેર ાા અરધમાં (ગાયના દુધના દહીંમાં) નાખી ગળા સુધી પાણીમાં બેસી દરરોજ પીવી. પરેજમાં તેલ મરચું ખટાશ બંધ.

## ૯૫૬ ઉધરસ શ્વાસ કાસ—

ખારેક નંગ ૪ ચાર સુવારી લઇ તેની ફાડ બાદ કરી તેની અંદર અફીણ વાલ ૧૬ સોળ, જેઠીમધનામૂળનો ભુકો વાલ ૩૨ બત્રીસ, ઘઉંનો મેંદો તોલા ૨૪ ચોવીસ. પ્રથમ અફીણ અને જેઠીમધનો ભુકો દરેક ખારેકની ફાડમાં ભરી પછી ખારેકની ફાડોને સંપુટ કરી શીવણીયા દોરાથી બાંધી તેના ઉપર મેંદાને પાણીમાં મેળવી દરેક ખારેક ઉપર લેપ કરવો. બાદ કપડ માટી કરી દરેક ખારેક અગ્નિમાં ઓટવી લેવી. બાદ બહાર કાઢી લઇ દારીને ખરેલમાં વાટી મધ વાલ બાર નાંખી ગોળી વાળવી. ગોળી ૧ વાલ ૧ની વાળવી દરરોજ એક ખાવી. આથી ઉધરસ મટી જાય છે. જેઠીમધનો બધો ભુકો ખારેકની ફાડમાં માઈ શકે નહીં, માટે બાકીનો બહાર રાખવો પણ ખારેક વાટતી વખતે તે ભુકો તેની અંદર નાંખી દેવો.

## ૯૫૭ પ્રદર શ્વેત તથા રકત—

હેમજ, કાંટાવાળાં માથાં, કપાશીયાનાં માંજ, હીરવણી નામે કપાસનાં પાન, ફુલ અને મૂળ, બાવળના સુકા પરડા (બીજ કાઢીને વાપરવા) આ બધી દવા અંદાજે આશરે લઇ ખાંડી પાણીમાં ગોળીઓવાળી યોનીની અંદર પહેરવા-રાખવા જેવડી યોની ગુટિકા કરવી. આ દવા બધી અનુમાનથી લેવાની છે. વધુ ઘટયાની હરકત નથી. આ ગોળી હંમેશાં વાપરવાથી **ગમે તે જાતનો પ્રદર મટી જાય છે.** યોનીનું સખત સંકોચન થાય છે "શ્વેત પ્રદર" તો તુરત મટે છે. અને યોની સંકોચ થઇ જુવાન બની જાય છે. રકત પ્રદર પ્રવાહ જેને વાંધું કહે છે તે પણ મટી જાય છે. ઉપરાંત નીચેની દવાથી પણ આ દરદ મટે છે.

ચોખાનું ઓસામણ તો. ૨-હને મધ તોલા ૧માં પાવું. અઠવાડીયા એકમાં આરામ. **માત્ર રકતપ્રવાહ માટે** સુકા ટોપરાને રાતે પાણીના ગોળામાં ડુબાવી રાખવું, અને સવારે નયણે કોઠે ખાવું જોઇએ. માત્રા ૨॥ થી ચાર તોલા સુધી.

## ૯૫૮ તરીયો તાવ.

કરોળીયાના પડની ગોળમાં ગોળી દેવી.

## ૯૫૯ કાંટો ગળી પાડવાનો ઉપાય—

કાંકરેધાનાં ફુલ ૧ની ગોળમાં ગોળી વાળી ખવરાવવાથી કાંટો ગળી જાય છે, ગમે તેવું શળ, ઘળો, શલ્ય હોય તે નીકળી પડે અને દરદ પીડા દૂર થાય.

## ૯૬૦ મહા પૌષ્ટિક પ્રયોગ—

તેલીયું જાયફલ ૧ એક લઇ ભુંગળીઆ કાંટાળા થોરમાં દિવસ ૭ સાત રાખવું. થોરની અંદર જાયફળ નાખતા પહેલાં જાયફળની અંદર કાણું પાડી તેની અંદર જવ જેટલું અફીણ નાખવું ને મુળ બંધ કરી દેવું. થોરમાંથી કાઢયા બાદ તે જાયફળને ધતુરાના ફળમાં નાખવું. અને ધતુરાનું ફળ રીંગણામાં નાખવું. બાદ રીંગણાને કપડ માટી કરી હાથ એકનો ખાડો ખોદી અંદર અને ઉપર છાણા ભરી વચમાં રીંગણુ રાખી સળગાવવું. તે તે પાકી રહેથી બહાર કાઢવું. પછી જાયફળને અઢી શેર દુધમાં બીજે દીવશે ૫ શેર દુધમાં અને ત્રીજે દિવસે દશ શેર દુધમાં રાંધવું. દરરોજ માવો થરા આવે ત્યાં સુધી કઢવું અને દુધને ખાડો કરી દાટી દેવું. આ રીતે ત્રણ દિવસે તૈયાર થાય. જાયફળના આઠ ભાગ કરવા દરરોજ એક ભાગ ખાવો ઉપર ઘી શેર ના અને દુધ શેર ૧ા પીવું પરેજ બમણી મુખ્યત્વે **સ્રી સંગ સર્વથા વર્જ્ય** વચમાં સ્રી સંગ કરવાથી ગુણ નાબુદ થાય છે. કોઇ પણ પુરૂષ સ્રીના સંગમાં રહી ખાઇ શકવાનોજ નહિ. આ જાયફળ અતિશય **વીર્ય વૃદ્ધિ** કરે છે. નપુંસકતા મટે છે. શરીરની શરદી, સુસ્તી વાયુ મટે છે. ગાંડાપણું (ઉન્માદ ઉન્મત્ત ભ્રમ મટે છે. સંક્ષેપમાં અપાર ગુણ હોવાનું વર્ણવે છે. )

## ૯૬૧ તેલ—

પીળા કનેરનાફુલ પાકાને નીચે પડી ગયા હોય તેના બીજના ગરભનું તેલ કાઢવું. તેથી ગમે તેવી જાતનો વાયુ શુળ ચસકા વગેરે મટે છે. તિલાના કામમાં પણ આવે છે.

## ૯૬૨ સ્તંભન—

જાયફળ ૧ લઈ કોરીને તેની અંદર શુધ્ધ પારો ટાંક ૧ ભરવો અને તેની ઉપર જાયફળનો નીકળેલો ભુકો ભરી દઇ ડગલી મારી દેવી. પછી તે જાયફળ ઉપર અફીણ ટાંક ૧ એક પાણીમાં પીસી લેપ કરવો અને સુતર વતી તે જાયફળને લપેટવું બાદ તેને ધતુરાના ફળમાં ડગળી કાઢી રાખવું અને તે ધંતુરાના ફળને મોટા રીંગણામાં ડગળી કોરી રાખવું. અને તેની ઉપર ત્રણ સખત કપડ માટી કરી સુકવી પછી તેને અગ્નિમાં મૂકવું. ખુબ અગ્ની દઇ બહાર કાઢી ઠંડુ થાય ત્યારે ધંતુરાનું ફળ બહાર કાઢવું અને છેલ્લે નીચેનાં ઓસડો તેમાં મેળવી વાટી ગોળી કરવી. કાયફળ ૧ ખુરાસાની અજમો, મુશલી, શુધ્ધ વચ્છનાગ, સમુદ્રશોષ, જાવંત્રી, અકકલગરો, કચુરો, લવીંગ, કોંચાં ચણકબાબ, કેશર, વંશલોચન, હીંગળો ચોખ્ખો, ભીમસેની બરાસ વાલ ૨ બે, ઉપરનાં બરાસ શિવાયનાં ઓસડો સરખે વજને ટાંક બે બે લેવાં તેમાં સાકર ટાંક ૧૦ દસ ઝીણી વાટી કપડછાણ કરી

અફીણ પીસ્તાના પાણી અને ભાંગના રસમાં તથા મધમાં તથા પાનના રસમાં ચણોઠી જેવડી ગોળી અગર નાની મોટી વાળવી. પ્રથમ નાની એટલે ચણોઠી જેવડીજ વાળવી તે ખાધા અજમાવ્યા બાદ જરૂર જેટલી કરવી. આથી મહાસ્થંભન થાય છે.

## ૯૬૩ પ્રમેહ—

ખરેંટી (બલા) ના મૂળ તથા પત્ર એટલે મૂળના ચુરણ બરાબર સાકર મેળવી ખાવાથી એકવીસ પ્રકારના પ્રમેહ મટે છે. અને પત્રના રસમાં સાકર મેળવી ભાંગવત પીવું તેમજ ફુલ ફુલના પત્રના રસમાં સાકર મેળવી પીવાથી કે તેના મૂળના ચૂર્ણમાં સાકર મેળવી ખાવાથી પ્રમેહ જાય છે.

## ૯૬૪ શુળ— (અષ્ટવિધ ઉદર શુળ)

ગીણ, ચણાપુર; ૪૦ દિન નાભિશુલ મટે. નવસાર ફુલ માત્રા ૧ રતી ત્રિકટુ મધ સાથે લેવી.

## ૯૬૫ અમ્લપીત—

(૧) નવસાર ફુલ રતી ૧ શેરડીના સુરકામાં કરેલી ચાસણી તો. ૧માં આપવું.

(૨) પીપળાનાં છોડીયાનું બુઝાવેલું પાણી થોડું થોડું પીવું.

(૩) શીતોપલાદિ મધ સાથે વાલ બે વાલ ચાટવું.

(૪) મરી મોઢામાં રાખવાં.

## ૯૬૬ જાડા-બુખાર-યકૃત-પ્લીહ—

કાળીજીરી તો. ૧। સુહાગા તોલા ૦। મુસબ્બર ૦)॥ હીંકાના પાણીમાં મેળવી ગોળી વાળવી. પાકા કેળાના કટકામાં એક વાર ખાવી.

## ૯૬૭ જ્વર જે ક્ષયના રૂપમાં ગયો હોય તે શિવાયના સર્વ જ્વર ઉપર.

સમુદ્રફલ, અને મરી સમ વજન તાવ પહેલાં બે કલાકે દેવું.

## ૯૬૮ અર્શ—

(૧) ચાક્ષુન, હરડે છાલ, મુનક્કા લાંબો સમય ખાય.

(૨) રસવંતી ઘણા દિવસ ખાય. અને લગાડે.

## ૯૬૯ પ્રદર—

ધાસીયો—કાંટાવાળો, તાંદલજાનાં મૂળ અને ખાખરાનો ગુંદ સમ વજન દુધ સાથે યોગ્ય પ્રમાણમાં લેવું.

## ૯૭૦ ભીલામાનું સંશોધન.

એક હાંડલામાં પાણી ભરી તેમાં ભીલામાં ભરી મુખ બંધ કરી આગમાં પકાવી કામમાં લેવાથી ભીલામું ઉડશે નહીં. ખાવાથી ફાટફુટ કરશે નહીં.

Note—કોઇપણ શરીરના ભાગમાં ભીલામાનો લેપ કરવાનો હોય તો તે કરીને ઉપર કળીચુનો ભીંજવેલો લગાવી દેવો તો ભીલામાં કદી ઉડશે નહીં.

## ૯૭૧ ટેગરા માછલીનું તેલ.

ટેગરા માછલીનું તેલ લગાડવાથી ભીલામાનો ઉપદ્રવ દૂર થાય છે. આ માછલી ખાવાથી તુરત આરામ થાય છે. માછલીનું તેલ ચોપડવાથી ચાર પાંચ રોજ પછી આરામ થાય છે.

☞ આ માછલીનો ભીલામા સાથે એવો વિરોધ છે કે ભીલામાના ઝાડમાં આ માછલીનો કાંટો લગાડવાથી ઝાડ સુકાઇ જાય છે. આ એક નાની માછલી થાય છે.

## ૯૭૨ અફીણ વિષનો ઉપાય.

કલમી (કેરમુઆ) શાખ એ અફીણના ઝેરનો સરસ, સત્વર, શ્રેષ્ટ, નિઃભ્રાન્ત, પરીક્ષિત ઉપાય છે.

## ૯૭૩ આર્તવ દોષ.

( પીડિતાર્ત્તવ, અત્યાર્ત્તવ, ન્યુનાર્ત્તવ, નષ્ટાર્ત્તવ. )

જાવંત્રી ૦। શેર, રૂમીમસ્તકી ૧। શેર, ખાંડ ખોબો ૧ નવું ચીનાઇ કાચના કટકા થોડા ઉપરની ચીજો એકત્ર કરી એરંડાના તેલની માફક તેલ કાઢવું. માત્રા પાંચ ટીપાં પતાસામાં કે પાનમાં.

## ૯૭૪ પ્રદર (શ્વેત)

ઉંદરની લીંડી ૩ તોલા સાકર તોલા ૬ કપડછાણ કરી ગાયના દુધ સાથે ૭ કે ૧૪ દિવસ દેવાથી આરામ.

## ૯૭૫ રક્ત પ્રદર.

બીજ બોળ ( રક્તાંબોળ-મરમકી ) ધાવડીનાં ફુલ, ઉંદરની લીંડી, ત્રણ સરખે વજને લઇ એ ત્રણે બરાબર સાકર લઇ થંડા પાણી સાથે પીવાથી આરામ.

## ૯૭૬ વાયુ સંધીવાત ઉપર ભીલામાની ગોળી. (ઉજ્જનવાળા વૈદ્યની)

ભીલામા તોલા ૪ ચાર, અજમા તોલો ૧, અજમોદ તોલો ૧, કીરીયાણી અજવાયન તો. ૧, ખુરાસાની અજવાયન તો. ૧ એલચી તોલો ૧. અકલકરો તોલો ૧. ધોળી મુસળી તોલો ૧, ધોળા તલ તોલો ૧ એક પીસી છાણી બાદ ભીલામા મેળવી ગોળમાં ગોળી વાળવી. શિથીલતામાં ૭ કે ૧૪ દિવસ અન્નના ગ્રાસ સાથે આરંભમાં દેવી.

## ૯૭૭ પ્રમેહ માત્ર ઉપર (જીર્ણ પ્રમેહ ઉપર ખાસ)

પાંચ તોલા બ્રાન્ડી એક્રટ્રા નં. ૧ સવા તોલો ગાંજો ઉત્તમ તાજો, એકવીસ દિવસ રાખ્યા બાદ ગાળીને કુચા ફેંકી દેવા. એક બીંદુ પતાસામાં. (એકથી જ્યાદે દેવાથી મગજ અને હૃદય ઉપર બહુ ગરમી કરશે. માટે બે બિન્દુ પતાસામાં પડી જાય તો પતાસું ફેંકી દેવું.) જીર્ણ પ્રમેહ સુદ્ધાંત દુર કરે છે. જડમુળથી કાઢે છે.

## ૯૭૮ પ્રમેહ ઉપર ફટકડી યોગ.

માખણ તોલા ૫ માં ફટકડી તો. ૧ એક ગરમ કરી ખવરાવવાથી સારૂં થાય છે.

## ૯૭૯ શ્રીધર ચૂર્ણ. (પ્રમેહ ઉપર)

છોટી ઇલાયચી તોલો ૧ ફટકડી તોલો ૧ સાકર તોલા ૨ બે, સર્વને વાટી કપડ છાણ કરી પડીકાં ૩ ત્રણ કરી શીતળ દુધની સાથે આપવાથી આરામ.

Note—ઉપરના નંબરમાં પણ ફટકડી એકલી પ્રમેહ ઉપર આપવા કહેલું છે. તેમ ભૈષજ્ય રત્નાવલીમાં પણ પ્રમેહ પર આપવા લખેલ છે.

## ૯૮૦ પ્રમેહ.

હળદર (ખાવાની) સોપારીભાર ખાઈ આખો દિવસ ભૂખ્યા રહેવું. અને રાત્રે ખાવું એમ દસ દિવસ કરવાથી પ્રમેહ જાય.

બેરજાને સાત દિવસ દોલાયંત્રથી શોધી આપવાથી પ્રમેહ પર સારી અસર કરે છે.

Note—શિવાનંદવાળા પ્રયોગમાં તથા ઇલાજુલ ગુર્બાનાં પણ ભલામણ કરેલ છે. તેમ સાકર લાલવાળા પ્રયોગમાં પણ ભલામણ કરેલ છે.

## ૯૮૧ શૂલ. (આમ્લ—જીર્ણ.)

ઘોડાની લીંદનો રસ માત્ર એક વખત પાવાથી ઘોર અને જીર્ણ શૂલ મટી જાય છે.

## ૯૮૨ કોલેરા. ( અતીસાર ઉલટી. )

એકસ્ટ્રા નંબર ૧ બ્રાંડી તોલા ૧૦ દસ અને કુવા વગેરેનું પાણી તોલા ૨૦ વીસ ઉત્તમ અફીણ ૦|= એને ૨૧ દિવસ ભરી રાખવું જેથી પુરાણું તેમ ઉત્તમ તે બગડતું નથી. પણ જેમ જુનું તેમ જલદ થશે માટે જેમ જુનુ તેમ માત્રા કમતી દેવી. માત્રા–Dose= એક તોલો અર્ક ૨ તોલા પાણી એક વખતમાં (એક ડોઝમાં) આપવાથી આરામ થશે. એક ડોઝથી બંધ ન થાય તો એક કલાક પછી બીજું દેવું. કોલેરા ઉપર રામબાણ છે.

ઉલટી–દસ્ત–તુરત બંધ તેમ અતિસાર અને વમિ ઉપર પણ ચાલે છે.

## ૯૮૩ કાસ–શ્વાસ ઉપર.

રસકપુર ૮ ભાગ, ગંધક ૮ ભાગ, દારચીકનો બે ભાગ મેળવી ત્રણ દિવસ સુધી ઘુંટવું માત્રા ૦॥ ચાવલ પર વિચારપૂર્વક દેવું.

## ૯૮૪ પ્રમેહ.

હજરત હાઉને ફારસીમાં "હજરત જહુર" કહે છે તે પ્રમેહની બળત્રા તથા મુત્ર કૃચ્છ પર ચાલે છે.

## ૯૮૫ પ્લીહ—યકૃત.

ગૌમુત્ર શેર ૦ા ગધેડાનું મુત્ર શેર ૦ા સુહાગો તો. ૧ એકવીસ દિવસ રાખી મુકી પછી એક તોલો પાયખાનામાં જઇ ખાવી. વીસ વરસ સુધી બગડતું નથી. આઠ દિવસમાં આરામ.

## ૯૮૬ વીર્યસ્રાવ.

મહુવા ધાન્ય (થેગી) ત્રણ તોલા, આટો બે તોલા ખાંડ સાથે ખાઇ દુધ પીવું.

## ૯૮૭ પ્લીહ, યકૃત, કૃમી, અગ્રમાંસ (પેટ પર નાભી–ડુંટો ફુલી આવવો) વગેરે ઉદર વ્યાધી, જીર્ણ જ્વર વગેરે ઉપર અકસીર.

લસણ શુધ્ધ (શુષ્ક) છીલકા સમેત ત્રીસ તોલા, હીરાકસી ૨ બે તોલા, મુસબ્બર (એળીઓ) બે તોલા, એ ત્રણને બારીક પીસીને એક આનાભારની ગોળી વાળવી સવાર સાંજ દેવી, દસ્ત લાગશે. પથ્ય, ઘી, શાક, દુધ ન ખાવું ખાંડ, ડૂમર, કાચ્ચાં કેળાં છોલી (લણાં) મસૂર, માછલી, મગ વગેરેનો ઝોલ, ભાત વગેરે શિવાય કાંઇ ન ખાવું. ભુખ લાગે તેમ ભાત અને ઝોલ દેતા રહેવું. આ શીવાય સર્વ ચીજ બંધ. કાંઇ ન ખાવું.

## ૯૮૮ પ્રદર.

નીસીંદા ( નગોડ-સંભાલુ ) ના પત્તાનો રસ પાંચ તોલા સરસોં (સરસવ)નું શુદ્ધ તેલ એક તોલો બન્ને મેળવીને સવારના પહોરમાં એક વખત પાઈ દેવું. સાત દિવસ સુધી વિશેષ ફાયદો નહીં જણાશે. પણ નાડી ખેંચાતી હોય તેવું ભાન થશે. અંદરમાંથી નસોનસમાંથી સડો બીગાડ નીકળી જશે. યોની અંદર પીડ થયા કરશે. મસ્તક ઉપર ગરમી લાગે તો મસ્તક ઉપર શીતલ ઉપચાર કરવા. ચમેલી ગુલાબ વગેરેનું તેલ, અથવા મેંદી વગેરેનાં પાનની થેપલી અથવા કાળા તલ અને માખણ મેળવી પીસી લગાડવું.

ઘીવાળી ચીજ વધારે ખાવી.

દહીં, દુધ, ખટાઇ, શાખ, મરચાં વગેરેની બંધી. ઘી ખૂબ ગરમ કરીને દેવું. ચીડાભાજી ઘીમાં શેકી ખાય તો સારૂં. લગભગ ૧૫ દિવસમાં ફાયદો થશે. સાત રોજમાં અસર જણાશે. ત્રણ ચાર સપ્તાહ સુધી દવા દેવી. ચાર સપ્તાહ સુધીમાં કાંઇ ફાયદો ન જણાય તો પછી મટવું મુશ્કેલ છે. **બાહ્યોપચાર** યોનીમાં સમાય તેવી કોથળી કરી તેમાં શેકેલા ચણા ભરી મુખ બંધ કરી તે કોથળી યોનીમાં રાખવી ને બદલતા રહેવું.

થફંની ભુંસીને શેકી લુગડાંની પોટલી વતી શેક કમર, પેટ વગેરે ઉપર કરવો.

## ૯૮૯ પ્રદર તથા પ્રમેહ.

શીતલચીની (ચીનીકબાબ) ½ શેરમાં સાકર ½ ભેળવી કપડછાણ કરી અરધાથી એક તોલા સુધી પાણીની સાથે સવારમાં દવાને મુખમાં નાખી ચૂસી ગળે ઉતાર્યા પછી પાણી પીવું. પ્રદર કે પ્રમેહ જેની અંદર ઘા (અલસર) હોય છે તેને મટાડે છે. જાસ્તી દિન ખાવું પડે છે.

## ૯૯૦ બહુ મુત્રતા ઉપર અકસીર.

સીધ્ધ ચાવલ (ચોખા) આશરે ૫ પાંચ તોલા લઇ તેમાં જોઇતું પાણી નાંખી પીસી તેનાં પીંડલાં ૩-૪ વાળવાં બાદ જ્યારે ભાત પાકતા હોય તેમાં તે પીંડલાં નાંખી પકાવવાં. ભાત જ્યારે પાકીને ખદબદવા ઉપર આવે ત્યારે તે પીંડલાં તેમાં નાંખવાં કે જેથી કરીને તે ભાગીને ચાવલ સાથે મળી ન જાય. બાદ તે મુઠીયાં કાઢીને પ્રથમ કેવળ માત્ર એ પીંડલાંજ ખાઇ જવાં ને પછી ભાત વગેરે બીજું ખાવું. શાક ખટાઈ વગેરે બંધ. પીંડલાં નિત્ય પ્રતિ વધારતાં જવાં એટલે પીંડલાના ભાત ( ઉપર જે પાંચ તોલા લખ્યા છે તે ) વધારતા જવા. એક માસમાં આરામ.

### ૯૯૧ તણુખીચો પ્રમેહ, મુત્રદાહ, દાહપ્રમેહ, રકતપીત, રક્તવમી વગેરે ઉપર.

દુર્વા (ધ્રો) તાજી પંચાંગ પાશેર કે લઇ તેને ભાંગની પેઠે પીસી પછી તેને રાત્રે ભીંજવી રાખેલ સાકરના પાણી–સરબતમાં પીસી છાણી ગ્લાસ ભરી સવારમાં એકવાર પી જવું ૨–૩ સપ્તાહ દેવાથી આરામ. આજ દવાથી મુખમાંથી રક્ત પડતું **રકતપીત**, તથા **રકતવમી** પણ બંધ થાય છે.

### ૯૯૨ (બાલક–બચ્ચાંના ભરાઇ જવા શ્વાસ ઉપર–જ્વર સંયુક્ત બચ્ચું આ રોગમાં મરી જાય છે.)

અર્ક—આકડાના વૃક્ષના મૂળની છાલ તથા છાલ બરાબર ફટકડી તથા તેટલીજ મીસરી લઇ પીસી તેને પથ્થરના વાટકામાં રાખી બીજી વાટકી ઉપર ઢાંકી રાખી મુકવું બાદ બચ્ચાંને વાલ વાલ ભર ખવરાવતા રહેવું. તેથી વળી (ઉલટી) થશે. મોમાંથી ફીણુ ફેદા નીકળશે. જ્વર સમશે શ્વાસ મટશે એ ત્રણ દિવસમાં આરામ થશે. માત્રા બેત્રણ વાલ સુધી.

### ૯૯૩ સિદ્ધફલ, પ્રમેહ—

રાંગાપોઇનો રસ ૫ પાંચ તોલા મીસરીના સરબત સાથે.

### ૯૯૪ રક્તપ્રદર, અત્યાર્તવ, પીડિતાર્ત્તવ, વગેરે આર્ત્તવદોષ.

અપાંગ ગાઇ કે જેને ફુલ થતાં નથી તે જાતના ત્રણ રોપા તાજા ઉખેડી લાવી બાદ ૧ પાન નાગરવેલનું અખંડ ઉપરનાં લાંબા ડીટીયા સમેત લઇ તેમાં કાથો સોપારી વગેરે સર્વ મસાલો નાખી તેમાં પૂર્વોકત એક આખો અપાંગનો છોડ નાંખી તે પાન ખાઇ જવું. એ પ્રમાણે પાન સાથે ત્રણ દિવસ ત્રણ રોપા ખાવાથી આરામ. શાક, ખટાઇ, દુધ, માંસ, ઘી વગેરે બંધ. ઘીમાં પકાવેલી થંડી ચીજની છુટ.

### ૯૯૫ ઉપદંશ.

દીવાસળીનો ગંધક (લાકડીઓ ગંધક) દોઢ તોલો પીસી ખુબ બારીક કુટી તેનાં ત્રણ સરખાં પડીકાં કરવાં બાદ એક એવડું નાનું રીંગણું લેવું કે જેનું ભડથું કર્યા પછી આખું ને આખું ગળી જઇ શકાય એવડા રીંગણાનું ભડથું કરી તેની છાલ ઉતારી તે ભડથાની અંદર ગંધકનું એક પડીકું નાંખી દેવું. બાદ સંધ્યા વેળા દીવા વખતે રોગીને નદી કે જળાશયમાં માથાબુડ ડુબકી મરાવી પાણીમાંથી નીકળતાં વેંતજ સૂર્ય સામે ઉભીને

તે રીંગણાનું ભડથું આખું ને આખું ગળાવી દેવું એમ ત્રણ દિવસ ત્રણ રીંગણાને ત્રણ પડીકી એવીજ રીતે ખાય તો સીફીલીઝ–ઉપદંશનો નાશ થાય છે. શાક, ખટાઇ, દુધ, માછલી, માંસ, બંધ, ઘૃત અને ઘૃતપક્વ ચીજ ખાવી.

## ૯૯૬ અમ્લપીત.

પાપડીખેર (જનકપુરી ગોસલાંદાર કાથો) એક પૈસાનો લઇ (એક પૈસાની બે ટીકડી ચોખંડી મળે છે.) તેના આઠ ભાગ કરવા તેમાંનો એક ભાગ લઇ પાંચ તોલા પાણીમાં રાત્રે ભીંજવી રાખવો એટલે તેમાં ખેર મળી જશે. તેને એક શીશીમાં નાંખી રોગીને આપવો. પ્રથમ સવારમાં મરજી પડે ભોજન કર્યાં બાદ મુખ ધોઇ સાફ કર્યાં બાદ ઉપરનું શીશીવાળું ઓસડ એક વખતમાંજ સઘળું પાઈ દેવું. બાદ ઉપરનું પાનનું બીડું ખાઈ લેવું. પાનનું બીડું ખાઇ રહ્યા પછી પાણી મેળવેલું અધશેર દુધ પાઇ દેવું. એ પ્રમાણે ૨–૩ સપ્તાહ કરવાથી આરામ થશે. જો રોગ ઘણા દિવસનો તથા આકરો હોય તો ઉપરના વજનથી ખેર ડબલ લેવું દુધ ગરમ કરેલું હોવું જોઇએ. દુધ ક્રમોતર વધારે પીએ તેમ સારૂ. ખોરાકમાં મરજી પડે તે ખાય. માંસ વગેરે સર્વ ચીજ પેટ ભરીને ખાય. અને ઉપરથી ઉપર મુજબ દવા પીએ.

## ૯૯૭ કોલેરા.

"હીમસાગર"ના પત્તાનો રસ પાંચ તોલા કાઢી નાભી પ્રદેશની આસપાસ ચોપડી પીવરાવી આમેજ કરી દેવો. અને એક છ ટાંક (પાંચતોલા) રસ ક્રમે ક્રમે પાઇ પણ દેવો. જો રોગીને મૃત્યુ મુખમાં સમજી છાણે (ચોકે) નાંખ્યો હોય, જો સર્વથા બેશુદ્ધ હોય, મુત્ર કૃચ્છ અને અતિસાર પ્રવાહને વશ હોય તેવો ભયભીત રોગી પણ ઉઠી ઉભો થાય તેવી આ ઔષધી છે.

## ૯૯૮ "અમૃતકી ધાર"

આ દવા સેંકડો રોગો ઉપર ચાલે છે. અને ઘણાની અનુભુત છે. અનુપાન ભિન્ન ભિન્ન છે. આ દવામાં મુખ્ય અજમાનાં ફુલ અને કપુર છે તથા બીજી એક કાંઇ જામી જાય એવી વનસ્પતિ છે. મોકલનાર પહેલીવાર સારી દવા મોકલે છે. પાછળથી દગો કરે છે. જે શીશીમાં કાંઈ નક્કર પદાર્થ જામી જાય છે તે અસલી છે જ્યારે જ્યારે મંગાવવી હોય ત્યારે નવા આદમીના નામથી મંગાવવી.

ઠેકાણું—પંડિત ઠાકોરદત્ત શર્મા માલિક, દેશોપકારક ઔષધાલય મુ. લાહોર.

**૯૯૯ ઔષધો—**

૧. **ઉંદરના વિષ ઉપર**—અંઘેડાની અંતર છાલનો રસ કાઢી તે મધમાં સાત દિવસ ચાટવું. અથવા અંઘેડાં નાખી મધ સાથે ખાવાં.

૨. **કુતરાના વિષ ઉપર**—અંઘેડાનાં મૂળ ૧ એક તોલો વાટી મધ સાથે પાવાં અને કુંવારનાં પાન અને સીંધવ દંશ ઉપર બાંધવાં એટલે ત્રણ દિવસમાં વિષ ઉતરી જશે.

૩. **દંત શલ ઉપર**—અંઘેડાનો રસ ચોપડવો.

૪. **કર્ણ નાદ ઉપર**—અંઘેડાના ક્ષારનું પાણી અને અંઘેડાનો કલ્ક એમાં તિલનું તેલ સિધ્ધ કરવું. તે કાનમાં નાંખવાથી નાદ અને બધિરતા બંધ થાય છે.

૫. **આંખના ફુલ ઉપર**—અંઘેડાનાં મૂળ મધમાં ઉકાળી આંજવું.

૬. **પિત્ત ઉપર**—અંઘેડાનાં બી રાત્રે છાસમાં પલાળી રાખી સવારે વાટીને પીવાં એટલે પીત્ત નીકળશે. અથવા સમશેર ઉપર ભાત અને ઘી ખાવું.

૭. **કફ ઉપર**—અંઘેડાનું મૂળ સુદ્ધાંત પંચાંગ લાવી બાળી તેની રાખ કરી ૦॥ તોલોથી એક તોલા સુધી મધમાં ખાવી, તો કફ **મટે** તથા પાણી અને ગોળ સાથે એજ રાખ આપવાથી **જલોદર** અથવા બીજે અંગમાં થએલ સોજો ઉતરશે.

૮. **ચોથીયા તાવ ઉપર**—કુમારિકાએ કાંતેલા સુતરે રવિવારે અંઘેડાનું મુલ ચોથીયા તાવે પિડિત માણસને હાથે બાંધવું.

૯. અંઘેડાં નાંખી ચોખા પાણી સાથે વાટી પીવાથી રક્તાર્શ, શુલ વ્યાધિ નાશ પામે છે.

૧૦. **મસ્તક શુલ ઉપર**—બીયાના દૂધમાં ખીર ખાવાથી ઘણા દિવસ ભૂખ લાગતી નથી.

૧૧. **મોરચી**—મૂળ પાણીમાં ઉકાળી પાવાં અથવા બીયાંનો કલ્ક કરી ચોખાના ધોવણમાં પાવો.

૧૨. **કૃમી ઉપર**—મૂળ છાશમાં ઉકાળી પાવાં.

૧૩. મૂળ યોનીમાં ધારણ કરવાથી પુષ્પાવરોધ (અટકાવ બંધ) અને **યોની શુળ** નાશ થાય છે.

૧૪. **ઉપદંશ**—અંઘેડાનું ઝાડ મૂળ સુધ્ધાંત ઉપાડી લાવી તેના મૂળનો રસ ચાર તોલા કાઢવો અને તેમાં જીરાની ભુકી ાા તોલો નાંખી તે પીવા આપવું, એ પ્રમાણે સાત દિવસ આપવું. એનો ઉતાર ઓરડીના અથવા જારવેદીના પાલાનો રસ આપવો એટલે આગશમન થશે.

૧૫. **જલદીથી પ્રસવ ન થતો હોય તો**—રવીવારે પુષ્ય નક્ષત્રમાં સ્નાન કરી અંઘેડાનાં મુળ કાઢી લાવવાં અને તે ઉંધાં ટાંગી મુકવાં. જે સ્ત્રીને જલદીથી પ્રસવ ન થતો હોય તો તેને ચણીએ બાંધવાથી જલદીથી પ્રસવ થાય છે. પ્રસવ થયા પછી તે તાબડતોડ કાઢી લઇને તુરતજ પાણીમાં નાંખી દેવો. **વાર કરવાથી ગર્ભાશય નીસરી પડવાનો સંભવ રહે છે.** ધોળા અંઘેડાનાં મુળો કમરે બાંધવાથી પણ એજ ગુણ છે.

૧૬. **ખુપરા ઉપર**—અંઘેડાનાં ૩ પાન ઘી ઉપર રાખી તેને ડોળા ઉપર રાત્રિએ મુકવાં એટલે ખુપરાનો નાશ થાય આ ક્રિયા ત્રણ દિવસ કરવી.

૧૭. **ઉધરસ ઉપર**—અંઘેડાનું ચુર્ણ ટાંક એક અને મરી એક ટાંક એકત્ર કરી મધમાં ચાટવા આપવું.

૧૮. **કફ જ્વર**—અંઘેડાનાં પંચાગનો કાઢો ત્રણ માસ મધ નાંખી આપવો.

૧૯. **ચોથીયો તાવ**—રવિવારે અંઘેડાનાં પાલો લાવી ગોળમાં વાટી ગોળીઓ કરવી. ગોળી તાવ આવ્યા પહેલાં આપવી.

૨૦. **પીનસ ઉપર**—અંઘેડા નાંખી, સીંધવ અને ચુલા ઉપરનો ધુમસ એ તેલમાં નાંખી તે તેલ પાકું કરવું બાદ નીગાળી લઇ નાકમાં નાંખતા જવું.

૨૧. **પથરી ઉપર**—અંઘેડાનો ક્ષાર ગોળમાં કાલવી ખવરાવવો.

## ૧૦૦૦ ધાતુ ભસ્મ ઓષધી.

અજવલા (સં.) અજેક (મ) માલી તુલસ (ગુ) અજબલા (હિં) અજબલા (ફા) પલંગ મુશ્ક (અ) ફરજ મુષ્ક. Ocieam gratissimum **આ એક તુલસીની જાત છે.**

**ભસ્મ**—અજબલાના રસમાં સોનારૂપાના પત્રાંને તપાવી લગાવી ઓલવી નાંખવાં આમ સતાવીસ વાર કરવું, પછી અજબલાના પાનનાં લુગદીમાં તે પત્રાં મુકી કપડમેટ કરી છાણાની ભઠીથી ભસ્મ તૈયાર થાય છે.

આ પ્રમાણે બધી ભસ્મ થાય છે.

## ૧૦૦૧ અંજીર. fig-tree

અંજીરનું ઝાડ બહુધા ગરમ દેશમાં થાય છે. અરબસ્થાન, ઇરાન, ગ્રીસ, તુર્કસ્થાન અને આફ્રીકાની દક્ષિણમાં અંજીરનાં ઝાડ પુષ્કળ થાય છે.

આ એક ઉંબરાની જાત છે કેમકે તેના ફળની આકૃતિ અને એમાંનો ગર્ભ એ ઉંબરાના ફલના જેવો હોય છે. ઉંબરાંની પેઠે તેને ફુલ પણ આવતાં નથી. તેની ઉંચાઇ આશરે ૧૦ દસ હાથ કરતાં વધારે હોતી નથી. એનાં પાંદડાં મોટાં હોય છે. ફલની ભાજી થાય છે. તે બહુ સ્વાદિષ્ટ થતી નથી. અંજીરનો મુરબ્બો થાય છે તે પિત્તશામક અને રક્ત વર્ધક છે. અંજીરના અંગમાં રક્તવર્ધક શક્તિ છે. તેથી અશક્ત લોક સવારમાં તે ખાય છે. ગુણ—શીતલ, પથ્યકર, સ્વાદુ, પીત્તહર, રક્તદોષ, દાહ, વાયુ, શીરભ્રમણ, નાકમાંથી લોહીનું પડવું એનો નાશ કરે છે.

ઉપયોગ—શરીરમાંથી ગરમી જઇ રક્ત થવા માટે પાકેલાં અંજીર રાત્રે છોલી સાકરની ભુકીમાં ખાલી વાસણમાં રાખવાં અને સવારમાં ખાવાં (૨) ગળામાં જીભ પાસે આવી ગઇ હોય તો સૂકાં અંજીરનો કાઢો કરી તેને પાવો.

## ૧૦૦૨ અનંતમુળ.

ગુણ—શીતલ, કટૂ, પથ્ય, નેત્રરોગ, વિષ, પિશાચ બાધા, શિરોરોગ, એઓનો નાશ કરે છે.

ઉપયોગ—મસ્તક શૂળ ઉપર અનંતમૂળ ને ભારંગમૂળ ગરમ પાણીમાં લગાડવાથી તુરત ફાયદો.

(૧) સર્પવિષ ઉપર અનંતમુળ અને અરીઠા ઘસીને (પાણીમાં ઘસીને) આપવા.

(૨) નંદવાયુ અથવા અનંતવાત ઉપર જે સ્ત્રીઓ પુરા મહિના થયા પહેલાં પ્રસૂત થાય છે. અને તેથી કરી નંદનામક વાયુ મસ્તકે ચઢે છે તે યોગ વડે કરી મસ્તક જડ થાય છે, ફરે છે દીવો લાવવાથી દેખાતું નથી, આંખો આગળ અંધારાં આવે, દાંત ચોટી જાય, માથું ધૂણવા લાગે—તેને અનંતમૂળના ઝાડની ઉત્તર દિશા બાજુની મુલાડી કાઢી ઠંડા પાણીમાં ચંદન પ્રમાણે ઘસીને લેપ કરવો અને તાળવા ઉપર ચોળતા રહેવું તથા મુળની એક કટકી વેણીમાં તાણી બાંધવી. શક્તિ પ્રમાણે ઠંડા પાણીમાં મુળ ઘસી

ખાવું પણ ખરૂં. પથ્ય કળથી ખાદી તેનું પાણી પીવાને આપવું ગુણ જણાયા પછી તુરત ભાત આપવા.

આ ઝાડ કોંકણ પ્રાંતમાં ઘણાં મળે છે.

## ૧૦૦૩ અનંનાસ.

ગુણ-દોષ—લીલું હોય ત્યારે રૂચિકર, ગુરૂ કફ પિત્તકારક, અને શ્રમનાશક છે. પાકે છે ત્યારે મધુર, પિત્તનાશક, રસવિકાર અને વાતવિકારનો નાશ કરે છે.

**ઉપયોગ**—અજીર્ણ ઉપર સારા પાકેલ અનેનાસના કટકા કરી મરી ને સીંધવ સાથે આપવા. (ફળનો વચલો કઠણ ભાગ ઉપયોગમાં લેવો નહીં કેમકે તે અપથ્યકારક કદાચ ભૂલથી ખાવામાં આવે અને વિકાર થાય તો તે ઉપર કાંદા-દહીં અને સાકર ખાવી.)

જંતુ—કૃમી ઉપર અંનનાસ એકલું ખાવાથીજ તેઓ પીંગળી જઈ ઝાડા વાટે નીકળી જાય છે.

**બહુ મુત્રરોગ ઉપર**—અનંનાસના કટકા પીપરના ચૂર્ણ સાથે ખાવા.

**પેટમાં વાળ ગયો હોય તો**—પાકેલું અનંનાસ ખાવું એટલે કેશ જવાથી થતી પીડા દુર થાય છે.

## ૧૦૦૪ અર્શ.

બદામને માખણમાં પીસી મલમ જેવું કરી ગુદાના મસા ઉપર ચોપડવાથી અરસ મટે છે.

## ૧૦૦૫ પ્રમેહ.

ખજુરીના ઝાડનો રસ જેને નીરો કહે છે. તે રસ તાજો કઢાવી સવારે નયણે કોઠે ૧૦ થી ૧૫ તોલા સુધી વય અને પ્રકૃતિ વિચારી આઠદશ દિવસ પીવાથી તણખીયો પ્રમેહ અને બીજા પ્રમેહ વિષમ થઇ ગયેલા હોય તે પણ દુર થાય છે.

## ૧૦૦૬ બાગભરંડા.

( આ નામથી જેને બંગાલીમાં પિછાણે છે. અને જે એક એરંડાની જાત છે.)

ને એરંડા જેવાંજ ફળપાન હોય છે. અને જેને ધોળો એરંડો કહીએ તો ચાલે ) ના ક્ષીરમાં હરકોઇ ધાતુની પારા સહીત ભસ્મ થાય છે.

## ૧૦૦૭ તંત્રપ્રયાગ. (A)

(૧) સફેદ ચણોઠીને બારીક પીસી લાકડાના આસન પર લગાડી તે ઉપર કોઇને ભીંને પગે બેસાડવાથી તેના પગ તે આસન સાથે ચોંટી જાય છે.

(૨) ગૌશાળા આદિમાં ઉંટનું હાડકું દાટવાથી તેઓનું તથા આંખમાં બહેડાની જડ અને મરેઠીનું અંજન કરવાથી નિદ્રાનું સ્તંભન થાય છે.

(૩) અતિઆહાર કરણ—શનીવારે સંધ્યા સમે બહેડાના ઝાડને નોતરી આવી રવિવારે તેના પાન લઇ આવે. બાદ ભોજન કરતી વખતે તે પાનો લઇ નીચે રાખી ભોજન કરનાર માણસ ભીમસેન જેટલો અહાર કરે છે. અત્ર ॐ **नमः सर्वभूता धिपतये हुं फट् स्वाहा.** એ મંત્ર જપવો.

(૪) **અનાહાર કરણ**—કમલબીજ અંઘાડાના બીજ, તુલસીની જડ, અને આમળાં એનું ચૂર્ણ ભેંસના દુધ સાથે પીવાથી અગર ખીર રાંધી ખાવાથી ઘણા દિવસ સુધી ભુખ લાગતી નથી.

(૫) **નિધિદર્શન**—શરદ ઋતુમાં બીરબોટી (ગોકલગાય) ને લાવી સીંદુર રંગ-દોળી આકડાના રૂની બત્તીમાં મેળવી કાળા તલના તેલથી માણસની ખોપરીમાં સ્મશાનમાં જઇ કાજલ પાડી આંખે આંજવાથી જમીનમાં દટાએલું ધન નજરે પડે છે.

(૬) **વંધ્યા પુત્રવતી કરણ**—ખાખરાના પાનને ગર્ભવતી સ્ત્રીના દુધમાં ઘસી વાંઝણી સ્ત્રી રજસ્વલા થાય તે દિવસથી સાત દિવસ સુધી શોકરહિત થઇ પીએ તો ગર્ભવતી થાય.

(૭) **સર્પદર્શન**—મંગળવારે સર્પના મુખમાં કપાશીયાના બીજ વાવે અને જ્યારે તેના છોડવા ઉગી નીકળે ને તે પર રૂ બેસે તે લઇ તેની બત્તી કરી એરંડીયા તેલમાં મૂકી દીવો કરે તો સર્વ પદાર્થમાત્ર સાપ જેવા નજરે પડે.

(૮) વીંછીના મુખમાં સરસવ વાવી તે ઉગી નીકળી પાકે ત્યારે તેનું તેલ કરી તેમાં દીવો કરવાથી સર્વ જગોએ વીંછીજ વીંછી નજરે પડે.

(૯) **દિવ્ય દ્રષ્ટિ**—ઘુવડની ખોપરીમાં ઘતથી કાજળ પાડી આંખમાં આંજવાથી રાત્રે પણ દિવસના જેવું જ દેખાય છે.

(૧૦) **અનેક રૂપ ધારણ**—કોઇપણ પ્રાણીના મુખમાં અંકોલના બીજ વાવી તેનું જે ઝાડ થાય તેનાં બીયાં લઇ સોના, ચાંદી ને ત્રાંબાના પત્રાથી લપેટી મુખમાં રાખવાથી જે પ્રાણીના મૂખમાં બી વાવેલ હોય તેવું રૂપ નજરે પડે.

(૧૧) **વૃક્ષ કરણ**—અંકોલના બીજના તેલમાં જે વનસ્પતિના બીયાંને પૂટ દઇ વાવવામાં આવે તેનું તત્કાળ ફલ, ફુલ, સહિત ઝાડ ઉપજે છે.

(૧૨) **અદ્રશ્ય કરણ**—ઘુવડની વિષ્ઠા લઇ એરંડીયા તેલમાં મેળવી જેના જેના શરીર ઉપર નાંખવામાં આવે તે તત્કાળ અદ્રશ્ય થઇ જાય.

## ૧૦૦૮ સંચીયો. (બંગાલી નામ)

કાંકણીયો કોકરંધ (હીંદી) એના રસમાં અભ્રક પલાળવાથી ગળી જાય છે. પછી તેની લુગદીમાં મુકી આગ દેવાથી અભ્રકની ખાખ થાય છે.

## ૧૦૦૯ ધત્તુરનું તેલ.

ધત્તુરતેલ બરાબર આમોનીયા એ બે સમભાગ અને એજ વજને બરાબર ટરપીટાઇન અને તેમાં થોડું કેમ્ફર (કપુર) મેળવી દેવું. શ્લેષ્મા તેનો નાક પર લેપ કરવો.

## ૧૦૧૦ મકરધ્વજ (નૂતન)

પારો, સુવર્ણવર્ક. અને હડતાલ સમભાગ મીલાવી એક રતલ ઉપર લોહપાત્રમાં ઘી નાંખી પકવવું ½ તોલો માત્રા.

## ૧૦૧૧ તામ્રદ્રાવણ.

બગલાના સુકા પગનું ચુર્ણ નાખવાથી તામ્ર તુરત ગળી જાય છે.

## ૧૦૧૨ અહિફેનાદિ.

આકડાનાં રવાઇડાં સૂકાં (ફુલ) નો ભુકો બે તોલા, સીંધાલૂણ બે તોલા, સેકેલું અફીણ અરધો તોલો, ત્રણે મેળવીને એક એક વાલની ગોળી કરવી. રક્તપીત એટલે

શરીરમાંથીના ગમે તે દ્વારથી લોહી પડે છે. તેમાં તથા ઉરક્ષત જેમાં લોહીવાળા બળખા પડે છે તેમાં આ ગોળી સારો ફાયદો કરે છે. માત્રા બે રતી.

## ૧૦૧૩ વાત ગજાંકુશ.

પારો ૮ ભાગ, ઝેરકોચલાં ૮ ભાગ, ગંધક ૮ ભાગ ત્રિકટુ ૧૨ ભાગ એકત્ર ચુર્ણ માત્રા એક રતી સર્વ પ્રકારના વાતવ્યાધિ મટે છે.

## ૧૦૧૪ એળીયાની ગોળી.

( બંધ કોષ્ટ ઉપર. )

એળીયો તો. ૧ શુધ્ધ ઝેરકોચલું ૦)= બેઆનીભાર તજ તોલા ૨ બે કલંબો તો. ૧ એક કડૂ તોલા ૨ બે સર્વેનું ચુરણ કરી તેને બીજોરા કે લીંબુના રસમાં ઘુંટી બે બે વાલની ગોળીઓ કરવી. બંધ કોષ્ટવાળાને માટે સરસ છે.

( કોન્સ્ટીપેશન વટી. )

## ૧૦૧૫ ગંધકવટી.

શુદ્ધ ગંધક ૩ ભાગ, સીંધાલુણ, સુંઠ, મરી, પીપર, શેકેલી હીંગ, જીરૂં એ પ્રત્યેક એક ભાગ પાણી કે લીંબુમાં ગોળી કરી માત્રા ૨ થી ચાર વાલ અજીર્ણ, અરૂચી, કોલેરાનો ઝાડો, ઉલટી શુલ વગેરેમાં ખાવાથી આરામ.

## ૧૦૧૬ ફટકડીના ગુણદોષ.

ગુણ—સ્તંભક તથા ગ્રાહી છે.. ફુલાવીને દવાના કામમાં વાપરવી. પેટોચીના ઝાડામાં તેમજ પછડાટ, કચર વગેરેમાં ફટકડી ગોળ સાથે દેવાય છે. મોઢામાંથી કે ગમે ત્યાંથી લોહી પડતું હોય તો ફટકડી આપવાથી અટકે છે. કોગળા કરવાથી મોંના દરદો સારાં થાય છે. ફટકડીના પાણીનું ટીપું નાખવાથી દુખતી આંખો મટે છે. ચડેલ લોહી ઉતરે છે. તર પર પાચથી પાકી આવેલી આંખોને ધોઇ ઉઘાડી વારંવાર ટીપાં નાખવાથી પાકેલી આંખ સુધરે છે. સ્ત્રીઓમાં પ્રદર વગેરે કેટલાંક ગુપ્ત દરદોમાં ફટકડીની પીચકારી ફાયદાકારક છે. ગર્ભાશયમાંથી બહુ લોહી પડતું હોય તેને પણ પીચકારી અટકાવે છે. અથવાં તેથી ન મટે તો ફટકડીનો કટકો પહેરવાથી નસો સંકોચ પામી લોહીનો પ્રવાહ બંધ પડે

છે. બાળકોની આમણુ તથા સ્ત્રીઓના ટીલ ઉપર તેનું પાણી છાંટવાથી સંકોચી બેસી જાય છે. ખાવાની માત્રા—એક કે બે વાલ પીચકારી એક રતલ પાણીમાં ના થી અરધા રૂપૈયાભાર ફટકડી છે.

## ૧૦૧૭ મોરથુથુના ગુણ.

સ્તંભન, વાંતિકારક, રોપણ છે તે ઉલટી કરે છે. તેથી ઉલટીના કામો શિવાય બીજી રીતે મોરથુથુ પેટમાં લેવા સલાહકારક નથી. ઝેર ખવાયા ઉપર તે કાઢવા માટે મોરથુથાની ઉલટી સારી છે. કેમ કે મોરથુથુ ગરમ હોય છે. અને દરદી તેની ઉલટીથી નરમ પડતો નથી ઉના પાણીમાં વાલ એક આપવાથી ઉલટી થાય આ ઉપરાંત સંગ્રહણી, રક્તપિત્ત, સ્ત્રીઓના સુવારોગ, તથા હીસ્ટરીયા, વાઇ વગેરે વ્યાધિમાં યોગ્ય દવાઓની સાથે મોરથુથુ સારો ગુણ આપે છે. આંખના દરદો માટે મોરથુથુ ઉત્તમ ઉપાય છે. આંખ ઉપડવાનો સખત દુખાવો શાંત પડયા પછી આંખની રતાશ, ખીલ, વગેરેમાં તેનાં ટીપાં ફાયદાકારક છે. આંખના ખીલ ઉપર બે ત્રણ દિવસ તેનો કટકો એકવાર ફેરવવાથી ખીલ મટે છે. **અંજન શલાકા**—મોરથુથુ, ફટકડી, તથા સુરોખાર ત્રણે એકત્ર કરી નીચે તાપ આપવાથી રસ થશે. તેની અંદર ત્રણેના વજનથી ૫૦મા ભાગનું કપુર નાંખીને પછી તેની સળીઓ કરવી. પાંપણ ઉઠલાવી આ સળીઓ રોજ એકાદીવાર ફેરવવાથી ખીલ ઘસાઇ જાય છે. તથા ઝરવું બંધ થાય છે.

**મોરથુથુનાં ટીપાં**—બે તોલા પાણી અને એક રતીભાર મોરથુથુ આંખની વેલ (માંસ વૃધ્ધી) તેમજ ચેપ લાગવાથી કે શીળી વગેરેની ગરમીથી ઉઠેલી આંખમાં તેનાં સખત ચિન્હો દેખાયા પછી મોરથુથુનાં ટીપાં નાંખવાં. વળી ચામડીના દરદોમાં બહાર લગાડવાને જુદી જુદી રીતે વપરાય છે. ચામડીના ચકચકતા ભાગ ઉપર મોરથુથાનું પાણી રેડવાથી કે પાણીથી ધોવાથી રસી સુકાઇ રૂઝ આવશે. સડેલા દુષ્ટવ્રણ ઉપર મોરથુથાનો કટકો અડાડવાથી અથવા તેના પાણીથી ધોવાથી તેનો સડેલો ભાગ બળી જશે. મોરથુથુ જારના દાણા જેટલું ગોળમાં ગોળી કરી ત્રણ દિવસ ગળવાથી વાળો મટી જાય છે, એવું કહેવાય છે. અને વાળાવાળાને મોરથુથુ ગળવાથી ઉલટી થશે નહીં, ત્રણ દિવસ ગળ્યા પછી વાળો મટી જશે. ત્યારે એજ ગોળીથી ઉલટી થશે. અને એજ વાળો ગરી ગયાની ખાત્રી થશે. વાળાના દરદીએ આ અજમાવવામાં જોખમ જેવું નથી.

## ૧૦૧૮ હડકાયું, વગર હડકાયું કુતરૂં તથા શિયાળ કરડે તેનો ઇલાજ.

તાજેતર કરડેલ હોય એટલે ઘા તાજો હોય તેને માટે—

પ્રથમ ઘાને ગરમ પાણીથી ધોઇને પછી વીનીગર પીંછી કે એ પીંછી લગાડી દેવી. બાદ તેને લોહીને ફરી સ્ટ્રાંગ મ્યુરીએટીક એસીડ (યવક્ષાર) ચોખ્ખી પીંછી વતી લગાડી દેવું, આથી પંદર મીનીટ બહુજ બળે છે. પછી ઠંડુ પડી જાય છે. એક દીન એકજ વખત લગાડવાથી આરામ થાય છે.

## ૧૦૧૯ ઇચ્છાભેદી—

પારો, ટંકણ, મરી, ગંધક, સુંઠ નેપાળો એ સર્વે સમાન ભાગે લઇ લીંબુમાં ખરલ કરી એક વાલની ગોળી કરવી. એક ગોળી ખાઇ જેટલા કોગળા પાણી પીએ તેટલા ઝાડા થાય. જવર વગેરેમાં આ રેચ સારો ફાયદો કરે છે.

## ૧૦૨૦ કૃમિકુઠાર—

કપુર તોલા ૮ આઠ, કડા છાલ, ઇંદ્રજવ, વાયભાણ, અજમા, નાવડીંગ, હીંગળો, કેશર, ( નાગ કેશર પણ ચાલે) વછનાગ, ખાખરાનાં બીજ એટલે પીતપાપડો, એ દરેક એક એક તોલો લઇ સર્વેને બ્રાહ્મી તથા ભાંગરાના રસની ભાવના આપી માત્રા—૧ વાલ મધ સાથે લેવી.

## ૧૦૨૧ લઘુકૃવ્યાદ.

ગંધક તોલા ૨ પારો તોલો ૧ લોહ તો. ૦ા સંચળ તોલો ૧ ટંકણ તોલો ૧ મરી તોલો ૧ પીપર તોલા ૨ એ પીપરીમુળ તોલા ૨ બે ચિત્રકમૂળ તોલા ૨ સુંઠ તોલા બે લવીંગ તોલા ૨ બે એ બધાનું ચુર્ણ કરી લીંબુના રસની સાત ભાવના દેવી, માત્રા ૧ થી ૪ વાલ અનુપાન પાણી, છાસ સીંધાલુણ, શેકેલ જીરૂં અને હીંગ આથી સખ્ત કોલેરા, અજીરણ, અતિસાર, મંદાગ્નિ, અરૂચી, પેટનો વાયુ, વગેરે ઉપર સારો ફાયદો થાય છે.

## ૧૦૨૨ સ્તંભન.

પારો ટાંક ૦ા ટંકણ ટાંક ૦ા, કપૂર ટાંક ૦ા પાણીથી મરદી લીંગે લેપ કરે તો પછી ભોગ કરે તો સ્ત્રી વશ થાય.

### ૧૦૨૩ સ્ત્રીવશ્ય.

સ્ત્રીના માથાના મોવાળા નાડા સાથે ચોટલેથી લેવા પછી દીવો કરી કાજળ પાડી રાખવો જે તે છેડે ચોપડીએ તે વશ થાય સહી સાચું છે.

### ૧૦૨૪ ભુંડની દાઢ બાંધવાનો ઈલાજ.

ખેતર ખાય નહીં—શનીવારને રોજ દહાડે તકમરીયાંની જડને નોતરી આવી રવીવારે નાગા થઇને લાવીએ પછી તેમાં ધૂપ દઇ ખેતરને ચારે ખુણે દાટવી તો ખેતર ભુંડ ખાય નહીં.

### ૧૦૨૫ કર્ણપાક.

ટંકણખાર ટાંક બે ઝીણો વાટીને ભુકો કાનમાં નાખી તે ઉપર લીંબુ ટીપાં ૫-૬ દીવસ ચાર નાંખે. કાન વરસ જુનો દુખતો બંધ થાય.



# વૈદ્યક સંગ્રહ

## [ ભાગ ૨ જો ]



### ૧ મદનકામેશ્વર—

પારો, ગંધક, અફીણ સરખે વજને નાગરવેલના પાનના રસમાં ખરલ કરી વાલ વાલની ગોળી વાળવી. સાંજે સાકર સાથે એક ગોળી ખાઈ રાત્રે ભેંસનું દૂધ પીવું ને રાત્રે ખાવું નહીં.

### ૨ અગ્નિકુમાર—

પારો, ગંધક, ટંકણ, વછનાગ, એ દરેક એક એક તોલો, કોડી ભસ્મ તોલા ૨ બે, શંખભસ્મ તોલા ૨ બે, મરી તોલા ૮ આઠ લીંબુરસમાં મેળવી ઘુંટી રતી રતીની ગોળી કરવી. અજીર્ણ, અગ્નિ માંદ્ય, શુલ, શિથિલતા વગેરે ઉપર અકસીર છે. અનુપાન, આદાના રસ સાથે કે મધ સાથે કે નાગરવેલના પાન સાથે.

### ૩ લઘુમૃગાંક—

પારો, સોનાનો વરક ૧ મોતી ૨ ગંધક ૧ ટંકણ ૦ા સર્વેને એક દિવસ કાંજી, છાસ કે લીંબુના રસમાં ખરલ કરી. કોડીયામાં નાંખી કોડીયાને મીઠાના વાસણમાં મૂકી તેની નીચે તાપ આપવો. થંડુ થયા પછી ખરલ કરીને રાખવો. માત્રા ૧ વાલ મધ પીપર કે ઘી પીવા સાથે.

### ૪ વાતારિ સમીર પન્નગ—

સારૂં અફીણ, ઝેરકોચલાં, મરી, સમભાગે પાણીમાં ખરલ કરી ગોળી કરવી. કેટલાક પ્રકારના વાયુ, સોજા, હીસ્ટીરીયા, અપસ્માર, વગેરેમાં દેવી.

### ૫ આકુતી–ભાંગની–વીર્ય સ્તંભન ઉપર—

ભાંગ તોલા ૨૦ લઈ લુગડામાં બાંધી સારી રીતે ધોવાથી લીલા રંગનું પુષ્કળ પાણી નીકળી જાય પછી તેની પોટલી બાંધી ૪ શેર દૂધમાં નાંખી તેને ઉકાળતાં ઉચિત લાગે ત્યારે ઉતારી તે દૂધમાં મેળવણ નાંખી દૂધ જમાવવું ને તેનું દહીં તૈયાર કરી ઘી તૈયાર કરવું પછી તે ઘીમાં બદામ તોલા ૨૦, પીસ્તાં તોલા ૨૦, માવો તોલા ૨૦, દ્રાખ તોલા

૨૦, ચારોળી તોલા ૨૦, એ સર્વે તળી કાઢવાં પછી એક શેર સાકરની ચાસણી કરી તેમાં ઉપલી વસ્તુઓ તથા નીચેની વસ્તુઓનું ચૂર્ણ મેળવવું. જાયફળ, જાવંત્રી, એલચી, સમુદ્રશોષનાં ફળ, અફીણ, કેશર, મસ્તકી, કંકોલ, એ દરેક તોલો એક એક સાલમ, ધોળી મુસળી, કાળી મુસળી, આસંધ, શતાવરી, કૌચાં; ગોખરૂ, તાલીમખાના, (એખરો) એ દરેક બબે તોલા તથા અકલકરો, સુંઠ, મરી, પીપર, પીપરીમૂળ, એ ચાર એક એક તોલા ભાંગનું ઘી પણ બચેલું હોય તે તેમાં નાંખી દેવું. ચાટણ જેવો પાક કરવો. માત્રા ૦॥ તોલાથી એક તોલા સુધી. વીર્યસ્તંભન તથા વીર્યવૃદ્ધિ ઉત્તમ થાય. કબજીયાતવાળાએ ન ખાવું. ઘેન કે નીસો ચડે તો લીંબુ ચુસવું કે છાશ પીવી.

## ૬ સંજીવની—

વાવડંગ, સુંઠ, મરી, પીપર, હીમજ, આંબળાં, બહેડાં, વજ, ગળો, ભીલામાં, વછનાગ એ દસ વસ્તુ સમભાગ લઇ ગોમૂત્રમાં ઘુંટી ચણા જેવડી ગોળી વાળવી. અનુપાન આદાના રસમાં, અજીર્ણ તથા ગુલ્મમાં ગોળી એક, કોલેરામાં ૨ બે, સર્વ વિષ ઉપર ૩ ત્રણ સનેપાતમાં ૪ ચાર કોલેરાની ગયેલી નાડીને પાછી લાવે છે. એવો અનુભવ થયો છે. કોલેરામાં બે ગોળી કહેલ છે પણ કેસ જોતાં દરેક એક એક કે બબે કલાકે બબે ગોળી આપવી.

## ૭ નારસિંહ ચૂર્ણ—

ભીલામાં, સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, તલ, સાકર. અનુપાન ઘી તથા મધ મંદાગ્નિ, વાયુ, જલોદર, વગેરે ઉદરરોગમાં પણ યુક્તિથી વાપરતાં ફાયદો થાય છે. અનુપાન દૂધ. પથ્ય દુધ. મુખ્યત્વે ઉદરરોગ ને વાયુ પર ચાલે છે.

## ૮ આકર કરભાદિ સ્તંભન—

અકલકરો, સુંઠ, કંકોળ, કેશર, પીપર, જાયફળ, જાવંત્રી, ધોળીસુખડ, એ આઠ એક એક ભાગ અફીણ ૪ ભાગ. અનુપાન મધ. માત્રા ૧ માસો રાત્રે ચાટવું.

## ૯ ત્રિપવિત્ર ચુર્ણ ઉદરરોગ—

પંચલવણ ૫ તોલા, ત્રિકટુ ૨॥ તોલા, ત્રિફલાં તોલા ૨॥, ચિત્રકમૂળ તોલા ૨॥, ગંધક તોલા દસ, હરડે તોલા ૧૦ દસ. સીંધવ તો. ૧૦ સુંઠ તોલા ૪૦ પાંચે લવણને ઇંદ્રામણાંના ફળમાં ભરી કપડમેટ કરી પકાવવાં પછી પંચલવણ કાઢી તેમાં બીજી વસ્તુ મેળવવી. લીંબુના રસની ૧ ભાવના દેવી. બરલની ગાંઠ, જલોદર, પેટના સોજા, વગેરે પેટના તમામ રોગમાં અપાય છે. માત્રા ૦। થી ૦॥ તોલો.

## ૧૦ વજ્રક્ષાર વજ્રક્ષાર ગુલ્મ ઉદર ઉપર—

મીઠું, સીંધાલુણ, કાચલવણ, જવખાર, સંચળ, ટંકણ, સાજીખાર, સર્વેને વાટી એક દિવસ થોરના દુધમાં, પલાળી રાખી તડકે સુકવવાં. પછી ત્રણ દિવસ આકડાના દુધમાં

પલાળી તડકે સુકાવવાં, પછી આકડાના પાનમાં લપેટી મોટા કોડીયાના સંપુટમાં મૂકી કપડમેટ કરી ગજપુટ દેવો. પછી સુંઠ, મરી, પીપર, ત્રિફળાં, અજમો, જીરૂં ચિત્રકમુળ એ સર્વ મળી ખારની બરાબર તેમાં મેળવવું. માત્રા ટાંક ૨ બે ગરમ પાણી અથવા ગૌમુત્ર સાથે.

## ૧૧ દાઝવા ઉપર ઉપાય—

ફ્રેંચ પોલીસ જે લાકડા ઉપર લગાડાય છે તે લગાડી દેવાથી આરામ.

## ૧૨ દાઝવા ઉપર અકસીર ઇલાજ—

સૌથી સારી જાતનો સરેસ પંદર ઔંસના વજન જેટલો લઇ તેના ઝીણા ટુકડા કરી તેમાં બે પાઇન્ટ જેટલું પાણી રેડવું. સરેસ પોચો પડયા પછી તેમાં ગ્લીસરીન બે ઔંસ તથા કારબોનીક એસીડ છ ડ્રામ જેટલું નાંખી તે બધી મેલવણી ગરમ કરીને એક રસ કરવી. જ્યાં સુધી તે મેલવણી એક રસ થાય નહીં ત્યાં સુધી તે અગ્નિ ઉપર રાખી મેળવી તે મેલવણી થંડી પડયા પછી તે કાંઇક નકર અને સ્થિતીસ્થાપક થાય છે અને તેના ઉપર ચળકતું પડ બંધાય છે. આ મિશ્રણ ગમે તેટલા વખત સુધી રાખી મેલાય છે. જ્યારે તેનો ઉપયોગ કરવાની જરૂર પડે ત્યારે તેમાં થોડુંક પાણી નાંખી તે ગરમ કરવું અને તે પુરતું પ્રવાહી થાય કે બ્રશ વડે તે દાઝેલા ભાગ ઉપર લગાડવું. આ પ્રમાણે કરવાથી બે મીનીટની અંદર દાઝેલી ચામડી ચળકતી નરમ અને લગભગ પારદર્શક જેવી થાય છે.

## ૧૩ વીંછીના ઝેરનો ઉપાય—

( કાઠિયાવાડ ટાઇમ્સ. ૨૩-૧૦-૦૪ પું. ૧૦-૮૧ ) Menthol મેંથોલ કે જે માથાના દુખાવા પર વાપરવામાં આવે છે તે ઝડપથી વીંછીની વેદના દુર કરી શકે છે. વીંછી કરડયો હોય તે માણસની બન્ને આંખની પાંપણ ઉપર એ દવા ચોપડવાથી નાબુદ થાય છે. આ ઉપાય ઘણીવાર અજમાવવામાં આવ્યો છે અને તેનું પરિણામ સોએ સો ટકા ફત્તેહમંદ ઉતરેલું માલુમ પડયું છે. વીંછી ગમે ત્યાં કરડયો હોય પરન્તુ ઉપલી દવા અન્યમાં નાંખવાથી ફાયદો થશે. × × × ૨૦-૧૦-૦૪ જેતપુર M. N. Parekh.

## ૧૪ સાપ વીંછીનો એક ઘણો અજમાવેલો ઉપાય—

( મુંબઇ સમાચાર તા. ૨૫-૧૦-૪ અંક ૨૫૩, લખનાર ડાકટર જહાંગીર માણેકજી વેનદી )

વીંછી અને સરપનાં ઝેર સારાં કર્યાના કેટલાક દાખલા આપ્યા પછી તે લખનાર લખે છે કે—અત્યાર સુધીમાં મેં બધા મળીને અરધો ડઝન સાપ ડંખના તથા અનેક સેંકડો વીંછીના ડંખના ઉપાય કર્યા છે. કેટલીક વારે બ્રાંડી અને દારૂથી નહી પડતી એ-

મોન્યા ને સીકન્યા અને બીજી દવા અજમાવી જોઇ છે. કેરોસીન તેલ, છાંણુ એમોન્યા, ટરપીટન તેલ, જડીબુટી વગેરે લગાવી જોયાં છે. પણ બ્રાંડીથીજ મેં ફાયદો જોયો છે. ફક્ત બ્રાંડીજ નહીં પણ કોઇબી જાતનો દારૂ મારે ઘણી વાર વાપરવો પડયો છે. આપણા મુંબઇના ખેવડાને મળતો "કફાઇંગ" નામનો જલદ દારૂ મળે છે તેમાં પાણી ભેળવીને મેં ઘણીક વેળાએ આપ્યો છે. મતલબ કે કોઇબી જાતનો "સ્પીરીટ" પીવાને આપવો અને તે એટલા જથામાં કે એક ઔંસથી આઠ ઔંસ સુધી. જુદા જુદા દરદીને આપવાનું લખે છે તે લખ્યા પ્રમાણે ચાલુ આપવો કે જ્યાં સુધી બીમારને કેફ નીસાની અસર થવા માંડે. આવી વખતે મોટા જથ્થામાં આપવાથી મેં કોઇ બીજું નુકસાન થયેલું જોયું નથી. પાછળથી પણ નહીં. પાછળથી કદાચ કાંઇ નુકસાન થાય એવું હોય તો પણ આવા જીવના જોખમના વખતમાં હું એટલા માટે અટકું નહી એમ મને તો વ્યાજબી લાગે છે. આ સઘળા ઉપરથી મારો તો અનુભવ છે કે સાપ વીંછી અથવા કોઇબી જાતના ઝેરી જાનવરોના કરડવામાં બ્રાંડી અથવા કોઇબી દારૂ જેવો બીજો કશો અકસીર ઇલાજ નથી. તે પાવાથીજ નહીં પણ ડંખેલા ભાગ ઉપર જલદ સ્પીરીટ ઑફ વાઇન લગાડવાથી પણ ફાયદો થાય છે. મધમાખી, ભમરો, મંકોડો વગેરે જીવજંતુના ડંખમાં એ લગાડવાથી અને થોડો પાવાથી જલદી ફાયદો થાય છે. મારે મતે આના જેવો એક પણ કારગત ઉપાય નથી. મતલબ કોઇપણ જાતનો દારૂ કે બ્રાંડી પાણી મેળવી નીસો ચડે ત્યાં સુધી થોડો થોડો પાવો. નાનાં બચ્ચાંથી માંડીને મોટા આદમી સુધી દરેકને આ ઉપાય એક સરખો લાગુ પડે છે. સરપ કરડે કે તુરત પોતાનો પીશાબ પી જવો તો તુરત આરામ થશે. પછડાટ પર પણ પીશાબથી આરામ થશે.

## ૧૫ સ્તંભન. (સ્વામીમૃગાનંદ—)

૧ સીંગરફ (હીંગળુ) તોલો ૧ હોય તો તેની પાછળ એક તોલો અકલેકરો, સુકો લઇને તેને દસ રૂપિયા ભાર પાણીમાં કુટીને ભીંજવી રાખવું. પછી સવારે તેને અકલકરા સહિત ઉકાળી અરધું પાણી બળી જાય ત્યારે છાણી લઇ તે પાણીમાં સીંગરફ ને ખરલ કરવો એટલે સુકો થઇ જાય ત્યાં સુધી ઘુંટવો. એવી રીતે વીસ દીવસ સુધી કરવું એટલે વીસ તોલા અકલકરાનો અરક થયા બાદ આસગંધ નાગોરી એક તોલો લઇ રોજ પાણીમાં પલાળી ઉકાળી તેમાં સીંગરફને ઘુંટી રસ પાવો. એમ વીસ દિવસ સુધી કરવું. પછી એક મુરઘીનું ઇંડુ લઇ તેમાંથી સીંગરફ માય તેટલી સફેતી કાઢીને ઘુંટેલો સીંગરફ ભરી દેવો અને પછી તેને અડદના આટાથી કપડમેટની પેઠે કરી, એટલે અડદના આટામાં આખા ઈંડાને લપેટી લેવું. તેનું મુખ તો ઇંડાના ફોતરાથીજ બંધ કરવું પછી એમને એમ લીલું (આટો સુકાયા વિના) તે ઇંડાને ઘીમાં તળી દેવું એટલે આટો લાલ થઇ જાય. મતલબ કે કોઇ જાય ત્યાં સુધી શેકવું. ઘીમાં ડુબી જાય એટલું ઘી લેવું. થંડું થયા પછી તે તોડી તેમાંથી સીંગરફ કાઢી લેવો. ઉપરનાં છોલકાં અને લોટ સિવાય બાકીની વસ્તુ લેવી, અને

તેને બે કલાક ઘુંટવો. પછી ફરીને એ ચુરણને ( સીંગરફને ) ઈંડામાં ભરવો અને મુખ બંધ કરી મુલતાની માટીનું ઉપર કપડમેટ કરવું. મતલબ ચીકણી માટી જોઈએ. તે ( અસ્તર ) કપડમેટમાં જોઈએ પછી તેને તેવી ને તેવી સ્થીતિમાં એટલે લીલું ને લીલું વગર સુકવે છાણાની ગરમ ભુભલની વચમાં રાખી દેવું અને જે વારે ભુભલ થંડી થઈ જાય ત્યારે કાઢી તેમાંથી દવા નીકાલી ઘુંટી શીશીમાં ભરી રાખવી. માત્રા ચાવલભાર માખણમાં. ઉપયોગઃ—કૌવતબાહ સ્તંભન થંડી ઋતુમાં સવારે એકજ વખત સાત દિન સુધી દેવું સાતથી પંદર દિવસ સુધી દેવાય એથી વધુ નહીં. ખોરાકમાં દૂધ, ઘી ખુબ ખાવું દવા ઉષ્ણ વીર્ય છે માટે ખરેખર થંડી ઋતુમાં એટલે ટાઢ–શિયાળામાં માઘ માસમાં દેવું. દવા જેવી જુની તેવી વધારે ગુણકારી થશે. દવા ખાધા બાદ માસ એક સુધી બ્રહ્મચર્ય પાળવું.

## ૧૬ સંખીયો તથા સીંગરફ—

સંખીયો તથા સીંગરફ એક એક તોલો લઈ તે બન્નેને મેળવીને પ્રથમ તેને ત્રીસ રૂપૈયા ભાર **કારેલાના ફલના** રસમાં ઘુંટવું એટલે એટલો રસ પાઈ દેવો તે પછી એરંડ—એરડાના પાનના રસ ૩૦ ભારમાં ઘુંટવું. એરંડી જુવાળ જેનાં પાદડાં સખ્ત હોય અર્થાત્ તાજાં હોય તે લેવાં, મોટી એરંડી લેવી. છેલ્લે જુવારના દાણા જેવડી ગોળી કરી તેની ઉપર ચાંદીનો વરખ ચડે તો ચડાવવો.

માત્રાઃ—એક ગોળી સવારે માખણમાં. પ્રથમ સાત દિવસ સુધી એક ગોળી દેવી અને તેની સાથે ઘી માખણ વગેરે ખાય, અને રાત્રે ત્રણ શેર પક્કા દૂધ ગરમ કરીને પીવે. વાળુ કરવાની કાંઈ બંધી નથી. સાત દિવસથી વધારે ખાવા જરૂર હોય તો એક ગોલી ઉપરાંત ¼ ગોળી વધારે દેવી. એટલે સવા ગોળી દેવી અને દૂધ રૂા. ૩૦ ભાર વધારવું એટલે દૂધ ૩॥ શેર રાત્રે પીવું. સાત દીવસથી તબીયત સારી રહે તો ૧૪ દીવસ ખવરાવવા જરૂર નથી. દવા મુદ્દતસર ખાધા પછી અને ખાધા વખતમાં સ્ત્રીસંગ વર્જીત અને ખાધા બાદ એક માસ સુધી સ્ત્રીસંગ વર્જ કરવો. જે આ પ્રમાણે પ્રતિજ્ઞા ન કરે તેને દવા ન દેવી. જો આટલો પ્રતિબંધ છતાં પણ સ્ત્રીસંગ કરશે તો પ્રથમના કરતાં ઉલટી જાત નિર્માલ્ય થઈ જશે.

ઉપરની બન્ને દવા જેટલા દિન ખાય તેટલા દિનથી બમણો સમય બ્રહ્મચર્ય પાળવું એ જરૂરનું છે એટલે સાત દિન ખાય તો ચૌદ દીન અને ચૌદ દિન ખાય તો મહીનો એક બ્રહ્મચર્ય પાળવું.

( બ્રાન્ડી ) બોટલ એમાં ઘુંટી +( જેટલા દિવસમાં ઘુંટાય તેટલા દિવસમાં ઘુંટી ) ને બે માટીના પ્યાલા લઈ નીચલા પ્યાલામાં તે રાખી તેની ઉપર ઉપલો પ્યાલો ઢાંકી

+ ચારે ચીજ એક તોલો હોય તો અરધી બોટલ શરાબ જોઈએ અને ચાર તોલા હોય તો બે બોટલ જોઈએ.

કપડમેટ કરી ડમરૂ યન્ત્રની પેઠે બનાવી ચુલાપર મૂકવું અને નીચે પચાસ તોલા છીકરી કોડીયું મૂકી આંચળ જેવી વાટનો દીવો કરવો. પાલાનું તળીયું અને દીવા વચ્ચે બે ત્રણ આંગળનું છેટું રહે તેમ કરવું. ઉપરના પ્યાલા ઉપર ભીનું લુગડું રાખ્યા કરવું અને તે ભીના લુગડા કરતાં પણ શરાબથી તળીયું તર રાખ્યું હોય તો વધારે સારૂ. વિશેષ ઉમદા થશે.

**માત્રા**—ચાવલભાર **અનુપાન**—માખણમાં—સાત દિવસ એકજ વાર. **પથ્ય** ખટાઈ, ખાંડ, મરચાં, ગોળ બંધ. મોઢું જરા પણ નહીં આવે.

શરાબ ( બ્રાન્ડી ) અથવા કેવલ પાણીમાંજ ઘુંટે તોપણ ચાલે પણ તે પ્રથમના જેવું ઉત્તમ થશે નહીં. રોગ તો મટશે ખરો.

જો દરદીને દવા સખત પડે તો આ દવા એકાંતરે દેવી. પણ ખોરાક તો સાથેજ દેવો. જો આટલી માત્રા સહન ન થાય તો તેથી પણ અરધી માત્રા દેવી.

ખોરાકમાં ઘી દૂધ ખૂબ ખાવું. જેટલું પચે તેટલું ઘી વિશેષ ખાવું.

દવા બંધ કર્યા પછી પણ અડવાડીયું કરી પાળવી.

**ફાયદા**—આતશક મટી જશે, નામર્દી દૂર થશે. નિર્બલને નિર્બલતા મટાડશે ને તંદુરસ્તને બહુ તાકાદ આપશે. તથા **સરસામ**-શીત—શીતળતા થઇ જાય નાડી બંધ થઇ જાય, શરીર ઠંડુ થઇ જાય મતલબ શરદી એવી થઈ જાય કે પરિણામે બહુધા મૃત્યુવશ થઈ જાય છે, તે રોગને **સારસામ-સીતાત્રા-સનેપાત** કહે છે તે રોગ ઉપર પણ આ દવા અકસીર છે. એકજ વખત ચાવલભર દેવાથી તે અકસીર છે. આ દવા અતિ ઉષ્ણ વીર્ય છે. તેથી શીતલ ઋતુમાં દેવાય તો વધારે સારૂં.

આતશક વાલાને ગરમ ઋતુમાં તેમજ સરસામવાળાને પણ ગરમ ઋતુમાં દેવા અડચણ નથી. બાકી તાકાતને માટે લેનારને તો શરદ ઋતુમાંજ દેવી.

## ૧૭ સર્પનો ઇલાજ:—

ધોળી ચણોઠીનાં મૂળીયાં ઘસી ડંખ ઉપર ચોપડવું તથા બાજ્ર ભાર ઘસી પાઇ દેવું. બહુ ચડયો હોય તો તાલવે, છાતી અને ડંખ ઉપર લગાડવું આથી દસ્ત થાય છે. બહુ ચડયો હોય તો એક તોલા સુધી પાણી જાય ત્યાં સુધી હરકત નથી. ધોળી ચણોઠીને અભાવે રાતી ચણોઠીનું મૂળ ચાલે પણ તેમાં તેવો ગુણ નથી. ઝેરી દવા છે, તેથી ખવરાવવામાં વિચાર કરવો.

## ૧૮ ચામડીનાં તમામ દરદો—

ખસ, દાદર શીળસ વગેરે. પારો, હડતાલ, મનશીલ, ગંધક, કપુર, કાલાંમરી, કપીલો, ચામડાની રાખ, શંખભસ્મ, મોરથુથુની રાખ, મુડદાસીંગની રાખ, બાવચી, પીસીને ચૂર્ણ કર્યા બાદ કરંજીયાના તેલમાં ચપટી ભરી માલેસ કરાવવું.

રતવા ઉપર પણ ચાલે છે. રતવા માટે માખણ કે ઘીમાં મેળવી ચોપડવું. ખસ ખરજવું કાલી રાતી દાદર વગેરેને નિર્મલ આ દવા કરે છે.

આખા શરીરમાં ખસ-કંડુ, દાદર, જે એક જાતના દુષ્ટ છે તે હોય તો નીચે લખ્યા પ્રમાણે કરવાથી એક રાતમાં મટી જાય છે. પ્રથમ જુલાબ દીધા બાદ ઉપરની દવા ભા. ૨ તથા રાળ તોલા ૨ બે તથા પાશેર એટલે દસ અથવા પાંચ તોલા તેલ લઈ સર્વ મેળવી શરીરે ચોપડવું ને સગડીથી તાપવું એમ એક પહોર પછી ફરી દવા લગાવવી. ફરી શેકવું એમ આખી રાત એટલે ચાર પહોર સુધી શેકવું. સુવું નહીં, અને પછી ગૌમૂત્ર તથા છાણુ શરીરે ચોળી નાહી નાખવું. ગરમ કે થંડા ગમે તે પાણીએ નહાવું પછી પાંચ સાત દિવસ સુધી થંડા પાણીથી ન્હાય તો ઉમર ભર ખસ ખરજ થશે નહીં. રાત્રે વાળુ કર્યા પછી આ દવા લગાડવી.

## ૧૯ (સ્વામી ભૂમાનંદ-પંજાબી સૂચિત)

શંખીયો, દાલચીકણો, હીંગળો, રસકપુર એ ચારે ચીજ એક એક તોલો એટલે કુલ ચાર તોલા લઈ તેનો ઉપર મુજબ ઉપયોગ કરવો.

## ૨૦ બવાસીર (ખુની અને બાદી)

સીક્કા-સીસાને લોઢાની કડાઈમાં રાખી અગ્નિ ઉપર રાખી ગાળ્યા પછી આકડાના જડની લાકડી, બાવળની ઉપરની લાકડી, જેનાં દાતણ કરવામાં આવે છે તે પાતળી શાખા ૩૫ લાકડી તથા લીલની પાતળી લાકડી, જેને પાંદડાં લાગ્યાં હોય તે ડાંખલી એમ ત્રણેને લીલીને લીલીજ લેવી. ત્રણે સરખા વજને લેવી અને પછી એ ત્રણેને દાતણની ઝુડીની પેઠે સરખી ઝુડી બનાવી બાંધી તેની એક તરફ કુચો કરી (ડોગો-ઠામમાં જવાના કુચાની પેઠે કુચો કરવો) આવી બે ત્રણ ઝુડી કરી રાખવી-આ ઝુંડીને શીશાના રસમાં ફેરવતી જવી ને નીચે તાપ રાખવો. ફેરવતે ફેરવતે ઝુડી સુકાઇ જાય ત્યારે બીજી ઝુડી લઈ ફેરવવી. મતલબ એ ઝુડી લીલીજ હોવી જોઇએ આથી તમામ સીસાની ખાખ થઇ જશે એટલે ઉતારી કપડછાણ કરી રાખી લેવી. **માત્રા** ૧ રતી **અનુપાન** ચીનીયા માખણ એટલે જેને ખૂન ન જતું હોય તેને માખણમાં પંદર દિવસ સુધી દેવી. **પથ્ય** મરચાં, ગોળ, ખટાઇ બંધ. કાળા મરીની છૂટ.

**ઉપયોગ**--અતિસાર ઉપર મુનક્કામાં નાખી માત્રા દેવી તો ત્રણ દિવસમાં બંધ થશે.

## ૨૧ ઝાડો.

બદહજમીનો ઝાડો થઇ આવે છે કે જે અતિસારથી અલગ હોય છે તે ઉપર-

અમરૂદ-(જમરૂખ) નાં કાચાં ફૂલ તોલો એક તથા તેનાં પાંદડાં તોલો ૧૮૬ એ બેને ઘુંટી તેમાં થોડુંક નીમક મેળવી ભાંગની પેઠે છણીને પાઈ દેવું. એવી રીતે આખા દિવસમાં બે ત્રણ વાર એટલાજ વજનમાં પાવું તો તેથી ઉક્ત પ્રકારનો ઝાડો બંધ થઇ જશે.

## ૨૨ સુજાક-પ્રમેહ—

જેની ઇંદ્રિની અંદર જખમ થઇ જાય છે તેથી પેશાબ કરતી વખતે જલન થાય છે

તથા કદી લોહી પણ નીકળે છે તેને સુજાક કહે છે, તે ઉપર ગાજરના અથાણાનું પાણી પીવું. તે બનાવવાની વિધિઃ—

એક શેર પક્કા ગાજરને ઉપરથી છોલી સાફ કરી તેનાં ઉભાં ઉભાં આંગળી જેવડાં ફાડીયાં કરવાં અને તેને માટીના રીઢા વાસણમાં નાંખી તેમાં ૭ શેર પક્કા પાણી નાંખવું નીમક એટલું નાખવું કે જેટલાથી ખાઇ શકાય એટલે આપણે ખાઇ શકીયે છીએ એટલું અર્થાત્ રૂા. ૧૦ ભાર સુધી નાંખવામાં આવે છે. મતલબ ખાઈ શકાય અને સ્વાદ લાગે એટલું મીઠું નાખવું. તથા લાલ મીરચ (મરચાં) બારીક પીસી થોડોક સ્વાદ આવે તેટલાં નાંખવાં. ઉપરાંત રાઇ તોલો ૧ પીસીને (બારીક) તેમાં મેળવી દેવું અને પછી તેને પાંચ ૭ દિવસ સુધી એમ મેળવી રાખવું. વચમાં રોજ હલાવ્યા કરવું જ્યારે પાણી ખાટું ખાવા જેવું સ્વાદિષ્ટ થઈ જાય ત્યારે તેનો ઉપયોગ કરવો, એટલે તેનું પાણી જેટલું ભાવે તેટલું રોજ પીવું. બશેરથી જ્યાદે એક દિવસમાં ન પીવું તથા ખોરાક સાથે તથા ખાલી પણ પીવાય છે. ગાજર ખાવામાં પણ અડચણ નથી. આથી ચાર પાંચ રોજમાં આરામ થઇ જાય છે. પરન્તુ જાસ્તિ દીન અને હમેશ ખાય તો પણ ફાયદોજ છે. એથી જખમ બંધ થઇ સુજાક મટી જાય છે.

## ૨૩ જાતર જમ—

ડાબી બાજુ પાંસળી તરફ એવી પીડા થાય છે કે જેથી આદમી એકદમ મરી જાય છે અને શરીર બધું પકડાઈ જાય છે એવો ભયંકર રોગ છે તે ઉપર અકસીર.

થોરના દૂધમાં અજમાયનને પલાળી તવા પર શેકી લેવા અને જ્યારે લાલ થઇ જાય ત્યારે તે અજમાયનમાંથી ચાર માસાભાર ગરમ પાણીની સાથે દેવાથી તેજ વખત આરામ થઇ જાય છે.

## ૨૪ ધાતુક્ષીણતા–ધાતુશ્રાવ—

સમુદ્ર શોષ જે રાઈના દાણા જેવડી અને રંગમાં પણ કાંઇક રાઇને મળતું આવે છે તે ચાર માસા લઈ તેને પાણીમાં ઘુંટી પાશેર પાણી નાંખી તેમાં થોડી મીસ્રી નાંખીને વગર છાણે પી જવી. સવાર અને ચાર વાગે સાંજે એમ બે વખત પીવી. આ દવા એવી છે કે જે માણસ રોજ પીએ તેનું શરીર દીમાક થંડુ તથા ચહેરો લાલ થઇ જાય છે અને વીર્ય જમાવી દે છે.

## ૨૫ (૨) કલઇભસ્મ—

વડનું દૂધ માખણમાં ૪ મડુવા નામનું ધાન્ય જેને થેત્રી કહે છે તેનો તાજો લોટ તોલા ૩ ખાંડ તોલા ૨ ઉપર દૂધ પીવું ૫–૭ દીવસમાં બંધ.

## ૨૬. ગર્ભાધાન—

(સ્વામી રામાનંદજી) પ્રથમ સ્ત્રીને ઋતુ આવ્યા પહેલાં બે ત્રણ દિવસ પહોરથી ખોરાક સાત્વિક તથા થોડો ખવરાવવા માંડવો ને તે ઋતુથી નહાય ત્યાંથી બે

ચાર દીવસ સુધી તેવો હલકો ખોરાક લેવો.

ત્યારબાદ કેશર, સાલમ, તથા શીવલીંગીએ ત્રણ ચીજ સરખે વજને લઈ ચૂર્ણ કરી પછી તેમાંથી છ માસા ( અરધો તોલો ) લઈ એક શેર પક્કા દૂધમાં ઉકાળવું અને જ્યારે પોણો શેર રહે ત્યારે ઉતારી તેમાંથી અરધ દૂધ મરદે પીને સ્ત્રી સાથે સંભોગ કરવો. થંડુ દૂધ એટલે ધારોષ્ણ જેવું થયા પછી પીવું અર્ધા કલાક પહેલાં પીવું સંભોગ કર્યા પછી ઓરત પડી રહે અને વીર્યને બને ત્યાં સુધી આકર્ષણ કરી ધારણ કરે, ખેંચીલે અને થોડાક વખત પછી બાકી રહેલું અરધ દૂધ ઓરત પી લે. અરધી કલાક બાદ ઉઠીને યોનીને ઓરતે હળવેથી ઉપર ઉપરથી થંડા પાણીએ ધોઈ નાંખવી. મતલબ અંદરથી બહુ ન ધોવી. જો ગરમીની ઋતુ હોય તો યોની ઉપર ( યોનીને સહેજ ઉપરથી ધોઇ નાંખ્યા બાદ ) ભીનું કપડું રાખી એમનું એમ ચત્તું પડયું રહેવું. આ પ્રયોગથી પહેલેજ દિવસે ગર્ભ રહી જશે નહીં તો પણ ત્રણ દિવસ સુધી તો કરવું અને એમ કરતાં પણ ફળ ન જણાય તો બીજી વાળીએ ઋતુ વખતે એજ પ્રમાણે કરવું.

૨૭.

આંખની દવા ( ફુલાં, ખીલ, પાણી ઝરવું, આંખની લાલાશ, બળત્રા, પરૂ, ચીપડા, ધંધ વગેરે મટી—આંખનું તેજ વધવા ઉપર )

સીરસ ( સીરીશ—સરસડા ) નાં બીજ અને સીસા મીઠા ( લાહોરી નીમક એટલે સીંધવના વચમાંનો ચળકતો ભાગ—અંદરનો માવો અને તે સફેદ હોવો જોઇએ. રાતો કે કાળો ન હોય ) અને સીરસનાં પાંદડાં એ ત્રણ ચીજ નીચે પ્રમાણમાં લેવી. સીરસબીજ પાંચ તોલા. પત્ર ૫ તોલા સીસા મીઠા ૨॥ તોલા. ( બીજ અને પત્ર લીલાં લેવાં ) ત્રણને પીસી લુગદી કરી તેની પર કપડમેટ ૭–૮ કરી ( ચીકણી માટી વડે ) પછી તેને એક કુડલીમાં રાખી મોં બંધ કરી એક પહોરની આગ દેવી. અથવા ૨૦૬૨૫ છાણાની ખાડામાં આગ દેવી, થંડુ થયે કાઢી અંદરથી કાઢતાં સફેદ ડબી જેવી નીકળશે તેને વાટી ભરી રાખવું અને સુરમાની સમાન કાચ, શીશા, રૂપા સોના વગેરેથી દીવસમાં બે વાર આંજવું. આ દવા બળતી નથી.

આથી ઉપરાંત રાજા—મહારાજાને માટે જરા ફકડ થંડો સુરમો બનાવવાનો હોય તો વિશેષ નીચે પ્રમાણે કરવું કે જેથી અતિશય ખુશબોદાર થંડો સુરમો થશે. કાળા સુરમાની ડબી લાવીને તેને લીંબડાના ઝાડને કોરી તેની વચમાં તે ડબી ૭ દીવસ અને વધુમાં વધુ જેટલા દીન રખાય તેટલો વધારે ગુણ છે માટે રાખી પછી તેમાંથી કાઢીને પછી આ સુરમાના વજન બરાબર ઉપરની સીરસવાળી ડબી મેળવીને કેવડા અથવા ગુલાબના અરકમાં એક બે દીવસ પીસી રાખી લેવાથી સરસ થંડો સુરમો થશે અને તેથી આંખને ફાયદો થશે.

## ૨૮ સારસ્વત ચુર્ણ—

(१) गड्ड च पामार्ग विडंग शंखिनी ।
ब्राह्मीव चा शुंठीश्च सतावरी समा ॥

घृतेनलेह्या मकरोतिमान ।
त्रिभिर्दिनैः श्लोक सहस्र धारणा ॥ १ ॥

ગળો, અંઘેડો, (બીજ) વાવડીંગ, શંખાવળી, બ્રાહ્મી (ખડ) વજ, સુંઠ, શતાવરી સમમાત્રા ઘૃત સાથે અવલેહ દિન ત્રણ.

(૨) નંબર ૧ માં લવીંગ ને જાવંત્રી વધારો.

(૩) ઉપલેટ, આસોંદ સીંધવ, અજમો, જીરૂં શાહજીરૂં, સુંઠ, મરી, પીપર, પહાડમૂળ શંખાવળીનાં ફુલ, એ બધાં સમ વજને લેવાં અને બધાના વજન બરાબર વજ લઇ તેને બ્રાહ્મીના રસની ભાવના દેવી. બાદ મધ સાથે અવલેહ ટાંક ૪ નિત્ય દીન ૪૯ સુધી લેવું તેથી બુદ્ધિ અને વિદ્યા વધે.

(૪) બ્રાહ્મી, મુંડી, પીપર કુંઠ (ઉપલેટ) સુંઠ, વજ એ સર્વનું ચુરણ કરી ઘૃ સાથે અવલેહ કરવો રોજ ટંક ચાર ખાવાથી મુર્ખ પંડિત થાય.

(૫) ત્રિકટુ, ત્રિફલા, ધાણા, યવાની, શતાવરી, વજ, બ્રાહ્મી, ભારંગી મધ સાથે અવલેહ લેવાથી મુર્ખની પણ પંડિત જેવી વાણી થાય.

(૬) બ્રાહ્મી અતિવિષ, વજ, ચિત્રો, સુવા, હળદર, તગર, દેવદાર, દારૂ હળદર, પાઠ (કાળીવદર, પહાડમુળ ) કડુ, કડાછાલ, નીંબછાલ, શતાવરી, શંખાવરી, શંખાવલી, રેણુક બીજ, હરડે, સુખડ, નસોતર, દાંતી, માલકાંકણી ઉંધાફુલી, ઇંદ્રવારણી ત્રિકટુ એ પ્રત્યે ટાંક ૪ લઇ પાંચ શેર ઘીમાં નાંખી ઓસડ સિદ્ધ કરવું.

(૭) વજ, ખડબ્રાહ્મી, તીખાં, આમળાં, શતાવરી, ગોખરૂ, ગળો, જેઠીમધ, વાવડીંગ હરડે, ચિત્રો, મધ અને ઘી સાથે અવલેહ આંખે તેજ વધી બલિષ્ટ થાય.

(૮) અશ્વગંધા, અજમોદ, જેઠીમધ, સીંધાલુણ, પીપળી, અડુસો. વિદ્યાબ્રાહ્મી શંખાવળી, ઘૃત સાથે ગોળી.

(૯) માલકાંકણીનું તેલ ગુંજા બેથી વધતું ટાંક બે સુધી ચડતે ચડતે ખાવું.

સુર્યગ્રહણ હોય ત્યારે પાણીમાં ઉભા રહી લેવાથી કવિના જેવી બુદ્ધિ થાય.

ઉક્તતેલ વાગ્વાદિની મંત્રી જીવ્હાપર લખે તો સાક્ષર કવિ કોવિદ થાય.

## ૨૯ મંજીષ્ઠાદિ—

મજીઠ, હરડે, બેડાં, આમળાં, કડુ, વજ દારૂ હળદર, ગળો, લીંબડાની છાલ. એન મિશ્રણથી વાત રક્ત, ઉપદંશ વિક્રીયાને મટાડે છે.

## ૩૦ પુષ્પપ્રાપ્તિ ગર્ભાધાન પ્રયોગ—

( ભાવપ્રકાશમાંથી )

(૧) કડવી તુંબડીનાં બીજ, નેપાળો, પીપળ, ગોળ, મીંઢોળ, મદીરાની નીચે રહેલે

કદડો ને જવખાર એમને થોરના છીરમાં વાટી વાટ બનાવી યોનીમાં રાખેથી રજ ઉત્પન્ન થાય.

(૨) માલકાંકણીનું પાંદડું, સાજીખાર, જેઠીમધ, ખપાટ, સાજીખાર, વજ અને બીબલો એને ટાઢા દુધમાં વાટી પીએ તો અટકાવ આવે.

(૩) બલદાણા, સાકર, જેઠીમધ, ખપાટ, વડવાઇના અગ્ર કુણા ભાગ, નાગકેસર, એને મધ દુધ તથા ઘીમાં વાટી પીએ તો વંધ્યા પુત્રવતી થાય.

(૪) ઋતુસ્નાતા સ્ત્રી આસોંદના કવાથથી પકાવેલા દુધમાં ઘી નાખી પ્રભાતે પીએ તો ગર્ભ રહે.

(૫) ઋતુસ્નાતા પુષ્પ નક્ષત્રમાં કહાડેલી ધોળી ભોંરીંગણીના મુળને કુંવારી કન્યાના હાથથી દુધમાં વટાવી પીએ તો ગર્ભ રહે. નિઃસંશય છે.

(૬) પીળા ફુલના કાંટા શરીયાનાં મુળ, ધાવડીનાં ફુલ વડવાઈનાં કુણાં અગ્ર અને શ્યામકમળ એને દુધમાં વાટી પીએ તો અવશ્ય ગર્ભ રહે.

(૭) જે સ્ત્રી ધોળા ફુલના શરપંખા સહિત જીરૂં તથા પારસપીપળાના ડોડવાને વાટી પીએ અને પથ્ય ભોજન કરે તેને અવશ્ય દીકરો આવે.

(૮) ગર્ભિણી સ્ત્રી ખાખરાના એક પત્રને દુધમાં વાટી પીએ તેને બળવત્તર દીકરો આવે એમાં સંશય નથી.

(૯) કૌચાના મૂળને અથવા કાકના ગર્ભને અથવા શિવલીંગી નાખીને દુધમાં પીએ તો ગર્ભણી કદી પણ દીકરી ન જણે.

(૧૦) ગર્ભીણી આઠ દિવસ સુધી જીયાપોતાનાં મુળ કાળી ગરણી તથા શિવલીંગ એ વાટી પીએ તો તેને સર્વથા દીકરી અવતરતીજ નથી.

## ૩૧ ગર્ભવિરોધ—

(૧) જે સ્ત્રી ઋતુના સમયમાં પીપળ, વાવડીંગ, અને ટંકણખાર એ ત્રણને સમભાગે લઇ ચુર્ણ કરી દુધની સાથે પીએ તે સ્ત્રીને કદી પણ ગર્ભ રહેતો નથી.

(૨) જે સ્ત્રી ઋતુના સમયમાં જાસુદના ફુલને આરનાલથી વાટીને ત્રણ દીવસ સુધી પીએ અને ચાર તોલાભાર સારા જુના ગોળનું સેવન કરે તેને કદી પણ ગર્ભ ન રહે. ( વળી જુઓ વૈદ્ય વલ્લભ )

## ૩૨ રસાયણ પ્રયોગ—

(૧) મધ, પીપર, સિંધવયુકત વંશલોચન, અને સાકરયુકત ત્રિફલા સિદ્ધ રસાયન છે.

(૨) એક ભાગ ટાઢું પાણી, એક ભાગ દૂધ, એક ભાગ મધ, બે ભાગ ઘી, એ ભોજનથી પહેલાં પાન કરવામાં આવે અથવા.

(૩) ત્રણ ભાગ ટાઢું પાણી, ત્રણ ભાગ દુધ, ત્રણ ભાગ મધ, અને ત્રણ ભાગ ઘી એઓનું ભોજન પહેલાં પાન કરવામાં આવે તો તેથી જુવાની સ્થીર થાય છે.

(૪) રસાયણ ગુણો ઇચ્છનાર માણસે વર્ષાઋતુમાં સિંધવ, શરદઋતુમાં સાકર, હેમંત ઋતુમાં સુંઠ, શીશીરમાં પીપળ, વસંતમાં મધ, અને ગ્રીષ્મમાં ગોળની સાથે હરડે ખાવી.

## ૩૩ અમરવટી.

ચાર તોલા લોહચૂર્ણ, બાર તોલા ગુગળ, વીસ તોલા વ્યોષ ( સુંઠ, મરી, પીપર ) અને બત્રીસ તોલા ત્રિફલામાંથી નિત્ય એક તોલો ચાટવામાં આવે તો અમરપણું જ પુષ્ટ થાય છે.

## ૩૪ ઉધરસ ઉપર.

મનશીલ, પીપર, સિંધવ, સુંઠ, મરી, વાવડીંગ, કઠ, અને હીંગનું ચૂર્ણ મધ અને ઘી સાથે ચાટવાથી કાસ, શ્વાસ, હીક્કા મટે છે.

## ૩૫ ઔષધી સંગ્રહ કલ્પવલ્લિ.

(૧) ઋતુ સમયે સ્ત્રી સ્નાન કરી પાકાનું પાંદડુ પીએ તો ગર્ભ રહે નહીં.

(૨) રસવંતી, હેમવંતી, (ચોખ) આમળાં એનું ચૂર્ણ ટાઢા પાણી સાથે રોજ પીએ તો સ્ત્રીના રજનો પણ નાશ થઈ જાય ત્યારે ગર્ભ ધારણ કરવાની તો વાતજ શું કરવી.

## ૩૬ રહસ્યયંત્ર.

સુવર્ણ, ચાંદી, અને તામ્ર ઘૃત સાથે ખાવાથી ગર્ભ સ્થિત થાય છે.

## ૩૭ અમૃતવર્ત્તિકા રસાયન.

ત્રિફલા, ત્રિકટુ, બ્રાહ્મી, ગળો, ચિત્રકલાલ, નાગકેશર, આદુ, ભૃંગરાજ, નિર્ગુંડી ( નગોડ ) હળદર, દારૂહળદર, ઈંદ્રજવ, દાલચીની (તજ) એલચી, કુંભારી શીવણ, (મધ કમણી) ગંભારી, વાવડીંગ, વજ, એમનું આઠ તોલા પ્રત્યેકનું ચુર્ણ લઇને ગોળ બસો તોલા મેળવી ત્રણુસો સાઠ બત્તી બરાબર બનાવવી. પછી તેમાંથી એક ખાઈ તેની ઉપર પાણી પીવું. કડવુ, ખાટું અને ખારૂં ક્યારે ન ખાવું. જો રોજ તેમાંથી ભોજનની આદિ અથવા સાયંકાળે એક કર્ષ ભર ખાય તો વડવાનલ સમાન જઠરાગ્નિ વધારે અને તે ઉપર બલ, વીર્ય, પુષ્ટિ કરી રસાયન ગુણ આપે વગેરે બહુ પ્રશંસા કરે છે.

## ૩૮ વાજીકરણ–નારસિંહ ચુર્ણ.

(૧) શતાવરી, ગોખરૂનું ચૂર્ણ, ચોસઠ ચોસઠ તોલા, વારાહીકંદ, તોલા ૮૦, ગળો તોલા ૧૦૦, ભીલામાં તો. ૧૨૮ ચીત્રક તોલા ૪૦, શોધેલા તિલ તોલા ૪૦, ત્રિકટુ, તોલા ૩૨ (ત્રણે મળી) ખાંડ તોલા ૨૮૦, મધ તોલા ૧૪૦, ઘી તોલા ૭૦, શતાવરીની બરાબર વિહારી કંદ એ સર્વેનું ચૂર્ણ કરીને ચીકણા વાસણમાં ઘાલી રાખી લેવું પછી તેમાંથી બે

તોલા અથવા જેટલું ઇષ્ટ હોય તેટલુંજ નિત્ય એક માસભર ખાય તો વૃદ્ધાવસ્થા નષ્ટ થાય. નવી જુવાની પ્રાપ્ત થઇ બળ પુષ્ટિ વધે વગેરે ઘણાજ ફાયદા બતાવ્યા છે, અને ઘણા રોગ મટવાનું લખેલ છે. જેવા કે–શરીરની ગુલછર, સફેદબાલ, ગાંડાપણું, મેહ, પાંડુ, પીનસ, અઢાર કુષ્ટ, આઠ ઉદરરોગ, ભગંદર, મૂત્રકૃચ્છ, ગૃધ્રસ, ભ્રમક, ક્ષય, પાંચ પ્રકારના કાસ, એંસી વાત વાયુરોગ, ચુમાલીસ પીતરોગ, વીસ કફરોગ, સન્નિપાત, સંપૂર્ણ બવાસીર (હર્ષ) તે સર્વે રોગને એવા નષ્ટ કરે છે કે જાણે ઇંદ્રનું વજ, વૃક્ષને છેદે અને શરીર કાંચન સમાન દઢ થાય છે.

## ૩૯ મંથાભ્ર રસ.

પારો ને ગંધક તોલા ૪ (દરેક) નિશ્ચંદ્ર અભ્રકભસ્મ તોલા ૨, કપૂર તોલો ૧, બંગ આઠ માસા, તામ્ર તોલો અરધો, લોહ તોલો ૧, વૃદ્ધદારૂક (વરધારો), જીરૂ, વિદારી કંદ, શતાવરી, તાલીમખાનું, ખરેટી (બલી) કૌચાં બીજ, અતિવિખ, જાયફળ, લવિંગ, ભાંગ નાંખવી. સફેદ રાળ, અજવાયન, એ સર્વ ચાર ચાર માસા લઇ પીસી પછી બે રતી લઇને સેજ ખાવી. ઉપરથી ગરમ દુધ પીએ તો સો સ્ત્રી ભોગવે. અર્થાત્ સ્તંભક, વીર્યવર્દ્ધક, દ્વજભંગ હારક છે.

## ૪૦ હરશશાંક વિધિ.

શાલ્મલી–સંભલ, સેમળાની છાલના રસમાં ગંધક ભીંજવી–ભાવના દઈ પછી એક માસો રોજ ખાવાથી કામદેવસમ રૂપ સંપન્ન થઇ સો સ્ત્રી ભોગવે અને બલ વીર્ય આયુ-વર્દ્ધક વગેરે ગુણકારી છે.

## ૪૧ કામધેનુ.

ગંધક, તથા આંબળાને આમળાના રસમાં ભાવના દઇને સેમળાના રસમાં ૭ ભાવના દેવી. પછી તેમાં ખાંડ અને મધ મીલાવી ચાટે અને ઉપરથી દુધ પીએ તો તે પુરૂષ ૮૦ વર્ષ સુધી સેંકડો સ્ત્રી સાથે રમે છે.

## ૪૨ રસાયણ પ્રયોગ–

नाकुओ करके रहित ओर पवनसें हु हे हुवे भीलावें २५६ तोला लेकर तिन्हो को इंट के चूर्ण से घी सकर ओर जलसें धो कर पवन में सुखा देवे जब सुख जावे तब तिन्हो को दो फांक बनाकर चो गुने जलमें पकावे जब चोथा भाग रहे तब छान ओर थंडा कर बराबर के दूध सें पकावे जब चोथा भाग रहे तब ठंडा कर बराबर के घृत सें पकावे पीछे तीससें आधी खांड मिला मस्तसें (मुष) मथन करे पीछे सात रात्रि उसको रखे तिससे वह अमृत से भी अधिक हो जाता है पीछे प्रातःकाल स्नानादि करके योग्य मात्रा खावे ओर अनुपान, आतप, मैथुन, इन्हो का परिहार नहीं. यथेष्ट चेष्टा करे.

## ૪૩ ત્રિફલા રસાયન

હરડાં, બહેડાં, આમળાંનું ૪૦૦ ચારસો તોલા ચૂર્ણ બનાવી પછી તેને સાતવાર ભાંગરાના રસમાં ભીજવી ફરી છાયામાં સુકાવી લે એથી ૧/૪ ભાગ ગંધક ચૂર્ણ નાંખી તેથી અરધ પારો નાંખે પછી તેમાં મધ અને ઘૃત મેળવી પુરૂષ માત્રા કરી નિત્ય ભોજન જીર્ણ થઇ જાય ત્યારે અથવા ભોજનમાં આદિમાં ચાટે તો દષ્ટિ પ્રસન્ન થઇ જાય છે અને પુરૂષને વ્યાધિ થતો નથી. આ પુરૂષ ૩૦૦ વર્ષ જીવે છે કામદેવ જેવું રૂપ, દેહ, વીર્ય, બલ વધે છે. બુદ્ધિ સ્મૃતિ વધી ધીર થાય છે. સેંકડો સ્ત્રી ભોગવે છે આ વડવાનલ તુલ્ય થઇ જાય છે. આ રસાયણ ૮૦ વાતજ રોગને, ૪૦ પૈતિક રોગને ૨૦ કફજ રોગને તેર સન્નિપાત રોગને નષ્ટ કરી દે છે તથા સંપૂર્ણ રોગ આથી કરીને ભાગી જાય છે.

## ૪૪ રસોદ્રવ શમન

જ્યારે પુરૂષને રસ અજીર્ણ થઇ જાય છે ( રસાયન-પારદ ખાવાથી રસાજીર્ણ થઇ જાય છે ) ત્યારે નાભિની જડમાં શૂલ થઇ જાય છે. નિદ્રા, આલસ્ય, જ્વર, અરૂચી, જડતા મલગ્રહાદિ, રોગ ઉપજી આવે છે "રસાયનક્રિયેસંતે" રસકા અજીર્ણ જાનકર ઓર તીન દીન યત્ન ઓરતકી પ્રતિ ક્રિયા કરની ઉચિત હે. જ્યારે રસનું (પારદનું) અજીર્ણ થઇ જાય ત્યારે નિમક (મીઠું-લવણ ) સહિત ગોમુત્ર પીવું અથવા સુંઠ, સીંધવ, સહિત બીજો રાની જડનું પાન કરવું અને જો પુરૂષને પારો મળેલ સીસુ ખાવાથી ઉપાધિ થાય તો નાગ દોષની શુદ્ધિને માટે ગોમૂત્રની સાથ મીઠું (નીમક) અને કારેલાની જડ પીવી તો નાગ દોષ નિશ્ચય નાશ થાય છે તથા વાંઝકંકોડીનાં ફુલ; પાતાલ ગાફડી, ( પાતાલ તુંબડી ) ની જડ તેને ગોમૂત્ર સાથે પીએ તો પારદદોષ દૂર થાય અને બહુજ ખાટી વસ્તુ, કડવી, તિક્ત, ઇંડાનું "ભોજન કરે તો પારો નીકળે. અતિ ખાટી વસ્તુ, લવણ એમનું ભોજન કરે તો પારો મંદવીર્ય થાય. અને પારદ સેવન કરનાર પુરૂષે એક કાલમાં અહાર નહીં કિંતુ ક્ષુધા લાગે ત્યારે ભોજન કરવું. ભોજન નહીં કરવાથી પણ જઠરાગ્નિ મંદ થઇ જાય છે અને પારો શરીરમાં ગુણ કરતો નથી. જો રોગની શાન્તિ કરનારને પારો સમર્થ ન થાય તો વિચિત્ર ભોજન રોગીને ખવરાવવાથી પારો રોગને શાંત કરે છે. પારદસેવી પુરૂષે નિષિદ્ધ પદાર્થનો ત્યાગ કરવો. અને પારાને "જીરવવા વાળા" પદાર્થો પણ વર્જ કરવા. તેમજ જઠરાગ્નિ મંદ કરનાર ભોજન પણ યત્નથી ત્યાગવું.

પારદસેવનથી શરીરમાં નળી ( સળ ) પડે નહીં અને વળી અર્થાત્ ધોળા વાળ થાય નહીં વળી રોગ પણ પેદા થાય નહીં અને કામદેવ સમાન સ્ત્રીને હર્ષ આવે. વળી પારાથી બુદ્ધિ, સંતાન, બળ, કાન્તિ વગેરેની વૃદ્ધ થાય છે.

" પારાથી ઉત્તમ બીજી ઔષધી નથી. "
" વિષ્ણુથી ઉત્તમ અન્ય દેવતા નથી "
" વૈદ્યથી ઉપરાંત અન્ય બંધુ નથી. "
" દાનથી ઉપરાંત અન્ય વિધિ નથી "

નિરંતર પારદ સેવનથી શરીરનું હલકાપણું, સાન્દર્ય, રૂચી, ભારે અન્નનું પણ પચવું, રાગને નાશ, વીર્યવૃદ્ધિ, વગેરેની ઉત્પત્તિ થાય છે.

## ૪૫ વાજીકરણ વિધિ

દૂધ તથા ઘીમાં સિદ્ધ કરેલ બકરાનાં બન્ને અંડો ( વેલીયા ) ને પીપળીના ચૂર્ણ અને સીંધાલુણમાં મેળવીને ખાવાથી પુરૂષ સો સ્ત્રી સાથે સંભોગ કરી શકે છે.

(૨) બકરાના અંડા ( વેલીયા ) માં સિદ્ધ કરેલ દુધમાં વારંવાર તિલને ભીંજવીને પછી ખાવામાં આવેથી સો સ્ત્રીને ભોગવી શકે છે.

∴ આ પ્રયોગ ઘણા ગ્રંથોમાં છે.

## ૪૬ મહામદન મોદક

બીજો સહીત ભાંગનાં પાંદડાંને ઘીમાં શેકીને સમાન તડકા છાંયામાં ચૂર્ણ બનાવી લેવું પછી શતાવરી, વિદારીકંદ, ખરહટી ( બલદાણા ) પીપળીમૂળની છાલ, ગોખરૂ, તાલમખાનું, ( એખરો ) કૌંચબીજ, એ સર્વ સમાન ભાગ લઇને સર્વથી ચોગણું ભાંગનું ચૂર્ણ લઇ પછી શતાવરીના રસમાં, તથા વિદારીકંદના રસમાં અને દુધમાં આ ચૂર્ણને ભીંજવી-ભાવના આપી તે પછી તે સર્વ ચૂર્ણથી ચોગણી સાકર મીલાવી પછી સાવધાન થઇ વૈદ મંદ મંદ અગ્નિથી પકવતો રહે. જ્યારે પાકની તરેહથી પાકી જાય ત્યારે કાલા તલને ઘીમાં ભુંજી ચૂર્ણ કરી તેમાં મેળવે. પછી સુંઠ, મરી, પીપર, દાલચીની (તજ) એલચી, તેજપાન, સીંધાલુણ, ધાણા, જાવંત્રી, જાયફળ, નેત્રવાળો, શાહજીરૂ, સફેદ જીરૂ, કચુરો, શેષગુંદર, નાગરમોથ, મેથી, મુરમાંસી, જટામાંસી, તાલીસપત્ર, વરણા ( વાયવરણ ) ગડોગા હરડે, સોફ, ચવ્ય, દેવદારૂ, માલકાંકણી, લવીંગ, આમોદડને નીરંતર બાળકોને સેવન કરાવે તો દસમા વર્ષમાં બહુજ બળવંત અને બહુજ વીર્યવાન. સુંદર કાંતી રૂપવાન્ અને શુરવીર એવા બાળક થઈ જાય છે. અને વેદધારક થાય છે. સરળ ( પીળો-બેરજો ) શીલાજીત. આ સર્વ સમાન ભાગ લઇ ચુર્ણ બનાવે. અને સર્વ ચુરણથી ચોથો ભાગ ઈંદ્રયવ. ( મીઠા હોવા જોઇએ ) નું ચુર્ણ મેળવે. અને સીંધવ, સુંઠ, મરી, પીપળનું ચુર્ણ પણ સ્વાદુતા યોગ્ય, સમજીને મેળવે, પશ્ચાત મોદક બનાવે. સુંઠ, મરી, પીપર, અથવા દાળચીની એલચી, તેજપાત્ર અને ચુર્ણમાં લોટણ કરીને અર્થાત્ પાથરે પછી ઇષ્ટ સ્મરણ કરી ચાંદી સોના કાંસાના પાત્રમાં રાખી ઢાંકી દે પણ પ્રથમ કપુરની વાસના દઇ ઠામમાં ઘાલે પછી પ્રભાતમાં એકમોદક રોજ ખાતો રહે તો નીચે લખેલા અનેક રોગો દુર થઇ અનેક, ફાયદા થઇ દશાયન ગુણ આપે. ખાંસી, સર્વ શુળ, આમવાત, અષ્ટીલા, કુષ્ટ, ગતરોગ, સંગ્રહણી આદી રોગ પાંડુ, પીનસ, પ્રમેહ, ક્ષય રોગ, રાજક્ષમાં એકદોશજ રોગ બે દોશજ રોગ, સન્નીપાતજ રોગ, એ સર્વેને નાશ કરે છે. આ પાચનોમાં ઉત્તમ પાચન છે શમનમાં ઉત્તમ શમન છે. અને રસાયણોમાં ઉત્તમ રસાયન છે. વાજીકરણોમાં ઉત્તમ વાજીકરણ છે. અને દ્રષ્ટી, પુષ્ટી બળ, વર્ણ એ તેને વધારે છે આ મોદક એક વરસ ઉપરાંત બાળકોને ભક્ષણ કરાવામાં આવે તો બાળકના શરીરમાં ગ્રહણ દોશ અને રોગોની નીવૃત્તિ થઇ જાય

છે. જેમ ગરૂડથી સર્પોની તેમ છે. મોદક ખાવાથી પુરૂષ સો સ્ત્રી ભોગવી શકે છે અને વીર્ય સહિત વૃદ્ધ મનુષ્યને પણ ફરી વીર્ય ઉપજે છે આથી ઉત્તમ વાજીકરણમાં અન્ય નથી. આના પ્રતાપથી પુરૂષ મૈથુનમાં ઘોડા સમાન પરાક્રમ દાખવે છે અને આના પ્રતાપથીજ વૃદ્ધપણે વંધ્યા નારીમાં પુત્ર પેદા કરી શકે છે. અને આના પ્રતાપથી કામદેવ સમવાણી, બલ, ગાન, પઠન કરી શકે છે અને આના સેવન કરનારા પુરૂષને સ્ત્રી કામદેવરૂપ દેખે છે અને આના સેવનથી આરોગ્ય વૃદ્ધિ થાય છે અને આ મોદક સેવવાથી નારી કામદેવની સ્ત્રી રતિ સમાન થઇ જાય છે એટલે તેણીની વાણી રતિ સમાન થાય છે. આની ઉપર કોઇ તરેહનું મધુર તથા સ્નિગ્ધ ભોજન કરાવાનો નિયમ નથી. આમાં મોદક બનાવતી વખતે ભેંસનું દુધ મેળવવામાં આવે છે આમાં પાણી હરગીજ મેળવવું નહીં.

## ૪૭ રતિવિલાસ મોદક

મીઠા ઈંદ્રજવનું ચુરણ ૩૨ તોલા ઘૃત તોલા ૨૬ ખાંડ તોલા ૬૪ શતાવરીનો રસ તોલા ૬૪ ઇંદ્રયવનાં બીજ તોલા ૬૪ ગાયનું દુધ તોલા ૬૪ બકરીનું દુધ તોલા ૬૪ એ સર્વને મેળવી પકાવવું. પાકી જતી વખતે આંબળાં, શાહજીરૂં, સફેદ જીરૂ, ચોસઠ ચોસઠ તોલા ભર મેળવે અને દાલચીની, ઇલાયચી, તેજપાત, કેશર, ગંગેરન ( ઈંગોરીયાં ) કૌચાનાં બીજ તાડની કુંપળ કસેરૂ ( મોથની એક જાત છે ) સીંગોડાં, સુંઠ, મીરચ, પીપળ, ધાણા, ચિત્રો, હરડે, દ્રાખ, કાંકોલી, ખજુર કુટકી ( કડુ ) મહુડાં જેઠીમધ, કઢ ( ઉપલેટ ) લવીંગ, સીંધાલુણ સરલ ( પીળો બેરજો ) શીલાજીત, આ સર્વ સમાન ભાગ લઇ ચૂર્ણ બનાવવું અને સર્વ ચુર્ણથી ચોથો ભાગ મીઠા ઇંદ્રજવનું ચૂર્ણ મેળવવું સીંધવ, સુંઠ, મરી, પીપળનું ચુર્ણ પણ સ્વાદુતા યોગ્ય સમજીને મેળવવું પછી મોદક બનાવવા. સુંઠ, મરી, પીપર, અથવા દાલચીની, એલચી, અને તેજપાત એમના ચુરણમાં લાડુને લોટાડે. અર્થાત પાથરે પછી ઇષ્ટ સ્મરણ કરી ચાંદી સોના, કાંસાના પાત્રમાં રાખી ઢાંકી દઇ ( પ્રથમ કપુરની વાસના દઇ ઠામમાં ઘાલવા ) પછી પ્રભાતમાં ૧ મોદક ખાવાથી નીચે લખેલા રોગ દુર થઇ અનેક ફાયદા થઇ રસાયન ગુણ આપે છે.

ખાંસી, સર્વશૂળ, આમવાત, અષ્ટીલા, કુષ્ટ, દુષ્ટ ગતરોગ, સંગ્રહણી, આદિરોગ, માંજ, પાંડુ, પીનસ, પ્રમેહ, ક્ષય રોગ, રાજયક્ષ્મા એક દોષજ રોગ, બે દોષજ રોગ, સન્નિપાતજ રોગ, એ સર્વનો નાશ કરે છે. આ પાચનોમાં ઉત્તમ પાચન છે શમનમાં ઉત્તમ શમન છે અને રસાયણ છે વાજી કરણમાં ઉત્તમ વાજીકરણ છે અને દષ્ટિ, પુષ્ટિ, બળ, વર્ણ, એમને વધારે છે આમોદક એક વર્ષ ઉપરાંતના બાલકને ભક્ષણ કરાવવામાં આવે તો તે બાલક શરીરમાં ત્રફણાદોષ અનેક રોગોથી નિવૃત્તિ થઇ જાય છે જેમ ગરૂડથી સર્પો નીવૃત થાય તેમ, આ મોદકનું નિરંતર બાલકોને સેવન કરાવે તો દશમા વર્ષમાં બહુજ બળવંત અને બહુજ વીર્યવાન સુંદર કાંતિ રૂપવાન અને શુરવીર થાય છે. તેમજ વેદધારક થાય, અજવાયન, અજમોદ, જીવંતી ( મીઠી ખરખો ) ગજપીપર આ સર્વે એક એક તોલો લઇ ચૂર્ણ કરી મેળવે પશ્ચાત્ આઠ તોલાભાર મધ, અનુમાન માફક કપુર અને કસ્તુરી મેળવે મોદક તૈયાર કરી રોજ એક મોદક ખાવો તેથી બલ, પરાક્રમ, વધે છે વાતરોગ, રક્તપિત્ત, મૂત્રકપછ પિત્તગુલ્મ, અમ્મપિત્ત, પિત્તરોગ, વગેરેનો નાશ થાય છે. દ્રષ્ટિ, વીર્યપુષ્ટિની વૃદ્ધિ

થાય છે અને આના સેવવાથી લાભની શિથિલતા અને વીર્યનાશ થતો નથી અને નષ્ટ થયેલ જઠરાગ્નિ ફરી વધે છે અને જેના ઘરમાં રૂપવતી સ્ત્રી હોય, ત્યારે મોદક સેવવાથી ધણીને પ્રસન્ન કરે છે.

## ૪૮ મહારતિ મોદક—

મૂળ, પાંદડાં અને શાખ સહિત ઈન્દ્રયવને ચારસેં તોલા લઇ ઉખલામાં કુટી ૧૦૨૪ તોલા પાણીમાં પકવવાથી જ્યારે ¼ શેષ રહે ત્યારે કપડાથી છીણીને પશ્ચાત્ દૂધ તોલા ૬૪ ખાંડ તોલા ૨૦૦) શતાવરીનો રસ તોલા ૩૨ પીપરીનું ચુર્ણ તોલા ૧૬ ધૃત તોલા ૬૪ એ સર્વને મેળવી પકવવું પછી સુંઠ, મરી, પીપર, ત્રિફલા, ચવ્ય, એલચી, દાલચીની, તેજપાત, કેશર, ચિત્રક, પીપરીમૂળ, ધાણા, જીરૂ, તાલીસપત્ર, નાગકેશર, શાહમુસલી, નશોતર, જમાલ ગોટાની જડ, હરડે શીંગ, પુષ્કમૂળ, લવીંગ, જાવંત્રી, અજવાયન કલોંજી વંશલોચન, જાયફલ, કપુર, કાકડાસીંગી, વિદારી-કંદ, જીવક, ઋષભક, ઋધિ ×વૃદ્ધિ, મેદા, મહામેંદા, કાકોલી, ક્ષીર કાકોલી આ સર્વ ચાર ચાર તોલા લઇ બારીક ચુર્ણ બનાવી પૂર્વોક્તમાં મેળવી ગોળની તરેહ પાક તૈયાર કરી એક એક તોલાના લાડુ બનાવી પછી રોજ એક એક ખાઈ ઉપર શીતલ જલનું પાન કરવાથી વીર્યદોષ અને નપુંસકતા દૂર થાય છે. ઉષા વીર્યવાળો પુરૂષ પણ વીર્ય યુક્ત કામદેવ સમ પરાક્રમી તથા કાન્તિવાન, સો સ્ત્રી ભોક્તા થાય છે. ચૌદ દિવસ આ મોદકના ભક્ષણથી કામદેવ સમાન પુરૂષ બની જાય છે અને એક વરસ શેવનથી પલિત મુક્ત થાય છે. અઢાર પ્રકારના દુષ્ટ, વીર્યદોષ, મુત્રઘાત, નિર્બંધ મુત્રઘાત, આમ વાત, સંગ્રહણી, કમળો, પાંડુ, શોજી, ખાંસી, જવર, રાજ્યક્ષ્મા, ક્ષય, શ્વાસ, સ્વરોઘાત, અમ્લપિત્ત, શુલ, મંદાગ્નિ, વગેરે રોગોનો નાશ કરે છે. પ્રથમ આ લાડુ શ્રીકૃષ્ણે ખાધા હતા. શરીરને હલકું કરી લક્ષ્મી અને જીવનને વધારે છે.

## ૪૯ તાલ—તેલ—

હરતાલ, અસગંધ, જોખ, સુકરકીકાંચલી, તિલકા તેલ, ગોધાકા માંસ, એ સર્વને

---

× જીવક, ઋષભક, મેંદા, મહામેંદા, કાકોલી, ક્ષીર કાકોલી, ઋધિ, વૃદ્ધિ આ આઠ ઓસડ કંદ છે અને હજુ નક્કી શોધ થઇ નથી. તેથી તેને બદલે પ્રતિનિધિ આ પ્રમાણે નંખાય છે.

૧ મેંદા અને મહામેંદા બદલે શતાવરી નાંખવી.

૨ જીવક, ઋષભકને બદલે વિદારી કંદ.

૩ કાકોલી, ક્ષીર કાકોલીને બદલ આસગંધ—અશ્વગંધ.

૪ ઋધિ, વૃદ્ધિને બદલે વારાહી કંદ નાંખવું.

મેળવી તેલકો સિદ્ધકર લિંગપે, કાનોપે, યોનીમેં, માલીસ કરનેસેં સબોકી વૃદ્ધિ હોતી હય, ઇસમેં સંશય નહીં અર્થાત્ જીસ એક પર માલીસ કરે ઉસી એક કી વૃદ્ધિ હોતી હે.

## ૫૦ ગર્ભાવિરોધ—

(૧) ઓરરસોત, ચોખા ( ચનકા ) વચસ્થા ( હરડે+ગળો ) યે સમાન ભાગ લે ચુર્ણ બના શીતલપાની કે સંગ પીનેસે સ્રીકે કમડે આને બંધ હોકર ગર્ભ ઠેરને કી શંકા દૂર હોતી હે.

(૨) ઓર કેસુડે બીજ—ખાખરાનાં બીજ–પીત્તપાપડો–સહદ, ગાયકા ઘૃત ઇન સબીકા કલ્ક બનાકર કમડે આને વખ્ત યોનીમેં ઘીસનેસે દુષ્ટ રંડા તથા વંધ્યા સ્વપ્નેમેંભી ગર્ભકો પ્રાપ્ત નહિ હોતી.

## ૫૧ મદન સુંદર રસ—

સોનામુખી, લોહ ચૂર્ણ, શીલાજીત, પારો, મનીયાસનમક ગંધક એ સમભાગે લઇ ચુરણ કરી લોહ પાત્રમાં ઘાલી ઘૃતમાં ભાવના દઇ પછી સોનામુખી કે સમાન સહદ મીલા એક તોલા ભર લે મછલીકા અંડા તિલોંકી પીઠી, ઘૃત, ઇન્હોમેં મીલાકે ખાતા હે પશ્ચાત્ રાત્રિમેં ખાંડ શેર સહતશે યુક્ત દુધમેં રાત્રિકો પાન કરતા હે ઇસકો એક મહિના તક શેવનશેં રોજકી રોજ દિન પ્રતિદિન વીર્યકી વૃદ્ધિ હો જાતી હે. ઇસકો શેવન-વાલા પુરૂષ વારંવાર સ્રીકે સંભોગ કર શકતા હે.

## ૫૨ કામ દીપક રસ—

એક તોલાભર ગંધક લઇ ચાવલો ( ચોખા )ની આકૃતિ બનાવી સુર્યના ધામમાં ભાંગરાના રસમાં સાત દિન ભાવના દે પછી જાયફળ, કોશફલ કપુર, લવીંગ એ બે માસાભર લઈ પૂર્વોક્તમાં મેળવી ચાર ચાર રતિની ગોળી બનાવી સૂર્યદર્શન કરી પ્રભાતે ભક્ષે ને તે ઉપર આદું, સીંધવ, સાત મરીનું ચુર્ણ મેળવી અનુપાન કરે તે ઉપર આઠ તોલા ભર દુધ પીવું. આ પ્રયોગથી વૃદ્ધ પુરૂષ પણ નિરંતર સ્રીની સાથે કામદેવની તરેહ ભોગ કરી થાકે છે.

## ૫૩ સ્તંભન તેલ—

ભીલામા, કોદલીફલ* ( ભોરીંગણી ) અનાર, એની ચોથાઇ ¼ કલ્કમાં અને ચાર ગુણા પાણીમાં એક ગણું કડવું તેલ નાંખી પકાવી લીંગ પર માલેશ કરવાથી ઘોડાના લીંગ સમાન લીંગ થઇ જાય છે.

* વાંઝકોલી ( વંધ્યા કર્કોટી લાગે છે. )

(૨) આસ ગંધ, શતાવરી, કુટ (ઉપલેટ) જટામાંસી, કોહલી ફલ-(ઉભી ભોરીંગણી) એમના કલ્કમાં તિલના તેલથી ચોગણું દુધ મેળવીને તેલને સિદ્ધ કરી માલેસ કરવાથી ધાઈ, લીંગ, કાનની વૃદ્ધિ થાય છે.

## ૫૪ સ્થૂલીકરણ-લીંગનું તથા વશીકરણ—

ભીલામા, કોહેલીફલ (ભોયરીંગણી) નાલની કે પત્રે, સેંધાનમક, જલશોષ ઈન્હો કો ભેંસ કે મખ્ખનમેં મીલા કર સાત દીન ધરે ઓર પ્રથમ અસગંધ કો ભેંસ કે ઘૃત મેં મિલા પ્રથમ લીંગપેં લેપ કરે પશ્ચાત્ પૂર્વોક્ત ધરા હુવા લેપ કરે તો ગધા કે લીંગ કે સમાન પુરૂષકા લીંગ હો જાતા હે.

ઓર ભેંસ કાનોની ઘૃત, કુટ, મુલહઠી, ઈન્કોકા કાક બનાકર સ્ત્રી અપની યોનીમેં લેપ કરે તો ચાકર કે સમાન ઉસ સ્ત્રી કે પતિ હો જાતા હે.

(૨) નીંબકી છાલકા ચુર્ણ બના જો સ્ત્રી અપની યોનીમેં ધૂપ દેવે તો ઉસસેં વિષયકતા પુરૂષ નોકર સમાન હો જાવે.

(૩) જો સ્ત્રી કમડે આને કે વખ્ત અપને યોનીમેં કેલોહસે ગોરોચન પીસ અપને માથે પે તિલક કર જીસ જીસ પુરૂષ કે સામને દેખતી હે ઉસ ઉસ પુરૂષ કો વશમેં કર લેતી હે.

(૪) મૈથુન કાલમેં અપની વીર્યકો વામ હાથશે ગ્રહણ કર પશ્ચાત્ નારીકે વામ પેર પર લેપ કર દે તો સ્ત્રી વશમેં હો જાતી હે.

(૫) સીંધવ, પારેવાની વિષ્ટા, શહદ એમને મેળવી લીંગ લેપ કરી મૈથુન કરવાથી નારી વશ થઇ જાય છે.

(૬) ગોરોચન, પોતાનું વીર્ય, દંડોત્પલની જડ, નાગર પાન એમને મેળવી ખાવાથી નારી વશ થાય છે. કાન, નેત્ર, દાંત એ મેલોને પોતાના વીર્યમાં પીસી ખવરાવવાથી નારી વશ થાય છે.

## ૫૫ દ્રાવણ પ્રયોગ—

(૧) મનશીલ, વજ, કુટ, (ઉપલેટ) સીંધાનમક, ઈન્હોકા ચુર્ણ કર સહદ મેં મીલાકર લીંગપેં લેપ કર મૈથુન કરનેસે નારીકા વીર્ય પ્રથમ છુટ જાતા હે.

(૨) સહાગેકો સહદમેં પીસ નારીકી ગુદામેં લેપ કરે તો પુરૂષ શે પહેલે મૈથુન મેં નારીકા વીય છુટતા હે.

(૩) અંકોલ (પીલુડી)કી જડકો પુષ્પ નક્ષત્રમેં ઉખાડ નાગરવેલમેં ધર ખાનેસે પુરૂષસે પ્રથમ નારીકા વીર્ય છુટતા હે.

(૪) શીલાજીત, કડવા તેલ, ભેંસકા નૌની ઘૃત. ઇન્હો કો મીલા લીંગપેં લેપ કરનેસે અશ્વકી તરહ મૈથુન કરને કો પુરૂષ સમર્થ હો જાતા હે.

તો સર્પ વિષ જાણવું. જો ડંખ કાળોલીલો થય તો ઉડણુ સર્પનું વિષ જાણવું. જો ડંખ પીળો થાય તો પરડોતરો જાણવો. જો ડંશ રાતો થાય તો ગૌર સર્પ જાણવો.

(૧) પારો ટાંક ૦)- પાઇએ તો ગમે તેવા સર્પનું વિષ ઉતરે.

(૨) હળદર, વજ, મરી, લીંબોળી પાણીમાં ઘસી પાઈએ તો ઝેર ઉતરે.

(૩) ચીત્રો, કચુરો, મોરથુથુ, પાછના દઈ તાલે ઘડી ૧-૨ ઘસે તો સર્વે ઘેન જાય.

(૪) વધારણી ત્રાંબાના પાત્રમાં ઘાલી માસ ૬ સુધી ઉકરડામાં દાટીએ પછી સર્વનો સોજો થયો હોય તો તેને આંબાની ગોટલી ઘસી ચોપડી ઉપર આહીંગ ચોપડયાથી સોજો જાય અને કંઠ મળી ગયું હોય તો પારો કાચો પાઈએ તો કંઠ મોકળો થાય. વિષ ઉતરે.

(૫) મરેલ છછુંદરીના પેટમાં મરીના દાણા દીન ૭ ભરી તડકે સુકવીએ પછી તીખાને સુકવીને તેનું ચુરણ કરી નાસ દે તો સર્પ વિષ ઉતરે. ( Best ) તથા સન્નિપાત જાય.

(૬) નેપાળાની વચમાંની જીભીને ૨૧ દીવસ સુધી લીંબુના રસમાં ઘસી સોગઠી કરી રાખવી. તેનું અંજન કરવાથી સર્પ વિષ ઉતરે.

## ૧૭૫ જંગાલ મીઠો કરવાનો ઉપાય—

(૧) શેરડીનો રસ શેર બે શીશામાં ભરી દીન ૮ ધરતીમાં રાખીએ પછી રસ કાઢી ત્રાંબાના પાત્રમાં રાખી તેમાં ત્રાંબાનો ચુરટાંક ૫ નાંખી સમુદ્રફીણનો લોટ શેર ૦। ઘાલી દીન ૧૦ સુધી ત્રાબાના પાત્રમાં ઘડી ૪ ખલરવું ઠામ તડકે મુકવું, તો જંગાલ શ્રીકાર થાય.

(૨) ખારા જંગાલની વિધિઃ—નવસાર ટાંક ૪૦ ત્રાંબાનું ચુરણ ટાંક ૧૦, સુમલ ટાંક ૪ એ ઓસડ ઝીણાં કરી ત્રાંબાના પાત્રમાં ઘાલી પહોર ૧ લીંબુના રસમાં ઘુંટીએ તો જંગાલ સારો થશે.

## ૧૭૬ ભીલામાં મારણ વિધિ—

ભીલામાં નંગ ૨૧ માખણ શેર ૧।।, કલઇ દીધેલ દેગડી પહોળા મોઢાવાળી તેમાં અરધ માખણ પાથરીએ. ઉપર જોડે ભીલામાં સરખાં રાખી તે ઉપર માખણ મૂકીને ત્રાંબાનું ઢાંકણુ દે. ઘઉંના લોટથી મુખ બીડી હેઠે અગ્નિ લાકડા ૨ બેનો પહોર ૧ દેવો. તે શીતલ થાય ત્યાર પછી કામમાં લેવું.

## ૧૭૭ અંગ-પગ તળી તથા નખધેલ વગેરેનું ઔષધ—

તલ, નગડ, લવણ દુધમાં ઉના કરી બાંધે તો પગઅંસ મટે.

## ૧૭૮ વિષકાંટો વાગ્યો હોય તેનું—

કીડામારીનાં પત્ર વાટી જાયફલ, મરી, સોપારીની ભસ્મ, ગોળમાં વાટી પીંડી બાંધે તો વીષકાંટો મટે.

## ૧૭૯ ઝાટકા ઉપર—

કુકડાના ઇંડાનું પાણી અને મધ ભેળાં રગડી કપાસનું પોતું ભરી ઘા ઉપર લગાવે તો લોહી ઝલાય. વળવળતા સુરણની જ્વાલા દૂર કરવી હોય તો તેમાં અદરખ મેળવવું. શેર

સુરણે અર્ધ શેર અદરખ નાંખી મુખ બંધ કરી શાક બનાવવું. બાફ બહાર ન નીકળે. મુળાનાં પાંદડાં લપેટી પાણીમાં બાફવાથી પણ જવલ જાય છે.

## ૧૮૦ નાસુર—

બકરીના પગની નળી, અડાયા છાણાની રાખ, એ બે બાળી ભસ્મ કરી કળીચુનો, કાથો, ઘી સાથે સર્વ મેળવી ચોપડે તો નાસુર જાય.

(૨) સર્પની કાંચળી તેલમાં તળી નાસુર પર ચોપડે.

(૩) હીંગલો, ખાપરીઓ, રસકપુર સોનામુખી, બોદાર, શ્વેતકનેર, ટાંક ટાંક લઇ મસ્તકી, ટાંક ૦ાા રાળ ટાંક ૧ાા ગોઘૃતથી મલમ લગાડેથી નાસુર જાય.

## ૧૮૧ ખીલ—

ખીલી, તથા વજનો ઉને પાણીથી લેપ. (૨) સાબુ અર્કનો લેપ. (૩) સાબુ મહિ માખણમાં લેપ. (૪) મધ, ખજુર, ખાંડ પહોર ૧૨ બાંધીએ તો ખીલ પીડા જાય. (૫) ચુનો, ધુસો, કુકડાની ચીટ, ગોળ, શિશુમુત્રમાં વાટી પીંડી કરી. પહોર ૮ બાંધીએ તો ખીલ જાય. (૬) કનકપત્ર, સોનાગેરૂ, વાવડીના ફૂલ વાટી દિવસ સાત બાંધવા તો જાય. (૭) તલસરાની રાખ પાણીમાં હલાવી તેનો ઠાહો રહે તેમાં કળીચુનો ભેળી એકત્ર કરી ખીલને ચોફેર લેપ કરે સુકે ત્યારે ઉપર હીરાબોળ બાંધીએ તો પહોર સુધીનો ખીલ જાય. (૮) વટપત્ર, જાયપત્ર, રતાંજલી, દારૂ હળદર, ઉપલેટ, લોટ વાટી ચુરણ કરી પાણીમાં ઘસી લેપ કરે તો મુખના ખીલ જાય.

૯ ધાણા, લોઘ્ર, વજને પાણીમાં લેપ કરવાથી મટે.

## ૧૮૨ ખસ—

મીઠું તેલ, શેર ૦ા હડતાલ ટાંક ૦ાા, ભીલામાં નંગ ૪, સોમલ દાડમી ટાંક ૦ાા, એ ઔષધ વાટી તેમાં નાંખી તથા ભીલામાને ફાડી નાંખીએ. હેઠે અગ્નિ આપવો જ્યારે ભીલામાં બળે ત્યારે કાઢી નાંખીએ. અગ્નિ ઉપર તેલ ઘડી વેળા રાખીએ પછી ઉતારી લેપ કરીએ તો ખસ જાય.

## ૧૮૩ વાળો—

વધારણી, ધતુરાના પત્રમાં વાટી દીન ૩ બાંધીએ તો વાળો જાય. (૨) રાખ પાણીમાં વાટી બાંધે. (૩) ફટકડી ફુલાવી ઘૃતમાં થેપલી કરી વાળા ઉપર મુકીએ ત્યારે ઘડી ૪ સુધીનો વાળો નીસરી પડે. (૪) મરી કાયફળ વાટી પીંડી ઘડી ૪–૫ બાંધે તો નીકળે. (૫) સાબુ ભીલામું પાણીએ ઘસી લેપ કરેથી પીડા જાય. (૬) ગાયનું ઘી, બુરાખાંડ, રાબનો લેપ કરવો, ચોક, વછનાગ ( શીંગડીઓ ) વાટી થેપલી બાંધે. (૮) વજ, કનકબીજ, ભાંગ, વટમુલ, બોડીકલાર, પંચાંગ આંબો અરડુસો પારસ પીપળાનું મુળ, સમભાગે વાટી પીંડી બાંધે તો વાળો જાય.

## ૧૮૪ સાતપડા—

એરંડબીજ, સાચોરા ખાર, મીઢી, આંબળાં, સામભાગે વાટી બાંધીએ. (૨) અજમો, સુંઠી, ગોળમાં વાટી દીન ૭ સુધી બાંધીએ. (૩) ધતુર પત્ર વાટી બાંધીએ. (૪) જવખાર, મનશીલ, હીરાકશી, સીંદોર, હડતાલ, સમભાગે વાટી તેલમાં ઘાલી લોહતવે ઉનાં કરી લેપ કરવો. (૫) મજીઠ, કપીલો, મરી બોદાર, હીરાદક્ષણ, સેંદુર, હીરાકસી, રાળ, હડતાલ, જીણું વાટી મીણ ઘ્રુત ઉકાળી તેમાં નાંખી મલમ કરી ચોપડવું.

## ૧૮૫ મસા—

સાજી, ચુનો, ટંકણ, તથા હડતાલ ઘસી ઉકાળી લેપ કરવો. આથી મસા જાય છે. (૨) ચુનો શ્રીકાર, પારો, મરી એ પાણીથી વાટી મસ ઉપર ચોપડે તો મુલથી નીકળી પડે. (૩) દાડમીયો, સુમલખાર, મોરથુથુ, ચાક, મણશીલ, ચીત્રો, સચોરાખાર, એ પાણીમાં વાટી ચોપડવું તેમ પ્રથમ ઘ્રુતનું પોતું દઈ પછી આ ઔષધ ચોપડવું. (૪) પાપડીયો ખારો, ચોખ, ચુનો કાંકરી પીળી, મેળવે લેપ કરે તો નીકળે. (૫) સંચળ, કળીચુણો, લસણના રસમાં ગોળી કરી છાયે સુકવી પછી લસણના રસમાં ગોળી ઘસી ચોપડવી. (૬) જીભના મસા-ધોળો સુરમો, સાચોરાખાર, કળી ચુનાનું પાણીમાં વાટી સુત્રની વાર મસાને ચોફેર કુંડલી કરાવીએ. ઘડી બે લગી રાખવી જો વાટ તડતડે તો ઘ્રુત ચોપડીએ. (૭) સાજીખાર, પાપડીયોખારો, લીંબુરસે, ચોપડેથી મસા જાય.

(૮) ટંકણ, હડતાલ, સાજીખાર, ચુનો હડતાલ પાણીમાં વાટી ચોપડેથી મસા જાય.

## ૧૮૬ દાઝવા-બળવાનો—

(૧) એરડીનાં બીજ આક દુધ, ગાડર દુધ, ભેળાં વાટી લેપ કરવો.

(૨) મીઠું તેલ રાળ આધણ શું વાટી લેપ કરવો.

(૩) તેલમાં આંબલીના પાન બાળી લેપ કરવો.

(૪) તેલ ચોપડી ઉપર મીઠું ભરભરાવે.

(૫) ચુનાનું પાણી શેર તેલ શેર ૧ ભેળાં મરદી લેપ કરે.

(૬) મધ ચોપડી ઉપર જવનો લોટ નાખીને ઉપર ચુનો નાખવો.

(૭) ભેંશનું દુધ તલ, માખણ વાટી લેપ કરવો.

(૮) તપખીર, સુખડ, સુનાગેરૂ, ગળો ઘી સાથે લેપ.

(૯) જવનો લોટ દુધ મીઠા તેલમાં લેપ.

(૧૦) તેલ ચોપડી ઉપર બીલીના મુળનું ચૂર્ણ છાંટીએ તો દાઝયો સારો થાય છે.

## ૧૮૭ સુવર્ણ-મૃગાંક—

મૃગાંક ભાગ ૧ મોતી ચૂરન ભાગ ૧, કલી ૧ ભાગ, સતાવરી ૧ શેર સરાવસંપટ અગ્નિપ્રહર ૪ ની દેવી.

## ૧૮૮ સુમલ્લ શોધન—

સોમલ પૈસા ૧ ભાર લઇ લુગડે બાંધી કેળના થડમાં ડગળી દઇને તે ડગળીમાં ડલી નાંખી, તે ઉપર ડગળી દઇ બાદ કપડ માટી બે દઈ તે થડ થોરની જેર વચ્ચે રાખીને લગાડીએ. શીતલ થવા પછી કાઢી ભાજીના રસમાં દોલા યન્ત્રે શોધીએ તો શુદ્ધ થાય. તે સોમલ ટાંક ૧, અકલકરો ટાંક ૧ એ બે લેવા. તેમાંથી રતી ૧ પાનમાં દે તો ચોરાશી વાયુ મટે.

## ૧૮૯ સોમલ મારણ વિધિ—

માટીની તાવડી કોઠી જેવી કરવી તે વચ્ચે ચાર ઘરમાં હેકરાવવાં પછી ક્ષીંબડામાં પચાવીએ, ઢાંકણું પણ વાટકા જેવું બેસતું કરાવવું. પછી તેમાં ચાર ધાત ભારીએ. હરતાલની સાજી ગાંઠ, સુમલની ગાંઠ પારો ચાર ધાત ભારીએતો ભરે. એક ધાતુ પણ ભરે. (૨) સોમની ગાંઠ યંત્ર તળે જે ધરે છે તેમાં રાખીએ ઉપર જંત્રને માટીનો વાટકો છાંટીએ બેસતો કરીએ ચોમેરે માટી બીડી લઇ એ પછી ચુલે ચડાવી હેઠે બોરડીના લાકડાની આગ પહોર ચાર તથા આડ દેવી ધતુરાનો રસ કુંડું એક કાઢી ભરી રાખીએ તેમાંથી લુગડું ભીજવી ચોપડું કરી યંત્ર ઉપર તળે મુકીએ લુગડુ સુકાય ત્યારે બીજું લુગડુ મુકવું હેઠે અગ્નિ ઉપર ધતુરાના રસનું ભીંજવેલ લુગડું એમ પહોર ચાર—આડની સુખર અગ્નિ દેવી. સુમલ મરે. તે સોમલ કામ આવે છે એમ ચાર ધાતુ ભેળી અથવા એકેકી જુદી જુદી પણ ભારીએ.

## ૧૯૦ સ્ત્રી રોગ—

### સ્ત્રીના છોડનો ઉપાય.

ગોળ વરસ ચારનો જુનો, બારમાસી રીંગણાનું મૂળ, ગાજરનાં બીજ એનો કવાથ ત્રણ દિવસ સ્ત્રીને આપવાથી બારવરસનો છોડ પણ નીકળી જાય છે. '

(૨) વડ ટેટાની છાલ ટાંક ૯, ગોળ ટાંક ૧ ઉકાળી પાણી શેર ૦। રહે ત્યારે તલનું તેલ ટાંક ૯ નાંખી પીસેતો ઋતુ આવે.

(૩) અંધેડાનું પંચાંગ છાંયે સુકવી પૂર્ણ ઋતુવતીને દીન ત્રણ વખત આપવું. ચોથે દીન ટાંક ૭ દુધમાં સાત દીવસ ટાંક ૧૦ સુધી આપે તો ઋતુ જાય.

(૪) દુધેલીનું મુળ ચૂર્ણ ટાંક ૧ બકરીના દુધમાં દીન ૭ આપે તો સ્ત્રીનું ફુલ જાય.

(૫) આંબળાં ટાંક ૮ સાકરમાં દીન ૩ આપે તો ઋતુ જાય.

## ૧૯૧ હાથપગમાં કાંટો ભાગ્યો હોય તે ઉપર—

વાંસછોલ, આંબલીનાં પાન, અડદનો લોટ, મહીષીના મુત્રમાં ઉકાળી કાંટા ઉપર ત્રણ દીવસ બાંધીએ તો કાંટો ભાગ્યો નીકળે.

## ૧૯૨ રાફાં તથા ખરજવાં—

આંબલીનાં પાન શેર ૧ એક, બીલીનાં પાન શેર એક, મીઠું શેર ૦॥ એ ત્રણ વાનાં હાંડલીમાં ઘાલી પાણી શેર ૩ નાંખી બાફવાં, બાફી રહ્યા પછી ઉતારી તે પાણીથી રાફી તથા ખરજવું ધોઇ તેમાંથી પાન બાંધીએ બીજે દીન પાટો છોડવો એમ પાટા ૩–૪–૫ બાંધવાથી રાફી તથા ખરજવું જાય. (૨) મોરથુથુ ફુલાવી ત્રાંબાના પાત્રમાં દહી નાંખી તેમાં મોરથુથુ નાખી દીન ૧ મુકી દેવું પછી બીજે દીવસ ખરજવા માથે ચોપડીએ તો ખરજવું જાય.

## ૧૯૩ નવસારનાં ફુલ—

નવસારના કટકા કરી તાવડીના વચમાં રાખી ઉપર કોરો કુરડો ઢાંકી કોરમોર માટી લીપી હેઠે અગ્નિ દેવી કુરડા ઉપર ભીનું લુગડું રાખવું ઘડી બેનો અગ્નિ દેવો સળી ભરી આંખમાં આંજવાથી આંખ ગરમી, ઝાંખ, ફુલું, પડલ જાય છે.

(૨) સુરાખારને શોધી લીંબુ રસમાં પીસીને ઉપર મુજબ કામમાં લેવો.

## ૧૯૪ ધાતુપુષ્ટિ—

ખુશરોસાલમ, શેર ૦।, કૌંચબીજ શેર ૦।, છુવારી ખારેક શેર ૦।, ગોખરૂ છુટા ૪ ભાર, એખરો છુટા ૩ ભાર, શતાવરી છુટા ૩ ભાર, ધોળી મુસલી છુટા ૩ ભાર, કપાશીયાનાં મીંજ ૩ ભાર, બહુફલી છુટા ૩ ભાર, બદામ મીંજ છુટા ૩ ભાર, ખસખસ છુટા ૩ ભાર, વરીયાલી છુટા ૩ ભાર, જાયફલ છુટા ૦॥ ભાર, લવંગ છુટા ૦॥ ભાર, જાવંત્રી છુટા ૦॥ ભાર, તજ છુટા ૦॥ ભાર, એલચી છુટા ૦॥ ભાર અકલકરો છુટા ૦॥ ભાર, કેશર છુટા ૦॥ ભાર, બરાસકપુર ૦॥ ભાર, સાકર શેર બે ઘી શેર ૨ કૌંચ બીજનાં ફોતરાં ઉતારી શેર ૦। તથા સાલમ શેર ૦। નો એમ પ્રથમ બન્નેનો ભુકો કરી લુગડે બાંધી દુધ શેર પાંચમાં ડોલાયંત્રે પકાવીએ. છાંયે સુકવી પછી સર્વ ઓસડ વાટી ભેગાં કરી સાકર ઘીમાં મેળવી રાખવાં રોજ ટાંક ૨ દુધ સાથે ખાવું. દીન ૨૧–૪૨ ખાય તો બળ વધે, કળતર જાય, નસમાં કૃશ તાજાઇ પુષ્ટિ થાય. પથ્ય:—મીઠું મોળું.

## ૧૯૫ ઉધરસની ગોળી—

ખેરસાર, બેડાની છાલ, સુંઠ, પીપર, લવીંગ, જવખાર, પાપડીયો ટંકણ, અફીણ સમવજને નાગરવેલના રસમાં ચણા પ્રમાણે ગોળી કરી વાપરવી.

## ૧૯૬ વિષ—

(૧) ઉંદર—ભાંગ પાણીમાં બાંધી ઉની ઉની દાઢ ઉપર બાંધે તો ઉંદરની દાઢનો કરડ મટે.

(૨) **સર્પવિષ**—કાંકચનાં પાન સુકવી કપડછાણ કરી ટાઢા પાણીમાં ફાકી ભરે તો

સર્પનું વિષ ઉતરે. ને ચપટી ભરી સર્પના મોંમાં નાખે તો સર્પ મરે. અને ટઢા પાણીમાં વાટી નાલ ભરી ઢોરને પાય તો સર્પવિષ ઉતરે.

## ૧૯૭ સ્રીરોગ—

**ઋતુ ના આવે તેના પ્રકાર**—કળીચુનો શેર ૦ાા, પાણીમાં ભીંજવી તેની આછ ટાંક ૨૦ તેમાં ગુગળ શેર ૧ પ્રતીવાસ મુકી પીએ તો ઋતુ ન આવે.

(૨) ગાજર બીજ ટાંક નવ, કડનું કાળું જીરૂં ટાંક ૧–૨, એકત્ર કરી પાણી શેર ૩ માં પીએ તો પણ ઋતુ ન આવે.

(૩) લાખ ટાંક ૨૭ દિન પ્રત્યે ટાંક ૦ા~ નો ભુકો કરી પાણી શેર ૪ માં ઉકાળી જ્યારે પાણી શેર ૦ા રહે ત્યારે ઉતારી હીંગ પ્રતિવાસ મુકી પીએ તો ઋતુ જાય.

(૪) પલાશપાપડો દીન ૩ તેલમાં ઉકાળી સંતાર દીજે તો ઋતુ ન આવે.

(૫) શેમળા (સેમલ) ફુલ વાટી ત્રણ દીવસ આપવાથી ઋતુ ન આવે.

(૬) એળીયો ઘસીને રૂની વાટ તસુ આઠને પ્રમાણે કરી પછી સ્મરમંદિરમાં ફેરવીએ તો ઋતુ ન આવે.

(૭) મીઠો સેવાલ સુકો ઝીણો વાટી ટાંક ૩ ત્રણ દીવસ આપે તો ઋતુ ન આવે.

(૮) નદી સેવાળ છાંયે સુકવી ચુરણ ટાંક ૬, ખાંડ ટાંક ૮ એકત્ર કરી ઋતુદિને ટાંક ૧ નિત્ય ખવરાવવો તો ઋતુ ન આવે.

(૯) કડાયો ગુંદ, રોહીષની છાલ, હલદર, આવળની છાલ, મધમાં ઘોળી ઋતુદિને ખાવાથી પછી ઋતુ આવતો નથી.

(૧૦) લાખ શેર બે પાણી શેર ૨૧માં ઉકાળી પાણી શેર ૪ રહે ત્યારે ઉતારી તેમાંથી પાણી શેર ૦ા, ધૃત ટાંક ૯, ખાંડ ટાંક ૯ એકત્ર કરી દીન ૧૪ પાઇએ તો ઋતુ આવે પણ સંતાન ન થાય.

(૧૧) સીંધવ ટાંક ૯ કંટોલી કુકડવેલ ટાંક ૧ તેલમાં ઘોળી ૩ દીવસ ખવરાવીએ તો પુષ્પ ન થાય.

(૧૨) સુરમો, આંબળાં, ઘશી વાસી પાણી સાથ દેવાથી ગર્ભ ન રહે.

(૧૩) દેવદાર ઘસી તેલ સાથે પાવાથી ગર્ભ ન રહે.

(૧૪) સરસીયા તેલમાં સીંધવ ઘસી યોનીમાં રાખીએ તો પણ ગર્ભ ન થાય.

(૧૫) કાંકચના કુંપળનો રસ વાલ ૧ તેલ ૦ાા વાલ એમ મેળવી દીન ત્રણ આપવું.

(૧૬) દીન પ્રત્યે સુરમો ટાંક ૧ વાસી પાણી સાથ દેવાથી ગર્ભ ગળે. (દીન ૨૮)

(૧૭) બોરડીની લાખ શેર ૨ પ્રથમ પાણીમાં ૩ વાર ધોવી પછી પાણી શેર ૧૦ મધ્યે ઉકાળવી.

(૧૮) સાબુ તથા પારો છાશમાં નાંખી પાય તો પતન થાય.

(૧૯) મીઝરાત મૂળ, બોરડીની લાખ ટાંક ૬, રોહીસનાં ફુલ, તથા સાજુ ટાંક ૦ાા પાણી શેર ૦ાા તે મધ્યે પ્રથમ સાજુ મરદી પછી પછી રીઢા હાંડલામાં નાખી મંદાગ્નિથી પકાવીએ. શેર ૦ા રહે ત્યારે ઉતારીએ. સસેકું પાઈએ તો પાત થાય.

(૨૦) ચીત્રાનું મૂળ, અર્કદુધ, સુખડનો ભુકો એ સમભાગે એરંડ તેલમાં ઘોળી ટાંક ૨ાની દીન ૭ ખવરાવીએ તાળવે થોરનું દુધ ટાંક ૩ ત્રીજે ચડતા દિન થકો ગર્ભપાત થાય.

(૨૧) ગાજર બીજ તેલમાં તળી દે તો પાત થાય.

(૨૨) ગોળ શેર ૦ા અજમો શેર ૦ા એ બે લઇ પાશેર તેલમાં ફુલેર કરવી અને ખવરાવવી. મુખવાસ ખોરૂં ટોપરૂં. તે દીવસ ઉપવાસ કરવો.

(૨૩) પીતપાપડો તેલમાં ઘસી દેવાથી પાત થાય.

(૨૪) લીંબી કાષ્ટ અણીયાળું કરી અર્ક દુધની ૭ ભાવના દઇ પછી સ્મરમંદિરમાં રખાવીએ તો પહોર એકમાં પાત થાય.

(૨૫) સીંધવ કટકો તેલમાં બોળી યોનીમાં રખાવવાથી પાત થાય.

(૨૬) જળ સાથે હીંગ ત્રણ દીવસ પીવાથી ઋતુ ન આવે.

## ૧૯૮ મુખછાયા—

સીંધવ, હળદર, ઉપલેટ, લોધર, લીંબુ રસમાં વાટી ચોપડે તો મુખછાયા મટે.

(૨) લીંબુરસ, ગાડરનું દૂધ, કાલાતલ, તામ્રપાત્રે મર્દીલેપ કરે તો મુખછાયા જાય.

(૩) સુખડ, મીઢીયાવળ, મુળાનાં બીજ, કાગોળીયાનાં બીજ, હળદર, ગાયના દુધમાં વાટી લેપ કરવાથી મુખછાયા જાય.

## ૧૯૯ વિસ્ફોટક—

( સર્વફોડા, કુષ્ઠ, વિચર્ચિકા લેપ ) કાશીશ, હળદર, મોથ, હડતાળ, મણશીલ, કપીલો ગંધક, વાવડીંગ, ગુગળ, મીણ, મરી ઉપલેટ, તુથ, સરસવ, સીંદુર, સુરમો, ચીકટ, રતાંજલી, ખેરસાર, લીંબુપાન, કરંજ, સારીવા, મજીઠ, વજ, મુલેઠી, છડ, લોધ્ર, પદ્મકાષ્ઠ, હરડે સર્વ ટાંક ૪ ચાર લઇ વાટી જુદાં જુદાં રાખી પછી ઘી પલ ૩૦ ત્રીસમાં પકાવીએ ઘીપકવ થાય તેમાંથી દરરોજ નવટાંક પ્રમાણમાં ત્રાંબાના પાત્રમાં રાખીએ દીન ૭ રાખી ચોપડવાથી કોઢ, દાદર, વામા, ચીત્રી, સર્વફોડ, વાતરક્ત, માથાના ફોડા, ઉપદંશનાં દુષ્ટ વ્રણ, સોજ, ભગંદર, એટલા રોગ જાય છે.

## ૨૦૦ નાસુર—

(૧) અઘેડાની જડ પાણીમાં ઘસી લગાડવી.

(૨) માણસની તુંબલી વાટી દીન ૧૫ ઘૃતમાં લગાડવી.

## ૨૦૧ કળતર—

(૧) શીશું, પારો, કાલીજીરી, બોદાર, ઘી સાથે ચોળીએ.

(૨) હાથ પગનાં કાંડા કળે ત્યારે કંકોડી, ઝેર કોચલાં, ચણોઠી સડસીયા તેલ સાથે ચોપડવી.

(૩) સરસીયું તેલ છુટા ૨ ભાર દુધ શેર ૧। સાથે પીએ તો કળતર જાય.

## ૨૦૨ સ્ત્રી સંગે પાણી પીવાથી થતી કળતર—

આંબલીનો ગોળ પીવાથી ઉપરોક્ત રોગ મટે.

## ૨૦૩ પ્રમેહ—

(૧) સુરોખાર મુળાના રસમાં દીન ૩ દેવો.

(૨) ગોખરૂ, દુધેલી, હળદર, ત્રિફલો, એખરો સમભાગે સાકર નાંખી ચુરણની ફાકી પાણીમાં લેવી.

(૩) તુલસીનાં બીજ ટાંક ૧૦, ભોંયરીંગણી ટાંક ૧૦ દસ, અજમાનાં ફોતરાં ટાંક ૧૦ ગોળ છુટા ત્રીસભાર ગોળી ટાંક ૩ ની પાણીમાં લેવી.

(૪) એલચી, કપુર, આંબળાં, જાયફલ, ગોખરૂ, શેમળાનો ગુંદ, બંગ એ ઔષધો સરખી સાકર મધમાં ઘુંટી ટાંક ૧। આપવી.

(૫) લવીંગ, કુલીંજન, મસ્તગી, કૌંચબીજ, બલબીજ, બહુફલી, મુલાનાંબીજ, ગાજરનાં બીજ, સાકર એ ઔષધ સમભાગે ચુરણ કરી ટાઢા પાણીમાં આપવી.

(૬) મુશળી, ગંગેટી, એખરો, ઉંટીગણુ, ગળોસત્વ, કડાયેગુંદ, એ ઓસડ ટાંક ૫ સાકર ટાંક ૨૫, લોહ ટાંક ૨ ફાકી ૧ ટાંક પાણીમાં લેવી.

(૭) દુધેલી, જીરૂ, સાકર ચૂર્ણ ચોખાના ધોણ સાથે.

(૮) ત્રિફલાં, દેવદારૂ, હળદર, ઇંદ્ર વારણા, મોથ સમભાગે કવાથ કરી પ્રતિવાસ સાકરનો લેવો.

(૯) જેઠીમધ, ગોખરૂ, આંબળાં ગળોસત્વ સાકરથી ફાકી.

(૧૦) ગોખરૂ મધ સાકર સાથે અવલેહ.

## ૨૦૪ પરમાપર ઇન્દ્રી જુલાબ—

રેવતચીની, એલચી, કબાબચીની, પાષાણભેદ, હજરતજહુર, (જવખાર) કાથો સફેદ જીરૂં સફેદ મુળાનાં બીજ, સુરોખાર એ સર્વ એક એક તોલો લેવાં.

હળદરના ગાંઠીયા તોલા ૨ કેસુડાંનાં ફુલ તોલા ૪ સાકર તોલા ૧૬ તેનાં પડીકાં ૧૬ કરવાં. સવાર સાંજ દુધચોખા દીન ૧૪ ખાય તો પરમો જાય.

(૨) પ્રમેહનું ઓસડ—ગંધો બેરજો તોલા ૧૫ કુંવારનું પાણી શેર ૧૫ લાવી ઉકાળી ૭ શેરને આશરે રહે ત્યારે ગંધોબેરજો કાઢી સુકવી વાટકામાં લઇ તોલો ૦। સવારમાં ગાયના દુધ સાથે ખાય ફુલફાના પાણી અગર પાણી સાથે દીન ૭ ખાય તો પરમો જાય. ( અજમાવેલ છે )

(૩) પરમાપર ખાવાની ગોળી—રેવંતચીની ખટાઇ પાંચ તોલા, બાવળનાં લાકડાની

રાખ તોલા ૧ાા ગોળ જુનો તોલા ૫, પાન ચાર પાંચ વાટી તેના રસમાં બોર બરાબર ગોળી વાળી પાણી સાથે દીન ૭ થી ૧૪ સુધી ખાય તો પરમો જાય. પેશાબની રાહે છાછરાં નીકળી પડે. ( અજમાવેલ છે ).

(૪) પ્રમેહનું ઓસડ—ભાંગ નવી શેર ૧, સુરોખાર કલમી શેર ૨ ભાંગ ઘુંટી લુગડામાં ગાળી પાણી શેર ૧૫ કરી ચુલા પર મુંકી જોસ કરી પાણી બળી જાય ત્યારે તોલો ૦ા ખાવું મધ તોલા ૫ પાણી શેર ૦ાા મીલાવી પીએ. દીન ૭થી૧૪ સુધી પીવું. પેશાબનું જલન જાય. પરમો જાય.

(૫) પરમા ઉપર સુખડનું તેલ યુક્ત ઓસડ માજુફલ, વાંસ કપુર, મસ્તગી કલમીનું મગજ, શીંગોડાં, એલચી, એ સર્વે વાટી સુખડના તેલમાં મરદન કરે. માસ ૨–૩ સુધી ખાય. ઉપર સાકર તોલા ૨ નું શરબત પીએ.

(૬) પરમાની પીચકારી—ગાયનું દહી ૧ાા શેર બોદાર સીંગ ૪ માસા, મોરથુથુ ૭ માસા, સફેદ માટી ૪ માસા વસાણું વાટી તેને દહીંમાં નાખી પોટલી બાંધીને નીતરતું પાણી લઈ તેની પીચકારી મારવાથી પરમો જાય.

(૭) પીચકારી—અગર ચુનો શેર ૨, નવસાર તોલા ૫ બનાવવાની વિગત–ચુનો પાણી શેર ૧૦ માં બીંજવીને ચુનાનું નીતરતું પાણી લઈને ત્રાંબાના વાસણમાં નાંખી નવસાર પાણીમાં ઘસીને નાખે. બાદ ઢાંકી મૂકી દિન ૩ ત્રાંબાના ઠામમાં રાખ્યા પછી શીશામાં ભરી મૂકે ને પછી પીચકારી મારે પરમાથી મોઢું આવ્યું હોય તો કોગળા કરવા, જખમ રૂઝે, આંખ ઉપર પોતાં મુકે આંખની લાલી જાય, કાનમાં નાંખે તો કાનના ચસકા જાય માથાપરની ખોપરી દુખતી હોય તો કપડું પલાળીને મુકેથી આરામ થાય.

(૮) પરમાની બત્તી—(૧) ખેરી લોબાન, સફેદો તો ધોએલ હીરાદખણ, નીશાસ્તો, બાવળનો ગુંદ, ગુજર સર્વ બરાબર લૈ વાટી સ્ત્રીના દુધમાં મેળવી પીચકારી મારે અથવા મુરઘીના એદાની સફેદીમાં મીલાવીને કબજીમાં બત્તી મુકે–જખમ જાય–પરમો જાય, (૨) સફેદો ધોળો દ્રામ ૧૪, બાવળનો ગુંદ દ્રામ ૧૦, અફીણ મીસ્રી દ્રામ ૨, કડાયો ગુંદ દ્રામ ૨ વાટી એદાની સફેતીમાં બત્તી કરી કબજીમાં મુકે અથવા પાણીમાં વાટી કબજીમાં પીચકારી મારે તો જખમ રૂઝે પરમો જાય.

કાઉના બીજ દ્રામ ૧૨ મધ સફેદ દ્રામ ૬ ફટકડી માસા ૧૨, બોદાર માસા ૧૨, બોળ માસા ૬ જવનાં છોતરાં દ્રામ ૧૨, બરાસકપુર ૬ ચણોઠી ભાર બનાવવાની વિગત જવનાં છોતરાં, કૌબીજ, ગુલાબનાં ફુલ, દાડમનાં છોતરાં પાણી શેર ૬ માં નાંખી ઉકાળી પાણી શેર ૩ રહે ત્યારે શીશો ભરી મુકવો. કબજીમાં પીચકારી મારે પરમો જાય.

(૯) પરમાનો મલમ—સફેદ શંખજીરૂ, કાથો સફેદ, ખેરસાર, ગુલે અસ્માની. કપીલો, હીરા દખણુ, બોદારસીંગ, ગોદંતી, તમાકુ, રાળ,સીંદુર, બરાસકપુર સર્વ બરાબર લઇ ગાયનું ઘી નાંખીને મલમ કરી લુગડાની બત્તી કરી કબજીમાં મુકવું. જખમ રૂઝે પરમો જાય.

(૧૦) પેશાબ વારંવાર આવતો હોય તેનો ઈલાજ. ઈસબગુલ ૮ તોલાનો લુવાબ કાઢીને રોગન ને ગુલ ૧ તોલો નાંખીને દીન ૫–૭ પીએતો આરામ થાય.

(૧૧) ટીપું ટીપું પેશાબ થાય તેનો ઇલાજ, ચીત્રા છાલ તોલા ૭॥ કુટી કપડછાણુ કરી ગાયનું દુધ શેર ૪ પાણી કુવાનું શેર ૬ સર્વે એકત્ર કરી પકાવે. દુધ શેર ૩ રહે ત્યારે સાકર ૭॥ તોલા નાંખી પીએ તો આરામ થાય.

(૧૨) ઉંઘમાં પેશાબ થાય તેનો ઇલાજઃ—કલોજી શેકીને તે બરાબર કબુતરની હગાર લેવું તેમાંથી તોલો ૦। પાણી સાથે ખાય તો આરામ થાય.

(૧૩) પેશાબ બંધ હોય તેનો ઇલાજ—એલાયચી, ટંકણખાર, ગોખરૂ, ક્રમથી હરડાં પીળાં, સુંઠ, અજમલ સર્વ બરાબર લઇ વાટીને તો–૧ મધમાં ખાય તો આરામ થાય.

(૧૪) સેવતીયા પરમાનો ઈલાજ ( શુક્રમેહ ) સેવતીયાપર એનું એવું લક્ષણુ છે કે પેશાબને મોઢે ચીકણું પાણી આવે. બીજું સ્ત્રી પાસે જતાં છુટી જાય. બહુફલી, સતગળો, કૌચાં, વડગુંદાં, તાલીમખાના, મુસળી કાળી, ગોખરૂ મોટાં, ગોખરૂં નાનાં તુખમે ઉતાગની ( ઓટીંગણનાં બી ) ઇન્દ્ર જવ, ( મીઠા ) રૂમીમસ્તગી, પલાશબીજ, કબાબચીની, મુશળી સફેદ, દાલચીની, તોદંડી સફેદ, તોદંડી લાલ, તોદંડી પીલી. ગુલખેરૂનાં ફુલ સર્વ એક એક તોલો લઇ એના બરાબર સાકર લઈ વાટીને તોલો ખાય, દુધ પીએ, ધાત જાડી થાય કમરનું દરદ જાય. સેવત થાય, કૌવત થાય.

## ૨૦૫ વાળ ન ઉગે તેવો ઈલાજ—

દાઢી, મૂછ, બગલ, છુપી જગો ઉપર વરસની છોકરી છોકરાની ઉમર હોય ત્યારે ઘોડાનો પરસેવો મસળેતો વાળ ન આવે.

## ૨૦૬ જુલાબની માજુન.—

સોનામુખી તોલો, લવીંગ, છીરકારી એલચી, નાની એલચી, મોટીના દાણા, કપુર-કાચલી, ગુલાબનાં ફુલ, સર્વે સવા સવા તોલો લઈ સાકર સોળ તોલા મધ તોલા ૩૬ કુટી કપડછાણુ કરી દસ્તુર મુજબ માજુન કરે તોલો ૧ ગરમ પાણી સાથે ખાય જુલાબ ખાસ લાગે, પેટનું દદદ, છાતીનો બલગમ જાય ( અજમાવલ છે ) (૨) સોનામુખી આઠ તોલા. ગુલાબનાં ફુલ ચાર તોલા, નસોતર ૪ તોલા સાકર ૪૭ તોલા હરડાં પીળાનું દળ, આમળા, ધાણા, મજીઠ, હરીયા શુંદ સવા સવા તોલો. વીધિ સોનામુખી, ગુલાબનાં ફુલની સોતર પાણીમાં દીન ૨ બે સુધી ભીંજવી મુકે પછી ગરમ આતસ પર પકાવે. પાણી

શેર ાારહે ત્યારે લુગડામાં ગાળીને કુચા નાંખી દેવા. સાકરનો શીરો કરી બીજા વાસણમાં નાખી માજુન કરે, તોલો ાા ગરમ પાણી સાથે ખાય, પેટના દરદ, છાતીનો દુખાવો જાય. નાલકોટ જાય, આંખ તથા માથાને ફાયદો કરે.

## ૨૦૭ તાવ તીલ્લી–જલંદરની દવા.—

શંખદ્રાવ—લીંબુ મોટાં ૧૦૦ નો રસ કાઢી મનશીલ શેર ાાા લાલ જવખાર શેર ાાા, ગાયનું ઘી શેર ાાા સર્વને એકત્ર કરી મરતબાનમાં ભરી મોઢું બંધ કરીને દીન ૧૪ સુધી જમીનમાં ગાલે. પછી કાઢી દીન ૭ તડકામાં મુકે. બાદ કામમાં લાવે. એનું નીતરતું પાણી તોલો ાપીએ ને તરત ઘી ખીચડી અવશ્ય ખાય. વાઇની ગાંઠ જાય, લોહીની ગાંઠ જાય, જલંદર જાય. (અજમાવેલ છે.) આ અરકમાં કબુતરનું પીછું નાખે તો બળી જાય.

## ૨૦૮ પેટમાં ગાંઠ થઇ હોય તેનો ઇલાજ.

રાઈ હળદર બરાબર લઇ ને વગર જણેલી બકરીના મુત્રમાં ખરલ કરે. તોલો ૧ થી ાાા ખાય. પેટનો વા જાય. પ્લીહ જાય.

## ૨૦૯ પીઆ પર લગાડવાનો લેપ.

(૧) ગુગળ ઉસબા, કીંદરૂ, હીરાબોળ, બરાબર લઇ અંગુરી સુરકામાં મીલાવી લગાડે તો પીઓ જાય. (૨) એળીઓ સીકોતરી, આંબાહળદર, હીંગ ફુલ વેલ, કુંવારના રસમાં બોર બરાબર ગોળી વાળી એક ગોળી ખાય તો પીયો જાય. પેટનું દરદ જાય. (૩) રાઈ જવખાર બરાબર લઇ વગર જણેલી બકરીના મુત્રમાં ખાય–પીઓ તથા પેટ દર્દ જાય.

## ૨૧૦ આંખનું ઓસડ ખાવાનું.—

હરડે મોટી નંગ ૪૦, શેરની ર૭ વાળી લેવી. જેઠીમધ ગાંઠીયા ૪૮ ટાંક, વાંસ કપુર ૧૨ ટાંક, પોલાદ ભસ્મ ટાંક ૨૪, પીપર ટાંક ૧૨, સીંધાલુણ ટાંક ૧૨, કુટી કપડ છાણ કરી તોલો અરધો ગાયના ઘી સાથે કે મધ સાથે ખાય તો આંખે રોશનાઈ કરે. દીમાકની ખુશકી જાય. માથું દુખતું મટે–ભુખ લાગે–બીજા ઘણા ફાયદા છે.

## ૨૧૧ મરડો.

હીમજ હરડે. શેર ૧ શુંઠ શેર ા વરીયાળી શેર ા સંચળ શેર ા લાવી એરડી તથા તેલમાં તળી લાલ કરવી પછી લુગડેથી સાફ કરી કુટી હાથેલી ભરી તાજા પાણી સાથે ખાવી. મરડો. હંગામણ ગમે તેવો હોય તો પણ આરામ થાય. (અજમાવેલ છે).

## ૨૧૨ હંગામણ.—

(૧) અફીણ, હીંગ, આંબાની ગોઠલી, બરાબર મરી બરાબર ગોળી આવલના દાણા સાથે ગોળી ૧–૨ ખાય હંગામણ જાય. (૨) ખારેક મોટી લાવી ઠલીયો કાઢી તેમાં અફીણ ઘાલી ચોખાના લોટથી લેપ કરી. લુગડાં વીટી અગનમાં ભરી બાફી કાઢી બરોબર

૧૨ ગોળી વાળે ૧–૨ ગોળી ચોખાના ધોવણમાં ખાય. હંગામણુ બંધ થાય. ગોળી એક દુધ સાથે ખાય તો બંધેજ થાય.

## ૨૧૩ આમણુ બહાર નીકળતી હોય તો.—

સફેદો, ગુલેરમાની, ફટકડી, માયફલ સમવજને લઈ બારીક સુરમા જેવું કરી દાબવું અથવા ઘસી આમણુ ઉપર લગાડવું (૨) સફેદો માયફલ બરાબર લઇ બારીક કરી પ્રથમ આમણુ ઉપર અળશી તેલ લગાવી ભુકો દાબવાથી ૩–૪ ઘડી સુધી આરામ રહે, વડગુંદાં મીઠા તેલમાં તળીને લાલ કરે પછી આમણુ ઉપર દાબે આરામ થાય દીન ૭ સુધી કરવું.

## ૨૧૪ ઓકારી બંધ કરવાનો ઇલાજ.—

(૧) વાવડીંગ હુકામાં ભરીને દીન ૫–૭ પીએ. બંધ થાય પેટની ચુક જાય. (૨) ધાણા તથા દીકામરી પીએ. (૩) લીંબડાની લીંબોળી તોલા ૨ એ મરી કાળાં તોલો ૧ ચણીયા બોર બરાબર ગોળી ૨–૩ ખાય તો ઓકારી બંધ થાય છે.

## ૨૧૫ ચુંકનો ઇલાજ.

સાબરસીંગુ બાળેલું ૦। થી ૦॥ દ્રામ ગુલાબ તો. ૫ પાણી તોલા ૫ માં પીએ પેટની ચુક જાય. કોલેરા બંધ કરે.

## ૨૧૬ કોલેરા બંધ કરવાનો ઉપાય.—

આકડાનાં મૂળ ચાવીને તેનો રસ પીચકારી ૩–૪ ગળીને પાણી પીએ પ્યાસ લાગે તો મધ પાણી પીએ. ઓકારી બંધ.

## ૨૧૭ હબ્બીઅત.—

ટંકણુ માસા ૪. પારોદ્રામ૧, નરમાનાં ફુલની કળી વગર ખીલેલી. ૧૦૧ લેવી. વિધિ. ભોરીંગણી લીલીના રસમાં ભીંજવીને દીન બે સુધી રાખી બાદ લુગડે ગળી સાફ કરે બાદ નરમાનાં ફુલની કળી નાળીયેરની કાચલીમાં નાખે. લાકડાના કટકા વતી ઘુંટે એક એક કળી નાંખતા જાય ને ઘુંટતા જાય દીન એક સુધી ઘુંટે પછી ટંકણુ નાંખી ઘુંટે. ચણા બરોબર ગોળી કરી જમીને ૧–૨ ગોળી ખાય. ખાણું પચે દીલને દિમાકને ઘણી ખુશી આપે અને જઇફતા જઇ જુવાન થાય.

## ૨૧૮ શ્વાસ–દમ.—

ભોરીંગણી, સંચરખાર, પાપડીયોખાર, સીંધાલુણુ સર્વે બરાબર બે ત્રણ તોલા કુટીને લુગડાની થેલીમાં ભરે અને આકડાનાં પાંદડા શેર ચાર કંટાળા થોરના પાંદડા શેર ૪ લાવી હાંડલું મોટું લાવી તેમાં અરધાં નીચે પાથરી તે ઉપર દવાની થેલી મુકી બીજા પાંદડા ઉપર પાથરવાં. માંટલાનુ મુખ બંધ કરી ગજપુટ આંચમાં ફુકી દે બે ત્રણ ચાવલ ભરખાય, તુરત ઘી ખીચડી અગર ખીચડીના નવાલા સાથે ખાય. ખાંસી કફ, દમ–શ્વાસ છાતી સાફ કરે.

## ૨૧૯ ખેનના રોગનું (ક્ષય)

નૌવખાર, પીપળામુળ. અકલકરો, દાલચીની કાળીમુશલી, ધોળી મુશલી, લવીંગ પીપર, સાજીખાર, સર્વે બરાબર લઇ પછી કંટાળા થોરનું લાકડું લાવી કોરી તેમાં ઓસડ ભરી મોઢું બંધ કરી માટીનો લેપ કરે. ભાડભુંજાની ભાડમાં મૂકી એક પહોર રાખી કાઢી છાણુમાં કુટે. ચપટી ૧–૨ પાનમાં ખાય. ખાંસી, શ્વાસ, દમ, છાતીનો બલગમ જાય. (અજમાવેલ છે.)

## ૨૨૦ બવાસીર–અર્શ.—

ગાયના સીંગડાના ફ્હાસની ધૂણી દીધાથી અર્શ સુકાઈ જાય

(૨) મેથી કુટીને ધતુરાના રસમાં પકાવી બાંધે દીન ૭.

(૩) ઝેર કોચલું, અફીણ, તમાકુ લગાડે આરામ,

(૪) એળીયો, લીંબોડી કાંચકાનું મગજ, ચણાભર ગોળી, પાણી સાથે લેવું.

## ૨૨૧ હજીમીએત.–

હળદરના ગાંઠીયા ટાંક ૧૨. સીંધાલુણ ટાંક ૧૮, કાળા મરી ટાંક ૪ વછનાગ ટાંક ૪, શીસાની ભસ્મ ટાંક ૪ પારો ટાંક ૨ એ સરવેને વાટી કેળાના રસમાં તર કરે, પછી લીંબુના રસમાં તર કરે પછી આદાના રસમાં તર કરે બાદ ચણીબોર બરાબર ગોળી વાળે પાણી સાથે ખાય પરમો જાય સળેખમ, વાઈ, ગોળો પેટની ૮૪ તરેહની બાદી જાય. પીડરોગ, સરગાંઠ, પેટની ચુક, બદહજમી, પેસાબની પથરી એટલા વનાં જાય, અનાજ પચે ભુખ લાગે. (અજમાવેલ છે.)

## ૨૨૨ મથાનાં દરદનો ઉપાય—

(૧) આકડાના દુધમાં અડાયાની રાખ ભીંજવી એવી રીતે પટ ૭ દઈ છાંયે સુકવી નાસ આપેથી માથાનું દરદ જાય.

(૨) માથામાંથી નાકની રાહે લોહી જતું હોય ત્યારે ગધેડાંનાં તાજા લીંડાનો રસ કાઢી નાકમાં ટીંપા પાડે. લોહી તુરત બંધ થાય.

## ૨૨૩ રતાંધળો—

ભેંસના કાનનો મેલ લાવી મધમાં મેળવીને આંખમાં આંજે. રાત આંધળા–દીવસ આંધળાને આરામ થાય છે.

(૨) હરડાં પીળાના ઠલીયાનું મગજ મધમાં વાટીને આંખમાં આંજે. દીન આંધળો તથા રાત આંધળાને આરામ થાય.

(૩) આદમીના માથાના વાળ બાળીને સ્ત્રીના દુધમાં મીલાવી આંજેથી ફુલ, છારી જાય.

## ૨૨૪ દાંત—

કાગળ વિલાયતી બાળીને જડબા પર દાબેતો જડબા ફાટેલી તથા પાકેલીને આરામ થાય.

## ૨૨૫ ભીલામાનો ઉતાર—

ચોળેલી આંબલી મેંદો, તલકાળા, તોલા બે બે લઈ કોરા વાસણમાં ભીજવી મોઢે લુગડું બાંધી પછી ઠામમાં મુકે. સવારમાં (ફજરમાં) મસળી ગાળી પીએ અને એના કુચા કાઢી આખા શરીરે મસળે. દીન ૭ કરે. ભીલામાં ઉતરે.

(૨) ભીલામું ઉપડયું હોય તો અખોડનું મગજ ચાર પાંચનું ખાય. ભીલામાં ઉતારી જાય

(૩) શંખજીરૂં ગાયના મસકામાં આખે શરીરે ચોળે તો ભીલામું ઉતરે.

## ૨૨૬ આતશકના પલીતા પાદશાહી—

મોચકપુર તોલા ૪, રાળ તોલા ૪, મસ્તકીરૂમી તોલા ૪, બરાસકપુર તોલા ૪, ગાયનું ઘી તોલા ૪, વાટીને મેલબતી કરે એવી રીતે મેલબતી. ૭—૩—૧ કરે. મેલમાં રોસનાઈ કરે એના અજવાળામાં બેસે. પલીતાને જોયા કરી જખમને જોયા કરે. રાત એકમાં રૂઝાઇ જાય. પાદશાહ હોયતો રૂા. ૨૦૦૦) અને અમીર હોય તો રૂા. એક હજાર લેવા.

## ૨૨૭ આતશકના પલીતા ( નં. ૨ )—

હીંગળો કાચો તોલો ૧, રાળ સફેદ તોલો ૧, ઘી ગાયનું તોલા ૫, વીગત—ઘી રાળમાં ગરમ કરે રંગે સામળું થાય તે વારે લુગડું બાસ્તાનું તસુ ત્રણનું લઇ કકડા ૭ કરી પછી હીંગળો વાટીને પલીતા ૭ કરે પલીતો ૧ સવારે સળગાવી મોઢું બહાર રાખી ગોદડું ઓઢે દીન ૭ કરે. કોગળા કરે. ખોરાક; ગાયનું ઘી ને ચાવલ ખાય બીજું કાંઈ ન ખાવું. અકસીર છે.

## ૨૨૮ આતશક મસીયાનો ઇલાજ—

મોરથુથુ, બોદારસીંગ, શંખજીરૂ, કાથો, હીમજ, હરડે, કોડીપીળીનો ચુનો, ઘઉંના મેંદાનો આટો, સર્વે બરાબર લઈ ભાંગરાના રસમાં ઘશીને લગાડે અગર પાણીમાં ઘસીને લગાડે. મશીયો વા જાય. આતશકના મસાને ફાયદો કરે,

## ૨૨૯ મશીયા વાનો ઇલાજ—

મોરથુથુ તોલા ૨, શરાબ અંગુરીયાનો કે મહુડાનો તોલા ૧૨ એકત્ર કરી દી. ૧૭ સુધી તડકે મૂકીને લગાડે. મશીયો વા જાય. બવાસીરના મસાને ફાયદો કરે.

## ૨૩૦ મીસીપીપડીની—

આંબલીનાં પાંદડાં શેર ૧ લીંબડાનાં પાંદડાં શેર ૧ વડનાં પાંદડાં શેર ૧ ખેરનાં પાંદડાં શેર ૧ સોપારી કાળી શેર ૧, મોરથુથુ ટીકડી પર ફુલાવેલો શેર ૦ાા. વીગત કાથો મોરથુથુ એ બે વિના બીજા વસાણાં હાંડલામાં ભરી મોઢું બંધ કરી ખાડો ખોદીને આંચ કરે. કાઢી કુટી કપડછાણ કરી મોરથુથુ કાથો મેળવી કામમાં લાવે. ગાયના ઘીમાં મોલાવી પાણો ૨૫ થી ધુવે. લગાવેથી માથાનો આજાર, ઉંદરી, મોઢામાં વાસ, મોઢાના રોગ જાય, દાંત મજબૂત થાય, ભુકનીથી તાળવાનાં નાસુર સુકાઈ જાય. આ મશી ઘણી સારી છે.

## ઉંદરીનો મલમ—

વડનાં પત્ર, બાવળનાં પત્ર, પીપરનાં પત્ર, બોરડીનાં પત્ર, વડગુંદાની છાલ ઝાડની, ડુ ફુલાવેલ, માજીફલ, પરવાસ, સોપારી, કપીલો, મરીકાળાં, આંબળાંદળ. વિગતઃ— યુ કાથો કપીલા વીના બીજા વસાણા કોરા મોરીયામાં ભરી ખાડો ખોદી લગાડે કરે પછી કાઢી બીજા વસાણામાં નાંખી કામમાં લાવે લગાડે ગાયના ઘીમાં મેળવી ı પાણીથી ધોઇ લગારુ–માથાનું ગુંજ–ગુમડુ–ઉંદરી, ખોડો જાય. (અજમાવેલ છે).

## ૧ બુકની–એલાયચી—

સીંદુર બેતોલા, એલચી દાણા અગરાઇ તોલો ૧ા, ટંકણખાર ફુલાવેલ માસા ૯, ને વાટી દી ૧૧ સુધી જખમ પર દાબેતો આતશક નાની જખમ રૂઝે. તાળવાના ર સુકાઈ જાય.

## ૩ બુકની–હીરાકશી—

હીરાકશી તોલો ૦ા, માંજીફલ તોલો ૧ તથા હળદર તોલો ૧ દાડમનાં છોતરાંની ı તો. ૧ વાટી દાબે તો આતશકના જખમ રૂઝાઇ જાય. જખમનું લોહી બંધ કરે.

## ૩૪ બુકની–કાથાની—

કાથો ૧ા તોલો એલચી દાણા એક તોલો કલાઇ સફેદો ૧ તોલો વાટી મોઢામાંનું : લગાવી દાબેતો મટી જાય. પોપડા વળગી જાય. આ બુકની ઘણી સરસ છે. (અજ- વેલ છે.)

## ૩૫ બુકની—

બકરીના પેડુનાં પાંસળાં બાળી વાટીને દાબે તો જખમ રૂઝે કે સુકે.

## ૩૬ લીલા ખરજવાનો મલમ—

ગાયનાં ફણસાં સીંગડાની જડની બાળેલી રાખ તોલા ૫, સોપારી તોલા ૨ બાળેલ વીંગ તો. ૨ ફુલાવેલ મોરથુથુ તોલો ૦ા ગાયનું ઘી શેર ૦ા લીંબુનાં પાદડાં તોલા ૧૦ સ લીંબડાના પાન તોલા ૫ વીગત–પાંદડાને કુટી પાણી નાંખી રસ શેર ૪ કાઢી પછી ોમાં નાંખી પકાવવાં પાણી શેર ૧ ને આશરે રહે ત્યારે ઉતારી ટાઢું પાડે. વસાણું કુટી ળવી કામમાં લે. આતશકના જખમ સર્વ રૂઝે. ખરજવું લીલું રૂઝે.

## ૨૩૭ મલમ—

રાખ સફેદ, આઠ તોલા, કાથો સફેદ ચાર તોલા, બોદાર તોલા ૧ાા, ફટકડી ફુલાવેલ ૧ાા તોલા, પાણી કુવાનું શેર ૧૬ વસાણાં કુટી કપડછાણ કરી તેલ પાણી વતી કાંસાની થાળીમાં હાથથી ફીણી કામમાં લાવે. જખમની ગંદકી જાય. જખમને લાલ કરે. અંગુર લાવે–આતશકનો જખમ રૂઝે. મલમ ઘણો સરસ છે.

## ૨૩૮ મલમ લાલ–સફેદ—

કાથો સફેદ, બોદારસીંગ, મોરથુથુ ફુલાવેલ, સર્વ બબે તોલા, પાણી કુવાનું તોલા ૮ તેલ તોલા ૮ મીઠું ઉપર પ્રમાણે કાંસાની થાળીમાં કાંસાના વાટકા વડે વાટી કામમાં લાવવું. નાસુર વિનાશ થશે.

## ૨૩૯ મલમ—

બોદારસીંગ જરદ, ગાયપથ્થર, સફેદ સિંદુર, સમાલુપત્ર સર્વ અરધો અરધો તોલો, રાળ શેર ૦।, મસ્તકી રૂમી તોલા ૨, મોમ તોલા ૪, ગાયનું ઘી શેર ૦॥. મોમ, રાળ, ઘીને ગરમ કરી તેમાં બીજાં વસાણાં નાખી દીન ૧ સુધી વાટે. દીન ૭ સુધી તડકે રાખે.. સઘળી તરેહના જખમ રૂઝે. ( અજમાવેલ છે ).

## ૨૪૦ કુતરાની જુબાનનો મલમ—

કુતરાની જીભાન બે તોલા, જંગાલ તોલો ૦ ૧ પા, મોરથુથુ તોલો ૦॥, જીરૂ ઉથમું, તોલો ૦॥, હીંગળો તો. ૦॥ ગંધો બેરજો તો. ૦॥।, ગુજર તો. ૦॥। સરકા અંગુરી તોલો ૧॥, મધ તોલા ૨।, મોમ તોલો ૧। મોગરેલ તો. ૫ મેળવી મલમ કરવાથી રૂઝાય છે. આ મલમ ઘણો અજાયબ રૂઝ કરે છે.

## ૨૪૧ મલમ હીંગળાનો—

હીંગળો તોલા ૪, સીંદુર તોલા ૪, બોદાર તોલા ૭, મોરથુથુ ફુલાવેલ તો. ૦।, મુરઘીના બેદાના છોતરાનો ચુનો તો. ૧॥. અરધ, મોમ તોલા ૪, ગાયનું ઘી તોલ શેર–૦॥ મેળવી મલમ કરવો. આતશકના જખમ રૂઝે છે.

## ૨૪૨ મલમ—

સોનાગેરૂ સાતતોલા, રાખ તોલા સાત, સીંદુર તોલા ૩। સવાત્રણ, મોરથુથુ ફુલાવેલ ૦॥। પોણો તોલો ઘાપથ્થર પોણો તોલો, શંખજીરૂં ૦॥। તો. ફટકડી ફુલવેલ ૦॥। તોલો મોમ ૫ તોલા તેલ મીઠું શેર ૧ તેલ, મોમ, રાળ ગરમ કરી બાકીની ચીજ નાંખી પાણી નાખી મલમ તૈયાર કરવો. સાતપાણીથી ધુવે, લગાડે, આતશકના જખમ રૂઝે. રતવા જાય.

## ૨૪૩ બ્લીસ્ટર—

વિલાયતી ચોખા તથા રાળને અંગુરી સરકામાં વાટે. વિલાયતી ચોખા ન મળેતો તેના બદલામાં નેપાળો લેવો. આ મલમ આંખની પછવાડે મારે તો નજલાનું પાણી નીકળી જાય.

(૨) વાસાઉપર લગાડેતો સન્નિપાત જાય.

(૩) ને જંઘા ઉપર પટી લગાડે તો જંઘાનું દરદ જાય. બ્લીસ્ટર મારેતો ફોલ્લો થાય તે કાતરી નાંખી કેળનું પાદડું બાંધે તે પછી કપુરો મલમ લગાડે તો રૂઝાય.

## ૨૪૪ રતવાનો મલમ—

સોનાગેરૂ તોલો ૦ા, મીણુ તોલા ૫, તેલ મીઠું શેર ૦ાા, મોમ, તેલ, ગરમ કરે પીગળે ત્યારે સોનાગેરૂ નાખેથી મલમ થાય. બીજા પાણીમાં તાઢું પાણી નાખે સાત પાણીથી ધુએ રતવા–ગુમડા મટે.

## ૨૪૫ મલમ હીંગલાનો—

હીંગળો તોલા ચાર, સીંદુર તોલા ૮, શંખજીરૂ તોલા ૪ સફેદ રાળ તોલા ૪, મોમ સફેદ ૮ તોલા તેલ મીઠુ તોલા ૧૬ દસ્તુર મુજબ મલમ કરવો.

## ૨૪૬ મલમ હીંગલો—

હીંગલો, કપુર, સમુદ્રશોષ, વાવડીંગ એક એક તોલો મોરથુથુ માસા ૯, મોમ સફેદ તોલા ૬, તેલ મીઠું ૧૨ તોલા તેલ મોમ ગરમ કરી બીજા વાસણમાં નાખી મલમ કરવો. રૂઝક છે.

## ૨૪૭ મલમહીંગલો—

હીંગલો તોલો ૦ા રાળ તોલો ૦ા, સીંદુર તોલો ૧, તેલ તોલો ૧ સફેદો એક તોલો બોદાર ૦ાા તોલો મોમ ૨ તોલા માખણુ ૮ તોલા. દસ્તુર મુજબ મલમ કરવો. રૂઝક છે.

## ૨૪૮ મલમ હીંગલાનો—

હીંગલો તોલા ૦ાા, લીંબપત્ર તોલો ૦ાા, મોરથુથું રતી બે, રાળ સફેદ તોલા ૫, બોદાર ૦ાા તોલો મરી કાળા દાણા ૧૦ તોલા, કાથો ૧ાા તોલો મોમ ૧ા તોલો ઘૃત ગાયનું ૧૦ તોલા વસાણું બારીક સુરમા જેવું કરી મલમ કરવો. રૂઝક છે.

## ૨૪૯ મલમ જંગાલનો—

જંગાલ તોલો એક, મસ્તગી તોલો એક, રાળ તોલો એક, બોદાર તોલો દોઢ, મીણુ તોલો એક માખણુ તોલા ૭ મલમ કરે. મુલદાલ માંસ કાઢી નાંખે. જખમ લાલ કરે. રૂઝક છે.

## ૨૫૦ મલમ મોરથુથાનો—

મોરથુથુ તોલા બે મોમ તોલા બે, ગોઘ્રૃત તોલા પાંચ, મલમ કરે. પાણીથી ધુએ. મુડદાલ માંસ સુકાવી નાખે. જખમ લાલ કરે.

## ૨૫૧ મલમ સાબરશંગ—

સાબરસીંગુ મારેલ તોલો ૧, બોદાર તોલા ૩, હળદર તોલો ૧ દાડમી હજારનાં ફુલ તોલો ૧ હીરાદખણ તોલો ૧, ફટકડી તોલો ૧, મોમ તોલા ૪, જેતુરંગનું તેલ તોલા ૧૦ તેલ મીણુ ગરમ કરી અગીયાર દીવસ સુધી ખરલ કરેથી. આતશક રૂઝાઇ સુકાઇ જાય.

## ૨૫૨ મલમ તોલા અર્કદુધ—

અર્કદુધ બાર તોલા, મીઠું તેલ ૨૪ તોલા, હીંગલો, મોરથુથુ, રાળ, કપીલો દરેક એક

એક તોલો તેલમાં દુધ નાંખી જોસ કરે. દુધ શીજી જાય એટલે લુગડામાં ગાળી બાકીનાં વસાણાં નાંખી મલમ કરવો. આતશકનાં ઘણુ નવાં જુનાં રૂઝે.

## ૨૫૩ મલમ ખેરસાણી દુધનો—

ખેરસાણીનું દુધ તોલા ૧૬, ભીલામાના દાણા એકવીશ, લીંબડાના પાન લીલાં તોલા ૫, બોદાર તોલા ૨, મોરથુથુ તોલા ૨, જંગાલ તોલા ૨, હીંગલો તોલો ૧ પારો તોલો ૧, કબાબચીની તોલો ૧ એલચી તોલો ૧, રાળ તોલો ૧, ફટકડી તો. ૧, ટંકણખાર તોલો ૧, સીંદુર તોલો ૧ ગાયનું ઘી શેર ૦ા વિગતઃ—લીંબડાનાં પાનને ઘુંટી ટીકડી કરી ઘીમાં તળી કાઢવી. ભીલામાં તળી ભાંગી જાય ત્યારે કાઢી નાંખી એ પછી ખરસાણી દુધ ઘીમાં નાંખવું દુધ સીજી જાય ત્યારે બીજાં વસાણાં નાંખવાં. ભીલામાને દીન ૧ સુધી ફુતકા વતે ઘુંટી લગાડે તો કંઠમાળના જખમ રૂઝે. નાસુર ભગંદર રૂઝે.

## ૨૫૪ મલમ મોરથુથુ—

મોરથુથુ, કબાબચીની, એક એક તોલો ગોઘૃત પાંચ તોલા મેળવી મલમ કરે. દીન ૧ ખરલ કરે, લગાડે. મડદાલ માંસ કાપી નાંખે. જખમ લાલ કરે.

## ૨૫૫ મલમ મોરથુથુ—

મોરથુથુ ફુલાવેલ તોલા બે ફટકડી ફુલાવેલ તોલા બે કપુરની મીણબત્તી ૩ નંગ ગાયનું ઘી ૯ તોલા મલમ મુડદાલ માંસ કાપી જખમ લાલ કરે છે.

## ૨૫૬ મલમ સફેતાનો—

સફેદો ૫ તોલા, કપુર તોલો ૧, બોદાર તોલો ૦ા, મોમ તોલા ૨ા રોગન ને ગુલ તોલા ૫, નો મલમ બનાવી ઉપયોગ કરે તો જખમ રૂઝે કાનમાંનું પરૂ બંધ કરે છે.

## ૨૫૭ મલમ સફેતાનો—

સફેતો તોલા ૧૦ કપુર તોલા ૩, મોમ તોલા ૬ રોગન ને ગુલ પંદર તોલા. મલમ કરે. કાનનું પીપ બંધ કરે. કાનના ચરકા જાય, ઘા રૂઝે.

## ૨૫૮ મલમ ગુલે અરમાની—

ખેરસાર, કાથો પાપડીયો, હીરાદખણ, બોદારસીંગ, બરાસકપુર, ગાયપત્થર, તવાશીર, રાળ, સીંદુર, સરવે બરાબર લઈ અરધ ભાગ ઘીમાં મીલાવી મલમ કરવો. પીત્ત જખમ જાય. પરમાવાળાને બત્તી કરી કબજીના કાણામાં મૂકેથી પરમો જાય.

## ૨૫૯ મલમ પારાનો—

પારો હરણીયો શેર ૦ા સફેદો કલાઇ તોલા ૧૫, મીણબત્તી તોલા ૧૦, કપુર તોલા ૫, મોગરેલ તો. ૨૫ લઈ મલમ કરે. દીન ૩ સુધી ખરલ કરે. પારો દરરોજ ૧ તોલો નાંખી

ખરલ કરે રોજ ૨૧ દીવસ સુધી લગાડે તો કંઠમાળ બેસી જાય, જખમ સઘળી જાતના રૂઝે. સુકાઇ જાય, એમ લગભગ દીન ૭ હાથના કાંડાએ ઘસે. મોઢું આવે.

## ૨૬૦ મલમ પારાનો—

પારો તોલો ૧ રાળ તોલો ૧ સીંદુર તોલો ૦।।, ગાયના ઘીમાં મલમથી આતશકના જખમ રૂઝે.

## ૨૬૧ મલમ સીરકાનો—

બોદાર તોલા બે મોરથુથુ તોલો ૧ ગુજર તોલા ૨ જંગાલ તોલા ૦।।, હીરાદખણ તોલો ૧, મસ્તગી તોલા ૩, મોમ તોલા ૪, ગાયનું ઘી તોલા ૧૫, સીરકો અંગુરી ૫ તોલા વસાણું બારીક સુરમા જેમ કરી કામમાં લાવવાં. આતશકના જખમ રૂઝે. મુડદાલ માંસ કાઢી નાંખી જખમની ગંદકી જાય. નાસુર નવા જુના જાય. વાળાના જખમ રૂઝે બીજા જખમો રૂઝે. મલમ ઘણો સારો છે.

## ૨૬૨ જંગલી પ્યાજનો મલમ—

પીયાજ જંગલી ૨૧ તોલાનો રસ કાઢવો પછી તેમાં મીઠું તેલ ૨૧ તોલામાં નાખી પકાવવું રસ સઘળો સીજી જાય ત્યારે જંગાલ ૧ તોલો, એલીયો સીક્રાતરીયો ૧ તોલો, ગંધો બીરોજો ૨ તોલા, મોમ ૨૧ તોલા નાખી મલમ કરવો દીન એક ઘુંટવો. નાસુર, માથાના જખમ, વાળાના જખમ અને બીજા જખમ રૂઝાય છે.

## ૨૬૩ જંગલી પ્યાજનો મલમ—

જંગલી પ્યાજ તોલા ૨૧ નો રસ કાઢી તેમાં તેલ મીઠું શેર ૦।।। પકાવે રસ સઘળો સીજી જાય ત્યારે જંગાલ તોલો ૧, એળીયો તોલો એક બોળ તોલો એક મોમ તો. દશ ઉપર મુજબ મલમ કરી લગાડવાથી કંઠમાળના જખમ રૂઝે. સુકાઈ જાય.

## ૨૬૪ શંખાલુનો મલમ—

સંખાલુનાં પાંદડાં શેર કુટીને પાણી નાંખી દોઢ શેર રસ કાઢી તેલ મીઠું શેર ૦।।, તોલા ગંધો બેરજો ૩ તોલા, મીણ એક તોલો સફેદ લોબાન ૧ તોલો, કાથો એક તોલો, સફેદ રાળ ચાર તોલા, સફેદો ૧ તોલો બોદાર એક તોલો સીંદુર ૧ તોલો તમાકો બાળેલો એક તોલો, સીપચુનો ૦।। તોલો મોરથુથુ ફુલાવેલ ૦।। તોલો સંખાલુનો રસ તેલમાં જોશથી સઘળો બળી જાય ત્યારે તેલમાં સેરી લોબાન, મોમ, બેરજો નાંખીને જોશ કરી સર્વત્ર એકત્ર થયે બીજાં વસાણું નાંખી મલમ કરવો. દીન એક સુધી લીંબડાના કનક વતે ઘુંટી લગાડે તો આતશકના તથા શીયાળ, વાંદરૂં કુતરૂં કરડયું હોય તેના તથા તલવાર—તીર—ભાલો એટલાના જખમ જાય.

## ૨૬૫ મલમ ભીલામાનો—

ભીલામાનાં બીજ, તેલ મીઠું શેર ૧, મોથ શેર ૦।। મોરથુથુ, ટંકણ, બોદાર, બેરજો,

સીંદુર, એળીયો, બોળ, સફેદો, સર્વે સવા તોલો લેવાં. ભીલામાં તે તેલમાંજ શેકી ભીલામાં જ્યારે ફાટી જાય ત્યારે કાઢી નાંખી બીજા વાસણુમાં નાંખી દસ્તુર મુજબ મલમ એક દીન કરવો. લીમડાના કુતકાલથી ઘુંટે. આથી જખમ રૂઝે. વાઘ, વાંદરૂ, કુતરૂં, કરડેલ જખમ રુઝે.

## ૨૬૬ ગંધાબેરજાનો મલમ—

ગંધોબેરજો ૩૫ ટાંક એળીયો ૩૫ ટાંક, મોમ ૩૫ ટાંક મોરથુથુ ૩૫ ટાંક, જંગાલ ૧૫ ટાંક પ્યાજનો ગાંઠીયો ૧ ગાયનું ઘી શેર ૧ દસ્તુર મુજબ મલમ કરવો. જુનાં નવાં નાસુર મટાડે છે.

## ૨૬૭ જખમની જમીન ફાટી હોય તેનો ઇલાજ—

તેલ મીઠું, સુરકો અંગુર, નીમક બરાબર લઇ કાંસાની થાલીમાં હાથ વતી ઘીણીને લગાડેતો જખમ ફાટેલ મટી જાય.

## ૨૬૮ જખમનું તેલ—

હળદર, દારૂહલદર, જેઠીમધ, દેવદારૂ, એળીયો, ચુલા ઉપરનું ધુસ, સરવે બે બે તોલા પાણી શેર ૩ાા તેલ મીઠું શેર ૧ વસાણાં અધ ખોખરાં કરી દીન ૧૧ સુધી ભીંજવી મુકે પછી નરમ આતસથી પકવે. પાણી બળી જાય ત્યારે લુગડામાં ઘાલી શીશામાં ભરી મુકે. જખમનું લોહી બંધ કરે. ઉદાગાવસી નાંખી ઉપયોગ કરે તો અકસીર છે.

## ૨૬૯ મલમ–પારાનો—

પારો તોલા ૫ ટરપનટાઇન ૫ તોલા સીંદુર શેર ાા મીઠું તેલ શેર ૧ પારો ટરપનટાઇનને ખલમાં નાખી વાટવો. પારો મળી જાય. પછી મલમ બનાવી મેળવી ઘુંટી કામમાં લાવે. ચસકા, કળતર, બદ કંઠમાળ વગેરે જાય. મલમ ઘણો સારો છે.

## ૨૭૦ મસ તથા બાલ કાઢવાનો ઉપાય—

હરતાલ, પાંચ તોલા વરકી, હરતાલ અંગ્રેજી, સાજીખાર તોલા ૫, ચુનો પાનમાં ખાવાનો કાચો તોલા ૧૦, વસાણા કુટી સીસામાં નાંખી પાણી આંગળ નાંખી વસાણું તરતુ રાખે. દીવસ ૨૧ સુધી તડકામાં મુકે દીન એકમાં પાંચ વાર હલાવે એનું નીતરતું પાણી લઇને તેના બરાબર મીઠું તેલ નાંખીને નરમ આગમાં પકાવી મીલાવી લાગાવેતો બાલ–મસા દુર થાય.

## ૨૭૧ જુબાની (જીભ) નીચે ગોસવે છે તેનો ઇલાજ—

પાપડીયો ખારો, સંચર ખાર, સીંધાલુણ, જીરૂં સફેદ ગાયના ઘીમાં મલાવી જીભ નીચે મુકે. રોગ મટે.

## ૨૭૨ માથાના કોવાડનો ઉપાય—

કપીલો ૧ તોલો, કપુર ાા તોલો કરંજીઆ તેલમાં લગાડવાથી માથાનાં ગુમડાં જાય.

## ૨૭૩ માજુન કણેરના ઘીની—

જાયફલ, જાવંત્રી, કૌચાં, એલચી, વાંસકપુર, લવીંગ એક એક તોલો લઇ જાફરાન ૦ાા તોલો ખોરાસાની અજમો ૨ તોલા, કનેર સફેદનું ઘી શેર ૧ સાકર ત્રણ વજને નાંખી માજુન કરવી. તોલો ૦૧ પા ખાય, દુધ પીએ નીસો આવે બંધેચ મરદી સેવન થાય. મુજામત કરતી વેળા લહેજત આપે. દીલને ખુશી આપે અમીર લાયક છે.

## ૨૪૪ માજુન ભાંગની—

ભાંગ ૨૧ તોલા જાફરાન ૧ તોલો અફીણ ૧ તોલો આંક સફેદ ૧૦ તોલા ગાયનું ઘી ૨૫ તોલા, કૌચાનું મગજ ૨ તોલા, ધતુરાનું તેલ ૨ તોલા, ધતુરાના તેલમાં કૌચાં દીન ૧૭ ભીંજવી રાખે પછી દસ્તુર મુજબ માઝૂન કરે તોલો ૦૧ ખાઈ ઉપર ગાયનું દુધ પીએ, બંધેચ થાય. સોલ સોલ ઉભે જાય. રાત્ર એકમાં સાત ઓરતને પુસ્ત કરે. મુજામત કરતાં પુસ્ત આવે.

## ૨૭૫ માજુન મેંદાલકડી—

મેંદાલકડી, સાલમમીસ્રી, ગોખરૂ, તુખમે ઉતાવસ (ઓટીંગણુ) બલબીજ, એખરો, કૌચાં, સફેદ મુસળી, જેઠીમધ, સોઆફ (સોફ?) પરાવશ (પકવાસ) માજીફલ, મુતીયો ગુંદ, બાવળનો ગુંદ, સોનામુખી એલચી, ચીની શીતળ બાફેલી, ઇંદ્રિજવ મીઠા, વડગુંદા, તેજબલ, કબાબચીની, શીંગોડાં, મૂળાનાં બીજ, ગાજરનાં બીજ, એક એક તોલો લેવાં ધાણા, ખપાટનાં બીજ, ખોરાસાની અજમો. જાયફળ, જાવંત્રી, તમાલપત્ર, સર્વે બે બે તોલા, નાગકેશર, અકલકરો, લવીંગ, લવીંગ જંગલી ગલોનું સત્વ તોલા ૬ છ બદામની મીજ શેર બે જાફરાન તોલા ૦ાા સાકર ત્રણ ગણી મધ ત્રણ વજન માજુન કરે ૧—૨—૩ તોલા ખાય. મરદી થાય. બંધેચ થાય, ૮૪ તરેહની ધાત બંધ થાય. રગ નરમ પડી હોય તો સખત થાય.

## ૨૭૬ માજુમ—સાલમની—

સાલમ મીસ્રી શેર ૦ાા, લસણ કળીનું નસ કાઢેલ. શેર ૦ાા, એખરો શેર ૦૧, ગોખરૂ શેર ૦૧, કૌચાં શેર ૦૧ ખસખસ શેર ૦૧, બદામનું મગજ શેર ૦૧ કપાશીયાનું મગજ તોલા ૨, જાયફળ, જાવંત્રી, લવીંગ, એલચી, દાલચીની, કબાબચીની, અકલકરો, પાનની જડ, સુંઠ, પીપર, મરી સફેદ, ચીતરાછાલ, હરડે મોટીનું દળ, બેડાંદલ આંબળાદળ ફારાન (?) અરધો અરધો તોલો લઇ મુસલી સફેદ તોલો ૦ાાા ગાયનું દુધ શેર ૨૫ મધ શેર ૩ાા, સાકર શેર ૩ાા, ગાયનું ઘી શેર ૦ાાા વસાણા કુટી કપડછાણ કરે બાદ લસણ, એખરો, કૌચા, ગોખરૂ, સાલમને દુધમાં નાખી માવો કરે માવાને ઘીમાં તળી લાલ કરે એખરાને ઘીમાં લગાડી નાંખે. મધ સાકરની ચાસણી કરે જાફરાન ચાસણીમાં નાખે બધાં વસાણાં

ચાસણી થયા પછી નાખે. લીંબડાના કુતકા વતી ઘુંટે તોલા ચાર પાંચ ખાય. દુધ પીએ ધાત બંધ કરે. કમરનું દરદ જાય. ધાત જાડી કરે. મરદી થાય.

## ૨૭૭ કૌચાં માજુન—

કૌચાં શેર ૦।, આંબલીના કચુકા શેર ૦।, ગાયનું દુધ શેર ૧ મધ શેર ૧ કૌચાં કચુકાને કુટી કપડ છાણ કરી દુધમાં માવો કરી ઘીમાં તળી લાલ કરે. મધની ચાસણીમાં નાંખી ૨–૩ તોલા ખાવાથી ધાત વધે. મરદી થાય. કમરનું દરદ મટે.

## ૨૭૮ સ્ત્રીને ધાત બંધ કરવાનો ઈલાજ—

ચણાનો લોટ, લોધર વઠાની બરાબર લઇ તોલો ૧ ખાય દુધ પીએ દીન ૭–૧૪ કરે ધાત બંધ થાય.

## ૨૭૯ લસણની માજુન—

લસણ એક કલીનું નસ કાઢીને શેર ૨॥ લેવું બકરીનું દુધ શેર ૨૭॥, ગાયનું ઘી તોલા ૮ જાયફળ, જાવંત્રી, મરીસફેદ, લવીંગ, એલચી, એલચી દાણા આગરાઈ, દાલચીની, મસ્તગીરૂમી, સુંઠ ત્રણ ત્રણ તોલા લઇ અગર માવર્દી ૧॥ તોલો, જાફરાન ૧॥ તોલો મધ ૭॥ શેર. લસણનો દુધમાં માવો કરે. માવાને ઘીમાં તળી લાલ કરે બીજાં વસાણાં કુટી કપડછાણ કરી માજુન કરી ચાસણી સાથેનો એ માજુન ટાઢી થાય ત્યારે મસ્તગી નાંખી ઘુંટે ગરમ કરે તોલો ૧–૨ ખાય મરદી થાય સાંધે સાંધાના વાયુ જાય, ફાલેજ લકવો મુફાશલ જાય. શરદીના રોગ નાશ થાય. ખોરાકઃ—હલવાના ઘઉંની રોટલી ઘી ખાય.

## ૨૮૦ બંધેચની ગોળી—

સફેદ કનેર જડ, ઈસબંન, સમુદ્ર શોષ, અકલકરો, આકડાનું મૂળ, સરવે પાનના રસમાં વાટી બરોબર બાર ગોળી વાળવી. ગોળી ૧ સાંજરે ખાય અને દુધ પીએ બંધેચ થાય.

## ૨૮૧ માજુન કાળીમુશળી—

કાળી મુળશી શેર ૧ ગાયનું દુધ શેર ૧૦, ગાયનું ઘી શેર ૦॥ ખાંડ શેર ૨॥ બાવળનો ગુંદ ૫૦ દ્રામ, જાયફળ, શતાવરી, છરકાડી (?) કૌંચા, જાફરાન, વાવડીંગ, તમાલપત્ર, એલચી, નાગકેશર, સુંઠ, મરી, અકલકરો, પીપળીમુલ, જાવંત્રી, અરધો અરધો દ્રામ લઇ કુટી કપડછાણ કરે. બાવળનો ગુંદ કાળી મુશળી દુધમાં નાખી માવો કરવો. માવાને ઘીમાં તળી લાલ કરવો. ખાંડની ચાસણી કરી જાફરાન મસ્તકી નાંખી બીજા વસાણા નાખી માજુન કરવી ૨–૩ તોલા ખાય. દુધ સાકર જોસ કરી પીએ.

મરદી બંધેચ, સેવત, ધાત જાડી થાય, વાયુનો ધુજારો જાય. ( અજમાવેલ છે. )
( દ્રામ ૧ એટલે ૧૪ માસા. )

## ૨૮૨ માજુન ભાંગની—

ભાંગ નવી ધોયેલ શેર ૦, ગાંજો ધોયેલ તોલા ૫, ઈસબન તોલો ૧ાા અજમો ખોરાસાની તોલા ૨ાા, મોથની જડ તોલા ૨ાા, લવીંગ જંગલી તોલા ૨ાા જાયફલ તોલો ૦ાા, જાવંત્રી તોલો ૦ાા અરધ, ઝેરકોચલાં તોલો ૦ાા વછનાગ તોલો ૦ાા, સમુદ્ર શોષ તો. ૦ાા પોણો, મુગરમના શેર ૦ાા ખાંડ શેર ૧ાા મધ શેર ૧ાા, ઝેર કોચલાંને શુદ્ધ કરી કુટી કપડ છાણું કરી દસ્તુર મુજબ માજુન કરવી. તોલો ૦ા ખાય દુધ પીએ મરદી બંધેય થાય.

## ૨૮૩ ધાતની ફાકી—

બહુફલી, સતગળો, કૌચાં, વડગુદાના બીજનું મગજ, ઇન્દ્રજવ મીઠા, મસ્તકી, તુખ-મેલપાશ, કબાબચીની, મુસલી સફેદ, એક એક તોલો ખાંડ તોલા ૧૩ કુટી કપડછાણુ કરી તોલો ૧ ખાય ગાયનું દૂધ પીએ દીન ૧૪–૨૧ કરે ધાત બંધ થાય કમરનું દરદ જાય.

## ૨૮૪ ચોપચીની માજુન

ચોપચીની તોલા ૫, ખારેક ઠળીયા કાઢેલી તોલા ૩, તલ ધોળા તોલા ૧ાા, પીસ્તાનું મગજ બદામનું મગજ, અખોડનું મગજ, ફનદુકનું મગજ, કંદુનું મગજ, ખેરનાનું મગજ. તરબુચનું મગજ, ખરબુચનું મગજ, કપાશીયાનું મગજ, ગુલાબનાં ફુલ, ગોખરૂ, એક એક તોલો લેવાં. વછનાગ સાલમ મિશ્રી, (સાલમ) કાલી મુશલી, ધોળી મુસળી. બમનસફેત, બમન-સુરખ, તોદડીલાલ, તોદડીજરદ, (પીળી) તોદડી સફેદ, પીપર, મરી, દાલચીની, જાયફળ જાવંત્રી, જાફરાન પા પા તોલો મોથ, તગર, ઉનાબના બીજ, મુળાનાં બીજ, કનેરનાં બીજ, મોથનીજડ, અજમો ખોરાસાની અરધો અરધો તોલો હીંગળાં કાચો તોલો ૦ાા એલચી તોલો ૦ાા, એલચી મોટીદાણા તોલો પોણો છડ (બાલછડ?) કાળી તોલા ૧ાા લવીંગ તોલો ૧ાા ભાગનું ઘી શેર ૦ાા સાકર શેર ૧ મધ શેર ૧ સરવે વસાણું કુટી કપડછાણુ કરી પા થી અરધો તોલો ખાય. નીશો થાય. દુધ પીએ. મરદી થાય. કમરનું દરદ જાય. ભુખ લાગે.

## ૨૮૫ માજુન ચોપચીની આતશકની—

ચોપચીની ૨૦ તોલા, જાયફળ, જાવંત્રી. લવીંગ, દાલચીની, કબાબચીની, અકલકરો, મોચરસ, મસ્તકી ખસખસ પા પા તોલો મધ ત્રણ વજન વસાણું કુટી કપડછાણુ કરી દસ્તુર મુજબ માજુન કરે તોલો ૧ ખાય હાથનું દરદ, ચસકા જાય, ખોરાકમાં ઘઉંની રોટલી ઘી હલવો ખાવો.

## ૨૮૬ ભીલામાની માજુન—

ભીલામાં શેર ૧, સાકર શેર ૨ાા, નીશાસતા શેર ૨ાા, મધ શેર ૨ાા, ગાયનું ઘી શેર ૨ાા, શીંગોડાં શેર ૦ાાા ખારેક શેર ૦ાાા કોપરૂં શેર ૦ાા, બદામનું મગજ શેર ૦ાા પીસ્તાનું મગજ શેર ૦ા દ્રાક્ષ શેર ા, ચારોળી શેર ૦ા ખસખસ શેર ૦ા, સુંઠ શેર ૦ા લવીંગ તોલો ૧ાા એલચી તોલો ૧ાા દાલચીની તો. ૧ાા જાયફળ તો. ૧ાા જાવંત્રી તોલો ૧ાા જાફરાન તોલો ૧ાા–

પ્રથમ ભીલામાને ઘીમાં તળી કાઢી ભીલામાં ફાટી જાય ત્યારે કાઢી લેવાં પછી નીસો-સતાત તળી કાઢવું બીજા વસાણાં કુટી કપડછાણુ કરી મધ સાકરની ચાસણી કરી ચાસ-ણીમાં જાફરાન નાંખી માજુન કરવી. ૧–૨ તોલા પાણી સાથે ખાવાથી આતશકના આજાર, હાથ પગની ચસક, સાંધે સાંધાનાવાળા હાથ પગ અકડાઇ ગયા હોય, તો તેથી આરામ થાય. ખોરાકમાં ઘઉંની રોટલી ઘી ખાય.

## ૨૮૭ બંધેચની ગોળી—

જાયફળ ૦ા તોલો, આકડાની જડ માસા ૪ લવીંગ માસા ૩ સુંઠ માસો ૧ાા મરી ૧ાા માસો જાફરાન ત્રણ માસા પીપર એક માસો, ગોરોચન ૩ માસા લોબાન ફુલ ૩ માસા નાગકેશર ૩ માસા જાવંત્રી ૩ માસા અજમો ખોરાસાની ૩ાા માસા તુખમે તુલસી ૩ાા માસા અફીણ મીસ્રી ૬ માસા કસ્તુરી ૧ાા માસો ઇસબન ૧ાા માસો સરવે વાટી પાનના રસમાં જુવાર બરાબર ગોળી વાળી ગોળી એક બે ખાય, સવારમાં દુધ પીએ, મરદી વધે ખોરાકમાં ઘઉંની રોટલી ને ઘી.

## ૨૮૮ બંધેચનો ઇલાજ—

જાયફળ ૧ તોલો જાવંત્રી ૦ા તોલો અફીણ ૦ાા તોલો સાકર ૯ તોલા અકલકરો ૦ા તોલો ખોરાસાની અજમો ૦ાા તોલો દાલચીની ૦ા તોલો એલચી એક તોલો લવીંગ એક તોલો વસાણું કુટી બારીક કરી ખજુર ઠળીયો કાઢી નાખેલમાં ઓસડ ભરી પછી ઘઉંની રોટલીમાં તેલ મુકી નરમ આગથી પકવીને સાકર નાખી મીલાવે ૦ાા–૧ તોલા ખાય સાંજ વખત ખાઇ દુધ પીએ. બંધેચ થાય કૌવત વધે.

## ૨૮૯ બંધેચનો ઉપાય—

જાવંત્રી પા તોલો અકલકરો પા તોલો ખુરાસાની અજમો ૦ાા તોલો જાયફળ ૧ તોલો મીશ્રી ૧ા તોલો સાકર બે તોલા તજ પા તોલો એલચી તોલો ૧ લવીંગ તો. ૧ દવા વાટી બારીક કરે ખજુરના ઠળીયાને કાઢી નાંખી ઓસડ ખજુરમાં ભરે એવી રીતે બધું ઓસડ ભરે ઘઉંનો આટો શેર ૧ રોટલી (બાટી)માં ખજુર મુકે ઉપર બીજી રોટલી મુકી નરમ આગથી પકાવે, ઓસડ કાઢી એકત્ર કરે ૦ાા–૧ તોલો ખાય. દુધ પીવે. બંધેચ થાય. સાંજ વખત ખાય. (અજમાવેલ છે.)

## ૨૯૦ બંધેચ—

ઈસિપન, દારૂહળદર, સફેદ કણેરની જડ, અફીણ મીસરી, સરવે બરાબર લઇ પાનના સમાં દીન ૭ સુધી ખરલ કરે બંધેચ થાય. બરાબર ૧૨ ગોળી વાળે પાનના રસમાં ોસી ઘસી–કજીબને લગાડે. સુકવી મુનમત કરે બંધ થાય. લીંબુ ચુસે મટે.

## ૨૯૧ મરદીનો ઉપાય—

સાલમ ટાંક ૫, તાલમખાના ટાંક ૩ ચણોઠી, ટાંક ૨ સફેદ, લાલ ચણોઠી ટાંક ૨. ોંચાં બીજ ટાંક ૩ બલ બીજ ટાંક ૩ ગાજરનાં બીજ ટાંક ૨ મુલાના બીજ ટાંક ૧ ાસ્તકી ટાંક એક જાયફળ ટાંક ૨ જાવંત્રી ટાંક ૨ લવીંગ ટાંક ૨, એલચી ટાંક ૨ અફીણ ાીસ્રી ટાંક ૧, કમળ કાકડી ટાંક ૧ તેજબલ ટાંક ૧, કેશર ટાંક ૧ કસ્તુરી વાલ ૧ અકલકરો ટાંક એક માલકાંકણી ટાંક ૨, પીપર ટાંક ૨ પીપરીમૂળ ટાંક ૨ વસાણું કુટી પડછાણ કરી નાળીયેર મોટું લાવી ગાબડી કાઢી તેમાં ઓસડ ભરી ઘઉંનો આટો લઈ ેપ કરે પછી નાળીયેરને મટોડીનો લેપ કરે ખાંડો ઉંડો તસુ ૯ પહોળો તસુ ૯ ખોદી માંહે અડાયાં છાણાં નાંખી સળગાવી લાલ થાય ત્યારે નાળીયેર વચમાં મુકી પછી વચ્ચેથી કાઢી ાટે ઘઉંનો લોટ શેર એક દુધમાં બાંધે ગાયના ઘી શેર એકમાં તળી લાલ કરે ગોળ શેર એક લાવી ગોળ પાપડી કરે તેના હીસા એકવીશ દીન એકવીશ સુધી ખાય. ગાયનું દુધ ોર એ, પીએ મરદી થાય, ધાત જાડી થાય, કૌવત વધારે થાય મુજામત કરતાં લહેજત આવે. નામરદનો મરદ થાય. ખોરાકમાં ઘી રોટલી ખાય.

## ૨૯૨ મરદીનો ઇલાજ—

રઉમછીના પીવાનું પાણી ( પીતાનું પાણી ) લાવી શીશીમાં ભરી મુકે પછી છાંયડામાં સુકવી રાખી મુકી કામમાં લે એક ચાવલપુર ખાય. શરદીનો મીજાજ હોય તો ાાયના મસકામાં ખાય. ગરમીનો મીજાજ હોય તો પાનમાં ખાય. મરદી થાય એવી મરદી ાાય કે ફરીથી ઓસડ ખાવુ ન પડે. નાના બચ્ચાંને સસણી થઈ હોય તો તેની માના ાાનના દુધમાં રાઈ બરાબર આપવાથી સરદીનો રોગ જાય. બીજા ઘણા ફાયદા થાય છે.

## ૨૯૩ પટ્ટી–તિલા—

**મરદીની પટી**–સોમલ, સંખીયો, પારો, હડતાલ વરકી, ગંધક આમલ સારો. મસ્ત-ીરૂમી ચાર માસા લઈ ગાયનું ઘી ૪ ડ્રામ (એક ડ્રામ ચૌદ માસાનો) પારા ગંધકને વાટી ાજળી થયે બીજા વસાણાં નાંખી વાટી ઘી નાંખી ખરલ કરવું. લુગડું બાસ્તાનું તસુ ૮–૫ નું લઇ તેમાં પલીતા કરી ચીપીયા વતી પકડી સળગાવે. તેલ પ્યાલામાં ટપકાવે ાજીબને પાન ઉપર લગાડીને બાંધે. ના મરદનો મરદ થાય. રક્ત પ્રમેહ થયો હોય, સુસ્ત ાડયો હોય. મોચક બાંધી હોવ, આરામ થાય પટ્ટી લગાડે ત્યારે ધોએલ ઘી લગાડે.

## ૨૯૪ મરદીની પટ્ટી લખી છે તેનો ખોરાક—

સાકર શેર એક ગાયનું ઘી શેર ०।, દાલચીની તુખમે ઉતાગલી ( ઓટીંગણુ ) મરકતકલો (મસ્તગી) અકલકરો, લવીંગ, જાવંત્રી, હીંગળો કાચો અજમોદ એ સર્વ એક એક દ્રામ લઇ દ્રાક્ષ ૬ દ્રામ કસ્તુરી એક માસો કુટી કપડછાણુ કરી સાકરની ચાસણી કરી દસ્તુર મુજબ કરે. સાકરનો શીરો કરે. માજુન કરે. તોલો ०। થી એક ખાય મરદી થાય-ધાત બંધ કરે. મુજામન કરતાં લહેજત આવે.

## ૨૯૫ મરદીની પટ્ટી—

લુગડું બાસ્તાનું ગજ એક, જાફરાન તોલો એક હળદર તોલો એક વાટી પાણીમાં નાંખી લુગડાને તર કરી છાયામાં સુકાવી પછી અંજીરના દુધમાં તર કરે. ઉમરાના દુધમાં તર કરે ઘીમાં તળી કામમાં લાવે. ખરસાણીના દુધમાં તર કરે, કાંટાળા થોરના દુધમાં તર કરે ઘી ગાયનું સો વખત પાણીથી ધુવેલાને લગાડી પટી બાંધે. ના મરદનો મરદ થાય. રગ નરમ પડી હોય તો સખત થાય.

## ૨૯૬ મરદીની પટ્ટી—

ગધેડીની ઓર લાવી લુગડુ બાસ્તાનું ગજ ૧। લઇ દીન ૩ સુધી ભીંજવી મુકે પછી છાયડામાં સુકવી ગાયના ઘીમાં તળીને આલદ મુજબ ફાડીને દીન ૭–૨૧ સુધી બાંધે. નામરદનો મરદ થાય, મુઠીયાં માર્યાં હોય, મુત્રક બાંધી હોય સુસ્ત હોય, તો આરામ થાય.

## ૨૯૭ મરદીનું તેલ—

ફરાસ પોપડા ( પલાસ પોપડો ? ) પાણી ઘડી એક સુધી ભીંજવી મુકે પછી છાયામાં સુકાવે પછી કુટી સીસામાં ભરી નાલ જતન કરે. તેલ મુકાવી સીસામાં ભરી મુકે એ તેલ રતી બે ભાર પાન ઉપર લગાડી કબ્જને બાંધે. નામરદ મરદ થાય. તેલ ૧ ચોખાભાર પાનપર લગાડી ખાય. ( અજમાવેલું છે. )

## ૨૯૮ મરદીની પટ્ટી—

અર્કદુધ-મધ-ટંકણુ-ગોઘૃત એક તોલો પ્રહર એક લગી પીસી દીન ૧૧–૨૧ લગી બાંધે. સેવત મરદી થાય.

## ૨૯૯ મરદીની પટ્ટી—

ગજપીપર, ઉપલેટ, ઇસાદ, ( ઇસ્પંદ ) નાગરી, સરવે દીન ૩ સુધી ભેંસના મસ્કામાં ખરેલ કરે. દીન ૨૧–૪૧ રાતના પટ્ટી બાંધે. સવારમાં ગરમ પાણીથી ધુએ. આલાદ જાડું લાંબુ થાય.

## ૦૦ મરદીની પટ્ટી—

જંગલી કબુતરની હગાર સફેદ, સફેદ કણેરની જડની છાલ, આમલસારો ગંધક ટાંક અઢી પારો ટાંક દોઢ, કાંસાની થાલીમાં કાંસાના વાટકાવતી ખરલ કરી આલદને વે. માથે પાન બાંધે ૨૧–૪૧ દીવસ કરે મરદી થાય. રગ નરમ પડી હોય તો સખત . આલદ જાડું થાય.

## ૦૧ મરદીની પટ્ટી—

જંગલી કબુતરની હગાર ૫ ડ્રામ, પારો દશ ડ્રામ, સીંધાલુણ એક રતી, ભોયરીંગ-ના રસમાં ખરલ દીન એક સુધી કરી કજીબને લગાડી પાન બાંધી દીન ૧૪ સુધી કરે ત મરદ થાય. મુઠીયાં માર્યાં હોય તો આરામ થાય.

## ૦૨ મરદીની પટ્ટી—

જંગલી કબુતરની હગાર, સફેદ દાલચીની માસા બે બે ભાર, પારો એક માસો, ધાલુણ એક રતી, મધ માસા ચાર વાટી લગાડી પાન બાંધે દીન ૭–૧૪ કરે. મરદી ા–પેશાબ થાય.

## ૦૩ મરદીની પટ્ટી—

કબુતરની હગાર સફેદ તોલો એક, સફેદ કનેરની જડની છાલ તોલો એક લીંબુના માં ખરલ કરી કજીબને લગાડી પાન બાંધી દીન ૧૪–૨૧ કરે. મરદી થાય રગ મત થાય.

## ૦૪ મરદીની પટ્ટી—

નેપાલાનું મગજ, તલ કાળા, બરાબર લઇ સીસામાં ભરી પાતાલ યંત્રે તેલ કાઢવું થવા બદામના તેલની મશાલ કરી પાન પર લગાડી કજીબને બાંધે. મરદી થાય.

## ૦૫ મુજામત કરવાનું—

હીંગ જીલની લાવી આલદને લગાવી મુજામત કરે. ( ૨ ) અકલકરો તીખો લાવી નના રસમાં ઘસે. આલાદને મધ લગાડી પછી અકલકરો લગાવે.

## ૦૬ ઝેરનો ઇલાજ—

ભાઇબંધ દોસ્તદારની મીજમાની હોય અગર કોઇ સાથે લડાઇ થઇ હોય, દુશ્મનાઇ ય અને ખાણામાં ઝેર નાખી ખવરાવે તેના હુનર લખ્યા છે.

અંજુર સુકાં ચાર તોલા, અખરોટનું મગજ ચાર તોલા લાવીને પોતાને ઘેરથી ાઇને જાય તો ઝેર લાગે નહીં. અજમાવેલું છે.

## ૦૭ સ્ત્રીરોગ—

સ્ત્રીની ધાત બંધ કરવાનો (પ્રદર) ઉપાય. ધાવડીનાં ફુલ, મોચરસ, પીસ્તાનાં ફુલ,

પડવાસ, માંજુફલ, લોધર, મેદાલકડી, ચાર ચાર તોલા સાકર આઠ તોલા લઇ વસાણું બારીક વાટી સાકર મેળવી હાથની હથેલી ભરી ફાકે દીન ચૌદ-એકવીસ ગાયનું દુધ પીએ. ધાત બંધ થાય. અજમાવેલ છે.

## ૩૦૮ સ્ત્રીની ફરજ તંગ કરવાની—

(૧) ભાંગ નવી, લોધર સીંધાલુણ સર્વે બરાબર લઇ કુટી કપડછાણ કરી એરડાના પાંદડાના રસમાં બોર બરાબર ગોળી વાળે. ઝીણા લુગડામાં પોટલી બાંધી ફરજમાં મુકે ફરજ તંગ થાય છે. (૨) માજુફલ તોલા ૨, ફટકડી તોલા ૦ાા, એલચી દાણા તોલો ૦ાા સોપારી તુરી તોલા ૨ વાટી ઝીણા લુગડામાં પોટલી બાંધી ફરજમાં મુકવાથી કુંવારીની માફક ફરજ તંગ થાય.

## ૩૦૯ સ્ત્રીની ફરજમાં ખુજલી હોય તો—

મુળાનો કણકુંદ ત્રણ વાર યોનીમાં મુકે અથવા ધોબીના ખારા પાણીના મેલનાં પુમડાં મુકે અથવા ધોબીના ખારા પાણીમાં બેસે તો ખુજલી જાય.

## ૩૧૦ સ્ત્રીને હેજ ખોલવાનું—

ઇન્દ્રામણીની જડ ચાર તોલા પાણીમાં ઉકાળી પીએ સાથે તેલ એક તોલો ઉકાળી પીવું. હેજ છુટી જાય. છોકરૂં પડી જાય. (૨) અરણીનાં પાંદડાંનો રસ ઘુટી તેલમાં મીલાવી પીએથી હેજ છુટી જાય છોકરૂં પડે. (૩) ગુગળ, એળીયો અફીણ વાટી આંગળ ૩-૪ ની બત્તી કરી મુકે હેજ છુટી છોકરૂં પડે.

## ૩૧૧ સ્ત્રીને આંબળગાંઠ થઇ હોય તેનો ઉપાય—

ચુલા ઉપરનો ધુંસ કેળામાં ઘાલી બાંધે. ગાંઠ બેસી જાય. (૨) અરીઠા પાણીમાં ઘુંટી ઉપર બાંધે. બદ બેસી જાય.

## ૩૧૨ વાળાનો ઉપાય—

સાબુ, મીણ, તેલ મીઠું બરાબર લઇ મલમ કરે દીન તેર પાટો બાંધે. આરામ થાય. પાટો ત્રણ દીવસ છોડવો નહીં.

## ૩૧૩ ઉંદરીયા આજારનો ઉપાય—

ઉંદરીયા આજારની નીશાની જે હાથના અંગુઠા ઉપર દરદ થાય હાથ પગનાં કાંડા સુધી સોજો ચડે. ચોલાઇની ભાજી ઉંદરની લીંડીમાં વાટી લગાડવાથી સોજો ઉતરી જાય. આરામ થાય.

## ૩૧૪ ડાકણ વળગી હોય તેનો ઉપાય—

ઘોડાના નખ, ઓરતના વાળ, મરચાં લીલાં નંગ ૨ ગંધક, લોબાન કોડીયો, લીંબડાનાં પત્ર, હનુમાનના ડાબા પગનો મેલ. એકત્ર કરી ધૂપ દેવો.

(૨) મેંદીનાં બીજ, કચકડાનો મેર, વાંદરીની હગાર; ઘુડની હગાર; અંકોલની જડ ૨ લઈ ઘુણી દેવી. ડાકણુ જાય.

## ૫ આતશકનો ઇલાજ—

બૈરાં મરદને આગરૂં થયું હોય તો હેમજ, હરડે બરાબર લઈ વાટી પાણીમાં જેવડી ગોળી વાળી દી: ૧૪–૨૧ ખાય. પાણી સાથે અથવા પાણીમાં ઘસી લગાડે ાાગરૂ જાય.

## ૬ પીનસનો ઇલાજ—

નાગકેશર સફેદ, દેરાઇ (?) ગુલે અનાર ફારસી, બરાબર લઇ વાટી ગાયના ઘીમાં કરી વસાણું બળી જાય તેવારે લુગડે ગળી નાકમાં નાસા આવે પીંડસ (પીનસ) જાય. ીનસના રોગમાં નાકમાં કીડા થાય છે મોઢા ઉપર સોજો ચડે છે નાકની બાજુ એલાલી છે તે વારે જાણવું જે હવે કીડા પડશે. તેનો ઉપાય કાચફલનાં બીજ ૫ તોલા, તમાકુ લા કીડા મારી ૧ાા તોલા, કપુર અઢીતોલા પીસી કરંજીઆ તેલ શેર ૧ માં જોસ વસાણું બળી જાય ને કાળું થઇ જાય, ત્યારે લુગડે ગાળી સીસામાં ભરી મુકવું, કાનમાં પાડે કીડા નીકળે.

## ૭ ખરજવાનો ઇલાજ—

(૧) કપુર, કપીલો, મોરથુથુ, કરંજીયા તેલમાં લગાડવું.

(૨) મલમ–ચંપાની કળી ૧ તોલો સાજીખાર બે તોલા કાળા મરી એક તોલો હડ-અંગ્રેજી ૨ તોલા પદમગ ગંધક આમલસારો ૧ તોલો મોરથુથુ ફુલાવેલ એક વાટી કરંજીયા તેલમાં મીલાવી કામમાં લાવવું. ખરજવું, ઓસવા, ઉંદરી જાય.

(૩) ખુશઆની ખુજલીનો મલમ–ઘોડાનો નખ બાળેલ, આંબળાં બાળેલ, ખસખસ ા, હળદર બાળેલ, મોરથુથુ ફુલાવેલ, ટંકણુ ફુલાવેલ, મેંદી સુકી, ગંધારો બેરજો, સફેદ, પારો, સર્વ બરાબર અને એ સર્વ બરાબર સરસીયું તેલ લઇ મલમ કરવો. . એક સુધી ઘુંટવો. ખુશીઆની ખુજલી જાય. આતશકના જખમ રૂઝે.

(૪) ખરજવાં ખુજલીનો મલમ—કાળાનાગની કાંચળી બળી જાય ત્યારે કામમાં ી. ખુજલી, ખરજવાં જાય.

(૫) કરંજનાં પાંદડાં બાળી રાખ કરે. કરંજીયા તેલમાં ભેળવી લગાવે તો ખરજવાં ઓસવા જાય.

(૬) છાપરા પરનું જુનુ નળીયું આનસમાં લાલકરી તેલમાં લગાડવું. ખરજવું જાય.

## ૮ પેશાબમાં પથરી હોય તેનો ઇલાજ—

હજરતે યુદ ૧૦ તોલા, કશલો ( કપીલો ? ) સફેદ મરી, અજમોદ, કદુના બીજનું

મગજ, એનીસુનસેલારસ, ખસખસ, છડકાલી (બાલછડ?) સરવે બે બે તોલા, કડવી બદામનું મગજ, બનફશાહ જાજડ, અસકુન શાશબીજ? ત્રણ ત્રણ તોલા મધ શેર ૧।। આંકે ૩ વજન લઇ કુટી કપડ છાણુ કરી દસ્તુર મુજબ માજુન કરે. તોલો અરધો ખાય. પથરી રેતી નીકળી પડે પેશાબનું જલન જાય.

(૨) દાલચીની ૫ તોલા, જંગલી કબુતરની હગાર ૫ તોલા, (ફટકડી) કપડછાણુ કરી મા તોલા કળથીના પાણી સાથે ખાય. આરામ.

(૩) ગોખરૂ લીલાનો રસ શેર ૫, ગાયનું દુધ શેર ૫ સુંઠ શે. ૧, ખાંડ લાલ શેર ૨।।, સુંઠને પ્રથમ ખોખરી કરી વસાણું સરવે ચુલા ઉપર ચડાવી જોસ કરવો ગોખરૂનો રસ ગાયનું દુધ સર્વ બળી જાય. ત્યારે લુગડે ગાળી શીશામાં ભરી મુકવું કબજીમાં પીચકારી મારેથી પથરી અને રેતી નીકળી પડે.

(૪) ગોખરૂ તોલો ૧ સુંઠ તોલા ૪ તેલ મીઠું ૦।। શેર એકત્ર કરી પાણી શેર ૧।। માં દીવસ ૨ બે સુધી ભીંજવી પછી ઉકાળી પાણી બળી જાય ત્યારે શીશો ભરી કબજીમાં પીચકારી મારેથી પથરી રેત નીકળી પડે.

## ૩૧૯ ખાંસી–દમ—

કોડી સફેદ કુટી આકડાના દુધમાં ભીંજવી મુકવી. પછી સુકવી તેને પાછી આકડાના દુધમાં ભીજવવી. એમ ૨૧ પુટ દેવા. પછી બીજું દુધ નાંખી આંચ આપવી બાદ સંપુટમાં ગજપુટ આગમાં ફુકી દેવી. ચણોઠી ૧–૨ ભાર પાનમાં ખાવાથી દમ, ખાંસો, શ્વાસ રોગ જાય.

## ૩૨૦ સાબરશૃંગ ભસ્મ—

સાબરસીંગુ આકડાના દુધમાં સાત દિવસ ભીંજવી મુકે પછી જાયફલ ૧ વાટી નાંખે પછી બેદાની જરદી નાંખે, તરકરે, તરત ભઠ્ઠીમાં સંપુટ કરી સળગાવી દે. અડાયાભરી ઉપર લાકડાં નાંખી તેપર સંપુટ મુકી ઉપર લાકડાં અડાયાં નાંખે, તૈયાર થયે વાટી ખરલ કરી સીસામાં ભરવી, પાનના રસમાં ચણોઠી ચાર ભાર ખાય તો મરદી થાય. સુવારોગ જાય. સુવારોગ ઉપર મધ સાથે ખાય. વાયે રહી જઇ અકડાઇ ગયેલ હોય તો મધમાં બચ્ચાના સીનામાં દરદ હોયતો ચણોઠી ૦। ભાર પાન સાથે. સ્ત્રીના પેટમાં ચીનક હોય તો ગુલાબના ફુલ ભીંજવી પાણી સાથે ખાય.

## ૩૨૧ સોનામુખીની ખાસીયત—

સોનામુખી ગાયના મસકામાં ખાવાથી સીનાની ખુશકી જાય. દીમાકને મદદ કરે. પેટનાં દરદ જાય ગોળ કે ખજુર સાથે ખાવાથી પાણી પ્યાસ જાય. નગોડના પાંદડાં સાથ ખાવાથી કાનના ચસકા જાય. ખલીજું થયું હોય તો ગોખરૂથી, ખુજલી થઇ હોય તો સાકર સાથે ખાંસીના બલગમ જાય. પેટમાંથી લોહી પડતું હોય તો દાડમનાં છોતરાંથી

આંખમાં ચીપકા થતા હોય તો સહોનો પીછડાથી માંખણમાં ખાધાથી પીત જાય. બીલી પત્રથી પીત્ત જાય.

## ૩૨૨ અંતર્ગલ–વધરાવળ—

એરંડીના મગજ, સાબુ કપડવંજનો જુનો, આંબા હળદર, બરાબર લઇ વાટી બકરીના દુધમાં કે વગર જણેલીના મુત્રમાં કે શરાબ દારૂમાં પકાવી લગાડે ઉપર તમાકુનું પાંદનું બાંધે દીન ૧૪–૨૧ કરે આરામ થાય.

(૨) એરંડીનું મગજ વાટી મહુડાના દારૂ કે બકરીના દુધમાં કે ગોમુત્રમાં પકાવી લગાવી ઉપર એરંડીનું કે તમાકુનું પાન બાંધે દીન ૧૪–૨૧ કરે આરામ.

## ૩૨૩ આતશકની ટીકડી—

(૧) ટીકડી, હીંગલો કાચો, આકડાના જડની છાલ, મેદીની છાલ. એક એક તોલો લઇ કુટી પાણીમાં ટીકડી ૧૨ કરવી હુક્કામાં ભરી પી જખમ ઉપર ફુંક મારવાથી આતશકના આજાર જાય.

(૨) હીંગલો કાચો, ભોરીંગણીનાં બીજ, રસકપુર, ઇસકંદ (?) નાગોરી, કીંદરૂ સર્વે એક એક તોલો વાટી પાણીમાં ટીકડી એકવીસ કરે હુકામાં ભરી પીએ દીવસ ચૌદ સુધી તો આતશકના આજાર, પીંડસ ( પીનસ ) તાલવાના નાસુર, એટલા નાસુર સુકાઈ જાય. બદનના રોગ એટલા જાય, આરામ થાય.

(૩) હીંગલો, જાયફળ, મોચરસ, દાલચીની, સરવે એક એક તોલો પાણીમાં વાટી ટીકડી ૧૪ કરે ઉપર ગળીનું સુતર દીન ૧૭ લપેટે હુકામાં પીએ ગોદડું ઓઢે આતશકના આજાર જાય.

## ૩૨૪ આતશકની ધુણી—

હીંગલો કાચો, મરી, સોપારી, કાળીલવીંગ, હાથીદાંતનો વહેર, બે બે તોલા, પડીકાં ચૌદ કરવાં આતશકને આરામ થાય.

(૨) હરતાલ વરકી ૪ તોલા, થોર ખરસાણીના કોયલા ચાર તોલા રસકપુર તોલો એક, હીંગળો તોલો ૧ વાટી પડીકાં ૧૪ કરી ધુણી દેવી. ગોદડું ઓઢવું મોઢું ઉઘાડું રાખવું આતશકના જખમ રૂઝે.

## ૩૨૫ આગરૂની ગોળી—

મોરથુથુ ફુલાવેલ, પીળી કોડી બાળેલી ૦ાા ચુનો બરાબર લઇ ગુંદરના પાણીમાં બરાબર ગોળી વાળવી. પાણીમાં ધસી લગાડવું. મસા સુકાઇ જાય. ગોળી એક બે ખાય. આગરૂ જાય.

## ૩૨૬ મલમો—

### મોચરસનો મલમ—

મોમ ચાર તોલા, રાળ સફેદ ૧૬ તોલા, કાથો આઠ તોલા, પારો દોઢ તોલો ગાયનું ઘી શેર એક વાટી મલમ કરવો. આતશકના જખમ રુઝે.

## ૩૨૭ મોરથુથાનો મલમ—

મોરથુથુ તોલો એક, કબાબચીની તોલો ૧, એલચી દાણા તોલો એક, કાથો તોલો એક, ઘી તોલા ૬, મોમ તોલા ૨ મલમ કરી લગાડે મુરદાલ ગોસ સુકાવી નાંખે જખમને લાલ કરે.

## ૩૨૮ મુરઘાનો મલમ—

મુરઘાના ઇંડાના છોતરાનો ચુનો તોલા ૪, સીંદુર, કાથો, બોદાર સર્વ એક એક તોલો લઇ ગાયના ઘીમાં ખરલ કરી લગાડવાથી આતશકના જખમ રૂઝે.

## ૩૨૯ પીનસ ઉપર તેલ—

લીંબડાનાં પાંદડાં, ૫ તોલા સુંઠ, પીપર, મરી ભોરીંગણી, ભાંગરો, મોથ, જેઠીમધ, સુખડ, એલચીવાળો પા પા તોલો લઇ મીઠું તેલ શેર ાા વસાણું અધ ખોખરૂં કરી નરમ આતસે પકાવે વસાણું બળી કાળું થાય ત્યારે લુગડે ગાળી કામમાં લાવે નાકમાં ટીંપા પાડે, પીનસ આજાર ત્રણ તરેહના જાય.

## ૨૩૦ નાક બેસી જતું હોય તે ઉપર તેલ.

જેઠીમધ, દેવદાર, નીમક બરાબર લઇ તેના બરાબર સરસીઉં તેલ નરમ આગે પકાવે ગાળી નાકમાં ટીપાં પાડે આરામ થાય.

## ૩૩૧ ભીલામાની બુકની—

ભીલામા બાળેલ, નાળીએરની કાચલી બાળેલ, સીંદુર બાળેલ, ફટકડી ફુલાવેલ, સર્વે બરાબર લઈ બારીક વાટી જખમ પર દાબે આતસકના જખમે રૂઝે.

(૨) ચોમાસાના દિવસમાં કાગડાત્ત ટોપી ઉગે છે તે ખાલી છાંયડામાં સુકવી જખમ-પર દાબે તો આતશકના જખમ રૂઝે.

## ૩૩૧ દંતમંજન—

મોરથુથુ ફુલાવેલ તોલો ા ઉપલેટ તોલો ા, નીમકલાવરી (લોહોરી) તોલો ાા, કાથો તોલો ા જીરૂં શેકેલ તોલો ા ધાણા શેકેલ તોલો ાા, સુંઠ ૫ તોલા, મરી ૫ તોલા પીપર ૫ તોલા, કપુરકાચલી ૫ તોલા, હીરાકશી ૫ તોલા, વજ્રદંતી, પાંચ તોલા, મસ્તકીરૂમી ૫ તોલા કબાબચીની ૫ તોલા બારીક પીસી મોમાં ઘસે (દાંત પર) દાંત મજબુત થાય. મુખ રોગ જાય.

## ૩૩૩ કાનનું પીપ બંધ કરવાની રીત—

ગણેશી બદામ પાણીમાં ઘસી બતી કરી કાનમાં મુકે (૨) લોઢાનો કાટ લાવી દીન સુધી અંગુર સુરકામાં વારે બીજો સુરકો નાંખી નરમ આતસે પકાવે. કાનમાં બતી કરી કે. પીપ બંધ થાય. કાનનું નાસુર જાય.

## ૩૩૪ તમાકુનું તેલ—

એ તેલનું નામ રોગને રંગજનલ ખઈ છે. તમાકુ લીલીનો રસ શેર ૧, લીંબડાનાં ાંદડાંનો રસ શેર ૧ તેલ મીઠું શેર ૫, પરવાસ ૧૫ ડ્રામ, માજુફલ ૧૬ ડ્રામ, સરવે ાઢાના વાસણમાં પકાવી રસ સર્વ બળી જાય ત્યારે મોરથુથુ બે તોલા વાટીને તેમાં નાખી ામમાં લાવવું. સર્વ પ્રકારના નાસુર જાય. તેલ મસળેથી ફાલીજી લકવો જાય, પારશો જાય, ીણુમાં મેળવી બત્તી કરી કાનમાં મુકે કાનનાં પીપ બંધ કરે.

## ૩૩૫ તમાકુનું તેલ–જખમ ઉપર—

તમાકુનો રસ ૧ શેર તેલ મીઠું ૨ શેર લોહ પાત્રમાં પકાવે. રસ સર્વ બળેથી કામમાં ાવે. સઘળા જખમ રૂઝે. મીણુમાં નાખી ગરમ કરી કાનમાં મુકે કાનનું પીપ બંધ કરે.

## ૩૩૬ નેત્ર રોગ–આંખનાં ઓસડ—

(૧) નીલી (ગળી) નાં ફુલ ૧૬૦. મરીદાણુા ૩૨, ચમેલીના ફુલની કળી ૬૪, ાપર વાટીને તમાના દાણુા ૧૨૦ સરવે વાટી ચણુા બરાબર ગોળીઓ વાળે પાણીમાં સી આંજેથી છારી કપાઈ જાય, બકરીના પીત્તાના પાણીમાં ઘસી આંજે તો ારામ થાય.

(૨) અંજન–રાઇના દાણુા છોલેલા ૧૧, હરડાં પીળાંના ઠળીયાનો મગજ ૯ દાણુા, ાપર પાંચ દાણુા, મરી કાળાં ૧૧ દાણુા, સરસવના બીજનું મગજ ૧ માસો ફટકડી સફેદ માસો, ખાપરીયું કાળું માસો ૧, સુરમો કાળો, માસો ૧, બરાસ કપુર માસો ૧ મધ ાલા ૧૫, વસાણું વાટીને દીન ૧૩ સુધી ખરલ કરે ઘઉં નાંખીને અગીયાર દીન સુધી ારે આંખમાં આંજે રોશનાઇ થાય, રાત અંધો દીન અંધાને આરામ થાય.

(૩) સુરમો—પારો તોલો ૧, સીસું તોલો ૧, સુરમો કાળો તોલા ૪, બરાસ માસા ૦, સીસાને ગરમ કરી પીગળી જાય ત્યારે પારો નાંખવો પછી ત્રણુ દીવસ સુધી ઘુંટવો ેાજાં વસાણું નાખી વાટવો આંખમાં આંજે છારી ફુલું જાય.

(૪) ટીકડી—બરાસકપુર તોલો ૧, લવીંગ ત્રણુ માસા, એલચી ૩ માસા, નવસાર માસો, મરી ૧ માસો, ગુલાબ ૧ તોલો, સરવે ગુલાબમાં વાટીને ટીકડી કરી સુકવવી. લાબમાં ઘસી આંખમાં આંજવાથી છારી કપાઇ જાય. આંખોમાં રોશનાઈ કરે.

(૫) ટંકણુખાર લીંબુના રસમાં ફુલાવી લીંબુના રસમાં ચણુા બરાબર ગોળી કરવી ીંબુના રસમાં ઘસી આંખમાં આંજેથી છારી કપાઈ જાય. ખીલ પડેલા હોય તો ારામ થાય.

(૬) લીંબડાના પાંદડાંનો રસ તથા આંબલીના પાંદડાનો રસ કાઢી સમવજને લઇ છાંયડામાં સુકવવો પછી તેની લીંબુના રસમાં ચણા બરાબર ગોળી વાળવી ઘસીને આંખમાં આંજવાથી છારી કપાઇ જાય ને તેજ આવે.

(૭) મોરથુથુ ગુજરાતી આઠ માસા લાવીને નરમાના રૂમાં બત્તી કરે. સરસીયા તેલમાં કજલી કરે. આંખમાં આંજે છાંય, ફુલું જાય.

(૮) સાકર, જીરૂં સફેદ, ગાયનું ઘી બરાબર લઇ ચીનીના વાસણમાં ઘસી દીન ૩૦ સુધી તડકે રાખી તોલા ૧–૨ ખાય, આંખે તેજ આવે.

(૯) આકડાના દુધમાં નરમાનું રૂ ભીંજવી રાખી છાયામાં સુકવી એવી તરપત સાત વખત કરવી. ગાયના ઘીમાં કાજળી કરે–પાડે. આંખમાં આંજે આંખ દુઃખતી હોય, ખીલ પડયા હોય, આંખ ગળતી હોય, આંખની છારી, આંખની લાલી આટલાં વાનાં જાય. આંખનું તેજ વધે.

(૧૦ લેપ આંખ પર લગાડવાનો—ફટકડી ફુલાવેલ માસા ૬ અફીણ માસા ૪, સુરો માસા ૪, કુંવારનો રસ તોલો ૧, વાટી પાણીમાં લગાડે તો આંખની ગરમી જાય.

(૧૧) ફટકડી ફુલાવેલ માસા ૪, બોદાર માસા ૨, અફીણ માસા ૩, લીંબુ મોટાનો લોઢાના વાસણમાં રસ કાઢી આંખ પર લગાવે. આંખની લાલી, ગરમી જાય.

(૧૨) અંજન—પીચોડીનાં પાંદડાંનો રસ શેર ૦। ફટકડી માસા ૨ (ફુલાવેલી) અફીણ માસા બે, લીંબુનો રસ તોલા ૨, કાંસાની થાળીમાં નાંખી કાંસાના વાટકાથી વટે છાંયડામાં સુકાવે. આંખમાં આંજે છારી, લાલી પાણી ઝરવું, એ રોગ જાય.

(૧૩) પીચોડીના પાંદડાનો રસ કાઢી કાંસાની થાળીમાં કાંસાના વાટકા વતી છાંયે સુકાવે આંજે છારી, ફુલું, ખીલ, પાણી ઝરવું અને લાલી એટલા જાય.

(૧૪) કુંવારના કણ છોલીને તેના ઉપર ફટકડી ફુલાવેલ ભરભરાવે આંખમાં આંજે નહીં પણ લગાડે. દુખતી રહે.

## ૩૩૭ દંત મંજન મુખ રોગ—

૧ મંજન–એલચી મોટીના દાણા, કાથો, ધાણા, ફટકડી ફુલાવેલ, મોઢામાં ઘસે રોગ જઇ દાંત મજબુત થાય.

૨ સુરોખાર તોલા ૨, સોનાગેરૂ તોલા ૪, વાટીને મુખમાં ઘસે મુખરોગ, મુખગરમી બળધીઆ, ઘોડાને વેગે જાય.

૩ અવાળુ પાકયો હોય તો તે ઉપર સાજીખાર મધમાં મેળવીને ઘસે તો મુડદાલ ચામડી કાપી નાંખે.

૪ સુરોખાર, સોનાગેરૂ, કાથો, ચીનીકબાબ, વાટીને ઘસે. મુખરોગ–ગળાની ગરમી જાય.

૫ જડબાં પાકમાં કે ફાટમાં હોય—કડાયો ગુંદર વડગુંદાં સુકાં વાટી ઈસબગુલના ગોળમાં ગોળી વાળવી. મોઢામાં રાખવાથી આરામ.

## ૩૩૮ આતશકની દવાઇ—

(૧) મોરથુથુ તોલા ૧૦, હીમજી હરડે તોલા ૧૦, સમુદ્ર ફીણ તોલા ૫, લીંબુ મોટાં ૧૨૫ ના રસમાં ખરલ કરી ચણા બરાબર ગોળી કરવી. ગોળી ૧ સવારે ખાય ઉપર લીંબુ ચુસે તે વખત ખીચડી ખાય ઘી શેર ૦ાા નાંખે એવી રીતે દીન ૧૯ સુધી ખાય સવારમાં આતશક જાય. લીંબુના રસમાં ગોળીને ઘસી જખમ પર લગાડવાથી જખમ રૂઝી જાય. ખોરાક ઘઉંની રોટલી, દાળભાત મેથીની ભાજી મોઇની ભાજી, દુધ ઘી ખાય, ઘી વધારે ખાવું બીજું ખાવું નહીં એ ગોળીનો જુલાબ બાવળના પરડા તોલા ૪ કુટેલ ૪ તોલા હરડે મોટી ૧, રેવતચીની ખટાઈ તોલો ૦ાા દીન ૩ ખાય. પછી ગોળી ખાય. તેનો ફાયદો અદ્‌ભૂત છે.

(૨) ભીલામા માસા ૨૧, અજમો માસા ૨૧, ખુરાસાની અજમો માસા ૨૧, અકલકરો માસા ૨૧, પારો માસા ૯ એલચી દાણા માસા ૨, કાળા તલ તોલા ૯ ગોળ જુનો તોલા ૧૯ પારો તથા ગોળને લોઢાની ખાંડણીમાં દસ્તાવતી વાટવું—ખાંડવું. પછી બીજાં વસાણાં કુટીને નાંખવાં એક પહોર સુધી ખુબ દસ્તાથી કુટવાં બોર બરાબર ગોળી વાળવી. ગોળી એક એક સાંજ સવાર ખાય. ગાયની છાશમાં ખાય. પરેજીમાં મીઠી જણસ ખાય. મોઢું આવે તો કોગળા કરે દી. ૭–૧૪ ખાય.

(૩) ભીલામાં સીતેર માસા, પારો ૪૮ માસા, અકલકરો ચાલીસ માસા, અજમો સોળ માસા, ગોળ જુનો ૪૮ પૈસાભાર અંગ્રેજી, પ્રથમ ભીલામાની ટોપી કાઢી નાંખી વસાણું બારીક વાટી પારાગોળને લોઢાની ખરલમાં વાટી પારો મળી જાય એટલે બીજાં વસાણું નાંખી બોર બરાબર ગોળી વાળવી. સાંજ સવાર વરીયાળીના કાવા સાથે ગોળી ખાય. ઘી તોલા ૨ ખાય દીન ૭–૧૦ કરે મોઢું આવે કોગળા કરે આતશકના આજાર, જાય. ખોરાક દાલ, ચાવલ, ઘઉંની રોટલી મેથી ચોલાઈની ભાજી, ઘી ઘણું ખાવું.

(૪) પારો તોલા ૨, મોરથુથુ તોલા ૨ાા, ગાયનું માખણ તોલા ૨૦, પારામોરથુથુને દીન ૨ સુધી ખરલ કરવો પછી માખણ નાંખી દીન ૧ સુધી ખરલ કરવો હાથની હથેળી અને પગની પાનીમાં મસળી લુગડાની થેલી બાંધે એના ૭ ભાગ કરવા મોઢું આવે તો કોગળા કરવા. આતશકના આજાર થાય.

(૫) મોરથુથુ તોલા ૨, પારો તોલો ૧ હરડે હીમજ તોલા ૪ લીંબુના રસમાં બાર પ્રહર ખરલ કરવો ચણા બરાબર ગોળી વાળવી ગોળી એક એક સવાર સાંજ ખાય. લીંબુના રસમાં ખાય. દીન ૭–૧૪ સુધી ખાય. આતશક જાય. ખાટી જણસ ખાય. ગાયની છાશ સાથે ખાય. ઘઉંની રોટલી ઘી, દાલ, ચાવલ ખીચડી ખાય.

(૬) બોદાર તોલો ૦ાા, મોરથુથુ બે તોલા, પારો ૦ાા તોલો હિંગળો કાચો અડધો તોલો રસકપુર અરધો તોલો હીમજી હરડે ૮ તોલા લીંબુ ૧૦૧ ના રસમાં ખરલ કરે ચણા બરાબર ગોળી લીંબુના રસમાં દીન ૧૪–૨૧ ખાય. આતશકના આજાર જાય. ખાટી જણુસ ખાય.

(૭) પારો તોલો ૧, બોદાર, તો. ૧, મોરથુથુ તો. ૪ હળદરના ગાંઠીયા તોલો ૧ રસકપુર તોલો ૦ાા હીમજ હરડે તોલા ૬ લીંબુ ૨૦૦ ના રસમાં ખરલ કરે ચણા બરાબર ગોળી વાળવી. ગોળી ૧ સવાર સાંજ લીંબુના રસમાં ખાય. ખાટી જણુસ ખાય. મીઠી જણુસ ખાવી નહીં.

(૮) મોરથુથુ તોલા ૮, કરીયાતું તોલા ૮, પીતપાપડો તોલા ૮ હીમજ હરડે તોલા ૧૨, કાથો તોલા ૮, લીંબુ ૧૫૧ ના રસમાં અરીઠા જેવડી ગોળી વાળવી લીંબુના રસમાં દીન ૭–૧૪ ખાય આતશક જાય. ખાટી જણુસ ખાય. મીઠી ન ખાય.

## ૩૩૯ બનાવટી અંબર—

( ડાકટર દેવશંકર અમરજી દવે ડીસ્પેન્સરી લોધીકાવાળાએ આ દવા ઉતરાવેલ છે )

એનઝોઇન ( રાળ ) ને આકડાના દુધમાં ચોવીસ કલાક સુધી ખરલ કરી સુકવી રાખવાથી અસલ અમર થશે.

## ૩૪૦ કોલેરા—

એક તોલો અફીણ અસલ, ચાર તોલા હીંગ અસલ બન્ને અલગ અલગ લીંબુના રસમાં પીસી કપડેથી ગાળીને પછી બન્ને મેળવી લીંબુ નંગ ૧૦૦ નો રસ કાઢી તેમાં થોડીવાર ઘુંટી પછી આગ ઉપર ચડાવી રસ બાળી દેવો અને ગોળી વળવા જેવું થાય ત્યારે ચણા જેવડી ગોળી વાળવી ને બે ગોળી સુધી પાણી સાથે દેવી.

( આરંભના કોલેરા ઉપર જો પેટ ચડે તો અથવા ગોટલા ચડે તો ) આકડાના મૂળની છાલનો ભૂકો ૧ રતીથી ૧ વાલ સુધી આદાના રસમાં દેવો. ઉપરમાં બધે મળીને સો લીંબુ જોઈએ.

## ૩૪૧ ક્રોનીક સીફીલીજ ઉપર—

ચાર તોલા હીમજ. ૨ તોલા કાથો ૧ તોલા લવીંગ, ૧ તોલો મોરથુથુ, ચાલીસ લીંબુના રસમાં લોઢાના ઠામમાં લોઢાના દસ્તાવડે ઘુંટી તેમાંથી ૨૦૦ ગોળી વાળવી. બીની સાથે એક સહવારે ને એક સાંજરે ગળી જવી. ખોરાકમાં માત્ર ઘઉંને ઘી ૭–૨૧ દીવસ ખવરાવવી.

( આ ગોળીની તાસીર ખાધા પછી કાંઇ શરીરમાં વાયુનો પ્રકોપ કરવાની છે માટે) આ ગોળી બંધ કર્યા પછી થોડોક વખત ચોપચીનીનું ચુરણ આપવું. એકલી ચોપચીની તથા લઘુ ચોપચીની ચૂર્ણ આપવું.

આ ગોળી છેવટના સ્ટેજની સીફીલીઝ પર એટલે નાક બેસી જવું, હાડ ગંભીર વગેરે ઉપર કામ લાગે છે.

## ૩૪૨ નસકોરી ફુટવા ઉપર—

ઉભીભોરીંગણી ( બ્રહતી) નાં પંચાંગનો રસ કાઢી તેના રસનું ટીપુ નાકમાં પાડેથી નસકોરી બંધ થાય છે.

## ૩૪૩ સુખ પ્રસવ ઉપર.

ઉંધાફુલીનાં મૂળીયાં ૧ પાઈભાર પાણીમાં વાટી પાઈ દેવાં તો તુરત પ્રસવ થશે તેનાં ફુલ ફુંટી ઉપર મેલાય છે.

આ ઉંધીફુલીમાં લોહ વગેરે કેટલીક ધાતુ પણ મરે છે.

## ૩૪૪ સુરમો

આંખની પાપણુ ખવાઈ જવા ઉપર તથા વૃદ્ધ પુરૂષને આંખમાં ઝાંખ આવતી હોય તે ઉપર ત્રાંબાના તાર ( ખોટી સોનેરીના તારમાંથી કાઢી અથવા ત્રાંબાનું બારીક ચૂર્ણ ) ઝીણા કાતરી નાંખી તોલા ૩ ત્રણ લેવા તથા ૧।। તોલો ગંધક લેવો. બન્નેને સાત તોલા લીંબુના રસમાં નાંખી ખરલ કરવું ને ઘુંટતાં ઘુંટતાં જાડુ શીરા જેવું થાય ત્યારે એક કાચ કે પત્થરના વાસણ (ગ્લાસ)માં પ્રથમ તળીયામાં થોડાંક ધતુરાના તાજા ડાખલાનો માળો કરીને એટલે આડાં અવળાં ડાંખલાં પ્યાલામાં રાખવાં તે ઉપર ઉપલો ઘુંટેલો શીરો રાખી દેવો ને પછી તે માળો અને તે ઉપર રાખેલ શીરો ડુબી જાય એટલો લીંબુનો રસ નાંખવો ( આશરે ૨૫ લીંબુનો રસ જોઇશે ) અને પછી મુખ પર કપડું રાખી પ્યાલો રાખી મુકવો એટલે રસ સુકાઇ-શોષાઈ જશે-સુકાઇ ગયા પછી તે ડાંખલાં વગેરેને પાણીથી ધોઈ ફેંકી દેવાં ને પાણી પણ આછરી રહ્યા પછી ઉપરથી ફેકી દેવું એટલે નીચે જામી રહેલી ચીજ (સુરમા) ને સુકવી શીશીમાં ભરી રાખવું ને સમયે સુરમાની સળીથી આંજવું.

## ૩૪૫ સ્તંભન—

પારો ટાંક ૦, ટંકણુ ટાંક ૦, કપુર ટાંક ૦ પાણીથી મરદી લીંગે લેપ કરે ને પછી ભોગ કરે તો સ્ત્રી વશ થાય.

## ૩૪૬ સ્ત્રીવશ્ય—

સ્ત્રીના માથાના મોવાળા નાડા સાથે ચોટલેથી લેવા પછી દીવો કરી કાજળ પાડી રાખવો જેને છેડે ચોપડીએ તે વશ થાય સહી સાચું છે.

## ૩૪૭ સ્ત્રીને ગર્ભ રહેવાનો—

સંદેસડાની જડને શનીવારે નોતરી આવવી રવીવારે પુરવ મુખે જડ કાઢી લાવવી પછી તે સ્ત્રીના માદલીયામાં ઘાલીને સ્ત્રી પુરૂષ બેની કોટે રાખવું ધુપ દઇને પછી ઉપર શુંગાડવું. આખું ગળે ભોગ કરીને બે ગળે. સ્ત્રીપુરૂષ ગળે તો ગર્ભ રહે.

## ૩૪૮ ભુંડની દાઢ બાંધવાનો ઈલાજ—

ખેતર ખાય નહીં—શનીવારને રોજ દહાડે તકમરીયાંની જડને નોતરી આવવી રવિવારે નાગા થઇને લાવીએ પછી તેને ધુપ દઈ ખેતરને ચારે ખુણે દાટવી તો ખેતર ભુંડ ખાય નહીં.

## ૩૪૯ કર્ણપાક—

ટંકણખાર ટાંક બે ઝીણો વાટીને ભુકો કાનમાં નાખી તે ઉપર લીંબુ ટીપાં ૫–૬ નાંખે દીન ૪ તો કાન વરસ છનો દુઃખતો બંધ થાય.

## ૩૫૦ સર્વ પ્રમેહ

જાંબુનાં પાનનો રસ ટાંક ૧૦ ખાંડ બુરા ટાંક ૬ મેળવી પ્રભાતમાં દીન ૨૧ સુધી સેવે તો પ્રમેહ જાય.

## ૩૫૧ મંજીષ્ઠાદિ કવાથ

### લઘુ મંજીષ્ઠાદિ—

(૧) મજીઠ, હરડે, બહેડા, અને આમળાં, કડુ, વજ, દારૂ હળદર, ગળો લીંબડાની અંતર છાલ એનો કવાથ કરવો—

મધ્ય મંજીષ્ઠાદિ—મજીઠ, બાવચી, કુવાડીયો, લીંબડાની અંતર છાલ, હળદર, હરડે, આંબળાં, અરડુસો, શતાવરી, બળા ( અપાટ ) નાગબલા, ( ગંગેટી ) જેઠીમધ, ગોખરૂ, પટોળ, વાળો, ગળો, રતાંજલી—

(૩) બૃહદ્મંજીષ્ઠાદિ—મજીઠ, નાગરમોથ, કડાછાલ, ગળો, કુલીજન, ( કુષ્ઠ ) શુંઠ, ભારંગમૂળ, ભોરીંગણી, ઇંદ્રવજ, લીંબડાની અંતર છાલ, હળદર, દારૂ હળદર, હરડે, બેડાં, આમળાં, પટોલ, કડુ, મોરવેલ (મુર્વા ) વાવડીંગ, બીબલાની છાલ–( આસન? ) ચિત્રક, શતાવરી, ત્રાયમાણ, પીપર, ઇન્દ્રજવ, અરડુસો, ભાંગરો, દેવદ્માર, કાલીપાટનું મૂળ, ખેરસાર રતાંજલી, નસોતર, વાયવરણો, કરીયાતું, બાવચી, ગરમાળાનોગર, સાગની છાલ–બકાયનની છાલ, કરંજ, અતિવિષ, નાળો ધમાસો, ઇન્દ્રવારૂણી, સારીવા ખડસલીયો અનંતમુળ.

એ ઓસડનો કવાથ કરી તેમાં પીપરનું ચુર્ણ તથા શુદ્ધ ગુગળ મેળવી પીવાથી અનેક પ્રકારના દુષ્ટ રોગ મટે.

## ૩૫૨ હડતાલ ભસ્મની સદ્યક્રિયા

કાળા અભ્રક ને ધાન્યાભ્રક કરીને સુકવી પછી તેને તુલશીના રસમાં ખરલ કરી તેના ગોળાની વચ્ચે હડતાલ મુકી ઉપર કોડીયું ઢાંકી દસ મીનીટની અગ્નિ આપવી. હડતાલને ઉડવા દેશે નહી. આ ક્રીયા સદ્ય છે.

## ૩૫૩ ( અનુપાન તરંગિણીમાંથી ) લોકનાથ રસ.

શુદ્ધ પારો, શુદ્ધ ગંધક, બન્ને સમભાગે લઈ કજલી કરવી, પારાથી અરધ ટંકણખાર

લેવો. અને પારાથી ચોગણી કોડી લેવી. બાદ એ કજલીને કોડીના મુખ પર મુદ્રા દેવી. મોઢુ બંધ કરી દેવું અને તેને છાંયે સુકવવી. બાદ ગંધકથી આઠ ગણા શંખના ચુરણમાં એ કોડીયોને રાખીને મુદ્રા કરે પછી શરાવસંપુટમાં ગજપુટ આંચ દેવી.

અનુપાન—૭ રતી લોકનાથ રસમાં વીસ મરીનું ચુરણ મેળવવું અને રોગીનું બળ જોઈ એક રતીથી ૭ રતી સુધી દેવું. વાતરોગમાં ઘી સાથે, પીતરોગમાં માખણ સાથે, કફ રોગમાં મધ સાથે, ( આ અનુપાને ત્રણ દોષ જન્મ રોગ મટે છે )

ધાણાનાં ફોતરાં ઉતારી દાળને સેકવી પછી પીસી તેમાં સાકર મેળવી તેની સાથે લોકનાથ રસ લે તો અરૂચી મટે ધાણાને ગળોના કાઢામાં અથવા મધ પીપરમાં જ્વર ઉપર લોકનાથ આપવો.

રક્તપીત, ક્ષય, કાસ, શ્વાસ, સ્વરભંગ એ રોગમાં અડુસો અને સુગંધીવાળાના કાઢા સાથે મધુમીસી યુક્ત લેવું.

અતિસાર, અનિદ્રા, સંગ્રહણી, મંદાગ્નિ એ રોગોમાં શેકેલ ભાંગ અને મધ સાથે.

સંચળ, લવણ, હરડે, પીપળ, કૌંચના ચુર્ણમાં લઈ કીચિંત ગરમ જલથી પીવે તો શુળ અને અજીર્ણ એક ક્ષણમાં જીતે.

પ્લીહા, છર્દી, અર્શ, રક્તપીત, આરોગોમાં દાડિમના રસમાં.

જો નાકમાંથી લોહી પડતું હોય તો દુર્વા. (ધ્રો) દલના રસમાં હરણનું સીંગડું ઘસી તેમાં લોકનાથ મેળવી નાસ દે તો રક્ત નીકળતું બંધ થાય.

છર્દી અને હેડકી ઉપર–મોર પંખની ભસ્મ, પીપલ બોરની ગોઠલીનો મગજ, મધ, સાકર સાથે લોકનાથ દેવું.

ઉપરાંત અનુપાન ભેદે અને અનેક રોગ મટે છે. વૈદ્ય વિચારી દેવું.

## ૩૫૪ અશ્વિની કુમાર રસ

સુંઠ, મરી, પીપર, હરડાં, બહેડાં, આમળાં, અરીણુ, વછનાગ, જમાલ ગોટા, પીપળી-મુળ, લવીંગ, હરીતાલ, ટંકણ, પારો, ગંધક આ પંદર ઓષડ એક એક તોલો લઈ ચુરણ કરી બત્રીસ તોલા ગોદુધમાં ખરલ કરી બત્રીસ તોલા ગોમુત્રમાં ખરલ કરી બાદ બત્રીસ તોલા ભાંગરાના રસમાં ખરલ કરી ચણા પ્રમાણે ગોળી બનાવવી.

### અનુપાન

૧ પિત્ત પ્રમેહ ઉપર—હળદર સાથે.
૨ મુત્રકૃચ્છ ઉપર—અજવાઈન.
૩ નપુંસકપણા ઉપર—મધ સંગાથે.
૪ જ્વર ઉપર—સુંઠ સાથે.
૫ પ્રમેહ ઉપર—તુલસીપત્રરસ સાથે.

૬ મુખ દુર્ગંધી ઉપર—તજ, પાનના બીડામાં
૭ ઉષ્ણુવાત—પીપર સાથે
૮ શીત જ્વર—કપાસના રસ સાથે
૯ એકાંતર જ્વર—તુલસીનો રસ, સાકર અને સુંઠ સાથે
૧૧ તૃતીય જ્વર—મરી, જીરૂ તુલસીનો રસ.
૧૨ ચાતુર્થીક જ્વર—ભાંગરાના રસ સાથે
૧૩ શરદી જેને ભુખ ન લાગી હોય તેમાં અને વાત રોગમાં-પીપરીમુળ સંગ.
૧૪ મસ્તક રોગમાં—લીંબુના રસ સંગ ખાય અને લેપ કરે.
૧૫ પ્લીહા અને ઉદર રોગ ઉપર—ઇંદ્રાયણના રસ સાથે.
૧૬ જીર્ણજ્વર—સાકર સાથે.
૧૭ કાસ રોગમાં—સીંધાલુણુ સંગ.
૧૮ કાખની દુર્ગંધમાં—બાવળના રસ સાથે
૧૯ બુદ્ધિ વૃદ્ધિ માટે બ્રાહ્મીના રસ સાથે
૨૦ આમાતિસાર અને રક્તાતિસાર ઉપર જાયફલના કાઢામાં.
૨૧ પુષ્ટિકારક અને બલવર્દ્ધક—બદામના મગજસંગ.
૨૨ સુતિકા રોગમાં—હળદર અને ઘીમાં તથા તેમાં હીરાબોળ પણ મેળવે.
૨૩ ભાંગ સાથે લેવાથી કોકીલાના જેવો સ્વર થાય.
૨૪ અસ્થિગત જ્વર—હાડજ્વરમાં સાકર સાથે
૨૫ કોષ્ઠ ગતશુલમાં કેળાની જડ ( કદલી કંદ ) ના રસ સાથે

એ પ્રમાણે અન્યાન્ય રોગ ઉપર પણ વૈદ્યે વિચારી અનુપાન સાથે દેવું.

## ૩૫૫ સ્ત્રીના પેટનો છોડ કાઢવા ઉપર—

ભેંસનું છાણુ ટાંક ૧ વાસી પાણીમાં ખવરાવીએ તો મુવું છોડ નીકળી પડે સહી. ઉપરનો મંત્ર કરીને.

## ૩૫૬ છોડ કાઢવા ઉપર—

સસાની ( સસલાની ) લીંડી ટાંક ત્રણ ભાર, ગોળ સાથે દીન ૫ તથા સાત દીન ખાય તો છોડ પડે પણ વાંઝણી થાય.

## ૩૫૭ બંધેચ—

આકડાનું રૂ રવીવારે લઇ તેની વાટ કરીને એરંડીયા તેલમાં દીવો કરવો તે દીવો હોય ત્યાં સુધી નર છુટે નહીં દીવો ઠરે તે વારે છુટે.

## ૩૫૮ અંબરશ્રીકાર કરવાની વિધિ—

ચોપડા દેવી દાર શેર ૦।। લાવી ભાંગી નાના કટકા કરવા. પછી તે કટકાને ગુલાબમાં ભીંજવી રાખવા ત્રણ પહોર પછી કાઢવા. પછી શીશામાં ભરીને ચુવાની પેઠે ગાળવા. હેઠે ગુલાબનું પ્યાલું ભરી મેલવું. બાદ ચલાણામાંથી ચુવો લઈ ભરી મેલીએ તો અંબર શ્રીકાર થાય.

## ૩૫૯ તરવારના ઘાનો મલમ—

હીંગલો ટાંક ૫, વાટીને ઘી ટાંક ૫ સાત વાર ધોઇ ને પછી તે હીંગલો માંહે કાલવી નીત્ય ઘા મધ્યે બેવાર ભરવો તો ગમે તેવો ઘા રૂઝે.

## ૩૬૦ વશ કરવાની કળા—

અંધારી ચૌદશને દિવસે ચૌવટામાં જઈ ઉભા રહીને આપણે જમણે પગે ઉંચે લઇને પગના તળીયાની ધુળ વળગી હોય તે ખંખેરી લેવી. એમ ચાંચર ૭ ની ધુડ એકઠી કરવી. કાગળમાં રાખવી પછી આપણી આંખનાં આંસુ વડે ભીજવવી પછી ટચલી આંગળીનું લોહી રવીવારે કાઢી ભીંજવવી. જેને વશ કરવું હોય તેના છેડાને રવીવારે ચોપડીએ, તેની કોટે ચોપડીયે તો વશ થાય સહી. જે દહાડે ચોપડીએ તે દહાડે આપણે ઘઉંનો ઉનો રોટલો ખાવો. મોળું ખાવું તેમાંનો ( રોટલાનો ) કટકો એક તેલ ચોપડી કાળા કુતરાને ખવરાવીએ તો વશ સિદ્ધ છે. આ વશીકરણ ઉજળું છે.

## ૩૬૧ માણસને ઘેલું કરવા બાબત—

સમડીનું માંસ માંહેનો કટકો પીતો ખવરાવીએ તો ઘેલો થાય. સમડીનો માંસ મોહોન પીતો નરના મુત્ર સાથ ઘસી દીન ૭ નાસ દેવાથી તથા અંજન કરવાથી ઘેલો મટે સહી.

## ૩૬૨ ત્રાંબુ ઉજળું ( શ્વેત ) થાય—

### ( રસાયન )

દુધ ૦।। શેર, લઈ પૈસો એક ત્રાંબાનો ફટકડી ટાંક ૧૨, આકડાનું દુધ ટાંક ૧૨ ફટકડીનો ભુકો કરી અરધ કોડીયામાં પાથરીએ માંહે પૈસો મુકી ઉપર ભુકો મેલી માથે આકડાનું દુધ રેડીએ પછી ગજપુટ કરી છાણા પંદરની અગન દેવી એમ ૩ વાર કરવાથી ફટકકી ૩૬ ટાંક અને દુધ પણ છત્રીસ ટાંક થાય છે. ત્રાંબુ ઉજળું થાય છે.

## ૩૬૩ ડાકણ–શાકણ વળગી હોય તો—

શુક્રવારને દિવસે ગળીનું ઝાડ નોતરી આવીએ થોડું એક લેતા આવીએ કહીએ જે મારૂં કામ સિદ્ધ કરજે પછી રવિવારે જઈ લાવીએ સવારે પછી એની જડને લગારેક ધુપ દઇને રવિવારે માદળીયામાં ઘાલી આપીએ તો ડાકણ, શાકણ, ની નજર લાગે.

## ૩૬૪ સરપનું વિષ ઉતાર—

ઘલુડીના વેલા, ટીંડોરીના વેલા શનીવારે નોતરી આવી રવિવારે ઉગમણે મુખે તેમની જડ લાવીએ પછી સરપનું ખાધું આવ્યું હોય તેને જડ આપણે સુંઘી તેને સુંઘાડીએ તો સરપ વિષ ઉતરે પાણીમાં ઘસી આંખે અંજન કરે તો ઝેર ઉતરે સહી સરપના ખાધાની કોઈ ખબર લાવ્યો હોય તેને આપણે જડ સુંઘીને સુંઘાડીએ તો પેલાનું ઝેર ઉતરે ત્યાંથી સદ્ય આવે અંજન કરીએ.

## ૩૬૫ નામરદાઈ ઉપર—

ડુંગળીનો રસ કાઢી તેના રસમાં ચોખા રાંધવા. મીઠા વિના તથા ગળાશ વિના પછી પ્રભાતમાં ભાવે તેટલા ખવરાવવા એમ દીન ૭ ખાય તો પુરૂષ ઘોડા વાળતો થાય. માથે પરેજ કાંઈજ ન રાખવી.

## ૩૬૬ સ્તંભન—

અકલકરો પોતાના મોઢામાં ચાવીને ઝીણો થાય ત્યારે ઇંદરીને ચોપડી દેવો જરા સુકાયા પછી ભોગ કરે તો સ્ત્રી વશ થાય.

## ૩૬૭ સ્ત્રીએ પુરૂષને કામણ કીધું હોય અથવા પુરૂષ નપુંસક હોય તે ઉપર—

દુધ શેર ૨ બે તથા માલ કાંકણી શેર ૦। એકઠાં કરી રાંધવાં દુધ સરવે ઓટાવવું તેમાંથી દાણા ૮ દીન પ્રત્યે ખાય દીન ૨૯ સુધી ખાય તે ઉપર ઘઉંની રોટલીજ ખાવી તો નપુંસક પુરૂષ વળે કામણ ટળે.

## ૩૬૮ સર્પ વિષ ઉપર મોરથુથુ—

મોરથુથુ તોલા ૫, તીખાં તોલા ૧૦, તીખાંની વચ્ચે મોરથુથુ મુકવો પછી ત્રીસ તોલા દારૂડીનો રસ લોટકામાં રેડવો તેમાં ઉપરનાં ઔષધ નાંખી પછી દારૂડી રસ રેડવો. પછી તેને કપડમાટી કરવી બાદ એક માટલાની અંદર ખારો તથા રેતી અર્ધ ભરી તે મધ્યે લોટો મૂકી માથે રેતી ભરી દેવી. તેને ગજપુટ છાણાં મણ ૨॥ ની અગ્ની દેવી. જે તીખાં સરપને કરડેલ હોય તેને દઈએ તો વિષ ઉતરે સહી. આંખ ધોળી થશે.

## ૩૬૯ પારદ—

પારો તોલા ૩ લઇ રીંગણું એક લઇ છિદ્ર પાડી તેમાં રેડવો ને કપડ માટી કરી માટલાની અંદર રેતીની વચ્ચે મુકી તાપ આપવો તો પારો પકડાઈ જશે. તોલો ૧ ત્રાંબુ અને તોલો ૧ પારો નાંખે સફેદ.

## ૩૭૦ અંજન—

પગનો જણ્યો હોય ( એટલે જે પગેથી અવતર્યો હોય. ) તેણે અમાસ યા રવિવારની રાત્રિએ તેલ કાઢી તેનો દીવો કરી અંજન પાડીએ. આંખે આંજવાથી ડાટેલાની ખબર પડે સહી.

## ૩૭૧ નીહલો—

શનીવારની રાત્રે સ્ત્રી મરી ગઈ હોય ને રવિવારે સવારના પોરમાં કાઢે તે વારે એની ઉપરથી બેવડું ફદીયું ૧ લઇને એ શબ ઉપર વદાડી (વટાવી) દેવું જે ધણીએ તોલડી ઉપાડી હોય તે ધણીને નજરમાં રાખવો પછી એ ફદીયું વગર બોલે ઉપાડી લઇ પછી સાવ નાગા થઇને એ ફદીયાની ડાબલી ઘડવી પછી દરવાજે જઈને જે ધણીએ તોલડી ઉપાડી હોય તે ધણી આવતો હોય તેના જમણા પગના અંગુઠાની ધુડની ચપટી લઈને તે ડાબલીમાં નાખીએ એ આવતો હોય ગામમાંતો આપણે દરવાજા બહાર ચાલવું જોઇએ આપણી પછવાડે ચાલ્યો આવે તો જાણવું જે સાચું થયું. એ પ્રમાણે પારખું જો જડેતો જે કોઈ સ્ત્રી ચાલી જતી હોય તેના પગલા જમણા અંગુઠાની ધુડ ડાબલીમાં નાખેથી આપણી પછવાડે ચાલી આવે પછી આપણું કામ સિદ્ધ થયા પછી ડાબલીમાંથી ધુડ કાઢી નાંખવી તો ચાલી જાય.

## ૩૭૨ તરવારની ધાર કે બીજું આયુધ કશું વાગે નહીં તે ધાર બંધ કરવા ઉપર—

ઘોડાનો દાંત ૧, ગધેડાનો દાંત ૧ માણસનો દાંત ૧ કુતરાનો દાંત ૧ એ ચાર દાંત એકઠા કરવા પછી ધોબી ધોએ છે તે સલા ઉપર ધોઇને પછી ઘેર આણીએ પછી તેને બાળીને રાખ કરીએ પછી તે રાખ લઇને ત્રાંબાના માદળીયામાં ઘાલીએ. તે માદળીયું માથે પાઘડીમાં રાખી એક સો ઘા મારે તો પણ વાગે નહીં.

## ૩૭૩ સ્ત્રીએ પતિવશ કરવા—

સ્ત્રી રજસ્વલા હોય ત્યારે પહેલે દિવસે યોની મહિ કાળી સોપારી રખાવવી દીવસ ૩ રાખે પછી ત્રીજે દિવસે કાઢે પછી તે ફોફલ ઠીકરી ઉપર બાંધી વાટવી. પછી ધોઇને તે ઉદકમાં મેળવી ભરથારને ખવરાવી એ તો વશ થાય.

## ૩૭૪ સ્ત્રી પુરૂષ વશીકરણ—

શ્વેત દુર્વા, શ્વેત રીંગણી, શ્વેત ગરણી; સપત્ર મૂળ તાંબુલ સાથ દેવાથી વશ હોય.

## ૩૭૫ હરતાલભસ્મ. (પંજાબી સાધુ)—

પીપળ—અશ્વત્થ—નું લાકડું લીલું, નાનું, (સુકું નહીં) એક હાથ લાંબું અને એક વેંત પહોળું લેવું તેની વચમાંથી મુખમાંથી સળીયા વતી અરધો ગુદો કાઢી છિદ્ર કરવું અને અરધ ગુદો તે લાકડામાં રહેવા દેવો એ છિદ્રનો વ્યાસ એ બે રૂપીયા પ્રમાણુ ગોળાકાર કરવો પછી તેમાં તાલ (હરતાલ) નાખી તેની અંદર સરગવાની શીંગને કાઢી તેનાં

લીલાં બી તોલો ૧ એ છિદ્રમાં નાંખી દેવાં બાદ જે ગુદો (ભુકો) એ લાકડામાંથી ખોદ્યો હતો તે થોડોક કુટીને એ છિદ્રમાં ભરી દેવો મોઢા સુધી ભરવો ત્રણ દિવસ પછી એ લાકડાને તડકામાં રાખી દેવું ત્રણ દિવસ બાદ એજ લાકડાને એમનું એમ કપડમેટ કર્યા વગરજ અગ્નિ ૨-૬ છાણાની દેવી મતલબ કે એથી દવા-તાલ ભરેલ કાષ્ટ જે સુકાઇ ગયેલું હશે તે સળગાવી બાળી દેવાનું છે માટે તેના ખૂણા પર છાણાં કે છોડીયાં કે તેવી બીજી વસ્તુથી આગ લગાડી બાળી દેવું. ઉપયોગ-દમ-ખાંસી-પરમ તાશામાં ૩ ચાવલભાર ખોરાક ઘી રોટી. બુખાર-જ્વર ઉપર-બીજા રોગ ઉપર વિચારી દેવી.

Note—એકથી દોઢ તોલો સુધી તાલ નાંખવી.

## ૩૭૬ સીંગરફ—

સીંગરફ એક તોલો લઇ તેને ત્રણ તોલા અડદના લોટથી બંધ કરી દેવો એક લોઢાની કડાઇમાં કપાશીયાનાં બીજ નાંખી તેની વચમાં તે કટકો મૂકી બીજથી ઢાંકી દઇ તે સર્વ ઉપર એક પીતલની વાટકી ઢાંકી, તે ઉપર બશેર ઘી નાંખી તાપ કરવો. કડાઇ તપતાં સુધી આકરો પછી ધીમો ધીમો તાપ કરવો. જ્યારે ઘીમાંથી ધુમાડો નીકળવા લાગે ત્યારે કડાઇ તે નીચે ઉતારવી. થોડીવાર પછી પીતલની વાટકી ઉપાડી લઇ સીંગરફ કાઢી લેવો તો સફેદ થશે.

આને પકવતા પહેલાં ચાલીસ દીવસ દુધમાં અને ચાલીસ દિવસ ગોમુત્રમાં પલાળવો. એટલે રોજ દુધ અને ગોમુત્ર બદલવાં.

મુખ્યત્વે તાકાત તથા કુષ્ટ ઉપર કામ કરે છે. એક તોલો પીપરીમૂળને પાણીમાં ઉકાળી ૧ તોલા કવાથ સાથે સીંગરફ કુષ્ટપર દેવા એવું બે વર્ષનો કુષ્ટ ૪-૫ દીવસમાં અને પંદર વરસનો પંદર વીસ દીવસમાં મટે અને તાકાત પર યોગ્ય પ્રમાણે દેવો.

## ૩૭૭ આરોગ્ય વર્દ્ધનીનો પાઠ—

(આમરણવાળા વૈદ્યો શ્રી.)

ગંધક, પારદ, અભ્રક, લોહ, તામ્ર દરેક સમાન ભાગ એટલે દરેક ०। ०। તોલો. ત્રીફલાં એ પાંચેના વજનથી બમણાં એટલે અઢી તોલા (હરડાં, બેડાં ને આમળાં મળીને અઢી તોલા) શીલાજીત ઉપરના પાંચેથી ત્રગણો એટલે તોલા ૩॥। પોણાચાર, ગુગળ-ઉપરના પાંચેથી ચાર ગણો એટલે પાંચ તોલા. ચિત્રક પાંચ તોલા, કડુ ઉપરની સર્વ ચીજ બરાબર એટલે સાડા સત્તર તોલા. કુલ પાંત્રીસ તોલા.

લીંબડાના પાંદડાંના રસ કે ઉકાળામાં ઘુંટવું ગોળી મોટા બોરના ઠળીયા જેવડી આશરે ત્રણ આનીભાર થવી જોઇએ.

## સારાંશ

| | | |
|---|---|---|
| ૧ | ગંધક, પારો, તામ્ર, અભ્રક, લોહ | ૧ા તોલો. |
| ૨ | ત્રિફલા | ૨ા તોલા |
| ૩ | શિલાજીત | ૩ાા તોલા |
| ૪ | ગુગળ | ૫ ,, |
| ૫ | ચિત્રક | ૫ ,, |
| ૬ | કડુ | ૧૭ાા ,, |
| | | ૩૫ |

લીંબડાના પત્રના રસમાં કે ઉકાળામાં બે દીવસ ઘુંટી ગોળી કરવી. ત્રણ આની-ભારની એટલે મોટા બોર જેવડી.

### ૩૭૮ કમળકંદ—

### ( આમરણવાળા પોપટ વૈદ્ય પાસેથી )

કમળકંદ એટલે યોની બહાર લટકી આવવી.

(૧) કારેલી ( ખાવાનું શાક થાય છે તે ) નો કંદ પાણીમાં ઘસી ચોપડવો.

(૨) લુણીનું ઘી કાઢી આમણુ બહાર નીકળતી હોય તેને તથા લબડી ગયેલ યોની વાળીને ખવરાવવું.

થોડું હરવા ફરવાની ગાંઠ બંધાઇ ઉપર ચડી ગયા પછી છુટ આપવી. સંભોગ ૭ માસ સુધી બંધ. ખાવામાં તેલ, મરચું, ખાંડ, ખટાઇ બંધ.

### ૩૭૯ યોનીભ્રંશ ઉપરનાજ રોગ ઉપર—

લીલાગર ભાંગને ખુબ ધોઇ તેની લુગદી કરી યોનીમાં ૩ દીવસ રાખવાથી દીલ નીકળતું બંધ થાય છે. ( ગુ. સ્વામી પ્રભાશંકર મકનજી )

### ૩૮૦ બીલકુલ ઋતુ બંધ કરવાનું તથા સંતાન ન થવાનું—

કાઠીયાવાડી ગામડામાં બાઇડીઓ જે ઓખાઇ જોડા પહેરે છે તે જોડાનો ઉપરનો ચામડાનો ચોટલો તથા કાઠીયાવાડી બાઇડીયો જે ઇંઢોણી કરે છે તે ખડ ( મુંજ ? )નો ચોટલો આ બેની રાખ કરવી તેની હીરવણીના રસમાં ચણા જેવડી ગોળી કરીને પછી યોની–પેડુચી–કમળના મુખમાં રખાવવી ત્રણ ઋતુ સુધી એટલે ત્રણ મહીના સુધી (.અટકાવ વખતે ) રાખવાથી બીલકુલ ઋતુ પુષ્પ બંધ થાય છે.

(૨) ઋતુ આવે પણ સંતાન ન થાય—

દસ તોલા તલનું તેલ, પાંચ તોલા ઉંચો પીળો ખાવાનો રાળ એ બેને મેળવી ચોથે દહાડે નહાઇને ઉભે ઉભે પી જાય. એકજ વખતમાં આમ એકજ ઋતુ વખત કરવાથી વંધ્યત્વ જીંદગી સુધી રહેશે.

૩૮૧

( રાજકોટ વાળા કાળીદાસ ડાકટરની પેટંટ બાદશાહી ચાકુતીનો નુકશો. )

રસાયણ ચૂર્ણ તોલા ૬), ફેરીફાસફરસ તોલો ૧), કવીનાઈન ૦।≈ દસ આનીભાર જનસીયનમાં ગોળી ચણીઆ બોર પ્રમાણે વાળવી.

## ૩૮૨ પ્રદર—

સીત પ્રવાલ, પ્રદર ઉપર સારૂં કામ કરે છે.

## ૩૮૩ રતિ વિલાસ—

( રાજકોટવાળા વૈદ્ય ત્રંબકલાલ દુર્લભજીના નુકસા )
તાકાદ સ્થંભનાદિ ઉપર

અકલકરો, ધોળી મુસળી, કાલી મુસલી, વછનાગ, હીંગળો, કનકબીજ, અફીણ, મલ્લ, ચાંદીની ખાખ. સરખે વજને સવાર સાંજ ગોળી, ઘી સાકર-દુધ લેવું.

## ૩૮૪ તિલો-પટ્ટી—

નેપાળો બીજ, તોલા ૨ બે, ડુંગળી લાલનો રસ તોલા ૫ ઘુંટીને પાવો. પછી તેમાં તલનું તેલ તોલા ૫ નાંખી પરિપકવ કરવો એટલે આગ ઉપર ચડાવી પાણી બાળી નાંખવું ખાલી તેલ રહે એટલે પછી ગાળી ફુલ-શીવણુ-વૃષણુ ભાગ બચાવવો માત્ર માલીસ કરવાથી જાગૃત થાય. તુરત તૈયાર. તેમાં તે તેલની પટ્ટી કરવાની જરૂર હોય તો રૂ ઈંદ્રીના પ્રમાણમાં લાંબુ લઈ કરીને રૂની નીચેનો ભાગ પલાળવો. રેલો ન ચાલે તેવો તે પછી પટ્ટી મુકી ઉપર નાગરવેલનું પાન બાંધી લપેટી કાચા સુતરના તાંતણાથી બાંધીને ઉપર મલમલનો પાટો બાંધી દેવો-ત્રણ દિવસ બાંધવાથી મરદાઇ ઘણી વધે કુસી-બરોડી ઉઠે તો માખણ શંખજીરૂ મેળવી ચોપડવાથી મટે. આમાં તેલને બદલે ઘી મેળવવાથી ઉપડશે નહીં.

## ૩૮૫ વૈદ્ય અમૃતલાલ સુંદરજી ચોરવાડવાલાની સૂચિત—

૧ હાથલા થોરના પાકેલા ડોડવાનો રસ તોલા ૨૦ વીસ તેમાં સાકર તોલા ૧૦ દસ નાંખીને તેની ચાસણી બનાવવી.

૨ ધતુરાના એક અથવા બહુતો બેડોડવા લઇ તેમાં કેસર તોલો ૦॥ અરધો ભરીને ડોડવા ને બાળી નાંખવો અને તેની ભસમ કરવી.

(૩) સુંઠ, મરી, પીપર, અકલકરો જેઠીમધ અને ઉપરનીના. ૨ ની ભસ્મ એ સઘળાં મેળવી નં. ૧ વાળી ચાસણીમાં નાખવાં. પછી ચાસણી નીચે ઉતારી ગરમ હોય ત્યારે તેમાં મધ તોલા ૧૦ દસ નાંખવું ને દસ તોલાના ૩ વાળું બધું ચુરણ અરધો તોલો દર ટંકે ચાટીને ઉપર અરધોશેર દુધ પીવું.

## ૩૮૬ શ્રીરંગધરભાઈ લખે છે કે—

ચાહની અવજીમાં વૈદ્ય ભાઇએ બતાવેલા નુકસાની દરરોજ ચાહ બનાવી પીવાથી દમ ઉપર ઘણો ફાયદો થશે. દસ રૂપીઆની બાટલીથી પણ વધારે એ બુકની દરેક કામે રૂા. ૧ ભાર દુધ સાકર સાથે પીવાની છે. એટલે ચહાની અવજી આ બુક્નીનો ચાહ કરી પીવો.

## ૩૮૭ દસ્ત સાફ તથા અર્શ ઉપર—

### ( ડાકટર હરીશંકર પ્રાગજી આ. મેડીકલ ઓ. જુનાગઢ.)

સોનામુખી તો. ૫ જેઠીમધ તોલા ૫ ગંધક શુધ્ધ તોલા ૨ાા સાકર તોલા ૧૫ વરીયાળી તોલા ૨ાા ડોઝ ૧ થી ૧ાા તોલા સુધી રાત્રે સુવાટાણે પાણી સાથે.

## ૩૮૮ દમનો ( જીવરામ )—

પાકા તુંબડાં લઈ ફોડી માંહેથી ગરભ વગેરે કાઢી લઇ તે સર્વ તોળી તેટલાજ વજને ખાવાનું મીઠું લઇ એ બન્ને ચીજ બરાબર તે તુબડાંમાં ભરી બાળી દેવું માત્રા ાા થી ોાા તોલો પાણી સાથે સવાર સાંજ.

## ૩૮૯ સાબરસીંગ ભસ્માનુપાન—

૧ પ્રદર માત્રા ૧ રતી દિવસ આખામાં ત્રણ વાર બંગ્રેચમાં ૩ રતી પ્યાજના રસ સાથે.

૨ સ્પર્મેટોરીયા–( શુક્રમેહ ) પાકા કેળાંની સાથે માત્રા ૧ રતી.

૩ પુષ્ટિ ઉપર ૧ રતી ઘી સાકર.

૪ ઉપદંશજન્ય પ્રદર; અશ્વગંધની જડનું ચૂર્ણ એક બે રતી માત્રા એક રતી ઉપરથી રસ.

૫ જીર્ણજ્વર–લીંડીપીપર મધ માત્રા ૧ રતી.

૬ ખરાબ દુર્ગંધી યુકત પેશાબ પ્રમેહ; ચાવલના પાણી સાથે.

Note–પ્રવાલપણ એજ રીતે દેવાય છે.

## ૩૯૦ નિઘંટ રત્નાકરમાંથી—

### " લોહી ચુરણનો પાઠ છે "

એલશી તમાલપત્ર તજ સુંઠ મરી, પીપર હરડે, બેડાં આંબળાં, પારો ગંધક અજમોદ, વરીયાળી વાવડીંગ હળદર બીલું ચિત્રકમૂળ જીરૂં લવીંગ ધાણા ગજપીપર જેઠીમધ પંચલવણ શેકેલી હીંગ કાંકચાનાં બીંજ મોચરસ સાજીખાર જવખાર આ બધી દવાનો આઠમો ભાગ ભાંગ–આ સર્વેનું ચુરણ સમભાગે કરવું.

### ૩૯૧ એગ્સ મીકચર ( Eggs mixture )

દિવસ આખામાં ચાર ઈંડા ૧૮૦ ટીંપા બ્રાન્ડી ૧ ચમચો મધ અડધાભાર પા (૦।) તોલો હળદર એક ઔંસ એકવા મેન્થોલ એ પ્રમાણે આખા દિવસમાં આપ

### ૩૯૨ ગર્ભપાત–વિધી—

રાંગ ચિત્તા ( બંગાલી નામ ) અથવા ચિત્રાંગદા ( હીંદી નામ )–એક ( ચિત્રકની જાતિ છે ) તેને યોની પ્રમાણ ભગમાં રાખવાથી દસ મીનીટમાં પાત થાય છે.

### ૩૯૩ રમુજ—

વનચંડાલ ( હીંદી નામ ) અથવા રજનિકાંત ( બંગાળી નામ ) નામની એવી છે કે તેની પાસે ચપટી મારવાથી તે નાચે છે.

### ૩૯૪ સારણ ( હરનિયા તથા અંડવૃદ્ધિ તથા વાત વ્યાધી—

એક ફણીધર કાળો સર્પ અથવા તિલંગો સાપ ( કે જે એ મોઢાનો વેંત કદનો લાંબો અને જાડો સુયા જેવો, પાતળો અને બહુજ કાળો ચકચકતો હોય હીંદમાં તેલીયો સાપ કહે છે તે ઝાડ પાનના કુંડામાં–બાગમાં અને સર્વત્ર થાય છે તિલંગા સાપને મારીને સુકવી રાખવો અને પછી તેમાંથી જવ જેટલો લઈ માદળી બંધ કરી ( શનીવારે બંધ કરી ) કમરમાં બાંધવો અથવા ઉપરોક્ત કૃષ્ણ સર્પનું માદલીયામાં ઘાલીને આપવું તો તે કમર પર લટકાવી રાખવાથી આરામ થાય છે. એકજ ચીજ આરામ થતાં સુધી લટકાવી રાખવી.

ત્રણ દિવસ સુધી ત્રણ ચીજ ખાવી નહીં ખટાઇ, શાક અને અડદની દાળ.

## ઉપરના તિલંગા સરપનો બીજો ઉપયોગ.

એ છે કે–એ સર્પને જીવતોને જીવતો એક શીશીમાં શુદ્ધ સરસીયું તેલ નાંખી તે સર્પ નાંખી મુખ બંધ કરી દઇ તડકે રાખવું તો તેની અંદર તેનું ઝેર નીકળી એમ પંદર કે વીસ દીવસ તડકે રાખ્યા પછી શીશીમાંથી સર્પને કાઢીને લોહીને મુકવો તો તે ઉપરોક્ત રીતે વૃષણ વૃદ્ધિ, અડંવૃધ્ધિ તથા સારણના રોગમાં જવ માદળીયામાં નાંખી આપવું સરસીયું તેલ–પાશેરથી એક શેર સુધી ચાલે એ સર્પ તેલ માલીસ કરવાથી ગમે તેવી વાતપીડા, ગંઠીયો (સંધીવા) વગેરે બે ત્રણ દિવર દૂર થાય છે. (પરીક્ષા કરવાની છે.)

### ૩૯૫ પ્રમેહ તથા ધાતુસ્રાવ—

ઉચ્ચ રંગી ( બંગાલી નામ છે ) ઉચરીંગ ( હીંદી નામ ) કંસારી ( ગુ૦ નામ ) એ એક નાનુ ઉડતું લાંબી મુછવાળું અંગુષ્ટ પ્રમાણ જાનવર થાય છે કાળુ સફેદ બે જાતનું થાય છે તે મધ્યેથી જેને કોઇ પ્રમેહના કારણ સર વીર્ય સ્રાવ

જતો હોય તેને સફેદ જાનવર જીવતું પકડી માદલીયામાં બંધ કરી કમ્મર પર લટકાવી રાખવું. અને કાળા સુતર વડે તાવીજને બાંધવું તો પ્રમેહ ધાતુશ્રાવ બંધ. અને જેને પેશાબની રોકાવટ (મુત્રકૃચ્છ્ર કે મુત્રાઘાત પથરી) વગેરે હોય તેણે કાળું જાનવર તાવીજમાં બંધ કરી ઉપર પ્રમાણે બાંધવું. શનીવારે ઉપરોક્ત ત્રણચીજ એટલે ખટાઇ, શાક અને અડદની દાળ ત્રણ દિવસ ખાવી નહિં. (પરીક્ષા યોગ્ય.)

## ૩૯૬ મૃગી-વાઇ-ફેફરૂં—

ગાજર (હીંદી) ખજુરોલી (બંગાળી) કાનખજુરો (ગુજરાતી) મોટામાં મોટો કાનખજુરો પકડીને તેની ભસ્મ કરવી. તે એક ખજુરાની બધી ભસ્મ અને એ ભસ્મ બરાબર ચુનો (પાણી નાંખેલો હોય તેને સુકવીને લેવો). અને ભસ્મથી બમણો નવસાર લેવો. એ ત્રણેને મેળવી શીશીમાં ભરી મજબૂત બુચ દઈ બંધ કરી રાખવું કે જેથી કરીને તેમાંથી હવા ન નીકળી શકે બાદ જેને મૃગી આવતી હોય તેને જ્યારે મૃગી આવે ત્યારે સુંઘાડવાથી તેની અસરે નાકમાંથી કીડા નીકળી આવશે અને આરામ થઇ જશે. ઘણું કરીને એક અથવા બે કીડા હોય છે. તેને વારંવાર મહીનામાં બે વાર અથવા એક વાર પણ મૃગી આવ્યા જ કરે છે અને જેને એક કીડો હોય છે તેની મુદત લંબાય છે. આ દવા ઘણી સખત છે માટે જરા ખોલી નાકની સામે ધરી પાછી તુરત બંધ કરી દેવી. આ દવા બીજી વાર પણ ચાલે છે. શિરપીડા કિંવા એવા બીજા મસ્તક રોગીને તો દૂરથી જરા સુંઘાડવાથી જ આરામ થાય છે.

## ૩૯૭ ઝાડો-અતિસાર—

ગુંદાલ (હીંદી) ચુદાલીપત્તા (બંગાલી)નું શાક કરી ખાવાથી ગમે તેવો ઝાડો બંધ એક યા બે રોજમાં થાય છે એક પૈસાનું શાક બે રોજ ચાલે અથવા એક રોજમાંજ ખાઇ લે તો અડચણ નથી. પ્રથમ મરી, જીરાનો ઘી યા તેલમાં વઘાર દઈ પછી ભાજી ચડાવે મીઠું, હળદર સર્વે નાંખે પછી તેમાં પાણી શેર ૦ા પા નાંખે અને ઝોલ (ઓસામણ) કરે અને આધપાવ રહેથી ઉતારીને ઓસામણ પીએ. શાક ખાય તો પણ તેજ ફાયદો છે. ચાહે ભાત રોટલી ગમે તે સાથે ખાય મતલબ આ ભાજી પેટમાં જવા જરૂર છે.

## ૩૯૮ અનિદ્રા—

જેને નિદ્રા ન આવતી હોય તેને સુસની ભાજી બનાવીને ખવરાવવાથી નિદ્રા બહુ આવશે.

## ૩૯૯ પિત્તપ્રકોપ-આમ્લપિત્ત—

(મોઢામાંથી મોળ-ઉલટી અમ્લપીત્ત થતું હોય) હેમચા ( )નું શાક કરી ખવરાવવું અથવા એનો સ્વરસ પાંચ તોલા અને દૂધ તોલા દસ મેળવી પાવું. સાત દિવસ

સુધી. પીત્તની ગમે તેવી બીમારી હોય, અથવા માથું ઘૂમતું હોય, શીરમાં ચક્કર આવે શિર–આંખ બળે વગેરે મટી જશે.

રસ પી ન શકે તો તેલ યા ઘીમાં શાક કરીને ખાય.

## ૪૦૦ અર્શ—

હાથલા થોર (નાગફણી)નું કાચું ફલ ડોડવો એક લઈ તેનું ઘીમાં શાક કરી ખાવું. સાત દિવસ સુધી ખાવું રોજ ફલ એક ખાવું. અન્ન ખાવાની બંધી નથી ખટાઈ અને મરચાંની બંધી.

ગમે તેવા ખૂની–બાદી બવાસરી રક્તસ્રાવ બંધ. અર્શ ખરી જશે. કાળાં મરી ઘીમાં શેકી શાકમાં નાખવાં, માત્ર ઘીમાં શેકી મરી દાણા દસ તથા મીઠું નાખી પકાવી લેવું પાણી ન નાંખવું ખાલી પેટ ખાવું.

## ૪૦૧ અતિસાર–સંગ્રહણી—

ખાટું દાડિમ–તેનાં ફુલ કે જે ખીલ્યાં ન હોય મુખબંધ કળી હોય–તેવી દાડિમની કળીઓ લઈ તેની પાંખડી પહોળી કરી તેની અંદર બે પૈસાભારની વઘારણી ભરીને પછી તેની ઉપર ચીકણી માટી ખૂબ લગાવી ગોળો કરી એને લીલોને લીલો (વગર સુકવેલો) માટીનો ગોળો (મોટા લાડુ જેવડો) આગમાં રાખી દેવો તો પેલું ફુલ (અથવા ફૂલો પાકીને બફાઈ જશે તેમાંથી એક ફુલ રોજ ખાવાને દેવું. એમ સાત દિવસ રોજ દેવાં. સાત ફુલો દેવાં બાળકને કાળી બકરીના દુધ સાથે. મોટાને એમને એમ.

એક સાથે ફુલો તૈયાર કરી રાખવાં અથવા રોજ રોજ તાજાં બનાવવાં અતિસાર–સંગ્રહણી નિશ્ચય મટે. બાળકને યોગ્ય માત્રા દેવી.

## ૪૦૨ હજરત હાઉનો ઉપયોગ—

ફારસીમાં હજરતજહુર કહે છે. તે પ્રમેહની તથા મુત્રકૃચ્છ પર ચાલે છે.

## ૪૦૩ અફીણના ઝેરનો સરળ અને શ્રેષ્ઠ ઉપાય—

કલમી (કેરમુઆ) શાખ અફીણના ઝેરનો સદા સરળ અને શ્રેષ્ઠ ઉપાય છે,

(રામલાલ પાસેથી)

## ૪૦૪ ભીલામાની ગોળી—

(સંધીવા, મંદાગ્નિ વગેરે ઉપર)

| | |
|---|---|
| ભીલામા તોલા ચાર | ખુરાસાની તોલો એક |
| અજમો તો. એક | અકલગરો તો. એક |
| અજમોદ તો. એક | એલચી તો. એક |
| કરમાણી તો. એક | ધોળી મુસળી તો. એક |
| અજવાયન તો. એક | ધોળા તલ તો. ૧ |

પીસી છાણી બાદ ભીલામા મેળવી ગોળમાં ગોળી વાળવી. શીયાળામાં ૭ કે ૧૪ દિવસ અન્નના ગ્રાસ સાથે આરંભમાં લેવી.

## ૪૦૫ સર્વવાયુ ઉપર તેલ—

( વૈદ્ય—વિઠ્ઠલરાય પાટણવાળા પાસેથી )

પીળી કણેરનું મૂળ તોલા ૪૦, પીળી કણેરના ડોડવા તોલા ૪૦, ધંતુરાના ડોડવા તોલા ૪૦, શરઘવાની અંતરછાલ તો. ૪૦, સરઘવાનાં મૂળ તોલા ૪૦, ધોળી કનેરનાં મૂળ તોલા ૪૦, રાતી કણેરનાં મુળ તો. ૪૦, ધતુરાનાં મૂળ તોલા ૪૦, કુંવરનું મૂળ તોલા ૪૦, ગુગલનું મુળ તોલા ૪૦, કંટાળા થોરનું મુળ તોલા ૪૦, ડાંડલીયા (ખરસાણી) થોરનું મુળ તોલા ૪૦, ભીલામાં તોલા ૪૦, સસણુ તોલા ૪૦, રાસ્ના તોલા ૪૦, વછનાગ તો. ૧૦, ઝેરકોચલા તોલા ૧૦, અફીણુ અસલ તોલા ૫, માલ કાકણી તોલા ૧૦, સરેસ ( છાપખાનાનો.) તોલા ૧૦, રાઈ ઘુંટીને તોલા ૪૦, શરસવ ઘુંટીને તોલા ૪૦, અજમા ઘુંટીને તોલા ૫, વાવડીંગ તો. ૫, સુંઠ તોલા ૫, હલદર તોલા ૧૦, પોસ્તદાના તોલા ૧૦, ખસખસ તોલા ૪૦, અશેળીયો તોલા ૪૦, પીપરી મુળ તોલા ૫, લીંડીપીપર તોલા ૫, ગુગળ તોલા ૧૦, જાયફળ તોલા ૧૦, કપુર તોલા ૧૦, કેશર તોલા ૧, ઘોડાવજ (ગંધારો) તોલા ૧૦, આસેગંધ તોલા ૧૦, ઘોડા આસગંધ તોલા ૧૦, મેથી તોલા ૪૦, મરી તોલા ૧૦, તજ તોલા ૧૦, લવીંગ તોલા ૧૦, કાળીજીરી તોલા ૧૦, એળીયો તો. ૧૦, પાનની જડ તોલા ૧૦, અકલકરો તોલા ૧૦, શરપંખો તોલા ૧૦, કીડામારીનું મુળ તોલા ૧૦, કરેંઢીઉં (કાળીપાટ) તોલા ૧૦, બાલછડ તોલા ૧૦, સદાપે (ભીલહી) તોલા ૧૦, ખેડીજ વાસીયા તોલા ૧૦. કાંટાશેરીયાનું મુળ તો. ૧૦, ગાય વસુકરણનું મુળ તોલા ૧૦, ગાય વસુકણુંનાં ફળ તોલા ૧૦, ઇંદ્રાયનના ફલ તોલા ૧૦, ઇન્દ્રાયનના મુળ તો. ૧૦, વાવુંબા તોલા ૧૦ ઘોડામરી તો. ૨, કુકડવેલનાં ફલ તોલા ૧૦, કુકડવેલનાં મુળ—જડ તોલા ૧૦, હાથલા થોરનાં મુળ તોલા ૧૦, આકડાનાં મુળ તોલા ૧૦, લીંબડાનાં પાન તોલા ૧૦, લીંબડાનાં મુળ તોલા ૧૦, એરંડાનાં મુળ તોલા ૧૦, આંબાહળદર તોલા ૧૦ મેંદાલકડી તોલા ૧૦, આવળનાં મુળ તોલા ૧૦, આવળની અંતરછાલ તોલા ૧૦, રેન (મરવો)નાં મુળ તોલા. ૧૦, શીંગરોટીનાં મુળ તોલા ૧૦, અલશીનું તેલ તો. ૪૦, રાઈનું તેલ તોલા ૪૦, જાયફળનું તેલ તો. ૧૦, ટરપીટન તેલ તો. ૧૦, રોઝનું તેલ તો. ૧૦, (જે અત્તરમાં નંખાય છે જેના વગર અત્તર બનેજ નહીં તે) તજનું તેલ તો. ૧૦, ચહાનું તેલ તો. ૧૦, લવીંગનું તેલ તો. ૧૦, લોબાનનું તેલ તો. ૧૦, ખાંખણનું તેલ તો. ૧૦, (રંગરેજને ત્યાં મળે છે) જેટલું તેલ વજનમાં કરવું હોય તેટલા વજને ધતુરાના પાંદડાંનો રસ એટલો બધાં તેલ બરાબર.

ડુંગળીનો રસ ૪૦ તો. સરઘવાનાં પાંદડાંનો રસ સમગ્ર તેલ બરાબર વજનો તિલનું તેલ ઉપરનાં બધાં તેલ મળીને જેટલું વજને થાય તેટલા તોલા વજનમાં તલનું તેલ લેવું.

સોમલ તો. ૧ પીસીને પાણીમાં પલાળવી. અફીણ તો. ૫ ( તેલ બની ગયા પછી નાંખવું. )

## વિધિ.

અફીણ શિવાય ઉપરની બધી ચીજ ઔષધિ-પાણીમાં પલાળી રાખવી આઠ દિવસ સુધી પાણી તૈલ-વિધી માફક લેવું. ઔષધથી ચારગણું પાણી-જેમ પાણી વધારે તેમ સારૂ.

Note—ઉપરનું તલનું તેલ અથવા રાઇનું તેલ બમણું લેવું કારણ કે તેલ બળી જાય છે ને અરધું રહે છે.

લીલાં મુળીયાનો બારીક ભૂકો કરી ૮ દીવસ પાણીમાં પલાળી રાખવા અને બીજી સુકી દવા ત્રણ દિવસ પલાળી રાખવી અથવા મુળીયાના પાણીમાંજ ત્રણ દિવસ બાકી રહે ત્યારે પલાળવાં. બાદ-મુળીયાં, ઔષધી, રસ, તેલ, વગેરે આગ ઉપર ચડાવી બધાં બળીને કોયલા થઇ જાય ને તેલ માત્ર બાકી રહે ત્યારે ઉતારી લેવું એટલે તૈયાર.

ઉપરાંત—આપણી અક્કલ માફક તથા ગ્રંથમાં જોઇ કોઇ ખાસ વાતનાશક દવા રહી જતી હોય તો ઉમેરવી.

ચોરાશી જાતના વાત વ્યાધિ ઉપરાંત શ્લીપદ (રાફી), શૂલ, વેદના, સુવારોગમાં શરીર વાયે રહી ગયું હોય તથા ઇંદ્રી શૈથીલ્ય પર વગેરે પર કામ લાગે. ઝેર છે માટે ખાવાના કામમાં તો આવેજ નહીં.

## ૪૦૬ યોની રોગ—

( સુયાણી આસબાઇ પાસેથી )

યોની, કમળ, ગર્ભાશયની થેલી બહાર નીકળે જેને કીલ કહે છે તથા ઇગ્રેજીમાં "પ્રોલોસ અરથી અટર્ન" કહે છે તે ઉપર.

૧ પ્રથમ ડુંગળીનો રસ, દુધ અને પાણી ભેગાં કરી બહાર નીકળેલા ભાગને ધોવો.

૨ બાદ ગુગળને ગાળી તે ભાગ ઉપર ચોપડી ઉપર અડદનો લોટ ભરભરાવી તે ભાગ અંદર નાંખી દેવો.

૩ બાદ એકવડા ૬૪ પૈસા એક થેલીમાં કોથળીમાં ઠસોઠસ ભરી ( એકેક પૈસો થેલીમાં ભરવો એટલે યોનીમાં જઇ શકે ) તેતે યોનીમાં ઘાલી અરધો સીધો ઘાલી પાછળનો ભાગ આડો કરી દેવો.

૪ આ પ્રમાણે કોથળી ઘાલીને ૫-૧૦ દીવસ સુધી સુવાડી રાખવી.

૫ એટલે નીકળતા માંસના લોચાની અંદર ગાંઠ બંધાઇ જશે અને પછી ઉતરશે નહીં. બાદ.

## સંકોચન.

૬ નીચેની ગોળી બનાવી એક સવારે અને એક સાંજરે યોનીની અંદર પહેરાવી રખાવવી.

હેમજ, કાંટાળાં માયાં, ધાવડીનાં ફુલ, ચણુકબાબ, ગુલાબનાં ફુલ, એલચી કાગદી, પારસ પીવવાના ડોડવા સરખે વજને લઈ હીરવણીના કપાસના પાંદડાના રસમાં ગોળી વાળવી. ચણા જેવડી ગોળી યોની તંગ સંકોચન માટે ૧-૨ માસ સુધી આપવી.

## ૪૦૭ પૌષ્ટિક પાક ચાકુતી—

૨૦ તોલા વડલાના કાંટા—ડાળી ઉપર ઝીણા નીકળે છે તે કુંપલ.

૨૦ તોલા એજ માફક ઉંબરાના કાંટા.

૨૦ પીપળના કાંટા.

આ ત્રણ ચીજની બારીક કતરી કરીને ૧૦ શેર ઘેટીના દુધમાં નાંખવું અને તેને ઉકાળીને ઘુંટી એક રસ કરી દેવું અને પછી તેનો માવો કરવો.

(A) આ માવો તથા.

| | | |
|---|---|---|
| વડનું દુધ (છીર) | તોલા | ૮૦ |
| પીપળાનો છીર | તોલા | ૮૦ |
| ઉમરાનો છીર | તોલા | ૮૦ |

(B) ત્રણે છીર ભેળો કરવો આ છીરમાં મેળવવો.

(C) કાષ્ટ ઔષધ—

| | | |
|---|---|---|
| સાલમ લસણીયો | તોલા | ૧૦ |
| સાલમ મીસ્રી | તોલા | ૧૦ |
| પંજાબી સાલમ | તોલા | ૧૦ |
| ધોળી મુસળી | તોલા | ૫ |
| કાળી મુસળી | તોલા | ૫ |
| શતાવરી | તોલા | ૫ |

શેમળાની અંતરછાલ અધમણ. તેને ૪ દિવસ સુધી ( લીલો શેમળો ) કુટીને પાણીમાં પલાળી દેવો. ચાર દિવસ સુધી પલાળી રાખવો મહાપાણીમાં પછી તેને ચુલા પર ઉકાળીને પાંચ શેર પાણી બાકી રહે ત્યારે કુચાને ખૂબ કુટીને નીચોવીને કુચો ફેંકી દેવો ને તે પાણી બાળી તેનું સત્વ કાઢી લેવું એટલે માવા જેવો લુગદો નીકળે.

એ ઉપરોક્ત શેમળાનું સત્વ. ઉભો ગોખરૂ ૫ તો. બેઠો ગોખરૂ ૩ તો. બહુફલી ૫ તો. કૌચબીજ ૩ તો. તલબલ ૩ તો. મુગલાઇ બેદાણા ૨ તો. એખરો ૩ તો. કમળકાકડીનાં બીજ ૨ તો. સુંઠ ૫ તો. પીપરીમૂળના ગાંઠા ૫ તો. પીપળ ૧ તો. ધોળાં મરી ૦ા તો. કપાશીયાનો મગજ ૧૦ તો. બદામનો મગજ ૧૦ તો. કાકડીનાં બીજ ૫ તો. તરબુચનાં બીજ ૫ તો. ખરબુચનાં બીજ ૫ તો. રૂમી મસ્તકી ૫ તો. ખાખરાનો ગુંદ ૨ તો. ગુંદરનો ગુંદ ૨ તો. બાઇ—

ઝીલાઈ ગુંદ ૨ તો. કડાયાનો ગુંદ ૨ તો. બાવળનો ગુંદ ૨ તો. ગોરડીયાનો ગુંદ ૨ તો. ભેંસો ગુગળ ૫ તો. ઉંટકંટારો ૫ તો. પાંચપંચાગ કેસર ૧ તો. જાયફળ ૧ તો. એલચી ૨ તો. જાવંત્રી ૨ તો. પીસ્તાં ૫ તો. ચારોળી ૫ તો. ગાજરનાં બીજ ૧ તો. ડુંગળીનાં બીજ ૧ તો. ગાંજાના બીજ ૩ તો. ભાંગ ૩ તો. આકસંધ ૫ તો. તજ ૫ તો. સફેદ ચણોઠી બીજ ૦॥ તો. ઉનાબદાણા ૨ તો. ચોપચીની ૫ તો. કસેરૂ (ધોળા થાય છે ને બજારમાં વેચાય છે તે) ૫ તો. કેદારકંદ (ફગવેલા) ૫ તો. લોટ (તળાવમાં થાય છે) ૫ તો. આનું ચુર્ણ કરી ઉપરના દુધ (છીરો)માં મેળવી દેવું એટલે પી જઇને ચાકું બાઝી જશે એટલે તેને કુટીને બારીક ભૂકો કરવો દવાને સડી જવા ન દેવી.

બાદ બાદ તેમાં નાખવાની ભસ્મો. પ્રવાલ, (થંપુરાના ડોડવામાં પાકે છે) ૧ તો. બંગ (કલાઇ) અજમામાં પાકેલ ૧ તો. અભ્રખ (ધતુરાના રસમાં પાકેલ) ૧ તો. લેહ-ભસ્મ ૩ તો. મોતી ૧ તો. સોનાનો વરખ ૧ તો. ત્રિબંગ ૧ તો. ચાંદીનો વરક ૧ તો. મકરધ્વજ ૧ તો. કેરબો, માણેક વગેરે રત્નો મેળવવાથી વિશેષ લાભ તે ઉપરના છીરના ચૂર્ણમાં મેળવી દેવું. બાદ—

(૯) અઢી શેર પકા મધ લઇ તેની અંદર ઉપરની સર્વ ચીજ (માવો, શેમળો, છીર) વીગેરે નાંખી ચુલા પર ચડાવી કઠણ કરી દેવો અને તેનો અવલેહ જેવો કરી દેવો.

માત્રા ૪ વાલ ઉપર દુધ.

ગુણ—પૌષ્ટિક, ધાતુશ્રાવ, ધ્વજભંગ

(વારાહીકંદ, વિદારીકંદાદિ રસાયન–વાજીકરણ પ્રયોગમાંથી જોઈને જો કોઈ વિશેષ નાંખવા લાયક ચીજ હોય તો નાંખવી.)

## ૪૦૮ આગળ કહેલા (વાતનાશક) તેલ બનાવવાની વિશેષ વિધિ.

ઉપરનાં સર્વ મૂળીયાં (લીલાં–તાજાં મળે ત્યાં સુધી લીલાં તાજાં ને તે મળે જ નહી તો પછી સુકાં લેવાં તેજ પ્રમાણે છાલને માટે પણ સમજવું) તથા છાલ અને એવા બીજી સખત વસ્તુના બારીક કટકા કુચા કરીને દોઢમણ કચ્ચા (૪૦ શેરનો મણ અને ૪૦ રૂપૈયા-ભારનો શેર અથવા ઔષધથી ચોગણું કે આઠગણું પાણી લેવું પાણી જેમ વધારે હોય તેમ સારૂ). પાણીમાં ડુબાવીને આઠ દિવસ સુધી પલાળી મુકવું બાદ તે કુચા સહિત તે પાણી લોઢાના તાવડામાં નાંખીને ઉકાળતાં $\frac{1}{8}$ દસ શેર અથવા જેટલું પાણી નાંખ્યું હોય તેનું $\frac{1}{8}$ કે $\frac{1}{16}$ મા વૈદકક્રિયા પ્રમાણે) પાણી અવશેષ રહે ત્યારે કુચા મશળી મસળીને પાણી ગાળી લેવું.

ઉપર મુજબ મુળીયાં તથા છાલને આઠ દિવસ પલાળી રાખવાં. અને બીજી સુકી ઔષધીને ત્રણ દિવસ કુટીને જુદી પલાળી રાખવી. અથવા ઉપરના મૂળીયા પલાળેલા પાણીને ૩ દિવસ બાકી રહે ત્યારે તે મુળીયાં સાથે મેળવી આઠ દિન પુરા થયે મુલીયાં સાથ તે ચીજ પણ ઉકાળવી.

બાદ તે ઉકાળેલા ( પાણી )માં સર્વે તેલો, ઉપરના સર્વે રસો તથા બીજી દવાઇઓ કુટીને નાંખવી તેમજ પ્રથમનાં પલાળેલાં મુળીયાંવાળા કુચામાંથી પણ વછનાગ, ઝેરકોચલાં, ધંતુરાના ડોડવા વગેરે ઝેરી ચીજ પણ આ તેલ ઉકાળવામાં નાંખવી ( સર્વે જાતનાં વિષ લેવાય તો સારૂ ) તેમજ અફીણ કેશર વગેરે સર્વે નાંખી ચુલા ઉપર ચડાવી ઉકાળતાં જ્યારે સર્વ રસ બળી જાય તેમજ બીજી બધી દવા બળીને કોયલો થઈ જાય ત્યારે ઉતારીને છાણી ગાળી લેવું મતલબ સર્વ ચીજ કોયલો થઇ જાય ત્યાં સુધી તેલ બાળવું.

સોમલને પ્રથમનાં મુળીયાં સાથે આખો ને આખો કટકો રાખી ઉકાળવો અને ઉકાળ્યા પછી મુલીયાં સાથે ફેંકી દેવો તેલમાં ન ઉકાળવો. .

અફીણનો કસુંબો કરીને નાંખવો. ઉપર લખેલાં તેલ અને રસ તથા કવાથમાં ઉકાળતાં લગભગ તેલ ( દસ શેર હોય તો $\frac{1}{8}$ થી વધુ ) બળી જાય છે માટે તલનું કિંવા રાઈનું તેલ બમણું ( એટલે ઉપરનાં બધાં તેલ મળીને જેટલું વજન થાય તે વજનથી બમણું ) લેવું. તેલ ગાળીને તૈયાર થયા પછી બાકી રહેલા બળેલા કુચાનું ( કોયલાનું ) પણ હાંડલું ભરી રાખવું તો તે કોયલા (કુચા) મર્દન કરવાને પણ તેટલોજ ગુણ થશે.

તેલનો ઉપયોગઃ—આ તેલ માલીસ કરવાથી ચોરાશી પ્રકારનાં (સ્ત્રી પુરૂષ)નાં વાયુ જાય. ઉપરાંત શ્લીપદ (રાફી) વાતશુળ પીઠાં સુતિકા રોગમાં શરીર વાયે રહી ગયું હોય તેમાં ( તેમજ ઇન્દ્રિય શૈથીલ્ય પર પણ ) કામ લાગે.

તેલ મહા ઝેરી છે માટે ચોપડનારે હાથ ખૂબ ધોઇ સાફ કરવા.

## ૪૦૯ કંદર્પસજીવન–પાક પૌષ્ટિક અતિ—

૧ એક મણ ડુંગળી ( પ્યાજ) લાલ લેવી ( ચાળીશ શેરો મણ અને ૮૦ રૂ. ભારનો શેર.)

૨ અડદની છડીદાલ ધોઇને શુદ્ધ કરેલી શેર ૩ ત્રણ પક્કા લેવી.

૩ અડદની દાળને ઉપરની એક મણ ડુંગળીનો રસ પાઈ દેવો જેટલા દિવસમાં પીએ તેટલા દિવસમાં પાવો મતલબ તમામ રસ દાળને પાઈ ભાવના દઇ–ભીંજવી–સુકવી દેવો છાયામાં સુકવવું.

૪ પછી તે દાળનો લોટ (આટો) કરી લેવો.

૫ ત્રણ શેર પક્કા ઘી લેવું.

૬ ત્રણ શેર સાકર લેવી.

૭ પ્રથમ લોટને થોડોક ઘીમાં ભુંજી શેકી દાણો પાડી લેવો.

૮ બાદ ૩ ત્રણ શેર દુધ અને સાકર મેળવી ઉપરના શેકાઈ ગયેલા લોટમાં નાંખી દેવું અને તેજ વખતે બાકી રહેલું ઘી પણ તેમાં નાંખી દેવું અને પકાવવું એટલે રબડી જેવું થઈ જશે.

૯ બાદ તેમાં નીચેનો મસાલો મેળવવો—

| | |
|---|---|
| બદામનાં મીજ શેર ૧।। પક્કા. | માલકાંકણી |
| ખસખસ ( પોસ્ત) તોલા ૩૦ | એરડી |
| ખારેક છુવારી તોલા ૨૦ | કપાસીઆ |

| | |
|---|---|
| ધોળી મુસળી તોલા ૩ | બીલામા |
| પીસ્તાં તોલા ૨૦ વીસ | ધંતુરો |
| સાલમમીશ્રી તોલા ૩ | કમળ |
| એલચી તોલા ૩ | ધંતુરો |
| જાયફળ નંગ ૧ | |

આ ઉપરાંત બીજી પૌષ્ટિક ચીજ વિચારીને નાંખવી.

૧૦ સુગંધી માટે—ગુલાબનું તેલ તોલા ૫, સુખડનું તેલ તોલો ૧, કસ્તુરી તોલો ૦ા કેશર તોલા ૧ તેમજ—

૧૧ ભસ્મોઃ—
બંગ ભસ્મ તોલો ૦ાાા
અભ્રક તોલો ૦ાાા
ચાંદી તોલો ૦ાાા
સુવર્ણ ભસ્મ તોલો ૦ાાા

નીચે ઉતારતી વખતે આ ચીજો મેળવવી અને બરફી જેવું થાય એટલે ઉતારી ચીની યા ચાંદીના વાસણમાં ઠારી દેવું.

૧૨ માત્રા—અઢી ( ૨ા ) તોલા એક વખત ખાવું અને ઉપરથી દૂધ પીવું.
૧૩ ચાલીસ દિવસનો પ્રયોગ છે.
૧૪ ઉપયોગ-લાભ

નપુંસકતા, ધાતુક્ષીણતા, મસ્તકની કમતાકાતી, મૂળવ્યાધી, ( અર્શાદિ ) વગેરે રોગ મટીને શરીર પુષ્ટ થાય છે તથા બુઢ્ઢો પણ જુવાન થઈ જાય છે.

આ પ્રયોગ અજમાવેલ છે.

## ૪૧૦ દંતમંજન—

( દાંત હાલતા હોય, દાંતનાં દરદ, આગલું (દુર્ગંધી) દુર થઈ દાંત મજબુત થાય છે. )

બાર તોલા ફટકડી, ત્રણ તોલા અરીણ, બાર નંગ ઝેરકોચલાં, ૭ તોલા મોરથુથુ, પ્રથમ ઝેરકોચલાંના ચાર ચાર ટુકડા કરી છાણાંના અંગારા ઉપર અર્ધબળ્યાં કરવાં-શેકવાં. બાદ બધી ચીજને એક લોટામાં નાંખી કપડુંછાણ કરીને બે વેંતના ખાડામાં ૧૦ દસ છાણામાં ફુંકી દેવું બાદ કાઢી છાણીને ભરી રાખવું મંજન કરી લાલ પાડવી અંદર નહીં જવા દેવું ત્રણ દિવસ આમ કરવાથી ગમે તે જાતનાં દાંતના દરદ બંધ.

બાદ મજબુતી કાયમ રાખવા માટે હંમેશ ઘસવું, ઘસી કોગળા કરીને ઉપર પાનનું બીડું ચાવવું.

## ૪૧૧ વીંછીના ઉપાય.

(૧) વિષ ખપરાની જડ દીવાળીને દિવસે લઇ રાખવી. પાણીમાં ઘસી વીંછીના ડંખે લગાડીએ તો વીંછી ઉતરે.

(૨) હરતાલ, અને હીંગ વાટી આકડાના દુધ સાથે ગોળી કરી રાખવી. વીંછીના ડંખ ઉપર લગાડવી.

(૩) લસણ ટાંક ૪, હીંગ ટાંક ૧, મરી ટાંક ૨, આદુ ટાંક ૪, કળીચુનો ટાંક ૧, નેપાળ ટાંક ૧, કાચો આકડાના દુધમાં ગોળી ઘસી ડંખ ઉપર લગાડવી.

(૪) સોહગી આકડાના દુધના લેપથી વીંછી ઉતરે.

(૫) ઓકતો પંચાંગરસ ડંખ ઉપર લગાડવો.

## ૪૧૨ અફીણનું વિષ ઉતારવાનો ઉપાય.

(૧) કાળીપાટ ખાંડી પાવાથી ઉતરે.

(૨) ચણાનો લોટ શેર ૧॥, પાણી પાલીમાં ભરી તેમાં લોટ ઘોળી પાઇએ. આ પાણી વારે વારે પાવું.

(૩) તેલમાં અફીણ પીધું હોય તોપણ મટે.

(૪) ઝેરી નાળીયેર ઘસી પાવું.

(૫) મીંઢોળ ઘસી પાવું.

(૬) હીંગ ચોખી ટાંક ૫ પાણીમાં ઘોળી પાવાથી વિષ ઉતરે.

(૭) આંકોલ ઘસી પાવી.

## ૪૧૩ સર્પ વિષના ઉપાયો.

૧. હળદર, વજ, મરી, નીંબોળીનાં મીંજ એ સર્વ વાટી ઘીમાં પાવાં.

૨. કડુની જડ ઘસી પાણીમાં પાવી.

૩. સીંધાલુણ પસાભાર ઘસી પાવું.

૪. મુસલીકંદ ટાંક ૩, સોહગી ટાંક ૩, વાંઝકંકોડીના રસમાં પાવું.

૫. મોરથુથુ ટાંક ૯ દુધમાં ઘસી પાવું. કાળો સર્પ હોય તો, નહીં તો નહીં.

૬. અરીઠા ગાળી પાવા.

૭. સીંધવ, હરડે, લોધર, વજ, હીંગ, એ સમ માત્રા નરના મુતરમાં વાટી વાશ દેવી. (નાકે)

૮. સુંઠ, પીપર, મરી, ટંકણખાર ધુંસો એ સર્વ ભેળાં કરી ડંખ ઉપર સારી રીતે ઘસવાં.

૯. કીલમારી પંચાંગ વાટી તેનો ઘુંટો કરી પાવો.

## ૪૧૪ ફોડાના ઉપાય વિસ્ફોટક.

૧. રસકપુર ટાંક ૨, ખાંડ શેર ॥ તેમાં વાટી પુડી ૧૪ કરી નિત્ય પડી ૧ દેવી. પડદે રાખીએ, મીઠું મેલી દેવું, પથ્ય ઘઉંની થુલીને દુધ દેવું.

૨. તજ ટાંક ૨, પીપર ટાંક ૨, રસકપુર ટાંક ૨, એ ત્રણે વાટી તુલસીના રસમાં ગોળી ચણા જેવડી કરવી ગોળી ૨ પાછલી રાતે ઉના પાણીમાં દેવી ગોલી ૨ ત્રીજે પહોરે દેવી પડદે રાખવો. પથ્ય ચણા તથા દુધ મોળા ચોખા દેવા.

૩. પારો કાચો ટાંક ૨॥, નગોડનાં પાન ભેળાં વાટી ગોળી ૭ કરવી ગોળી સાંજ સવાર દેવી. પથ્ય ઉપર પ્રમાણે.

૪. કરકચનાં પાન મુઠી ૧ લઇ વાટી ત્રણ ચાર દીવસ પાવું.

૫. રસસીંદુર ટાંક ૩, એલચી ટાંક, ૩, તજ ટાંક ૩, જાવંત્રી ટાંક ૩ ને વાટી નાગરવેલના પાનમાં ગોળી ૧૪, દીવસ ૭ સુધી દેવી. અલુણું અન્ન ખાવું. ચાવલ મગની ખીચડી ખવરાવવી, પવનમાં ન રહેવું.

૬. પારો ટાંક ૫, હીંગળો ટાંક ૫, મરી ટાંક ૫, સુક્ષ્મ વાટીને બાજરાનો લોટ ટાંક ગોળ ટાંક ૫ માં ગોળી બાંધવી ગોળી ૧૪ કરવી પથ્ય ઘઉંની રોટલી, ખાંડ.

૭. હીંગળોટાંક ૨, ઓદારટાંક ૨. મરતકી ટાંક ૨, હીરદક્ષણી ટાંક ૨, સીંદુર ટાંક ૨, રમીયાં ટાંક ૨. મીણ ટાંક ૪, ગાયના ઘી સાથે ઉકાળી એકત્ર કરી મલમ કરી ચાંદા ઉપર લગાડવું.

૮. ઓદાર, ખાપરીયો, કનેર, થુથો, હીંગળો એ સમભાગ વાટી ઘીમાં મલમ કરી લગાડીએ.

## ૪૧૫ ફોડાના દુઃખમાંથી લાલ પડે તેનો ઉપાય.

૧. બોરની જડ, બાવળ છાલ ઉકાળી બે ત્રણ દીવસ કોગળા કરાવીએ.

૨. હરડાં, બહેડાં, આમળાં કાંટાશેરીયો ઉકાળી કોગળા કરાવીએ.

૩. ઉના દુધથી કોગળા કરાવીએ.

૪. કાથો ખાખરાની જડમાં ઉકાળી કોગળા કરાવીએ.

૫. કુંભારના હાથની માટી ધોઇ કોગળા કરાવીએ.

૬. બોરજડ, કાંટાશેરીયો, એ બન્ને ઉકાળી કોગળા કરાવીએ.

## ૪૧૬ મુખ ગંધાય તથા પાકે તેનો ઉપાય.

૧. કઠરાળ ટાંક ૧, જવખાર ટાંક ૧, મુઅંસી ટાંક ૧, રસાંજન ટાંક ૧, સર્વ વાટી મુખમાં લગાડીએ.

૨. ગળજીભી, સેવંત્રાં ઘસી વાટી પાઈએ.

૩. સેવંત્રાં, રતાંજલી, એ ઘસી ખરડ કરાવીએ.

૪. ત્રીકટુ, વજ, મોથ, વાવડીંગ ચીત્રક, અતિવિષ ત્રીજે ભાગે હરડે ગોળ આઠમે ભાગે વાટી ગોળી કરી મુખમાં રાખીએ.

૫. ખીજેરાનાં છોતરાં મુખમાં રાખીએ.

## ૪૧૭ મુખછાયાનો ઉપાય.

૧. ગપુસ, કપુરકાચલી, કુઠ, દારૂહળદર, સરસવ, તલ, પખડી, વડઅંકુર, કેશર ગોડા, મીંજ, જેઠીમધને સમભાગે વાટી દહીંની તરથી ગોળી કરવી. પછી દહીંની તરથી ગોળી મુખે લગાડવી.

૨. દાડમ છાલ મધમાં લેપ મુખથી છાયા જાય.

૩. પારો, સોહગી, લીંબુના રસથી શેલું શેલું લગાવીએ.

૪. શુથો, ખેરસાર, ચંદન, કપડછાણુ કરી ગાયના ઘીમાં લગાવીએ.

૫. મરડાસીંગી લીંબુના રસમાં લગાવીએ.

## ૪૧૮ મોઢા ઉપર ખીલ થાય છે તેનો ઉપાય

૧. સીંધવ, સરસવ, વજ એકત્ર કરી લગાવીએ.

૨. સીંબલના કાંટા વાટી ગાયના ઘીમાં મુખ ઉપર લેપન કરીએ.

૩. વજ, હલદર, ઘસી લેપ કરીએ.

૪. મીઠું ઝીણું વાટી દહીંની તરમાં લેપ કરવો.

## ૪૧૯ અજીર્ણ શૂળ ઉપર અથવા શીળસ ઉપડે તેનો ઉપાય.

૧. માયાં, સોનાગેરૂ, કાચા તેલમાં મરદન કરવું.

૨. મીઠું તેલ ટાંક ૧૦, ધુણુ ટાંક ૫ એકત્ર કરી મરદન કરવું.

૩. ધમાસો ટાંક ૩, મરી ટાંક ૩, સોનાગેરૂ ટાંક ૩, પાણીમાં પાવો.

૪. ધમાસો, સોનાગેરૂ, મરી, સમભાગ વાટી દીલે ચોપડવો.

## ૪૨૦ અથ ઉસરણી પ્રતિકાર.

૧. ગાયનું ઘી પાણીમાં મથી મલમ કરી લગાવીએ.

૨. નીલગળી ટાંક ૧, જીરૂ ટાંક ૨, સુંઠ ટાંક ૩, પાણીમાં વાટી ખરડ કરીએ.

૩. ધકડનાં બીજ વાટી ખરડ કરીએ, દહીંની ખરડ કરીએ.

## ૪૨૧ દાદરનો ઉપાય.

૧. કરંજનો રસ ચોપડીએ.

૨. અફીણ, પલાસ પાપડો, લીંબુનાં રસથી ઘસી લગાડવો.

૩. કેરકુપળી વાટી સાબુથી લગાડીએ.

૪. કળીચુનો, લસણ કળી વાટી લગાડીએ.

૫. કોકમની મીંજી લીંબુ રસમાં લગાડીએ.

૬. નવસાર લીંબુ રસમાં લગાડીએ.

## ૪૨૨ ખસનો ઉપાય.

૧. પારો ટાંક ૪, ગંધક ટાંક ૪, માલવણ બાવચી શેર ૦ા= સીંદુર ટાંક ૪, એ ચારે ઓસડ બારીક વાટી તેનો મલમ કરી લુણ કરી તડકે બેસાડીએ પછી ભેંસના છાણથી ઘસીને ખડ ઉતારવું. પછી ઉના પાણીથી અંગોળ કરવી એમ ત્રણ ચાર વાર લુણ કરવું.

૨. દ્રાક્ષ, હરીયાલ, ગંધક, મણસીલ સમભાગ વાટી ઝીણાં કરી માખણ નાંખી થાલીમાં વાટકાથી મરદી મલમ કરી દીવસ ૩–૪ લગાડવો. અને તે વાટકાથી રગડીએ ખસ જાય.

૩. પારો ટાંક ૨, ગંધક ટાંક ૩, મોરથુથુ ટાંક ૨, નવસાર ટાંક ૩, ચણોઠી ટાંક ૪ સીરપુરસ ટાંક ૧૫ બકાણરસ ટાંક ૧૫, હીંગળો ટાંક ૧ કપડછાણ કરી ખારૂં તેલ શેર ૦ાા નાખી શરીરે મરદન કરીએ સર્વ જાતની ખસ જતી રહે.

૪. ગંધક ટાંક ૧ નીલો થૂથો ટાંક ૧ સીદુર ટાંક ૧ પારો ટાંક ૧ ચોબ ટાંક ૬ એ સર્વ વાટી તેલ શેર ૦ા માં વાટીને તડકે બેસાડી મરદન કરીએ. દીવસ ત્રણ ચાર કરવું.

## ૪૨૩ સ્ત્રી સાસરે રહે તેનો ઉપાય.

ભુંડ વિષ્ટા, બીલાડી વિષ્ટા, શ્વાન વિષ્ટા, સાંબલના કાંટા, એજડના કાંટા વાટી યોનીએ ધૂપ દેવો.

સુવરની વિષ્ટા, ગંધક, સેમલના કાંટા વાટી યોનીએ ધૂપ દેવો.

ભેંશના શૃંગના અંકુર રવિવારે ધૂપ દઇ સ્ત્રીને કાટે માદળીયું બાંધીએ તો સાસરે જાય.

## ૪૨૪ નળ વધ્યતા હોય. (વધરાવળ)

૧. હળદર ટાંક ૨, કપાશીયા ટાંક ૨, દેવદાર ટાંક ૨, એરંડીયા ટાંક ૪, કુંદ ટાંક ૫ ગોઆનો આટો ટાંક ૬ સુવા, અસેળીયો, મેથી, ત્રજ, રાઇ, એળીયો, સીંધવ, એ સમાન ભાગ વાટી નળે પાટો બાંધીએ.

૨. મેથી, અસેળીયો, રાઇ, હળદર, સીંધવ, કપૂરીયું સમભાગે વાટી લેપ કરવો તથા બાંધવી.

૩. હળદર, કંથેરજડ, દેવદાર, ઇંદ્રવારણી, આકમૂળ, ઇંગોરી મૂળ, શણમૂળ ધસી લેપ કરવો.

૪. કાકચનાં મીંજ શેર ૦ાા લાવીને છોલ ઉતારી વાટી ટાંક ૧૧ પાણીમાં રોજ આપે તો વધરાવળ જાય.

## ૪૨૫ બંધેચની ગોળી.

૧. એખરો, ગોખરૂ, નરગુંડી, સુંઠ, સતાવરી પુષ્કરમૂળ, એ સમ માત્રા વાટી મધમાં ગોળી બોર પ્રમાણે ખાવી.

૨. બીનખસ, જાયફળ, જાવંત્રી, લવીંગ, અકલકરો, હીંગળો મીશ્રી અફીણ, સમભાગ મધમાં ગોળી એક ઘડી એ પહેલાં લેવી. સ્તંભીત થાય.

૩. અકલગરો ટાંક ૧, અફીણ ટાંક ૧, બોડીજવાસી મૂલ ટાંક ૧, જાયફળ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧ાા ત્રીકટૂ ટાંક ૩, વિજ્યા ટાંક ૬, કબાબચીની ટાંક ૧ાા, ધતુરાનાં બીજ ટાંક ૧, કણેરજડ છાલ ટાંક ૧ાા, લવીંગ ટાંક ૧ાા, તજ ટાંક ૧ાા, હીંગળો ટાંક ૧ાા, કપૂર મીણીયું ૧ સમુદ્ર શોષ ટાંક ૧, ચોથીરસમાં વાટી ગોળી ચણીબોર પ્રમાણે બાંધવી સાંજે ગોળી ઉપર દુધ સાકર.

૪. અફીણ ટાંક ૨, સોહગી ટાંક ૧, તેલીયું ટાંક ૧, જાયફળ ટાંક ૧, જાવંત્રી ટાંક ૧, વિજયારસના કુસુંભમાં ગોળી બાર બાંધીએ ગોળી ૪ ઘીમાં ઘસી લીંગ લેપનથી સ્તંભન.

## ૪૨૬ ચીતરીના ઉપાય.

ગામુત્ર છાણમાં મસળી પછી દીવસ ૪ સ્નાન કરાવીએ. દેવદાર, લઘુનીત, દ્રોલીલી, હલદર, માલવણ બાબચી, ભમરાની માટી, ધમાસો, એ સર્વે વાટી પેશાબમાં લગાડવું.

## ૪૨૭ આગરૂના ઉપાય

૧. એખરો ટાંક ચાર, મોથ ટાંક ૪, ધમાસો ટાંક ૪, જાયફળ ટાંક ૪, બાવળીયાની છાલ ટાંક ૪ કંકુના પાણીથી કોગળા કરાવવા.

૨. ત્રિફળા, જાયનાં પાન સુકાં, સમભાગ વાટી દીવસ ૩ તેના કવાથના કોગળા કરાવવા.

૩. ધોળો સુરમો, છીપ, મોતીચુર, પરવાળાચુર, તપખીર, માયાં, એલચી, હીમજ હરડે, બરાસકપુર વાલ ૪ સર્વ ઓસડ સમભાગ ચુરણ કરી દાતે ઘસીએ.

૪. મોરથુથુ ટાંક ૧, અજમોદ ટાંક ૧, વાવડીંગ ટાંક ૧, મરી ટાંક ૧, વાટી ઘસીએ

૫. સમુદ્રફીણ, ત્રિફળાં, અરડુસો, કવાથ કરી કોગળા કરાવીએ તો આગરૂ અવાળુ મટે.

૫. મુળાના પાનમાં સીંધવ નાંખી ખવરાવવાથી માંસનું અજીરણ જાય.

૬. એલચી, સીંધવ વાટી ટાઢા પાણીમાં દેવાથી કેળાનો ભાર જાય.

## ૪૨૮ દાંત-દાઢ દુખવાના ઉપાય.

૧. સુરોખાર ટાંક ૧, કપૂર ટાંક ૧, વાટીને દાઢ દુખે ત્યાં ભરવો.

૨. સીંધવ મરી વાટી દાંત દાઢે ઘસીએ.

૩. અજમા, વાવડીંગ, મીઠું શેર ૦ા ત્રણે વાટી દાતે દઇએ.

૪. મરી, વાવડીંગ, કાચલુણ ટાંક ૧ સંધવ ટાંક ૧ લોહચૂર ટાંક ૧ નાળીયેર ચુર ટાંક ૧, બીડલુણ ટાંક ૧ વજ્રદંતી, અઘેડો વડવાઇના રસમાં ગોળી કરવી. તે ગોળી મુખમાં રાખવી.

## ૪૨૯ મશી કરવાનાં ઓસડ.

હીરાકશી, મોટી હરડે, આમળાં, કાથો સફેદ, મોરથૂથુ, કુઠ, ફટકડી, લોધર લોહચુર, દાડિમછાલ, હરડાં, કપૂર, માયાં સમ માત્રા ઔષધ વાટી કાંટા શેરીયાનાં પાન સુકવી વાટી દાંતે ઘસીએ તો દાંત વજ્ર જેવા થાય.

## ૪૩૦ આંખના ઉપાય.

૧. હરડેનાં મીંજ ૨૪, પીપરીના કણ ૧૬, મીંજ જેવડા, છાલ ઉતારેલ મરી, ના કણ ૨૦, નીલીયું ખાપરીયું ટાંક ૧, કપુર વાલ ૧ એ સર્વ વાટી ચાળી મધ ઘાલી વાટવું ને ઠામમાં ભરી રાખવું અને આંખમાં અંજન કરવું. નેત્રના બધા રોગ જાય.

૨. શંખનાભી, કુઠ, મણશીલ, હરડે બીજ, બહેડાંમીંજ, પીપર, વજ, મરી, ભીણીયું કપૂર, ચીમેડ, મોતીચૂર, સરવ વાટી ચાળી મધને બકરીના દુધમાં ગોળી કરવી. ને આંખે અંજન કરવું.

૩. પાંચ પીપર, સાત મરી, અગીયાર હરડે, બાર કલીયા, તુલસીનો રસ આંખમાં આંજવાં

૪. લવીંગ તેલમાં આંજવું.

૫. મોરથુથુ ટાંક ૩, ફટકડી ફુલાવેલ ટાંક ૩, ખાપરીયું ટાંક ૩, સાકર ટાંક ૧૮ બકરીનાં દુધમાં ત્રણ દીવસ વાટી ગોળી કરવી ને આંખે અંજન કરવું.

૬. કુકડાની વિષ્ટા, પોપટની વિષ્ટા, હળદર વાટી લીંબુના રસમાં આંખે આંજવાથી ફુલું જાય.

૭. ખેડેલ ખેતરના ધંગોરીયાની જડ, મધમાં આંજીએ તો માણસનું તથા ઢોરનું ફુલું જાય.

૮. ભેંસના કાનનો મેલ, આંખે આંજવાથી રતાંધળો મટે.

૯. મોરથુથુ ટાંક ૩, લોધર ટાંક ૩, હીરાબોળ, ધોળી ફટકડી, ફૂટ બુરા ખાંડ ટાંક ૫ સીંધવ ટાંક ૨, પાતળો ખાપરીયો ટાંક ૧॥ એ સર્વ વાટી લીંબુના રસમાં ગોળી કરવી ફુલું જાય.

૧૦. બહેડામીંજ પાણીમાં ઘસી આંખે આંજીએ અથવા મધમાં આંજીએ તો રતાંધળો મટે.

## ૪૩૧ હરસનો ઉપાય.

લીંબોળીનું માંહેલું બીજ, કપાશીયાનું માંહેલું બીજ, બકાનલીંબડીનું માંહેલું બીજ નસોતર સમભાગ લઈ ટાઢા પાણીમાં પીસી તીખાં જેવડી ગોળી કરવી હર્શનું જોર હોય ત્યારે એક ગોળી સવાર સાંજ ખાઈ લેવી.

## ૪૩૨ બરજવાનું ઓસડ.

બાજરો વાટવો, મોરથુથુ વાલ ૧, કારેડની દાળ ભેગાં વાટીને પાટો બાંધવો.

## ૪૩૩ ઉધરસનું ઓસડ.

ખજુર શેર ૦॥ સુંઠ ધૂટા ૦॥, લવીંગ ધૂટા ૦॥ હળદર ધૂટા ૦॥ મરી ધૂટા ૦॥ અફીણ ધૂટા ૦॥ ભેળાં કરી વાટી બેની ગોળી કરી એક ગોળી સવારે અને એક ગોળી સાંજરે દેવી.

## ૪૩૪ આમરાનું ઓસડ.

કુતરાનું નરગ, માણુસનું હાડકું, બાળી માંહે ગાયનું ઘી નાંખી મલમ ચોપડવો.

## ૪૩૫ ઉધ્રસ.

અજમો લઇ તેમાં થોરનાં ડાંડાં ભરવાં તેમાં કેશર અફીણ નાખવું.

## ૪૩૬ પેશાબ બંધ થાય.

જલભાંગરો અને માણુસનાં હાડકાં.

ધ્રચરકો—ખારો ઘઉંના લોટની આછ.

બરોલ—નાળીયેરના ગોટામાં અંદ્રજવ, કાલીજીરી, ધોળાંતીખાં, પીપરીમુળના ગંઠોડા, લીંડીપીપર, સંચળ, ડગલી દઇ લીંબડાને તેમાં ગોટો નાંખવો.

કોલેરા—ભોરીંગણીના મુળને વાટી માંહે રાતી ડુંગળી નાંખી પાવું.

## ૪૩૭ આંખનો ઉપાય.

આંખ દુખતી હોય તો દારૂડીનો રસ આજુબાજુ ચોપડવો તો આંખ દુખતી મટે.

## ૪૩૮ ધાતુ ક્ષીણતા ઊપર

૧. ધાતુક્ષીણતા ઉપર એખરો ટાંક ૧, ગોખરૂ ટાંક ૧, નરમંડી ટાંક ૧, સુંઠ ટાંક ૧ શતાવરી ટાંક ૧, મુસળી ટાંક ૧, સર્વેતું ચૂરણ કરી મધબુત સરખે ભાગે મેળવી ઉપરના ભુકામાં મસુંબીના ચણા જેવડી ગોળી કરવી. દીન ૭ દુધમાં ખાવી.

## ૪૩૯ દમ ઊપર.

અંધેડો, ગધેરાનાં માંજર, તોલા ૪ તથા લીંડીપીપર તોલો ૦। માંજર શેકવા અને લીંડીપીપરનું ચુરણ એ બેઉનું ચુર્ણ મધમાં ચાટવું.

## ૪૪૦ ઝાડા ઊપર.

મોચરસ રૂપીયા ૦। ભાર, બાદીયાન રૂપીયા ૦। ભાર અજમોદ રૂા. ૦। ભાર વરીયાળી રૂા. ૦। ભાર સાકર રૂા. ૦॥ ભાર ચુરણ કરી અફીણના કસુંબા સાથે ગોળી વાળવી. પરેજી તેલ, મરચું, ખટાશ, ખાંડ.

## ૪૪૧ છાસીચો પ્રમેહ.

આંબળાં તથા હલદળ સમભાગે મધમાં ભેળવી ચાટવું.

## ૪૪૨ વીર્ય ઉપર.

ગોધમની પરસોદી શેર ०। તથા મીઠું ફીરમાણી શેર ०। એ વસ્તુની રોટલી આકડાના દુધમાં બાંધી કરવી તે દેવતામાં શેકવી. તેનો ભુકો કરી ગોળી જુના ગોળમાં ચણીયા બોર જેવડી વાળવી. ત્રણ ત્રણ દિવસે ખાવી.

## ૪૪૩ બંધેચ.

જાયફળ રૂા. ૧ ભાર, ગળોનું સત્વ રૂા. ૧ ભાર, અફીણ રૂા. ૧ ભાર, કઉચાં રૂા. ૧ ભાર, જાવંત્રી રૂા. ૧ ભાર, અજમો રૂા. ૧ ભાર, કેસર રૂા. ૧ ભાર, ભાંગરો રૂા. ૧ ભાર, હરચંદન રૂા. ૧ ભાર, ભાંગ રૂા. ૧ ભાર, ઓટીંગણ રૂા. ૧ ભાર, કસ્તુરી રૂા. ૧ ભાર, ગોખરૂ રૂા. ૧ ભાર, બલબીજ રૂા. ૧ ભાર, લવીંગ રૂા. ૧ ભાર, ચૂર્ણ કરી મધમાં ગોળી દીન ૧૪ ની કરવી. ગોળી નાનાં બોર જેવડી કરવી. ઉપર ભેંસનું દુધ શેર ૧ સાકર નાંખી પીવું. પરેજી તેલ, મરચું, ખટાશ, ખાંડ.

## ૪૪૪ પ્રમેહ.

કપાશીયા ટાંક ૨॥ તથા સાકર ટાંક ૨॥ એ બેનું ચુર્ણ કરી ગાયના દુધમાં ઉકાળી શેર અરધમાં પીવું.

( ઉપાય બીજો )

જીરૂં ટાંક ૪, સાકર ટાંક ૪, સુરોખાર ટાંક ૧, દીન ત્રણ સુધી ગાયના દહીંમાં પીવું. તેથી પીત્તનો પ્રમેહ જાય છે.

( ઉપાય ત્રીજો )

મેથી ટાંક ૫ રાત્રે પલાળી રાખવી. સવારમાં મધમાં મેળવી ખાવાથી વાયુનો પ્રમેહ જાય.

( ઉપાય ચોથો )

મેંદીનો રસ શેર ०। તથા ખાંડ શેર ०। દીન ૩ ત્રણ પીધે સર્વ જાતનો પ્રમેહ જાય.

## ૪૪૫ જવરમાં હીંબકો.

વાવડીંગ, પીપરીમુળ, કમળકાકડી, કરીયાતું સર્વે સરખે ભાગે પાણીમાં ગોળી કરી ખાવાથી મટે.

## ૪૪૬ સન્નિપાત.

મરી, જીરૂં, ગોળમાં ગોળી કરી ખવરાવવી.

## ૪૪૭ ખસ.

(૧) ધૂપેલ તેલમાં ફોડવાનો દારૂનો ભુકો કરી મેળવી ચોપડવો.

(૨) આકડાનું દૂધ શેર ૦। લાવી તેમાં ચોખા મુઠી એક નાંખી દીન બે સુધી પલાળી રાખવા. પછી તે ચોખાને કાઢી લુહીને ઘીમાં વાટવા ને તે ચોખાવાળું ઘી મસળવું.

## ૪૪૮ ગઢીયા તાવ ઉપર.

ખાંડ, ધાણા, મરી, ભાંગ સરખે વજને ચુરણ કરવું તેમાં ગેરૂ રતી ત્રણ નાંખી ઉના પાણી સાથે ફાકી કરવાથી મટશે.

## ૪૪૯ કાઘેર ઉપર.

ગંધક રૂ. ૧ ભાર, કાંતાકુતુ નંગ ૨૫ લીંબુના રસમાં વાટી ચોપડવું.

## ૪૫૦ પરમેહ જાત ૧૮ ઉપર.

ટંકણખાર ટાંક ૨।। નું ફુલું કરી તેનો ભુકો કરી ખાંડ ટાંક ૫ ભેળવી કુલ ટાંક સાડાસાતનો સુમાર થયો તે ભૂકામાંથી ટાંક ૧।। ઠંડા પાણી સાથે ફાકી કરવી.

## ૪૫૧ ઝાડો.

ઉમતું જીરૂ, રાળ, ખાંડ, સમભાગે ફાકી લેવાથી લોહીજળસ ઝાડો જાય.

બીલીનો ગરભ, પઇસા ૧ ભાર. કાઠંબઠી પઇસા ૧ ભાર, સાકર પઇસા ૧ ભાર ચુરણ કરી ઠંડા પાણી સાથે ફાકી આપવી.

## ૧૨ આંકડી ઉપર.

હીંગ ફુલ કરી ઠંડા પાણીથી ખાવી તેથી મટે.

## ૫૩ મરદાઈ ઉપર.

જાવંત્રી ટાંક ૧, તથા પારો ટાંક ૧, અરધ મારીને આંબરાના રસમાં મારવો. બન્ને એકઠાં કરી ખરલ મધ્યે ઘુંટી ૪ રતી પાનના રસ સાથે ગોળી વટાણા જેવડી વી. પાનમાં રાતે એક ખાઇ ઉપર દુધ શેર ૧ પીવું.

## ૪૫૪ આંકડીનો બીજો પ્રકાર—

અંદરજવ ટાંક ૦॥, કાકચીયો ટાંક ૦॥, શેકેલી હીંગ ટાંક ૦॥ મેળવી ટાઢા પાણી ાથે ફાકી કરવાથી મટે.

## ૪૫૫ સ્ત્રીરોગ પ્રદર્શન વા ગરમીની ધાત વહેતી હોય તો.

લવીંગ, સમદર ફળ, સરખે ભાગે કોરા ભુકાની પોટલી કરી ધૂપેલ તેલમાં બોળી ઉપાડાવવાથી મટે.

## ૪૫૬ સંકોચન ઉપર.

માયાં તથા કટકડી સરખે ભાગે લઇ પોટલી કરી ઉપાડવી.

યોનીમાં ચળ હોય તો કપુર, ટંકણખાર ફુલાવી સરખા ભાગે પોટલી કરી ઉપડાવવી.

## ૪૫૭ રજોદર્શન ન થતું હોય તો.

તલનો ઉકાળો કરી તેમાં ગોળ નાંખી પાવો. કડવાં ઇન્દ્રવાણીનાં મુળ યોનીમાં રાખવાં પીપળો તથા આંબલીની છાલ પાણીમાં ઘસી જાડી કરી ચાટવી તેથી રજોદર્શન થાય.

## ૪૫૮ ગર્ભપાત ઉપર.

કડવાં ઇન્દ્રવાણીનાં ફળ માખણમાં ખાવાં.

## ૪૫૯ સંકોચ ઇસ્કી.

માયાં, તુરી, ફટકડી, રાળ, કપીલો, કાથો, પડવાસ, અને અરણીના રસ સાથે ગોળી બોર જેવડી કરી મધમાં ચોપડી ઉપાડવી.

## ૪૬૦ સંકોચ ઇસ્કી.

માયુંફળ, મેંદી, ફટકડી, કપુર સમભાગે પોટલી કરી ઉપાડવી. સળી ન સંચરે.

## ૪૬૧ ઋતુ આવવાનો બીજો ઉપાય.

રાયણનાં મીંજ ટાંક ૧॥, એળીઓ ટાંક ૧॥, જળમાં બોર જેટલી ગોળી રાખવાથી આવે.

બોળ ટાંક ૩, ફટકડી ટાંક ૧, તીલભસ્મ તોલા ૫ ની ગોળી કરી ઉપડાવવી ઉપર ઉનું પાણી પીવું તેથી આવે.

## ૪૬૨ પારો મારવાની રીત.

કડવી તુંબડી લઇ તેની ડગરી કાઢી પારો તોલો ૧ માંહી નાંખી ડગરી ઢાંકી કપડછાણુ કરી ને આઠવાર અગ્નિ દેવી. વળતી ટાઢું પડે કાઢીને તે પારો શુધ્ધ કરેલો જેમ જોઇએ તેમ વાપરવો.

## ૪૬૩ હરતાલ મારવાની વિધી.

અરણીના ફળના રસમાં ગોળી કરી કોયલાની અગ્નિ માટીથી કપડછાણુ કરીને દેવી. તેથી મરે.

## ૪૬૪ અજમાનાં ફુલ બનાવવાની રીત.

અજમો શેર બે સાફ કરી કાળી માટીનું હાંડલું લઇ તેમાં નાંખી ઘુમટવજે કાગળ માંથે બાંધવો તળે ઘીની કસ જેવી વાટ દઇ પાંચ કલાક તાપ દેવો તેથી ફુલ બનશે.

## ૪૬૫ વાયુ થાય તે ઉપર.

પીપળીમળ, પીપર, કાકડાસીંગ, અક્કલગરો, લવિંગ, તજ, મધ, એ જણસ ૬ ને વાટી મધમાં ચટાડવી.

## ૬૬ આંખ દુખતી હોય ને રતાશ ન મટતી હોય તે ઉપર.

રસવંતી, ગોપીચંદન, ફટકડી દરેક વાલ બબ્બે લેવાં. ફટકડીને ફુલાવી વાટી યોગ કરવો.

## ૬૭ સુવારોગ ઉપર.

લંગરીયા ખાખરાનું મૂળ, બેઠી ભોયરીંગણીનું મૂળ, ઉભી ભોયરીંગણીનું મૂળ રણીનું મૂળ, બીલીનું મૂળ, એરંડાનું મૂળ, પીલુડીનું મૂળ, ને પીપલી મૂળ વાટી મેળવી પયોગ કરવો.

## ૬૬૮ મૂકરોગ—

શ્વાસકુઠારનું અંજન કરવાથી તથા સુંઘવાથી શૂન્ય હોય તે જવાબ દે છે.

## ૬૬૯ પ્રમેહ

૧. હરડે, ગોખરૂ. ગરમાળો, પાષાણભેદ, ધમાસો, ધાણા, વરીયારી, પીતપાપડો, રાખ, કડુ એખરાનું મૂળ, જેઠીમધ તેનો ક્વાથ સાકરમાં પાવો.

૨. સીંદુર, ઓદાર, લવીંગ, પીળીકોડીનો ચુનો દરેક રૂ. ૧ ભાર મોરથુથુ રૂા ૦ા ભાર, લીંબુના રસમાં ગોળી ચણાપુર કરવી.

## ૪૭૦ મસાનો ઉપાય

કાથો, વારો, કાળીમરી પાણી સાથે વાટી મસા ઉપર ચોપડવું.

## ૪૭૧ વિસ્ફોટક.

દાડિમની છાલ રૂા. ૨ ભાર, ઓદાર રૂા. ૨ ભાર ગોળમાં ગોળી ચણીયા બોર જેવડી કરી સવાર સાંજ ખાવી.

## ૪૭૨ પ્રદર ઉપર.

વડગુંદાનાં પાત્રાં ચોખાના પાણીમાં પાવાં.

## ૪૭૩ હડકાયાં કુતરાં વગેરેના વિષ ઉપર.

૧. આકડાનું દુધ, તેલ, ગોળ એ ત્રણની ગોળી ખાવી.

૨. કેળનો રસ પાય તો સર્પ વિષ જાય.

## ૪૭૪ વાળો.

ઉંદરની લીંડી, તથા લસણુ ઘોડાના મુત્ર સાથે બાંધે તો વાળો જાય.

## ૪૭૫ પ્રમેહ ઉપર.

જવાસાનોભુકો ટાંક ૨-૩ મધમાં ચાટવાથી પ્રમેહ જાય.

## ૪૭૬ કાનમાંથી પરૂ વહેતું હોય તે ઉપર.

ધતુરાનાં બી રૂ. ૫ ભાર તેલ શેર ૦ાા માં ઉકાળી કાનમાં ટીપાં નાંખવાં તથા મરેલ મોરના પગ તેલમાં ઉકાળી તે તેલ કાનમાં નાંખવું.

## ૪૭૭ સર્વ પ્રમેહ ઉપર.

ઘ્રોનો રસ તથા જીરૂ પાવું.

## ૪૭૮ દમ ઉપર.

આસોંદરાનું મુળ ઘસીને પાવું.

## ૪૭૯ ખરજવું.

ઘોડાના નખ બાળી તેની રાખ ગાયના ઘીમાં કાલવી ચોપડવી.

## ૪૮૦ સર્પ તથા અફીણના ઝેર ઉપર.

અરીઠા પાણીમાં પાય તો સર્પ તથા અફીણનું ઝેર ઉતરે.

## ૪૮૧ રક્ત બંધ કરવા ઉપર.

આસુપાલાની છાલને ખાંડી તેને દુધ તથા પાણીમાં ઉકાળી ને પાણી બળી જતાં દુધજ બાકી રહે ત્યારે ઠંડુ પાડી પીવું.

## ૪૮૨ વીંછીની દવા.

લાઇકર એમોનીયા ઉપયોગી છે.

## ४८३ स्तनपाक उपर.

जेने थान पाक्युं होय तेने साफ अफीण अने कपूरनो मलम करी तेने त्रण चार पट्टी लगाडवी. गरम पाणीथी धोवानुं राखवुं.

## ४८४ वधशावळ.

महुडाने वाटी नरम लोटनी कणक माफक करी रोटलो करवो तेना उपर साबर-शींग ने सुंठ घसीने गरम करीने चोपडवां ने ते सुकाय एटले तेना उपर ते रोटलो बांधवो त्रण दिवस ते प्रमाणे करवुं ने ज्यारे खुजली आवे त्यारे तेना उपर माखण अगर घी फीणीने चोपडवुं.

## ४८५ खरजवानो इलाज.

गधेडाना लींडानो चुवो पाडीने चोपडवो. अने कारबोलीक साबुथी धोवुं. तेम करवाथी सारुं थाय छे.

## ४८६ घा अगर शस्त्रना घा उपर.

जे माणसने घा अथवा शस्त्र हथीयार लागवाथी जो लोही नीकळी आवे चाहे तेटलुं लोही नीकळतुं होय पण तेना उपर राजन वाटी दबाववाथी तुरत बंध थाय छे ने तेनाथीज साफ पण थाय छे.

## ४८७ वायु उपर.

छोवारी खारेकने दुधमां पलाळी तेमां पीपरमोली वाटीने चाळी तेमां भरवी. पछी मोढुं बंध करीने तेने घीमां तळवी. ते आपवाथी तरत आराम थाय.

## ४८८ कफ अगर क्षयवाळाने.

कांसानी तरी थानमां अगर घीमां आपवी. चोखापुर खावी. दीवसमां त्रण चार वखतथी वधु नही आपवी. उपर परेजमां सोपारी, तेल, मरचुं, खटाश, चीसंग बंध.

## ४८९ हडकाया कुतरा उपर.

कुतरुं करडे के तुरतज तेने मींढीयावळना पांदडानो रस काढीने ०॥ शेरथी पोणा-शेर सुधी पावो. तेनाथी एकदम जुलाब लागी जीवडानी कोथळी बहार आवी जशे. न आवे तो ते मरण पामशे एम समजवुं.

## ૪૯૦ હળદીપાક.

હલદર સુકીનો પાક કરીને પ્રીક્ષા ચહેરાવાળાને તે ગાયના મુત્રમાં શોધીને રોજ રૂપીયા ૨ ભાર ખવરાવવો. ઉપર શેર ૦॥ થી શેર ૧ સુધી દુધ પાવું તો તેને ત્રાંબુ ખવરાવ્યા જેવો ગુણ કરશે પણ તેની પરેજ એ છે જે વિષય, મરચું, હીંગ, તેલ, સોપારી, અને બીડીની સાફ મનાઈ છે. તે એક માસ અગર પંદર દિવસ ખાવું.

## ૪૯૧ વીજયા ચૂરણ.

બદામનાં મીંજ રૂા. ૫ ભાર, મરી રૂા. ૨॥ ભાર, શાહજીરૂં ૨॥ ભાર, જીરૂં રૂા. ૨॥ ભાર, ગુલાબનાં ફુલ રૂા. ૨॥ ભાર, સોનામુખી રૂા. ૨॥ ભાર, સીંધવ રૂા. ૫ ભાર. હીંગ રૂા. ૧ ભાર, હીમજ રૂા. ૨॥ ભાર, ને ભાંગ શેર ૦॥ તેમાં ભાંગને બારી ધોઇ સર્વેને ઘીમાં તળી ચૂરણ કરી આપવું. તે ચુરણ જઠરાગ્નિ દીપન કરી દસ્ત સાફ લાવી પેટ સારૂં રાખી લોહી સુધારે છે.

## ૪૯૨ દાઝવા ઉપરના ખાસ ઊપાય.

દારૂથી સળગ્યો હોય તો અગર બીજા ગમે તે કારણથી સળગ્યો હોય-દાજ્યો હોય અમુક અવયવ દાજ્યો હોય કે આખા શરીરમાં દાજ્યો હોય પણ તુરતાતુંત બકરીનું લોહી દાઝેલા ભાગ ઉપર લગાડી દેવું. આખા શરીરે દાઝી ગયેલ હોય તો આખું બકરૂં મારી લોહીથી તળબોળ કરી દેવો—લોહીથી નવરાવવો. એથી બળત્રા તુરતજ બંધ થશે અને દાઝ જતાં સુધી ઉપદ્રવ શાંત થશે.

બકરૂં ન મળે તો ગમે તે જાનવર મળે તો તે પછી છેવટ માણસનું લોહી (આંગળી) કાપીને પણ લગાડી દેવું. એક વખત લગાડવાથીજ ફલ-લાભ થાય છે છતાં વારંવાર લગાડવાથી વિશેષ ફલ થાય. એટલે બીલકુલ બળત્રા ન થાય એ સાધ્યજ છે. દાઝે કે તુરત આ ઉપાય કરવાનો છે. છતાં ગમે ત્યારે એટલે કલાકો અને દિવસો વીતી ગયા પછી પણ જ્યારે આ ઉપાય કરવામાં આવે છે ત્યારે અચૂક ફાયદો થાય છે. એમ જીવણસીંહનો ઘણા ઉપર અજમાવેલ આ પ્રયોગ છે. એટલે સમ્યક પ્રકારે રૂઝ આવી જાય છે. અને દાઝવાથી થયેલી કોઈપણ જાતની હાનીથી સદૈવ માટે મુક્ત થઇ જાય છે.

## ૪૯૩ દાઝયા ઉપરનો બીજો પ્રયોગ.

સરેશ છાપખાનામાં અને સુતાર વગેરેના કામમાં આવે છે, તેનો મલમ પણ શ્રેષ્ઠ છે.

## ૪૯૪ શ્વેત પ્રદર અથવા લ્યૂકોરીયાઃ—

નાગકેસર, પા ભાર, કંકોલ પા તોલો, સાકર અડધો તોલો–સવાર સાંજને માટે ઉપરનો ડોઝ છે દુધ કે પાણી સાથે તેમજ ઘી-માખણમાં પણ અપાય. આજ દવા રક્તાર્શ-વાળાને પણ એજ અનુપાનમાં આપવાથી ફાયદો થાય છે. તેમજ અપસ્માર એટલે વાયુ-વાળાને પણ એજ અનુપાનમાં અપાય છે. વધારામાં આમળાનો રસ દેવો.

## ૪૯૫ રક્તપ્રદર તથા પીડીતાર્તવ.

પીડીતાર્તવવાળી બાઈને છેટે બેસવા પહેલાં એરંડીયું દુધમાં અપાય તો પીડા થાય નહિં. અથવા પીડીતાર્તવવાળીને નીચે લખેલી દવા આપવી.

એરીયો, તજ, કડુ, જેઠીમધ, સમભાગે લઇ વાલ વાલની ગોળી–પાણીમાં–આર્તવ આવવાની પહેલાં બે દિવસ અગાઉ બબ્બે ગોળી સવાર સાંજ ગરમ પાણીમાં આપવી. અટ-કાવ પછી ન આપવી. આથી અટકાવ સાફ આવશે.

## ૪૯૬ રક્તપ્રદરઃ—

સરસડાના પાંદડાં અડધા રૂ. ભાર, અને એક વાલ કાગડી એલચીના દાણા અને બે તોલા સાકર–ભાંગની પેઠે પાણીમાં વાટી ગાળીને પાઇ દેવું. આ એક ડોઝ અથવા માત્રા થઇ. એવા સવાર સાંજ બે ડોઝ દેવા. બે ચાર રોજમાં ફાયદો થશે.

## ૪૯૭ રજસ્વલા બીલકુલ ન થાય તેનો ઉપાય.

(Monthly course બીલકુલ આવેજ નહિ.)

(૧) શણના કોથળાને બાળી નાખવો. પછી તેની રાખને કપડછાણ કરી શીશા-માં ભરી મૂકવી. પછી અટકાવવાળી સ્ત્રીને અડધો તોલો ભસ્મ બે તોલા છાસમાં સવારે પાઇ દેવી. અને એજ પ્રમાણે અડધાભાર રાત્રે સુતી વખતે દેવી. અટકાવના ચાર દિવસ આ રીતે દેવી એમ બેત્રણ અટકાવ સુધી આપવી. તો અટકાવ-રજસ્વલાપણું બંધ થશે.

(૨) આ દવા રક્તપીત પર પણ ચાલે છે.

(૩) રજસ્વલાપણું પાછું લાવવું હોય તો તેના વાસ્ત્ની દવા 'લોહ રસાયન' નામની દવા—જે પ્રસિધ્ધ છે 'ભાવ પ્રકાશ' ગ્રંથમાં જેનો પાઠ છે તે દવા છે.

## ૪૯૮ વિજયા ચૂર્ણ—

બદામના મીંજ તોલા ૫, શુંઠ તોલા અઢી, પીપર તોલા અઢી, મરી તોલા અઢી, શાહજીરૂં તોલા અઢી, જીરૂં તોલા અઢી, ગુલાબના ફુલ તોલા અઢી, સોનામુખી તોલા અઢી, સીંધવ તોલા ૫, હીંગ તોલો ૧, હીમજ તોલા અઢી, શુધ્ધ ભાંગ શેર અડધ, ( એટલે ૨૦ તોલા ) લીધી—તેમાં ભાંગને પ્રથમ બાફી-ધોઇ-સર્વેને ઘીમાં તળી ચુરણ કરવું. પછી અડધા રૂા. ભાર સુધી પાવી. જેમ જેને માફક આવે તેમ ખાવું શરીર કાંટામાં રાખે-મગજ ખુશી રાખે-દસ્ત સાફ લાવે અને લોહી સુધારે. તેમજ ઇશ્કીઓને ઇશ્કમાં મજા આપે. ઉપલી દવામાં હીમજ બાદ એટલે નથી, હીંગ નથી, પીસ્તાં તોલા અઢી વધારે છે. ભાંગ ૨૦ તોલાને બદલે ૪૦ તોલા છે. પાઠાંતર—ગુલાબની કરી તોલા ૫, સોનામુખી તોલા ૫.

## ૪૯૯ પ્રદરની દવા—

(૧) હરડાની છાલ, બેડાની છાલ, આમળાની છાલ, ભાંગ, પઠાણી લોધર, મેથી દુધેલી, દાડમની છાલ, બધાં સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરીને અરણીના રસની ભાવના આપવી. ગોળી ચણા જેવડી કરવી. રાત્રિ વખતે પ્રવેશ કરાવવી. સવારે ત્રીફળાના કવાથથી પ્રક્ષાલન કરાવવું.

(૨) કપાસીયાના મીંજ, બાવળીયાના પરડીયા સુકા, બન્ને વસ્તુ સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચુરણ કરીને તેની અરણીના રસમાં ગોળી કરી ઉપર પ્રમાણે ઉપયોગ લેવો.

(૩) ગરમ પ્રકૃતિ માટે—રસવન્ની, પડવાશ, પાશાણ ભેદ, દાડમના મીંજ સરખે વજને લઇ ખરલમાં નાંખી ઘુંટી-સુકવી વસ્ત્રગાળ ચૂરણ કરી જુના ગોળમાં ગોળી વાળવી. અને તેનો પણ ઉપર પ્રમાણે ઉપયોગ કરવો. અમારા ધારવા પ્રમાણે આ ત્રણે પ્રકારની ગોળી પ્રકૃતિ જોઇને ખવરાવવામાં આવે તો પણ કાંઇ અડચણ નથી—બલ્કે ફાયદોજ છે. અને રક્ત-પ્રદર, શ્વેત પ્રદર તેમજ હરસ વીગેરે લોહીયાળ રોગમાં પણ આનો ઉપયોગ સમજીને લેવામાં આવે તો ફાયદો થાય છે. કોઇ કોઇ સ્ત્રીને ગોળી રાખવાથી અથવા ખાવાથી વિશેષ શરદી જેવું જણાઇ જાય તો શરાબના પોતાનો ઉપયોગ કરવો.

## ૫૦૦ કરોળીયા:—

(૧) મનઃશીલનો લેપ, હરતાલનો લેપ, તથા રોટલાની બાષ્પ, તલનો ખોળ— પ્રત્યેક માલીસ કરવાથી જુના પણ કરોળીયા તુરતજ નાબુદ થાય છે.

(૨) મુળાના પાકેલાં પીળાં પાનના રસમાં કુવાડીયાનાં બીનો બારીક ભુકો મેળવી તેના ફક્ત ત્રણજ ખરડ કરવાથી અને ચોપડી એક કલાક તડકે રહેવાથી તે રોગનો સદંતર નાશ થાય છે. પછી ચાહે તો ગરમ કે ઠંડા પાણીથી નાહી લેવું.

## ૫૦૧ મરડો—

સુંઠ તોલો ૧, જાયફળ તોલો ૧, કેસર તોલો ૧, અફીણ તોલો ૧, અડાયા છાણાની રાખ તોલા ૪, ઉપરના વસાણાનું ચુર્ણ બનાવી વાલથી બે વાલ સુધી ઠંડા પાણીમાં લે તો ત્રણ દિવસમાં ગમે તેવો મરડો થયો હોય તોપણ મટી જાય છે. અને લોહીના મરડા ઉપર તો સારી અસર કરે છે.

આ દવા લેતા પહેલાં શરૂઆતમાં એરંડીયા તેલનો જુલાબ લઇ પછી દવા શરૂ કરવાથી ચમત્કારીક અસર થશે.

## ૫૦૨ ધાતુસ્ત્રાવ અથવા શુક્ર પ્રમેહ—(વૈદ્ય રવીશંકર)

શામ તુલસીનાં માંજર ડબલ ગોળની બમ્મે આનીભારની ગોળી કરવી પહેલે દિવસે એક ગોળી સવારે તથા એક ગોળી સાંજે દેવી. પછી દરરોજ બબ્બે ગોળી વધારતે જવી. તે લગભગ સાત ગોળી સુધી સવાર સાંજ મળી ચૌદ ગોળી સુધી વધવું પછી વિલોમ ક્રમે ઉતરવું. પરેજ– કાળું પતકારૂં ન ખાવું. બાકી બધું ખાવાની છૂટ. આ દવા–જેને અંગ્રેજીમાં સ્પરમેટોરીયા કહે છે તેના પણ કામની છે.

## ૫૦૩ વિસ્ફોટક તથા ફોડાનો ઉપાય.

કેશર, કાથો, અકલકરો, હીંગળો, ચીણીયો કપુર, ચિત્રો, જાયફળ, જાવંત્રી, બીલામાં લીબુના રસમાં બોર જેવડી ગોળી દહીમાં દેવી. તેલ, મરચું વરજીત. પથ્ય પાળવું.

## ૫૦૪ રેચની ગોળી.

સુંઠ તોલા ૦ાા, મરી તોલા ૦ાા કાચકાનાં મીંજ તો ૦ાા નેપાળો તોલા ૦ાા ની ગુટીકા બનાવી ઉષ્ણ જળમાં આપવી.

## ૫૦૫ ભગંદરનો ઉપાય.

મનુષ્યનાં અસ્થિ તો. ૨, મરઘીના ઈંડાનાં ફોતરાં તોલો ૧, રસકપુર તોલો ๐॥, હીંગળો તો. ๐॥, ઘાપાણુ તો. ૧, મોદાર તોલો ૧, કલીસફેતો તોલો ૧. રાળ તોલો ૧, મીણુ તોલા ૪, મસ્તકી તો. ૧, ગાયનું ઘી તો. ૧, મલમ કરી લગાડવું.

## ૫૦૬ અંડવૃદ્ધિ.

કુકડાના ઈંડાનાં ફોતરાં શેર ๐।, તમાકુ શેર ๐।, અતિવિષની કળી નવટાંક વાટી પટી કરવી.

## ૫૦૭ ચાંદી ઉપર મલમ.

૧ હીંગળો, ગંધક, રાળ, પારો, મોરથુથુ, સીંદુર, મોદાર, અફીણુ, ખાપરીયું આનો ઘીમાં મલમ કરવો.

૨ હીંગળો, હીરાદખણુ, રાળ, મસ્તકી મોદાર, અળસીનું તેલ શેર ๐। તે ઘુંટી ચોપડવાથી ચાંદી જાય છે.

## ૫૦૮ વિસ્ફોટક ઉપર ગોળી.

સોમલ, એલચી, ધોળો કાથો, અને નપખાર બરાબર લઇ તાંદલજાના રસમાં ચણા જેવડી ગોળી વાળવી.

## ૫૦૯ વીંછીનો ઉપાય.

કાળા ધતુરાનાં પાન, રાઇ તથા મેથી એ ત્રણ વાનાં સરખે હીસ્સે લઈ ખાંડી ચાળી રાખી મેલવું પછી કોઇને વીંછી કરડે ત્યારે તેમાંથી ચૂર્ણ લઇ લાકડાના પાટીયા પર તે ચુર્ણ મેલી તેમાં લીંબુનો રસ અથવા છાસ અથવા આંબલીનું પાણી નાખીને તેની લુગદી બનાવવી પછી તે લુગદી જેને વીંછી કરડયો હોય તેને એક મીનીટ બતાવવી તે વખતે જ્યાં વીંછી કરડયો હોય તે પર ખુબ મજબુત હાથ રાખવો કે લોહી ઉપર ન ચડે પછી એક મીનીટ પછી પુછવું કે ક્યાં દુઃખે છે ત્યારે તે નીચે ઉતર્યું કહે તો તે નીચે તે પ્રમાણે પ્રયોગ કરવો એમ પંદર મીનીટ કરવાથી શાન્તિ થશે.

## ૫૧૦ તામ્ર મારણ.

તાંત્રને શુદ્ધ કરી લીલી કે સુકી ભાંગના રસમાં તપાવી બુઝાવા ૭ વેળા દેવા. પછી ૧ શેર સુકી ભાંગ (લીલાગર) ને પીસીને લુગદો કરી તેની વચમાં તાંબાનું પતરૂં (કે પૈસો) (તો ૧) મુકી ઉપર કપડમેટ કરી ગજપુટ આગમાં મુકી દેવું. તોકાલા રંગની ભસ્મ થશે. પછી જો પોતાની ઇચ્છા હોય તેવી બલીષ્ટ બુટીમાં (એટલે કે જેમ કે ધોળી કણેરના પાંદડાં કે શતાવરીના-વીગેરે પાંદડાની લુગદીમાં) મુકી બીજો ગજપુટ દેવો. તો શ્વેતં ભવતી-અનુપાન-માખણ પીત્ત-કફ વાયુપાન-નામરદી-વાયુ-મંદાગ્નિ મેદનાશક.

## ૫૧૧ પ્રમેહ પર સચોટ ઉપાય.

મોરથુથુને શુદ્ધ કરી પછી કુંવારના રસમાં બાર કલાક ખરલ કરાવવો. પછી બે કોડીઆને સંપુટમાં મેલી દશ કે બાર છાણાની અગ્નિ દેવી. પછી જે નીકળે તે કાઢી બકાન લીમડાના પાનના રસમાં લેવું.

## ૫૧૨ તામ્ર ભસ્મ.

ભાંગના એક શેર ગોળામાં એક ડબલ પૈસો કે તેથી ઓછું લઇ મેલવું. જેથી તેની ગજપુટમાં મેલવાથી રાતી ભસ્મ થશે. તેને શતાવલ કે ધોળી કણેરમાં બીજીવાર ગજપુટ કરવો. જેથી શ્વેત થશે.

## ૫૧૩ ધોળા કોઢ ઉપર.

ચિત્રક મૂળને ઘસી ચોપડવું અથવા બાવચી ઘસીને ચોપડવી.

## ૫૧૪ પ્રદર.

હરડાં, બહેડાં,ને આંમળા સાડા ત્રણ ભાર લેવા. ને તે વાટી તેનું પાણી કરવું તે પાણી કેરીના રસ જેવું કરવું પછી એક સળી ઉપર રૂની ચોવીસ પોલી વાટ ચાર આંગળની કરવી ને તેમાંથી એક લઇ ને પાણીમાં એક પ્રહર પલાળવી ને એક પ્રહર સુકવવી અને એક પ્રહર યોનીમાં રાખવી. એ પ્રમાણે ચોવીસ પ્રહર એટલે ત્રણ દિવસ અવિચ્છિન્ન કરવાથી પ્રદર મટે છે.

## ૫૧૫ કેશ કલપ

ધરાકનો સુરકો ૩૫૦, ગૌમુત્ર ૩૫૦, બન્નેને લોઢાની કડાઇમાં નાંખી મધ્યમ અગ્નિથી પકાવવું ને કેરીના રસ જેવું થાય ત્યારે ઉતારી તેમાં દાડિમના છોડીઆ ૨૦ ભાગ, આંબળાના છોતરા વીસ ભાગ હીમજ હરડે ૨૦ ભાગ આ ત્રણ વાના કુટી કપડ છાણ કરીને નાખવા ને બધું એક સીસામાં નાખી ગોબરના ખાતરમાં ત્રણ મહીના ડાટવું પછી કાઢીને વાપરવુ વાપરતી વખતે લીંબુનો રસ તથા આંબળાનું તેલ નાંખી વાપરવું બે કલાક પછી ધોવું. કલપ બેસશે.

## ૫૧૬ આંખ ઊપર.

આંખ બહુ દુખતી હોય તેને બકાન લીંબડીનાં ફળ લાવી એકવીસ ગળાવી દેવાં રોજ એક એક અથવા સાત સાત તો એટલા વર્ષ આંખ નહીં આવે.

## ૫૧૭ વાઇનો ઉપાય.

અગથીયાનાં પાંદડાં અને ધોળાં મરી પીસીને તેનો રસ કાઢવો. તેનાં બેચાર ટીપાં વાઈ થતી વખતે નાકમાં નાખવાથી વાઇ મટશે. લીલાં ન મળે તો સુકાં પાંદડાં તથા મરીનું ચુર્ણ નાકમાં ફુંકવું. ભુંગળી વતી ફૂંકવું. કીડા નીકળ્યા પછી જરૂર નથી.

## ૫૧૮ વીંછીનો ઉપાય.

લીલી કેરીનાં ડીંટીયાંને તોડી તેનો રસ રાખી મેલવો ઘણી કરી તોઢીને કાઢવો. તેમાંથી એક પોતું લઇ ડંખ ઉપર મેલવું.

## ૫૧૯ ગુલ્મ ઉપર.

દાલચીકણાથી બમણા લીંબુ લઇ ખરલ કરી ગોળી વાળી શીશીમાં ભરી ડમરૂ યન્ત્રે ફુલ ઉડાડવાં. પછી તે સોઇના નાકા પર આવે તેટલી માત્રા વાત કફના રોગીને પાનમાં તથા પીતના રોગીને ઘીમાં દેવી. દસ મીનીટ પછી ઉલટી થશે. પછી ખોરાકમાં અન્ન કરતાં બમણું ઘી દેવું. એ તમામ ખોરાક તથા ઘી ચાર તોલાથી વધારે ન જોઇએ. અને ઉલટી થાય કે તુરત દેવું. વાર ન લગાડવી.

## ૫૨૦ ધનુરવા.

ભાંગનાં મુળીયાં, અફીણ, જાવંત્રી તથા જાયફળ, ઝેરકોચલાં, હરડે, તથા કસ્તુરી બએ વાલ પાણીમાં, ફાકવી. ખટાશ ન ખાવા દેવી, તો કામડીયો ધનુ મટે-ધનુર ગમે તે મટે.

## ૫૨૧ મસા—

અફીણ તથા ગાયની મલાઇ મેળવી મસા ઉપર ચોપડવાથી મસા સુકાઇ જશે.

## ૫૨૨ ઉપદંશ—

એક તોલો પારો, બે તોલા ગંધક એ બન્નેને મેળવી એક જીવ કરી ૭ તોલા માખણમાં પીસવું. કોઇ કપડા ઉપર લગાડવું પછી કપડું લીંબડાની સળી ઉપર લગાડવું અને બંધ કરી ત્રણ કપડમેટ કરી ઉપર પ્રમાણે આગ દેવી. સવારમાં કાઢવું જો અઢતાંવેંત ભાંગે કીંવા ભુકો થાય તો ઠીક. નહીં તો ફરીથી મેલવું જો એક રાતદીન કુવારના રસમાં પલાળે તો ઉત્તમ થાય. સોમલમાં મેળવેલ પ્રવાલ મટાડે છે. માત્રા ૩ વાલ સુધી. કફ તથા બલગમ મટાડે છે.

## ૫૨૩ પ્રવાલ ભસ્મ—

પ્રવાલને કટકા કરતાં જો એક રંગ અંદર બહાર હોય તો સારૂ અને આગ પર બળે તો કાચાં. આવી રીતે પ્રવાલ પ્રમાણે કોડી તથા શંખની ભસ્મ થાય છે. તે ક્ષય ઉપર કામ આવે છે અને અકીકની પણ થાય છે કોડીની ખાજ ખાંસી તથા તાવ માટે અકસીર છે.

શંખની ભસ્મ ક્ષય તથા કાસ માટે.

અકીક ભસ્મ તાકાત માટે. સાબરસીંગાની પણ ભસ્મ થાય છે.

## ૫૨૪ પોલાદ—

બાગમાં થતી બોરડીના લાકડાનો કટકો લઇ તેને વહાણુ જેવો દોઢવેંત લાંબો ચાર આંગળ ઉંડો બનાવવો તેમાં પોલાદનો ભુકો તોલા ૫ નાંખવો તેમાં દાડમના બીનો રસ નાંખી તડકે મેલવો એમ કરતાં ૭ દિવસે કે પછી ઉપર ભસ્મ જેવું થશે તેમાં રસ નાખતાં રહેવું જ્યારે ભસ્મ થયેલી લાગે ત્યારે તેને ખરલ કરી ( તેજ રસમાં ખરલ કરી )

ગોળી વાળવી અથવા ભેંસના દુધમાં પલાળવી. પછી તે ગોળીને દાડમનાં બીજ કે પાંદડાં કે બન્નેના એક શેર ગોળામાં મુકી પાંચ કપડમેટ્ટી કરી ગજપુટ આગ દેવી. એક ચોખા-ભારથી ત્રણ વાલ સુધી. અનુપાન–તાકાત, લોહીના બીગાડ, ફેફડા (ગુમડાં) યકૃત વિગેરે ઉપર.

## ૫૨૫ ભસ્મની પરીક્ષા.

ધાતુ માત્રને પાણી ઉપર નાંખવી જો નીચે નહીં જાય તો સરસ વળી તેના ચોખા ઘઉંનાં દાણા તે પાણીમાં નાંખેલ ભસ્મ ઉપર નાંખવાથી નીચે ન બેસે તો સરસ.

## ૫૨૬ ઉપધાતુ પરીક્ષા.

જો અગ્નિ ઉપર મુકવાથી ધુંવાડો ન નીકળે તો સરસ. વળી તેનો સ્વાદ ચાખવો જો સ્વાદ આપે તો સરસ.

## ૫૨૭ પોલાદની પરીક્ષા.

પોલાદ ભસ્મની પાણીમાં ચપટી નાંખવી. પાણી ચકર દેવા માંડે તો સરસ.

## ૫૨૮ તામ્ર પરીક્ષા.

તામ્ર ભસ્મને દહીંમાં નાખી મેળવવી સવારમાં દહીં લીલું ન થાય તો સરસ તથા પોતાનું વજન અને સ્વાદ દેખાડે તો સરસ જો જરા સૂકા કેળા ઉપર નાંખીએ ને તાજા જેવું થાય તો સરસ.

## ૫૨૯ અનુપાન.

અનુપાન પોતપોતાની તાકાત પ્રમાણે જુદાં છે પણ સામાન્ય રીતે લખેલ છે:–

માખણ, તર, પાન, આદું, શેરો; પાન, સાકર, તુલસીનાં પાન ઇત્યાદિ ગરમ-વાળાને ઠંડીમાં અને ઠંડીવાળાને ગરમ વસ્તુમાં દેવું.

## ૫૩૦ સીસું.

પથ્થર ચટ્ટી નામની વનસ્પતિ—(આ વનસ્પતિ ગીરનાર પર હનુમાન ધારામાં શેષાવન નામની જગોમાં થાય છે. પથ્થર ચટ્ટીનાં પાંદડાંનો આકાર–ચોપત્રી અને ખાટી થાય છે.) ના પાંદડાનો રસ કાઢી ગાળી શીશીમાં નાંખવો પછી સીસાના પતરાને શોધીને પછી તેને ખરલમાં નાખી તે ઉપર રસ નાંખી ઘુંટવું એમ ઘુંટતે જતાં ભસ્મ થશે. પ્રમેહ, ધાતુક્ષીણ તથા તાકાદ માટે બકરીના દુધ, માખણ, ઘી વગેરેમાં ત્રણ વાલ સુધી આપવું. એને ગજપુટ દે તો કામમાં ઉત્તમ થાય છે.

## ૫૩૧ જ્વરને ધુપ.

નીંબપત્ર, વજ, કઠ, હરડે, સરસવ, રાઇ, ગંધક, મોથ, મણસીલ, હરમર, ગુગળ, મો હનુમાનની મળી, મહાદેવનાં ફુલ, મોરપીંછ, મીઠું, એ સમભાગે ભેળાં કરી વાટી [illegible]જ સવાર ઘરમાં ધૂપ કરવાથી વિષમ જ્વર, ભુત, પ્રેત, શાકિની ડાકિની રોગદોષ [illegible] જાય છે.

## ૫૩૨ રક્ત જ્વરને ઉપાય.

લીંબડાને નીચે પાથરી ઉપર દરદીને સુવાડવાથી રક્ત જ્વર જાય છે.

વડનાં પાન ખાટલા ઉપર પાથરી ઉપર મીઠું વાટી ભભરાવી તે ઉપર રોગીને સુવાડવો. નીચે અગ્નિ કરવો. જ્યારે ખરેખરો પરસેવો આવે ત્યારે અગ્નિ કાઢી નાંખવો. રક્તજ્વર જાય છે.

## ૫૩૩ શ્વાસ, ઊધરસ જ્વરના ઉપાય.

૧. સુગંધ બાળચી, એરંડ મુળ, પીત્ત પાપડો, સમભાગે લઇ કવાથ કરી દરરોજ સવારે સંચળ સુંઠ નાંખી પાવો.

૨. અરડુસો, ખપરસાર, સમભાગે કવાથ કરી દર સવારે મધ સાથે પાવો.

૩. આકડાની ડીસી ખાંડમાં દેવાથી તરીયો તાવ જાય.

૪. કાગ વિષ્ટા ટાંક ૦ાા પાનમાં ત્રણ ચાર પાલી દેવાથી તરીયો તાવ જાય.

૫. લસણ, વજ, હરડે, પીપરી, સમભાગે લઇ નારંગીના સંપુટ દઇ ગોળી મગ જેવડી કરવી તાવ ચડે ત્યારે બાલકના મુત્રમાં ઘસી આંખમાં આંજવાથી તરીયો તાવ જાય.

૬. ગંધક, રાઇ, સરસવ, ગુગળ, કણેરનાં ફુલ વાટી તેલમાં મિશ્રણ કરી ધૂણી દેવી. તરીયો તાવ જાય.

૭. પારો ટાંક ૧, વછનાગ ટાંક ૧, ગંધક ટાંક ૧, ધતુરાનાં બીજ ટાંક ૧, સુંઠ ટાંક ૪, પીપરી ટાંક ૪, મરી ટાંક ૪, વાટી ચુરણ કરી આદાના રસની તથા જંબીરી રસની તથા સીંધવની ભાવના દેવી. ગોલી મગ જેવડી કરવી ગોળી ૧ તાવ આવતા પહેલાં ટાઢા પાણીમાં દેવી.

૮. શંખનાભી ટાંક ૪, હરતાલ ટાંક ૧ મોરથુથુ ટાંક ૧ કુંવારના રસમાં મરદી સંપુટ કરી ચારવાર અગ્નિ આપવી. પછી ભુકો કરી બે ચણોઠીભાર આપવું. દુધમાં જમાડવું.

## ૫૩૪ (૮) કમળાનો ઉપાય.

કુકળવેલનાં ફુલ એક રાત્રી પાણીમાં ભીંજવી મૂકવાં પ્રભાતમાં તે પાણી પાઇએ તો કમળો, મધૂરો, જાય.

લીંબડાનો રસ ટાંક ૫ મધ નાંખી પાવાથી કમળો જાય.

નીલો અરડુસો તોલડીમાં ચડાવી ઉકાળી પછી ટાઢો કરી પળી ૧ થી ૨ મધ ટાંક ૧-૨ માં દેવો. ૨-૩-૭ દિવસ સુધી દેવો.

સીરખુ જડ ઘસી પળી ૧ રસ મધ સાથે દેવો. હળદળ, લોધર, લવીંગ, એડાં, સમભાગે ચૂરણ કરી રાખવું.

ભારંગીની ભૂકી, કાકડા શીંગ, સુંઠ, પીપર, મરી, હરડાં બેડાં આંમળાં, રીંગણી બેઠી, ભારંગી, પુષ્કળ મુળ, રોહણી, અરડુસો, ખપરસાર, પાંચલુણ, સમભાગે ચૂરણ કરવું. ટાંક ૧ અથવા બે સવાર સાંજ દેવું.

સોહાગી ટાંક ૧૨ અકમો ટાંક ૧૬ મારી એકત્ર કરી ટાંક ૧ થી ૨ દેવું. શ્વાસ કાસ જાય.

## ૫૩૫ (૯) એકાંતરીયા જવરનો ઉપાય.

૧. કાળા સાપની કાંચળી રૂમાં વીંટી વાટ કરી કાજળ પાડી ગાયના ઘીમાં આંજવી.

૨. સરપની કાંચળીને ભાંગરાના રસના પુટ દેવા પછી રૂમાં વીટી કાજળ પાડવો અને અંજન ઉપર મુજબ કરવું.

૩. ભોંય દુધેલીની જડ મીઠા સાથે તાવ આવતાં પહેલાં ચવરાવવાથી એકાંતરીયો તાવ જાય.

૪. લીંબોળી ટાંક ાા મરી ટાંક ાા લીંબુના રસમાં ઘોળી આંખમાં આંજવાથી ટાઢીયો તથા એકાંતરીયો તાવ જાય.

૫. કાગ વિષ્ટા ટાંક ૧, મરી ટાંક ૨ાા, તુલસીનાં પાન છાા નંગ માં વાટી ગોળી કરી પ્રભાતમાં ગોળી ૨ાા ખવરાવવી. ચાર રવીવારે અંધાડાની જડ, કીડામારીની જડ, એરંડીઆ સાથે દેવી.

૬. હીંગળો ટાંક ૧ પીપરી ટાંક ૧ શંખીયો સોમલ ટાંક ૧, વાટી કારેલીના રસમાં નાખી ગોળી વાળી રાખવી તાવવાળાને ગોળી ૧ ઘી ખીચડીમાં દેવાથી સર્વ જાતના તાવ જાય.

## ૫૩૬ (૧૦) તરીયા તાવનો ઉપાય.

૧. ગળો ટાંક ૭, તથા ડુંગળી આઠ પહોળી કરી સાકર નાંખી પાવી.

૨. કનકબીજ ટાંક ૨, સીંગડીઓ વછનાગ ટાંક ૧ લવીંગ ટાંક ૧ વાટી એકત્ર કરી ચુરણ કરવું અને નાગરવેલના પાનના તથા તુલસીના પાનના રસમાં સરસવના દાણા જેવડી ગોળી કરી ગોળી ૧ તાવ આવવાની શરૂઆત થાય ત્યારે દેવી. આ પ્રમાણે પાંચ સાત વખત ગોળી દેવી.

## ૫૩૭ ૧૧ આમવાતનો ઉપાય.

૧. સુંઠ, ગોખરૂ, બીલી, પુનરનવો, પ્રોમુળ, સમભાગે કવાથ આપવાથી આમવાત જાય.

૨. રાદ્રીશ, હરડે, શુંઠી, પુશ્કળમળ, બીલી, ગળો, દેવદાર, શઠી કાઢો કરી પાવાથી આમવાત જાય.

૩. સુંઠ, પીપરી, પીપરીમુળ, ચીત્રો, મજીઠ, કાઢો કરી દેવાથી આમવાત જાય.

૪. રાળ, એરંડમુળ, અરડુસો, ધમાસો, દેવદાર, વજ, મોથ, સુંઠ, અતિવિષ હરડે, શતાવરી, ગળો, કાઢો કરી દેવો. સર્વાંગ આમવાત જાય.

૫. પીપરને સીંધવના પાણીથી નાશ દેવાથી આમવાત જાય.

## ૫૩૮ ઉદર શૂલનો ઉપાય.

૧. સીંધવ ટાંક ૨ ભેંશના માખણમાં ખવરાવવાથી શૂળ પેટ પીડ મટે છે.

૨. મરી, ગળો, વાટી તેનું ચુરણ પાણીમાં દેવાથી પેટ પીડ જાય છે.

૩. કચુરો, પીપરીમુળ, ચુરણ કરી ગાયના દુધમાં દેવાથી પેટ શૂળ જાય.

૪. શઠી, સુંઠ સંચળ, હીંગ, વાટી ઉના પાણીથી દેવું.

૫. વજ, સંચળ, ઉપલેટ, ઇંદરજવ, સમભાગ ચુરણ ઉના પાણીમાં દેવું.

૬. અજમો, પાઠ, ત્રિકટુ, સમભાગ ઉનાપાણીમાં પાવું અજીર્ણ શૂળ જાય.

૭. સુંઠ, સંચળ, હીંગ, ઉના પાણીથી દેવું.

૮. અજમોદ, વજ, હીંગ, બીડ લવણ સુંઠ, સંચળ, પીપળી, ઉભી રીંગણી, બેઠી રીંગણી, બીજોરાના બી સમભાગે કાઢો કરી પાવો.

## ૫૩૯ મસ્તક શુળના ઉપાયો.

૧. પીપળી, મરી, મણસીલ, કાંજીથી માથે ચોપડીએ તો મસ્તક શળ જાય.

૨. અર્કબીજ, અઘેડાનું બીજ, સરસવ, હળદર, નગોડ સમભાગથી માંથે ચોપડીએ.

૩. પીપર, મરી, સાકર, આછણમાં વાટી લેપ કરવાથી મસ્તકી શળ જાય.

૪. ચંદન, હળદર, સુંઠ, એરંડાનું મુળ એનો આછણથી લેપ કરવો.

૫. આંબાગોટી, આંબળાં વાટી માંથે લેપ કરવો.

૬ લસણ ઘસી નાસ દેવાથી મસ્તક શળ જાય.

## ૫૪૦ માંથુ દુખે તેનો ઉપાય.

૧. થોપડો દેવદાર, કુઠ, કાયફળ, એરંડ તેલ, કાંજી સાથે સમભાગ વાટી લેપ કરવો.

૨. પીપરી, મરી, મણસીલ, સાકર, પાણીથી નાસ કરવો.

૩. નગોડ બીજ ટાંક ૨, સુઠ ટાંક ૧, વાટી ટાઢા પાણીમાં પાવું.

૪. સુઠ, કુઠ, મરી, નગોડબીજ, સમભાગ તેલથી ભરી ખરલ કરવો ઉપર ધઉંનો રોટલો બાંધવો માંથાનું દરદ જાય.

૫. વગર બીજવેલો કળીચુનો, નવસારના પાણીથી ઘસી નાસ દેવાથી મસ્તક-રોગ જાય.

૬. અરકુસો, ઉસીના રસમાં નાસ દેવો.

૭. નાકમાંથી લોહી કઢાવવું.

૮. ગોળ, સુંઠ ઘસીને નાસ દેવાથી દુખતુ માંથુ મટે.

૯. જાયફળનો નાસ દેવાથી મટે નાસની વિધિ ચત્તા સુઇ હાથપગ લાંબા રાખી આંખ ઢાંકી પછી નાક ઉંચુ રાખવું માંથું હલાવવું નહીં, બોલવું નહીં હસવું નહીં.

૧૦. માલવી ગોળ લીંબુના રસ સાથે નાસ દેવાથી ક્ષણમાં મટે છે.

## ૫૪૧ ૧૫ આધાશીશીનો ઉપાય.

૧. ઉપલેટ, આમળાં, હરડે, એરંડમુળ, આછણમાં મેળવી લેપ કરવો.

૨. રાતા અંઘેડાની જડ પાણીથી ઘસી માથે લેપ કરવો.

૩. પુમાડની જડ ઘસી મરી અને પાણી સાથે આંખમાં આંજવાથી મટે.

૪. જવખાર વાલ ૩ ઘીથી નાસ દેવો.

૫. બોલ સરી (બકુલ) ના મીંજને ઘસી નાસ દેવો.

૬. અરીઠા પાણીમાં ઘસી નાસ દેવો.

## ૫૪૨ કાન દુખતા હોય તેના ઉપાય.

૧. સીરખુરસ તેલ અને મધમાં ઉકાળી કાનમાં નાખવો.

૨. જાંબુપત્ર, બીલીપત્ર, વરણાપત્ર, આંબાપત્ર એ સર્વને કુટી રસ કાઢી તેલમાં ઉકાળી કાને ભરવાં.

૩. સીંધવ, બોકડાના મુત્રમાં ઉનો કરી કાનમાં નાંખવો.

૪. કંકોડી બાળી તેલમાં કાને ભરવી.

૫. કાળુંજીરૂં, જુની છોઈ, સરસીયું તેલ, ઉકાળી કાને ભરવું.

૬. સુવા, વડસુવા, ચુંરણ કરી બકરીના મુત્રમાં કાને ભરવું.

૭. અજમાદિ પાણીમાં ઉકાળી ટીપાં પાડવાં કાન વહેતો હોય તો મટે.

૮. જાઈના પાનનાં રસનાં ટીપાં કાનમાં પાડવાથી કાન દુખતો મટે.

૯. તુશની જડ તેલમાં ઉકાળી કાનમાં નાંખવાથી કાન વહેતો મટે.

૧૦. ગોખરૂની જડ રવીવારે લઇ ઢોરને ત્યાં કીડા પડયા હોય ત્યાં બાંધીએ તો કીડા જાય માણસને પણ તેમ કરવાથી જાય કાનમાં છાલી અગર ફોડી પડી હોય તો તે કપાય,

૧૧. ગુજરાતી ફટકડી પીસી સોસીને કાગળની ભુંગળી કરી ફટકડી ઘાલી ફુંક દેવી.

૧૨. પહેલું પરૂ આછું કરવું—તુલસીપત્ર રસ, દાડિમ પત્ર રસ, મરી વાટીને રસમાં મેળવી કાનમાં નાંખવું.

૧૩. કાયફળમાંહેલી નાની મીંજી વાટી તેલમાં કાલવી. તેલ ઉનું કરી કાને નાંખવું.

૧૪, દારૂહલદળ, ત્રિકટ્ર, વછનાગ, અને બલબીજ એ સમભાગે તેલમાં ઉકાળી કાનમાં નાંખવું બહેરાપણું જાય, બોકડાના મુત્રમાં સુંઠ ઘસી કાનમાં નાખવાથી બહેરાપણું જાય.

૧૫. કાગબંધરાનો રસ તેલમાં ઊકાળી કાનમાં નાખવાથી બહેરાપણું જાય.

૧૬. તીલકાંટો ગાયના દુધમાં ઘુંટી પાવાથી છાલી જાય.

૧૭. ઉંબાલડી ઘુંટી રસ કરી માંહે મરી નાંખી પાવાથી છાલી જાય.

૧૮. ગાયનું મુત્ર ઉનું કરી નાંખવાથી છાલી જાય.

૧૯. બકરીનું મુત્ર હળદર વાટી કાનમાં નાખવાથી છાલી જાય.

## ૫૪૩ નાકમાંથી લોહી જતું હોય તેનો ઉપાય.

૧. ધ્રોરસ, દાડિમ ફુલ વાટી નાસ દેવો.

૨. જાઈનાં પાન, ધ્રોરસ, દાડિમનાં પાનનો રસ, વાટી નાસ દેવો.

૩. રીંગણી, સાકર, ગાયનું ઘી, એટલાનો નાસ દેવો.

૪. રીંગણી, સાકર, સુંઠ, ગાયના ઘીમાં નાસ દેવો.

૫. રીંગણી દાંતી, જવ, શીરષુ, ત્રિકટુ સિંધવ, તેલ ઉકાળી નાસ દેવો.

૬. ખજુર શેર ના૦ પાણીમાં પલાળી ખાવાથી લોહી પડતુ બંધ રહે.

## ૫૪૪ મોમાંથી લોહી નીકળતું હોય તેના ઉપાય.

૧. વેકરીયો ટાંક ૩, કાથો ટાંક ૩ ટાઢા પાણીમાં કપાળે લેપ કરવો.

૨. વેકરીયાનો આટો ટાંક ૯ ખાંડ ઘીમાં દેવાથી લોહી પડતુ બંધ થાય.

૩. અરડુસાનો રસ મધમાં દેવો.

૪. દ્રાક્ષ, દેવદાર, જાયની કુંપળી, ત્રિફલાંનો ક્વાથ કરી મધ નાખી હંમેશ પ્રભાતે કોગળા કરવા.

૫. આંબીકા ( આમલીયા ) વાટી પાણીમાં પલાળી કપાળે લગાડવા તથા પાવા

૬. એખરાબીજ ટાંક ૨ પલાળી સાકરમાં દેવાથી તથા હેમજ તે પ્રમાણે દેવાથી લોહી પડતુ બંધ થાય.

૭. અડદનો લોટ ભીંજવી દશ બાર વખત આપો તો મોંમાંથી લોહી પડતુ રહી જાય

૯. દાડીમના ફુલની નાકમાં નાસ દેવી દાડિમના છોતરાં વાટી સાકરમાં દેવાથી લોહી પડતું બંધ થાય.

## ૫૪૫ ૧૯ કંઠમાળનો ઉપાય.

૧ કાથો ટાંક ૧ લાવી ખાખરસણનાં પત્ર રસ ટાંક ૯, દર રોજ પાઇએ.

૨ ઇન્દ્રવારણીનું મુળ ચોખાના પાણીમાં ઘસી ઉપર લગાડવું.

૩ સાપ કાંચળી ટાંક ૧. સવાપારોર ગાયના ઘીમાં દીવસ ૩ લગી વાટવી પછી કંઠમાળ ઉપર લગાડવું અને તેના ઉપર લીમડો વાટી બાંધવો.

૪ મરી ગયેલા દેડકાને લઇ કાચા તેલમાં તળી રાખ કરવી તેને વાટી ચોપડવું. તેના ઉપર સીંધાલુણ વાટી બાંધવું. અસાધ્ય કંઠમાળ જાય.

૫ કાળો સરપ તેલમાં તળી તેલ ધારામાં ભરવું ઉપર લીંબડો બાંધવો.

૬ જરખના લીંડા વાટી ગાડર તથા બકરીના માખણમાં કાલવી લગાડવું.

૭ મીઠુ ભાગ ૧, ઘઉંનો લોટ ભાગ ૧ આકડાના દુધમાં ૭વાર ભીંજવી પછી તેની રોટલી કરી કડહલામાં ભરી બાળવું ને તેની રાખ કરી તેલમાં મલમ કરી લગાડવું.

## ૫૪૬ ૨૦ નાસુરનો ઉપાય.

૧ ઇંગોળીયાની જડ ઘસી લગાડવી.

૨ ચાંદગી અફીણ, ગુગળ ઘસી લગાડવું.

૩ ગળો અને હળદર ગાયના ઘીમાં લગાડવું.

૪ કરેલા મીણનો મલમ ગાયના ઘીમાં કરી લગાડવું

૫ વાંજણી ગાયના સીંગનો છોલ બાળી રાખ કરી રાખ બરોબર કાથો નાખી ગાયના ઘીનાં મલમ કરી લગાડવું.

## ૫૪૭ હરસનો ઉપાય.

૧ લીમડાના પાનને છાયામાં સુકવી વાટી કપડછાણ કરી સવારમાં ટાંક ૫ દેવું. દીવસ ૧૪ તથા ૨૧ દેવું પાંચશેર લોહી પડતું હોય તો પણ બંધ થઇ જાય.

૨ બેદાલની ધૂણી દેવાથી અગર દાંતગહીરની ધૂણી દીવસ ૭ દેવાથી હરસ જાય

૩ કેરડાની જડ, આકડાનું દુધ ટાંક ૧ ઘસી હરસ ઉપર લગાડવું, હરેક નીકળી પડે.

૪ કરંજ બીજ ટાંક ૧, સાજીખાર ટાંક ૨, જવખાર ટાંક ૧ માલવણ બાવચી ટાંક ૧, સીધવ ટાંક ૧, એ બધાં વાટી ગાયના મુત્રથી લેપ કરવો.

૫ ચામાચીડીની લીંડીની ધુણી દેવી.

૬ સુરણાદી ગોળી—સુરણ ટાંક ૧૬, ચીત્રો ટાંક ૮, સુઠ ટાંક ૧, મરી ટાંક ૧, વાટી બમણા ગોળથી મોટા બોર જેવડી ગોળી કરી એક દેવી

ચીત્રો ટાંક ૨॥ વાટી ગાયના દહીંમાં દિવસ ૭ કે ચૌદ દેવો.

## ૫૪૮ ૨૨ પ્રમેહના ઉપાય—

૧ ધાણા, લીંબડાનાં પાન, મેંદી, કેસુ ફુલ, સાકર એ પાંચે સમ ભાગે લઇ પાણીમાં પલાળી પ્રભાતમાં પીવું. દીવસ ૭–૯–૧૪ પાવું. પ્રમેહ બલણ ટીપે ટીપે મુતરવું તેવો પ્રમેહ બંધ થાય.

૨ ભોંય દુધેલી છાયામાં સુકવી. ટાંક ૩ સાકરમાં પ્રભાતે લેવી.

૩ પુરવી ડોડા, એલચી વાટી ગુરૂ ખાંડમાં લેવી.

૪ રાખ અને સાકર સમ ભાગે પાણીમાં લેવું.

૫ નવખાર ટાંક ૧ સાકર ટાંક ૨ પ્રભાતમાં પાણીમાં લેવું.

૬ ફોબલ, છાલ સાકર સમભાગે દુધ સાથે ફાકી ભરવી. ટાંક બેના આશરાની.

૭ ગોપુત્રીયો શીલાજીત ટાંક ૧૦, સુરોખાર ટાંક ૭, કેશુનાં ફુલ ટાંક ૧૦, સાકર ટાંક ૧૦, સર્વની ફાકી કરી ટાંક ૨ પ્રતિ સાંજરે લેવી. પથ્ય ચોખા, મગની દાળ, ગાયનું ઘી અને ખાટું ખારૂં ખાવું નહીં. અસાધ્ય સાકરીયો પ્રમેહ જાય.

૮ લવીંગાદિ ચુરણ—લવીંગ મરીચ, કંકોલ, પીપળી, સુંઠ, સાકર, એલચી, વંશલોચન, ઉશીર, તગર, નાગકેશર, સમ માત્રા દેવી.

જાયફળ, કપુર, છક, સતાવરી, ગોખરૂ, આસંધ, ગળોસત્વ, તગર સમ ભાગે સાકર બધાં ઓસડ જેટલી નાંખી ટાંક અણુના પ્રમાણમાં દેવું તો વીસ જાતના પ્રમેહ જાય.

## ૫૪૯ ૨૩ નબળાઇ ઉપર—

૧ પીપરી શેર ०।, પીપરી મૂળ ટાંક ૧૪, મરી ટાંક ૪ પરસુદી શેર ૧ ખાંડ શેર ૧॥। માલકાંકણી શેર ०ಽ ગાયના ઘીમાં લાડુ બાંધી ખાવા.

૨ શીંબલફુલ સૂક્ષ્મવાટી સારી ખાંડની સાથે ભૂકી કરી પ્રભાતમાં વાશી પાણી સાથે ફાકી ભરવી.

૩ આદાનો રસ ટાંક ૫, ડુંગળીનો રસ ટાંક ૫, આદની મધ ચોખું ટાંક ૫ એટલાં સર્વ ટાંક પંદર પીવાં.

## ૫૫૦ ૨૪ ગતકામના ઉપાય—

૧ બાવળનાં કોમળ પત્ર ટાંક ૨ દરરોજ ચાવવાં.

૨ અકદનો મેંદો, ડુંગળી, ગોળ સમ ભાગે ગોળી દીવસ એકવીસ દેવી.

૩ નીરધાત ઉપર ગોળી—ત્રિકટું ટાંક ૩, ત્રિફલા ટાંક ૩, મોથ ટાંક ૩, હળદર ટાંક ૩, વંશલોચન ટાંક ૧ અફીણ ટાંક ૩, ચિત્રક ટાંક ૩ નાગ કેશર ટાંક ૭ એલચી ટાંક ૩, સોવનમુખી ટાંક ૧॥, જર્વાન ટાંક ૩ જાયફલ ટાંક ૩, જાવંત્રી ટાંક ૩, હીંગલો ટાંક ૩, કેશર ટાંક ૩, લવીંગ ટાંક ૩, અમર ટાંક ૩, ત્રાંબુ ટાંક ૩ લોહચુર ટાંક ૩ મંડુર ટાંક ૩, કપુર ટાંક ૨॥, એ ઓષડ ભેળાં કરી મધમાં બોર જેવડી ગોળી કરવી. ગોળી એક પ્રભાતે ખાવી. ખાટું ખારૂં ખાવું નહીં.

૪ ધતુરાનાં બી ટાંક ૧, વછનાગ ટાંક ૧, બંગ ટાંક ૧, પારો ટાંક ૧, ગંધક ટાંક ૧ મરી ટાંક ૧, હીંગલો ટાંક ૧, અફીણ ટાંક ૧ એ સર્વ ઓષધો સમભાગે લઇ વાટી પાનના રસમાં મરી પ્રમાણે ગોળી કરી નિત્ય એક ખાવી.

૫ માલ ટાંકણી ટાંક ૬ કુટી ઉતકટા મુળની છાલ અજમાની કુમસ. શંખાવળી સમભાગે લઇ છાંયે સુકવી માત્રા ટાંક ૧॥ મધમાં અવલેહ કરી ઉપર મધ ટાંક ૧૦, ડુંગળીનો રસ ટાંક ૧૦, આદાનો રસ ટાંક ૧૦ એકત્ર કરી ૧૪ કે ૨૧ દીવસ સુધી લેવું. ખાટું ખારૂં ખાવું નહીં.

## ૫૫૧ ૨૫ ઉનવાનો ઉપાય—

૧ લીલો ગોખરૂ દુધમાં પાવો.

૨ હરડે, ગોખરૂ, મરમાળો, પાષાણ ભેદ સમભાગે કવાથ મધ નાંખી રોજ સવારમાં પાવું.

३. સોટોડી, ભમરામટીના પાણીમાં ઘસી નાભી ઉપર લેપ કરવો.

૪. ગોમૂત્રીય શીલાજીત રતિ ૧ નાભીમાં દેવું અને રતિ ૧ ખવરાવવું.

૫. સેવાળ પેઢુ ઉપર બાંધવી.

૬. સુરોખાર ટાંક ૧॥, સાકર ટાંક ૨॥, વાટી પાણીમાં દેવું.

૭, દેશાઇ જેઠીમધ ભીલા આણી કુટી દુધમાં પાવી.

## ૫૫૨ મુત્ર કૃચ્છના ઉપાય.

૧. હરડે, ગોખરૂ, ગરમાળો, પાષાણભેદ, ધમાસો, અરડુસો સમભાગે ક્વાથ મધમાં દેવો.

૨. હરડાં, બહેડાં. આમળાં, કાકડાશીંગી, વજ સમભાગે ભુકી કરી પાણીમાં દેવી.

૩. ઉંદરની લીંડી, કટુ વાટી પાણીમાં પેઢૂ ઉપર લેપ કરવો.

૪. અરડુસો, એલચી મીણીયુંકપુર, ધાણા વાટી લેપ કરવો.

૫. વડા કોહળાના વેલા ટાંક ૫, પાષાણભેદ ટાંક ૫, બ્રાહ્મી ટાંક ૫, તજ ટાંક ૫, તમાલપત્ર ટાંક ૫, સાકર ટાંક ૫ એરંડીયાનાં સુકોમળ પાન ટાંક ૫, એ સર્વેનો ક્વાથ કરી દીવસ ૭ દેવો.

૬. સાકર, દ્રાખ, દહીં સાથે આપવાં.

૭. પંચાંગ ગોખરૂ ઉકાળી પ્રતિવાસર સાકર નાંખી પાવું.

૮. કોળાંની જડ ઘસી પાવી.

## ૫૫૩ કૃમીરોગનો ઉપાય.

૧. વાવડીંગ, શાથર, હીંગ, સીંધવ, સમભાગે ભૂકી કરી લેવું.

૨. લસણની કળી, હીંગ ટાંક ૧, એકત્ર કરી છાશમાં લેવું.

૩. પલાસબીજ મધ ઘીમાં દેવું.

૪. ખેર, કુડો, નિંબ, વજ, સુવા ત્રીકટુ,, ત્રિફલાં, નસોતર, ચુરણ કરી દિવસ ૭ ગૌમુત્રમાં દેવું.

૫. વજ, અજમોદ, વાવડીંગ પલાસબીજ, કચુરો, હીંગ નસોતર સમમાત્રા ઉના પાણીમાં દેવું.

૬. કપીલો, વાવડીંગ, જવખાર, સીંધવ સમમાત્રા છાશમાં દેવી.

## ૫૫૪ સ્તન પીડાના ઉપાય.

૧. વાંઝકંકોડીનો કંદ ઘસી લેપ કરવો.

૨. કુંવાર મુળ અને હળદળથી લેપ કરવો.

૩. ઇન્દ્રવારણી પત્ર રસનો લેપ કરવો.

૪. સમળીની કોકડી ઘીમાં તળી સ્તન ઉપર લગાડવું.

૫. પાન આવી જાય તે ઉપર ( દુધ થાય )

અકલકરો ટાંક ૨, આમળાં ટાંક ૨, સવા ટાંક ૨, બોરીંગ ટાંક ૨, એલચી ટાંક ૨, જાયફળ ટાંક ૨, કુલીંજન ટાંક ૨, કાળું જીરૂં ટાંક ૨, સાકર ટાંક ૯, ની ભુકી કરવી. એ ભુકી ચોખાના પાણીમાં દેવી.

૬. આસોંદ ટાંક ૧, સુંઠ ટાંક ૧, ખાંડ ટાંક ૨, દુધ પલી ૨ માં પાવું.

૭. કાંગના તાંદલા રાંધી ભેંશના દુધમાં દેવાં ચોખાની ખીર કરી સાકર ઘી, તેમાં દેવાં.

૮. ધોળા તલ, ખારેક, દ્રાખ, ટોપરૂં નવું, એ સર્વ ભેળાં કરી ભેંશના દુધમાં ખીર કરી ખવરાવવી.

૯. કસ્તુરી વાલ ૧, કેસર વાલ ૧, લવીંગ વાલ ૨, જાવંત્રી વાલ ૨ દિવસ ૭ દેવું.

## ૫૫૫ સુખથી પ્રસવ થાય તેનો ઉપાય.

૧. ધોળી રીંગણીનું મૂળ ચૌદસ આતવારે લેવું. સ્ત્રીને કષ્ટી સમયે નાભી ઉપર મુકવું તરત ખુલાસો થાય.

૨. પારો ટાંક ૦।। પાનના બીડામાં દેવો તરત છુટકારો થાય.

૩. મુત્રકારી દેવી પ્રતિયેગેન સ્વાહા એવા મંત્રથી તેલ ૨૧ વાર મંત્રી નાભી પેટ ઉપર ચોપડવું.

૪. નવું ટોપરૂં ખવરાવવું તરત બાળક જણે.

૫. સુકડી પાણીમાં ઘસી ટાંક બે પાઇએ તુરત બાળક સૂખે જણે.

## ૫૫૬ બાળકના ઉપાય.

૧. સુગંધી વાળો, જેઠીમધ, મુરમાંસ, રસવંતી, સાકર સમભાગે મધમાં અંદાજે કરી બાળકને દેવું પુષ્ટ થાય.

૨. ભારંગી, વાળો, દેવદાર સમભાગ પાણીમાં ઘસી દેવું બાલકનો જ્વર જાય.

૩. પીપળ, અતિવિષ, કાકડાસીંગી, મધમાં આપવું જ્વર જાય.

૪. મુરમાંસ, જીરૂં, પીપળી, કાકડાસીંગી, મધમાં દેવાથી ઉધરસ જાય.

૫. તપખીર મધમાં અવલેહ કરી આપવાથી ખાંસી, શ્વાસ, વમન જાય.

૬. પીપરી, રસવંતી, મોથ, મધમાં અવલેહ દેવાથી અતિસાર જાય.

૭. કોઠંવડી, આંબળાં, ઉશીર સાકર સમભાગ સાકરમાં ભુકી દેવાથી પેટ બેસાણું મટે.

૮. મીરચ, કંકોલ, ગજપીપર ક્વાથ કરી પ્રતિવાસ દેવાથી અતિસાર મટે.

૯. પીપર, રસવંતી આંબાગોટી ચુરણ મધમાં દેવાથી અતિસાર મટે

૧૦. હરડે, વજ, કોઠંવડી મધમાં ગોળી વાળી દેવાથી ગળાના કાંટા મટે.

૧૧. રાળ, આસોદ, તજ, સુંઠ, ગળી, હળદર, લોધ્ર, ઇદ્રવરણી, દેવદાર, ત્રિફલાં, સંચળ, બેજીરાં, રીંગણી પંચાંગ પીત પાપડો, રતાંજલી મોથ, ચવીક, નીંબપત્ર, ખેરસાર, વરધારો, રાસંભના પોલરા, ઈંદ્રજવ સમભાગે ક્વાથ કરી, ગોળ સાથે દેવાથી બાલક પુષ્ઠ થાય.

૧૨. ત્રિકટું, કુચાલા (કુતીલા) નાગકેસર, તાલીસ પત્ર, પીસણુ, વજ, આસોંદ, શતાવરી સમભાગ ચૂરણ કરી પાણીમાં દેવાથી બાલક વૃદ્ધિ પામે ગુલ્મ જ્વર જાય.

૧૩. ત્રિકટું, એલચી, તજ, તમાલપત્ર, નાગકેશર, રાળ, અજમોદ, વડંગ, જીરૂં, ગલકીનાં ફુલ, ધાણા, ખાંડ, સમભાગે ચુરણ દેવું બાલક પૃષ્ઠ કરે.

૧૪. મંડુર મધમાં ચટાડીએ તો ધૂળ, રાખના દોષ મટે.

૧૫. રાતો ઝાલ યા મૂલ, બોલમુલ, બાવળ પત્ર, નીંબપત્ર, સમભાગે ક્વાથ કરી આપવાથી રતવા જાય.

૧૬. હીમચમુળ, રતાંજલી, પદમાખ, ગલજીભી, કડવી તુંબીનું મુળ, ઘસી મધમાં અથવા પાણીમાં પાવું શરીરે મર્દન કરીએ તો રતવા જાય.

૧૭. બોરમુળ, કાસમુળ, રતાંજલી, કવાથ કરી પ્રતિવાસર પીસી તેનાં ટીપાં ૨-૪ નાખી નવરાવીએ તો રતવા જાય.

૧૮. સાઠીચોખા, લોધ્ર, એકત્ર વાટી ચુરણ કરી કંબોઈના રસમાં પુડલાં કરી ખવરાવીએ તો બાલકના સોજા જાય.

૧૯. અરણી બાળી રાખ કરી પાણીમાં નાંખી ગાળી પાવાથી સોજા જાય.

૨૦. સાટોડીનાં મૂલ ગાયના દુધમાં ઘસી પાવાથી સોજા જાય.

૨૧. ડુંગળી, ગોરોચંદન, સંભારી બાળકને ગળે બાંધીએ તો દાંત સહેલાઇથી આવે.

૨૨. શીરીષ બીજ વીંધી માળા કરી આદીતવારે ગળે બાંધવાથી દાંત સહેલાઇથી આવે.

૨૩. કેવડીયો કાથો, એલચી, બદામનાં મીંજ પાણીમાં વાટી બાળકને મુખમાં જીભે લગાડી દે તો ફોલી જાય.

૨૪. પંદમા બંધથી બાલકના મુખમાં આપેથી ફુલીયું જાય.

૨૫. ગરણી બીજ, લસણ, ગોરોચંદન, પાણીથી ઘસી પાઇ દે તો શશણી જાય.

૨૬. ગોરોચંદન, તુલસીપત્ર ગળીને બાલ ગુટીકા દેઇએ શશણી જાય.

૨૭. ખેરસાર ટાંક ૨, કાથો ટાંક ૨, કડુ ટાંક ૨, નસોતર ટાંક ૨, નિંબછાલ ટાંક ૨, હરડાં ટાંક ૨, બેડાં ટાંક ૨, આમળાં ટાંક ૨, ત્રીકટુ ટાંક ૨, એળીયો ટાંક ૨, ગરમાળો ટાંક ૨, કાકચ ટાંક ૨, અફીણ ટાંક ૨, પલાસ પાપડો ટાંક ૨, પીતપાપડો ટાંક ૨, ગૌમુત્રથી ટાંક ૨ પ્રમાણે દેવી. આગરૂ જાય, કૃમી જાય.

૨૮. પીત્તપાપડો ટાંક ૪, હીંગ ટાંક ૪, રાઈ ટાંક ૪, કીરમાણી અજમો ટાંક ૪, છાશથી પીવાથી કૃમી જાય.

૨૯. ખાપરીયો ટાંક ૧ જાયફળ ટાંક ૧ વાટી પાણીથી દઇએ કૃમી જાય.

## ૫૫૭ સ્ત્રીના શ્વેતપ્રદરનો ઉપાય.

૧. અડદનું ચુરણ ટાંક ૪, મઠ ચુરણ ટાંક ૪, ખેરીગુંદ ટાંક ૬ ઘૃતથી અવલેહ કરી ગાયના ઘૃતમાં પાવું.

૨. ખેરીગુંદ ટાંક ૬ બકરીના દુધમાં ઘસી આપવું, અડદનું પીઠું ગાયના દુધમાં લેવું.

## ૫૫૮ સ્ત્રીના રકત પ્રદરનો ઉપાય.

૧. ઉંબાલી ટાંક ૨, જીરૂં ટાંક ૨, સાકર ટાંક ૨, જાઇના રસમાં ગોળી આંબળાં પ્રમાણે કરીને દેવી.

૨. ગ્રીણી દુધેલી છાંયામાં સુકવી સાકરથી ટાંક ૪ દીવસ ૩ લેવી.

૩. કાળો કમખો બાળી તેની રાખ પાણીમાં દેવી. કમખો હાંડલામાં બાળવો અસાધ્ય રકત પ્રદર બંધ થાય.

૪. જંગલી પારેવાની વીષ્ટા સાઠી ચોખાના પાણીથી ટાંક ૧ તથા બે દેવી. દીવસ ૭ સુધી આપેથી અસાધ્ય રોગ જાય.

૫. વીગોઇનું મૂળ ટાંક ૨, દુધ સાથે દઇએ તો રકત પ્રવાહ જાય.

૬. ભરડાનું મૂળ ટાંક ૨–૩ ચોખાના પાણીથી દેવું.

૭. સોના ગેરૂ ટાંક ૧ ફેલીયા ચણા ટાંક ૧ અડાયા છાણાની રાખ ટાંક ૧ વાસી પાણીમાં દીન ૭-૧૪ દેવું.

૮. જાઇનાં પત્ર ટાંક ૬ એલચી પુરવી ડોડા ટાંક ૩ જીરૂં ટાંક ૩, એ બરાબર સાકર મેળવી ત્યારબાદ ટાંક ૪ લેવું.

૯. ગોપીચંદન ટાંક ૨ સાકરમાં દઇએ.

## ૫૫૯ સ્ત્રીના છોડનો ઉપાય.

૧. ઉંટ કટાળાના મુળને સાઠી ચોખાના પાણીમાં પાઇએ.

૨. હીંગ પાણીમાં ઘસીને પાવી.

૩. કેસુડાના ફુલનું ચુરણ પાણી સાથે પાવું.

૪. કંટાશેળીયાનાં મૂળ ગાયના ૦ાા શેર દુધમાં ઘસી દુધ શેર ૧ દીવસ ૨૧ દેવું.

૫. વરધારો ગરીઆણા ૮, ચક્રજીતક ગદી. ૮, આસોદ ગદી. ૪ નું ચુરણ ટાંક ૨ાા ગાયના દુધથી દેવું.

૬. વરધારો શેર ૧ વેરાણ શેર ૦ાા, સાકર શેર ૧, પરસુદી શેર ૨ ઘી શેર ૫, વળેટી ટાંક ૯ દેવું ઉપર દુધ શેર ૧ પીવું.

સુંઠ, જાયફળ, કંટકટાળા પંચાંગ એકત્ર કરી ઉકાળી પાઇએ.

## ૫૬૦ સ્ત્રીને ઋતુ આવે તેના ઉપાય.

૧. પીતપાપડો ટાંક ૯, સોપારી ટાંક ૯, પાણી શેર ૧ માં ચઢાવીએ જ્યારે પાણી પાસેર રહે ત્યારે દીવસ ૭ પાવું.

૨. રાયણના કળીયાની મીંજી વાટી આછાકપડા ટાંક ૧ ની પોટલી બાંધી ગોનીમાં રખાવીએ.

૩. રવીવારે હરણ બેઠેલાં હોય તે ખાતર લાવી ટાંક ૯ ઉકાળીએ. તેમાં તેલ પળી ૧ નાખી પાઇએ.

૪. કશેલો ગાયના દૂધમાં ઘસી પાઈએ.

૫. કાળા તલ ટાંક ૭ ઉકાળી પાઇએ. શેર ૦ા પાણી રહે ત્યારે પાવું એમ ત્રણ વખત પાવું.

૬. પલાસ ગુંદ ટાંક ૬ તેલ ટાંક ૨–કનો કરી અવલેહ ઉપર સુવાની ધુણી દેવી.

## ૫૬૧ યોની સંકોચનનો ઉપાય.

૧. હીરાકશી, માયાં, કાળી સોપારી, ફટકડી, ધાવણીનાં ફુલ, સીલારસમાં ગોળી ચણીયાં બોર પ્રમાણે કરી ગોળી ૧ એ બઠી પહેલાં રાખવી.

૨. હીરાકશી, માંજુફળ, સમુદ્ર શોષ, પડવાસ, બહેડાં, કાથો, ફટકડી, વાટી ફુલહારથી ગોળી ચણીયાં બોર જેવડી કરી ગોળી એક રાખવી.

૩. સમુદ્રશોષ, દાડીમનાં છોડાં, બેડાં, અક્રોડ, કસેલો, હળદર સમ માત્રા લઇ ગોળી કરી યોનીમાં રાખવી.

૪. ફટકડી, માયાં સમભાગે ગોળી કરી યોનીમાં રાખવી.

૫. માયાં વાટી દારૂના પુટ ૭ આપવા. પછી શીલારસના પુટ ૭ દેવા. ગોળી મોટાં બોર જેવડી વાળી યોનીમાં રાખવી.

## ૫૬૨ સંતાન થવાના ઉપાય.

૧. શંખાહોલી (શંખાવલી) પંચાંગ નાહ્યા પછી દિવસ ત્રણ આપવું.

૨. સુંઠ, સતાવરી, વરધારો દેવદાર, નાગકેસર, ખાંડ, સમમાત્રા દિવસ ત્રણ નાહ્યા પછી દેવી.

૩. ઉંધાહ્ડી, (ઉંધાલકડી) ઋતૂ સમયે દીવસ ૩ પાઇએ.

૪. સુંઠ ટાંક ૨, મરી ટાંક ૨, પીપરી ટાંક ૨, નાગકેસર ટાંક ૨, ઉભીરીંગણી ટાંક ૨, એ પાંચે ઓસડ વાટી ચાળી ટાંક અઢીનાં પાંચ કરવાં પછી ઋતુ સમયે નાહ્યા પછી ગાયનું ઘી શેર ૦। નાખી પાઇ દેવું એમ દિવસ ૫ સુધી પાવું. પથ્ય ચોખા, દુધ.

૫. તજ, તમાલપત્ર, નાગકેસર, પારસ પીપળાનાં બીજ, બીજોરાં બીજ, સાકર સમભાગ લઇ દિવસ ઋતુ સમયે એક વરણી ગાયના દૂધમાં દેવું.

૬. ત્રણ વરસના રીંગણાનું મુળ ટાંક ૯ લાવી ત્રણ દીવસ છાંયે સુકવી વાટીએ ઋતુ સમયે ગાયના ધ્રુત ટાંક નવમાં દેવું.

## ૫૬૩ ઓદ્રાવના ઉપાય.

૧. ટંકણખાર ચણોઠી બે ભાર નાગરવેલના બીડામાં દેવું.

૨. નવસારનું ગળજીબીના રસમાં લીંગે લેપન કરવું.

૩. પારો ચીણીગુંકપુર, ટંકણખાર, મધ સાથે લીંગે લેપ કરવો.

૪. સોહગો તુલસીના રસમાં ગોળી ચણા પ્રમાણ પાનના બીડામાં ખવરાવવી.

૫. ઘોડાની લાળ, ધોળા સરસવ, જાયફળ, મજીઠ, સર્વ લીંગે લેપ કરીએ.

## ૫૬૪ સુવારોગનો ઉપાય.

૧. વરણા જડની છાલ, શેર ૨। પાણી શેર ૧। માં કાઢો કરી પાવો.

૨. હાઠણુ બીજ શેર ૦। પપાડબીજ શેર ૦। ચુરણુ કરી સરસીયા તેલમાં પાશ સરીષનાં પુલડાં તેમાં નાંખી ધરતીમાં દીવસ આઠ સુધી દાટવું આઠમે દીવસે કાઢી એરંડપત્ર રસ અને ધતુરારસ એકત્ર કરી દીવસ આઠ ખરડ કરી. ચોળીએ.

૩. દક્ષિણી ચોલો તથા સુવા ૩ કાલી પાવું.

૪. મીણુ (ખંડ) તાજો ટાંક ૧૨ લાવી પાણી શેર ૨ એમાં ઉકાળી પાઇએ સાંજે પણ તાજો તરણુ આણીએ.

## ૫૬૫ સોજાના ઉપાય.

૧. કાલીપાટ ગાયના દુધમાં બાફી બાંધીએ.

૨. ગાયનું મુત્ર ટાંક ૧૦, એરંડીયું તેલ ટાંક ૧।। પાવું.

૩. નીંબછાલ ટાંક ૨।।, પટોલ ટાંક ૨।।, સાટોડી ટાંક ૨।।, સુંઠ ટાંક ૨।।. કડુ ટાંક ૨।।, ગળો ટાંક ૨।।, ચોપડો દેવદાર ટાંક ૨।।, હરડાંદળ ટાંક ૨।। ગુગળ ટાંક ૨।।, એ સર્વની પુડી ૩ કરી ઉકાળી પાઇએ. અસાધ્ય સોજા જાય.

૪. મરી ટાંક ૧. સીંધવ ટાંક ૧, વાશી પાણીમાં દઇએ.

૫. પૂનર્નવા, પટોળ, સુંઠ, મરી, ગળો, દેવદાર, હરડે, સમભાગ ક્વાથ કરી પાઇએ.

૬. પીપરીને ધતુરા રસના પૂટ ૩ દેવા. પછી આકડાના દુધના પુટ ૭ દેવા પછી દીવસ પ્રતિ ટાંક ०।। દીવસ ૪ ઉપયોગ કરવો. સુવારોગ નાશ પામે.

૭. ગોમૂત્ર પલી ૧ માં હરડે ઘસી પાઈએ.

૮. બાવળપત્ર, રોહીડા વૃક્ષ, કોલકફ, જુરી જુવાર એટલાં બાળી રાખ કરવી મધમાં અવલેહની રીતે ચટાડવી.

૯, અજમો, ગોળ, કુટીને પાટો બાંધીએ.

૧૦. શીરધુનાં પાન બાફીને બફારો દઇએ અને બાંધીએ. વળી એનોજ રસ ચોપડીએ વળી એનીજ કાંજી કરી ખવરાવીએ.

## ૫૬૬ હડકાયા કુતરાનો ઉપાય.

૧. ધન્તુરાના ડોડવા ચોખાના ધોણુ તથા પાણીમાં વાટી કુતરાની ડાઢ ઉપર લગાડવું.

૨. કડવી તુંબડીનો ગર કાઢી ખાંડ ઘી સાથે દીવસ સાત દેવું.

૩. નેપાલો, સાર, ગોળમાં ગોળી દીવસ ૩ ખવરાવવી.

૪. ગાયનું દુધ શેર ના, કંકોડી ટાંક ૧, સોનાગેરૂ ટાંક ૧, એકત્ર કરી દીવસ ૩ પાવું.

૫. મરી ટાંક ૨, નસોસર ટાંક ૨, નેપાળાનાં બી કાચાં ટાંક ૨, ટંકણખાર ટાંક ૨, કડવી તુંબડીનો ગર ટાંક ૨, હીંગળો ટાંક ૧ એને વાટી ગોળી કરવી. પછી ગોળી ૧ ઉના પાણીમાં પાવી તથા વાપરવામાં પણ ઉનું પાણી લેવું એ ગોળીના રેચ ત્રણ દેવા. શીયાળ કુતરૂં હડકાયું કરડયું હોય તો આ ઓસડ આપ્યાથી મરે નહીં. અજમાવેલ છે.

## ૫૬૭ વાળાના ઉપાય.

૧. કંકોડીને વાટી પાટા ત્રણ બાંધવા.

૨. સુંઠ ટાંક ૧, નીંબપાન ટાંક ૧, હળદર ટાંક ૧, વજ ટાંક ૧, બાબચી ટાંક ૧, બ્રાહ્મી ટાંક ૧, એ સર્વે વાટી ઉપયોગ કરવાથી મહા વદ ૧૪ તથા ૭મે વાળાને ભય ન થાય.

૩. જવાસાની જડનો રસ દીવસ ૭ પીવો.

૪. સરપંખાનાં પાન વાટી પાટા ૩ બાંધવા.

૫. સરપની કાંચલી, હળદર ગોળમાં વાટી ગોળી કરી પાટા ત્રણ બાંધીએ.

૬. કડુ ટાંક ૧, હીંગ ટાંક ના, બાજરાની રાખ મેળવી દીવસ ૩ પાટો બાંધવો.

૭. સમળીની કોકડી, મરી ટાંક ૩, વાટી ગોળમાં ગોળી ટાંક ૯ કરી વાળા થયેલ આશામીને આદીતવારે ગળાવીએ.

૮. કુકડાની વિષ્ટા ટાંક ૫, ગોળ ટાંક ૫ ગોળી ૭ કરી રોજ એક ગોળી નયણાં ખવરાવીએ.

૯. શીણીનાં ફુલ આદિતવારે સુરજ સામે ઉભા રહીને જેટલાં ફુલ ગળાય તેટલા વરસ વાળો ન નીકળે.

## ૫૬૮ મરડાનો ઉપાય:—

૧. પાકું બપઇયું લઇ ઉપલી છાલ તથા અંદરનાં બીઆં કાઢી તેનીજ ચીર કરી તેમાંની એક ચીર ઉપર બે થી ચાર વાલ ટંકણખાર બહુજ સુક્ષ્મ વાટી ભભરાવી ને તે ચીરી ખાઇ જવી. એવી રીતે સવાર સાંજ બે ચીરી ખાવી, એથી મરડો બંધ થઇ જશે.

૨. વરીયાળી તોલા ૨ અર્ધ શેકેલીને અર્ધ કાચી લઇ તેના ચુરણમાં ૨ તોલા સાકર મેળવી ત્રણ દિવસ સુધી સવાર બપોર સાંજ ફાકે તો મટે.

૩. સોનામુખી તોલો ૦। વરીયાળી તોલો ૦। બન્ને ચીજોને બારીકીથી સાફ કરવી અંદર જરાપણ ડાંખરી કે કચરો નહી માત્ર પાતરાજ રાખવાં પછી તેને ભાંગની પેઠે ૦। શેર પાણીમાં નાંખી ગાળી લેવું તેમાં સાકર તોલો ૧ને આશરે નાંખી દિવસમાં ત્રણ વખત બચ્ચાંને પાવું. મોટા આદમીને દરેક વખત પાશેર પાશેર પાઇ દેવું એટલે ત્રણ વખત પાશેર મળી પોણો શેર થયું. એથી મરડો તરતજ બંધ થઇ જશે ને દિવસમાં ફક્ત એક ઝાડો સાફ આવશે સોના મુખીથી ઝાડો થવાની બીક ન રાખવી. ઉલટો ઝાડો બંધ થશે.

૪. મેથી તોલા ૨ને જરા ઘીમાં તળી લાલ થયે ઉતારીને તેજ ગરમા ગરમ તવામાં તોલો ૧ સાકર નાખી ઉનીને ઉની વાટી બારીક ભુકો કરી દિવસમાં ત્રણ વખત ફાકેતો ત્રણ દિવસમાં મરડો મટે.

૫. કોકમનું તેલ તોલો ૧ ઉનુ કરી સવાર સાંજ પિવાથી પાંચ દિવસમાં મટે બે વખતનું બે તોલા થાય.

૬. સોપારીનો કોટ બે આની ભાર બે વખત ખાવાથી મટે.

૭. દિવેલીના કાચાં ફળ દહીંમાં ખાય તો મટે.

## ૫૬૯ દાંતના દરદના ઉપાય.

**લક્ષણ**—દાંત હાલે છે, દાંતમાં પાણી લાગે છે તો કલતર થાય છે, અવાળુ ફુલે છે. દાંતમાંથી પરૂ નીકળે છે. દાંતના નીચલા ભાગ ઉપર ચાંદી પડે છે.

૧. હરડાં-બેડાં-આંબળાં દરેકના તોલા ત્રણ લઇ તેને ખાંડી ચુરણ કરી એક શેર પાણીમાં ઉકાળી અચ્છેર રહે ત્યારે ઉતારી સવાર સાંજ કોગળા કરેતો ચાંદી મટે.

### દાંત હાલે તેના ઉપર

૨. જીરૂ, નિમક, સાવરીના કાંટા, હીમજી હરડે દરેક એક તોલો લઇ ખાંડી કપડછાણ કરી તેમાંથી એક તોલો લઇ જરા છુંટી દાંત પર ઘસે તો દાંત હાલતા બંધ થાય છે. દાંત કોહી ગયા હોય તેને પણ સાફ કરી મજબુત કરે છે. આઠ દીવસે ફાયદો થશે.

૩. ઝીણી પીપર તોલો ૧ સીંધવ તોલો ૧ જીરૂં તોલો ૧ આ બધાંનું ચુરણ કરી દીવસમાં બે વાર મંજન કરે તો હાલતા અને કળતર મટે.

### દાંતમાં જીવડા પડે છે તે ઉપર.

૪. ભોંયરીંગણી, ગોરખ મુંડી, સફેદ દીવેલીનાં મૂળ આ ત્રણે ચીજ બબે તોલા

લઇ એક શેર પાણીમાં ઉકળતાં જ્યારે પા શેર રહે ત્યારે ઉતારી તેમાં નવટાંક મીઠું નાખી તેલ મેળવી તેના કોગળા કરવા તેથી જીવડાં મટશે.

૫. સફેદ ઉપલસરીના પાંદડાની લુગદી સાત દિવસ સુધી દાંત પર મુકવાથી જીવડા નીકળશેજ.

૬. હીરાકશી, હીંગ, તેલીયો દેવદાર, ફટકડી એ દરેક અરધો તોલો લઇ સુરણુ કપડ છાણુ કરી પાણીમાં ગોળી કરીને જ્યાં કળતર થતું હોય યા જીવડાં હોય ત્યાં મુકવી એથી કળતર તથા જીવડાં બન્ને જશે. સાત દીવસ સુધી કરવું.

૭. બીલામાને ચુલામાં બાળી રાખ કરી જેટલી રાખ હોય તેટલોજ સફેદ કાથો લઇ બહુજ ઝીણો વાટી તેમાં મેળવી બન્નેને દાંત ઉપર ઘસે તો દાંત બહુજ મજબુત થઇ દાંતમાં કંઇ રોગ થતો નથી.

૮. બકાણીના ઝાડની અંતરછાલ બે તોલા લઇ તેની અંદર તોલો ૦ાા એલચી ને તોલો ૦ાા કાથો નાખી બન્નેને ઘુંટી તેનુ રોજ મંજન કરે તો દાંત બહુજ મજબુત થાય છે

૯. મોગલી એરણુના નામનું ઝાડ થાય છે જેને ઘણા લોકો નેપાળાનું ઝાડ કહે છે એ ઝાડ વાડામાં ગણાં થાય છે ને આશરે બે હાથ ઉચું થાય છે. એના પાંદડાં કાતરેલાં જેવાં હોય છે એ ઝાડનું રોજ દાતણુ કરે તો દાંત ઘણા મજબુત થાય છે. દાંત હાલતા બંધ થાય છે. દાંત સડેલા હોય તે સારા થાય છે. આ ઝાડનું દાતણુ પંદર દિવસ કરે તો ઘણોજ ફાયદો થાય છે.

## ૫૭૦ કાનના રોગનો ઉપાય.

લક્ષણુ–કાન પછાડી ગાંઠ થાય છે. તાવ બહુ આવે છે. માણુસ બેભાન થાય છે. કાનમાં સણુકા મારે છે ને કઇ જગા પર મારે છે તેની સમજણુ પડતી નથી. એ રોગ બહુજ દુખ આપે છે. આ રોગ ઉપર જલદી દવા લાગુ પડતી નથી. આ રોગ ઉપર ખાત્રીથી ગુણુ કરનારી નીચે લખેલી દવાઓ છે.

૧. આદુના રસની ઉપલી તર તોલો ૧ મધ તોલો ૧ સીંધવ તોલો ૧ સરસીયું તેલ તોલો ૧ આ ચારે દવાઓ એકઠી કરી ચુલા ઉપર ઉકાળવી. બધું બાળી નાખી ફકત તેલ રહે તે તેલનાં ટીપાં કાનમાં બબ્બે, દિવસમાં ત્રણુ વખત, સાત દિવસ સુધી નાંખવાં એથી એ રોગ આરામ થાય.

૨. દીનદાના (મુંબઇની આસપાસના પરગણામાં તથા કોંકણુ જીલ્લામાં થાય છે. ઘાટ ઉપર થતા નથી પણુ ઘાટની નીચે થાય છે. શિવમાર્ગી લોકો આ દિનનાં પાંદડાં ઉપર શ્રાવણુ માસના સોમવારને દિવસે જમે છે.) ઝાડનાં મુળીયાંનો રસ કાઢી જેટલો રસ હોય તેટલું તેલ નાંખી ચુલે ઉકાળવા મૂકવું ને રસ બળી જાય ને તેલ રહે ત્યારે ઉતારીને તેલ કાનમાં દિવસમાં બે વાર મુકવું એથી રોગ મટે.

## કાનમાં કાંઈ અવાજ થાય છે અને માંથુ ભમે છે તે ઉપર.

૩. અધાડાના ઝાડને જડ મૂળથી ઉખાડી તેને બાળી રાખ કરવી તે રાખમાંથી તોલા ૨ લઇ તેમાં મીઠું તેલ શેર ાા નાખી ઉકાળવું. તેને ઉતારી તેલ થંડું થયા પછી તેને કપડાથી ગાળી નાંખી તે તેલમાંથી બબ્બે ટીપાં સવાર સાંજ મુકે તો કાનનો અવાજ મટે.

## કાનમાં સંભળાતું નથી તેનો ઇલાજ.

૪. ગાયનું મુતર, બકરીનું દુધ, મીઠું તેલ, પાણી દરેક ાા પાશેર લઇ બધું એકઠું કરી બીલીનાં કાચાં ને કુમળાં ફળ તોલા ૪ ને આશરે લઇ તેના ઝીણા કટકા કરી ઉપલી ચીજોમાં મેળવી દઇ તેને ખૂબ ઉકાળી બધું બળી જાય ને ફક્ત તેલ રહે ત્યારે ઉતારી નાંખી તેને કપડેથી ગાળી બબ્બે ટીપાં કાનમાં મુકે તો સંભળાય.

## કાન પાકે છે તે ઉપર.

૫. બીજોરાના ફલની ઉપલી છાલને છેક અંદરનો ભાગ કાઢી નાંખી વચલો ભાગ લઇ તેને ખાંડી રસ કાઢવો ને તે રસમાં સાજીખાર વાલ ૨ મેળવી કાનમાં નાંખવો તેથી પરૂ બંધ થઇ જશે.

૬. દરો (દુર્વા) નામનું ઘાસ થાય છે તેમાં થોડું પાણી નાંખી તેને ઘુંટી રસ કાઢવો ને તે રસમાં મીઠું તેલ સમભાગે નાંખી ઉકાળવું. તે રસ બળી જાય ત્યારે ઉતારી તેલને ગાળી કાનમાં નાંખે તો પરૂ બંધ થાય.

૭. સમુદ્રફીણનો ભુકો કરી કપડાથી ચાળીને બારીક ભૂકો ચપટીમાં લઇ કાનમાં ભભરાવવો. પછી કાનમાં લીંબુના રસનાં ટીપાં નાંખવાં તેથી ઉભરો આવશે તે જરાવાર રહેવા દઇ અંદર નાંખેલી દવા ધોઇને સાફ કરવી. એટલે પરૂ બંધ થઇ થશે.

૮. રસાંજન ધાવણમાં ઘસી ત્રણચાર ટીપાં દીવસમાં બે વખત પાંચ દીવસ સુધી કાનમાં મુકે તો પરૂ બંધ થાય.

૯. સેકટાના ફુલ લઇ તેને સૂકવવાં પછી તેને ખાંડી ભૂકો કરી તેની ચપટી ભભરાવે તો પરૂ બંધ થાય. ને જો કોઇને વધુ પરૂ નીકળતું હોય તો ઉપર લખ્યા પ્રમાણે સમુદરફીણવાળી દવા કરવી. પછી કાન ધોઈ નાંખી આ ભુકી ભભરાવે તો પરૂ બંધ થાય.

## કાનમાં જીવડા પડે છે તેનો ઉપાય.

૧. ભોંયરીંગણીના ફુલ લઇ તેનો ભૂકો કરી પછી જેવું પાતળું લોઢું તપાવી લાલચોળ થાય ત્યારે તેને બહાર કાઢી તે લોઢા ઉપર પેલા ભુકામાં જરા ઘી મેળવી તે

ભૂકો તે લોઢા ઉપર ભભરાવવો તેથી ધૂમાડો નીકળશે. તે ધુમાડો કાનમાં જવા દેવો. એ ધૂમાડો કાનમાં જવાથી અંદરના બધા જીવડા ખરી પડશે ને પછી જીવડા પડશે નહી. એ પ્રમાણે પાંચ દિવસ કરવું.

## ૫૭૧ નાસારોગ (પીનસ) ના ઉપાય

**લક્ષણ**—નાકમાંથી પરૂ નીકળે છે. નાકની ઉપરનો ભાગ બેસી જાય છે. નાકમાંથી છોડ પડે છે. નાકમાંથી નઠારી વાસ છુટે છે. વિગેરે—

૧. સફેદ મરીને ખાંડી બારીક ભૂકો કરી કપડછાણ કરી તેમાંથી એક પાવલી ભાર ભૂકો, બેત્રણ તોલાને આશરે મોળા દહીંમાં નાંખી પંદર દિવસ સુધી સવાર સાંજ ખાય તો પીનસ મટે

૨. એક ગ્લાસમાં પાણી શેર ૦। લઈ તેની ઉપર કલઈ કે ચાંદીનો વાટકો (બીજો વાટકો ન ચાલે) ઢાંકી દેવો. તે સવારે છ બજ્યે ઢાંકવો તે બીજે દીવસે સવારે દાતણ કર્યા બાદ તે પાણી પી જવું ને બીજું પાણી તેજ વખત બીજા દીવસ માટે નાંખવું. એમ પંદર દીવસ કરવાથી મટે. ગ્લાસ—કાચ, કલાઇ કે ચાંદીનો વાપરવો.

૩. ધાપાણને ચુનામાં બાળીને રાખ કરી તેમાંથી પાવલીભાર તે રાખ તથા પાવલીભાર ઘી ને પાવલીભાર સાકર સાથે દિવસમાં બે વાર સવાર સાંજ ચાટે તો પીનસ મટે.

૪. બ્રાહ્મણો વાપરે છે તે દર્ભ નામના ઘાસનો થોડું પાણી નાંખી રસ કાઢવો તે રસ પાશેર હોય તો તેમાં નવટાંક ગોઘૃત નાંખી ઉકાળવું ને તે રસ બળતાં ઘી બાકી રહે ત્યારે ઉતારી ગાળી તેમાંથી નાકમાં સુંઘવું તો પીનસ મટે.

## ૫૭૨ માથાના રોગના ઉપાય.

**લક્ષણ:**—માથું દુખે છે ત્યારે કાંઇ સુજ પડતી નથી. માથાના દુખવાથી આંખ જાય છે. માટે આ દરદ ઉપર નીચે લખેલી દવા બહુજ અનુભવેલી છે. તે કરવી.

૧. થંડું મીઠું તેલ લઇ કાનમાં બે ટીપાં મુકવાં તે બે મીનીટ રહેવા દઇ કાઢી નાખવાં પછી ચાર ટીપાં મુકવાં તે ટીપાં અરધો કલાક રહેવા દેવાં એમ દીવસમાં બે ચાર વખત કરે તો માથું દુખતું બંધ થાય.

Note—ઉપર લખ્યા પ્રમાણે વગર માથું દુખનાર પણ અઠવાડીયામાં એક એકવાર કાનમાં તેલ નાંખે તો તેને જીંદગી સુધી ચસમાં આવતાં નથી ને આંખને કોઇપણ જાતનું દરદ થતું નથી.

૨. હળદર તોલા ૨, ઘઉંનો લોટ તોલા ૨, મજીઠ તોલા ૨, ગોળ તોલા ૨, બીડું તોલા ૨, એકઠું કરી પાણી નાંખી ચુલા ઉપર ચડાવી ગરમ કરી સીજી રહે ત્યારે કપડા ઉપર મુકી જેમ પોટીસ કરીએ છીએ એમ કરી માથા ઉપર મુકવું. એથી પાંચ દિવસમાં માથાનું દરદ દુર થશે. દરરોજ બેવાર કરવી.

૩. કેસુડીના ફુલ શેર ૦ા લાવી તેને પાણીમાં બાફવાં પછી તેને ખુબ નીચોવવાં પછી તે ફુલ માથા ઉપર મુકી ઉપર કપડું બાંધવું. એમ દિવસ પાંચ સુધી કરવાથી મસ્તક પીડા મટે.

૪. ફટકડી વાલ ૨, નીમક વાલ ૪, એકઠાં કરી ૧૦ તોલા પાણીમાં ખરલ કરવાં પછી કપડાથી ગાળી તે પાણીમાંથી નીતરનું પાણી લઇ પાંચ સાત ટીપાં નાકમાં નાંખી સુંઘવું. એથી નાકમાંથી તથા આંખમાંથી પાણી નીકળશે એટલે માથું દુખતું બંધ થશે. જે બાજુએ દુખતું હોય તે બાજુના નસકોરામાં નાંખવું તો તેથી આહાસીસક બંધ થશે. ત્રણ દિવસ સુધી એ દવા કરવી.

૫. ચોખું કોપરાનું તેલ રૂમાં ભીંજવી માથા ઉપર મુકે તો માથું દુખતું મટે.

૬. કાલીંજન, દીવેલીના મૂળ, સુંઠ આ ત્રણને છાશમાં ઘશી ગરમ કરી માથા ઉપર લેપ કરવો. પાંચ દીવસે મટે.

૭. સુકું જમરૂખ પાણીમાં ઘસી લેપ કરે તો દુખતું મટે.

૮. ચીનાઈ સાકર શેર ૦ા ખાંડી ભુકો કરી કપડછાણ કરવી તેમાં ગોદુગ્ધ શેર ૦ાા તથા પાણી શેર ૦ાા ભેળવી માથા પર છાલકો મારવી તો તેથી માથું દુખતું તરત બંધ થાય.

૯. મસુરની દાળનો લોટ કરી તેને કપડછાણ કરી તેમ જરા પાણી નાંખી જાડું લાઇ જેવું કરી માથા ઉપર લેપ કરે તો માથું દુખતું બંધ થાય.

## ૫૭૩ જણુતી વખતે સ્ત્રી પીડાય છે તે ઉપર.

૧. અરડુસાના મુળીયાંને ઠંડા પાણીમાં તોલા ૨ ને આશરે ઘસવાં ને તેમાંથી તોલા ૦ાા ને આશરે દુંટી ઉપર ચોપડવું ને તોલો ૧ાા યોની ઉપર ચોપડે તો તરતજ છૂટા છેડા થાય.

૨. ઘેરીસા (ચૂલા ઊપરની ભીંત સાથે જે કાળાં જાળાં થાય છે તે લાકડાની રસોઇના હોવા જોઇએ ગામડી કે વિલાયતી કોયલાના કામ નહીં આવે) એ આનીભાર નવટાંક પાણીમાં નાંખી તે પાણી ગાળીને પાય તો તરત છૂટા છેડા થાય.

૩. કેળના ઝાડનો કંદ છુંદીને કમળે બાંધે તો તરત છૂટા છેડા થાય.

૪. દીવેલીના મુળીયાંને ઘીમાં ઘશી યોનીએ લેપ કરે તો તરત છુટા છેડા થાય.

૫. પાંદરા ઝાડનાં મુળીયાં કમરમાં બાંધે તો તુરત છુટા છેડા થાય.

( પાંદરીની લાકડી હાથમાં હોય તો ભુત વળગે નહીં એમ કહેવત છે. )

પાંદરીનાં ઝાડ મહાબળેશ્વરમાં ઘણાં છે.

૬. બેચાર વખત વિયાએલી ગાયનું છાણુ લઇ કપડામાં નીચોવવું તેનો રસ નવટાંકને આશરે કાઢી તેમાં ગાયનું દુધ નવટાંક મેળવી પાય તો તુરત છુટા છેડા થાય.

## ૫૭૪ સગર્ભા સ્ત્રીને પ્રદર હોય તેની દવા.

૧. કાચું ઊમરાનું ફળ લઇ તેને ખાંડી બારીક ભુકો કરી તેમાંથી એક પાવલીભાર લઇ તેમાં ઘી સાકર મેળવી દીવસ સાત સુધી સવાર સાંજ ચાટે તો ફાયદો થશે.

૨. સાબરશીંગડાને બાળી રાખ કરી તેમાંથી એક પાવલીભાર લઇ તેને નવટાંક દુધમાં મેળવી સાત દિવસ સાંજ સવાર પાવું.

૩. સુકા શીંગોડાંને ખાંડી બારીક ભુકો કરીને દુધ શેર ૦। માં નાંખી કાંજી કરવી અને તેમાં સાકર નાંખી દીવસ સાત સુધી સવાર સાંજ પીએ તો પ્રદર બંધ થાય.

૪. વાળો તોલા ૨, રતાંજલી તોલા ૨, લઇ તેમાં જરા પાણી નાંખી ખાંડવાં તેનું પાણી કરી કપડછાણ કરવું ને તે પાણીમાં કપડું ભીંજાવી પેશાબની જગ્યા ઊપર રાખે તો પ્રદર બંધ થાય.

૫. ઉપલી દવાથી પ્રદર બંધ ન થાય તો ઘાપાણનો પથરો જે અબરખ જેવો થાય છે તેને ચુલામાં બાળી સફેદ ચુના જેવો કરવો પછી તેનો ભુકો કરી કપડછાણ કરી તેમાંથી ૭ આનીભાર લઇ તેમાં ઘી તથા સાકર મેળવી સવાર સાંજ બે વખત ચાટે તો પ્રદર બંધ થશે.

૬. સુકાં શીંગોડાનો લોટ ને હળદર સમભાગે લઇ મધમાં ખાય તો પ્રદર બંધ.

૭. ઝીણા કાંટાળા ગોખરૂ લઇ તેનો બારીક ભુકો કરવો. તે ભુકામાંથી બે આનીભાર લઇ દુધ શેર ૦। માં નાંખી ઉકાળવું. તે દુધ દિવસ સાત સુધી સવાર સાંજ બે વખત પીએ તો પ્રદર બંધ.

## ૫૭૫ સ્તન (થાન) રોગના ઉપાય.

૧. ઇંદ્રવારણીના મળ, કોરકંડાના મૂળ, હળદર, આંબા હળદર એ ચારેને પાણીમાં વાટી ગરમ કરી સ્તન ઉપર લેપ કરવાથી સોજો તથા તનખ મટશે.

૨. મણુસુરીના મુળને પાણી સાથે ઘસી લેપ કરીને તેના ઉપર શેક કરે તો સોજો તથા તનખ મટી જાય.

## થાન પાકવા માંડે છે તેનો ઉપાય.

૧. દુધીના ઝાડનાં પાંદડાં વાટી સ્તન ઉપર પોટીશ બાંધવાથી બળતરા બંધ થઇ પાકી ફુટી જાય.

૨. કાકમને વાટી લુગદી કરી સ્તન ઉપર મુકી ઉપર ભીનું કપડું મુકવું એ કપડાને ભીનું ભીનું રાખવું એ પ્રમાણે કરે તો પાંચ કલાકમાં પાકી ફુટી જાય.

૩. ગુલબાસીનો કાંદો છુંદીને પોટીસ મુકે તો પાકીને ફુટી જાય.

૪. સીત્નના ઝાડનાં પાંદડાં કુંમળાં લઇ તેને વાટી પોટીસ મુકે તો પાકીને ફુટી જાય.

૫. ઉપલા ઉપાયથી ફાટી ગયા પછી તેના ઉપર રૂઝ લાવવા સારૂ વડનાં ખરી ગયેલાં પાંદડાં લાવી બાળી રાખ કરી તેમાં ઘી મેળવી ચોપડવું.

## ૫૭૬ નાના બચ્ચાને આંકડી આવે છે તેનો ઉપાય—

(૩) તુલસીનો રસ ચમચો ૧ ભાંગરાનો રસ ચમચો એક, એ બેમાં કસ્તુરી વાલ ના નાખી મેળવી દિવસ બે સુધી ચટાડવું.

(૪) બ્રાહ્મિનો પાલો તોલો ૧, મરીના દાણા સાત, પાણી શેર એકમાં નાખી ઉકાળવાં. નવટાંક રહે ઉતારી ગાળી તે પાણી દિવસમાં ત્રણ વખત બબે ચમચા પાવું.

## ૫૭૭ અપસ્માર (આંકડી) વાયુ ઉપર—

(૧) ઘોડાવજનું ચુરણ તપખીરની પેઠે આંકડી આવે ત્યારે સુંઘાડવું. ને અરધો તોલો ઘોડાવજનું ચુરણ મધ કે ઘીમાં ચટાડવું. સાંજ સવાર બે વખત ચટાડવું–છીંક આવશે.

(૨) બીરબાવટી (ગાંધીને ત્યાં મળે છે.) ના નંગ લઇ ખાવાના પાનનું બીડું કરી એ બીડામાં બે સાત નંગ નાંખવાં ને તે બીડામાં જાયફલ, જાવંત્રી, સુંઠ, લવિંગ, બધું થોડું થોડું નાખી દિવસમાં એક બીડું જ્યારે આંકડી આવે ત્યારે ખવરાવવું. બે ચાર દિવસ રહીને બીજું બીડું ખવરાવવું.

## ૫૭૮ મુત્રકૃચ્છ—

(પેશાબ થોડો થોડો થાય છે, બળત્રા બળે છે, અને પેશાબ અંદર રહે છે એવું લાગે છે તે ઉપર.)

(૧) કપુર પાણીમાં વાટી દુંટી ઉપર લેપ કરે તો પેશાબ સાફ આવે. (૨)

કાકડીનાં બીજ પાણીમાં વાટી દુંટી ઉપર લેપ કરવો. (૩) લીલાં આમળાં આંદી તેમાંથી બે તોલા રસ કાઢી તેમાં અરધો તોલો મધમાં મીલાવી પીવું. દીવસ ૫ સવાર સાંજ બે વખત. (૪) શેરડીનો રસ નવટાંક લઇ તેમાં મધ તોલો ૧. નાંખી પીવું દીવસ ૫. સવાર સાંજ આપે તો સાફ પેશાબ આવે છે. (૫) કાલા ઇંદરજવની છાલ તોલો ૧નો બારીક ભુકો કરી સાત દિવસ સુધી સવાર સાંજ અરધો અરધો તોલો ગાયના દુધમાં ખાય. (૬) રાતા નાળીયેરના પાણીમાં એલચી તોલો ૦ા મેળવી ત્રણ દિવસ સુધી સવાર સાંજ લેવું. (૭) શેરડીને ચુલામાં શેકી તેમાંથી નવટાંક રસ કાઢી તે રસમાં ઉંદરની લીંડીનો ભૂકો વાલ બે નાંખી હલાવી રસ પાઇ દેવો તેથી તરત પેશાબ થશે. આ પ્રમાણે બે દીવસ સુધી સવાર સાંજ. (૮) કેસુડીના ફૂલ તોલા ૨ બાફી નીચોવી દુંટી ઉપર બાંધવાં.

## ૫૭૯ પ્રમેહ-પરમીયો—

મોરથુથુ વાલ ૦ાનો બારીક ભુકો કરી તેમાં ૦ાા શેર પાણી નાખી તે પાણી હલાવી ગાળી ને બાટલીમાં પાંચ સાત દિવસ ભરી રાખવું. તેમાંથી નીતર્યું પાણી લઇ દિવસમ એક પીચકારી મારવી એથી એ દર્દ મટશે.

(૨) પાણી તોલા ૫ અફીણુ તોલો ૧ નાંખી તેને ખુબ મસળવું પછી ગાળી લેવું ને જો પાણી જાડું થાય તો બે ચમચા બીજું પાણી નાંખી ગાળી લઇ તેની પીચકારી દિવસ ૪ ચાર સુધી, દિવસમાં બે વખત મારવી. એથી પ્રમેહ મટશે.

(૩) હરડ-બેડાં-આમળાં-હળદર દરેકનો એક એક તોલો લઇ પાણી શેર ૧ માં ઉકાળી નવટાંક રહે ત્યારે પી જવું. એવી રીતે સાંજે પણ પીવું. આ દવા પાંચ દિવસ કરવાથી પ્રમેહ જડમુળથી જશે.

(૪) ખજુરની પીશી ૩ પાણી શેર ૦। માં મસળી તે પાણી ગાળી તેમાં શીલાજીતનો ભુકો વાલ ૨ નાંખી પી જવું. એવી રીતે પાંચ દિવસ સુધી બન્ને વખત કરે તો પ્રમેહ જડમૂળથી જાય.

(૫) બે તોલા સફેદ કાથાને એક શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે ગાળી પી જવું એમ સાત દિવસ બે બે ટંક પીવાથી આરામ થશે.

(૬) દરો ( ધ્રો-દુર્વા વિગેરે નામો છે તે ) ના ઝાડનો રસ તોલા ૪ કાઢી તેમાં દુધ તોલા ૨ તથા સાકર તોલા ૨ નખી સાત દિવસ સુધી બે વખત પીએ તો મટે.

(૭) લીલા આમળાનો રસ તોલો ૧ હળદર તોલો ૦। મધ તોલો ૦ાા એકઠું કરી સાત દિવસ બે વખત પીવું, એથી પરમીયો જડમુળથી જાય.

(૮) પાષાણુ ભેદ દગડીનો બારીક ભુકો કરી એક પાવલી ભાર લઇ મધમાં દિવસ સાત સુધી સવાર-બપોરને સાંજ ખાવું. જો એથી આરામ ન થાય તો એક પાવલી ભાર ભુકો ચોખાના ધોવણમાં નાંખી પીવો—એથી પરમીયાની જડ જશે.

(૯) મારેલો ગંધક (શુધ્ધ) શેર ૦। ગોળ શેર ૦। મેળવી સોપારી (નાની) જેટલી ગોળી વાળવી. તેમાંથી એક સવાર સાંજ લેવી. એથી ગમે તેવો જુનો પરમીયો પણ જતો રહેશે

(૧૦) સુકાં શીંગોડાનો ભુકો તોલા ૪ રેવંચીની લાકડીનો ભુકો તોલા ૪ એ એમાંથી પાપા તોલો લઇ નવટાંક પાણીમાં નાખી પી જવું. આ પ્રમાણે ત્રણ દિવસ સુધી સવાર બપોર ને સાંજ ઉપર પ્રમાણેના વજનથી પીએ તો ગમે તેવો જુનો પરમીયો પણ જાય.

## ૫૮૦ શરીરના સોજા ઉપર લેપ—

હળદર, ઊરકોચલાંનાં બીજ, રેવંચીનો શીરો, ફટકડી, વછનાગ, ગાયના મુતરમાં ધશી ગરમ કરી લેપ કરે તો સોજો મટે સાત દિવસ આ દવા કરવી.

## ૫૮૧ જલંદર ઉપર—

છીપનો ખાર વાલ ૨ દુધ સાથે પંદર દિવસ દેવાથી જલંદર જાય છે.

ગણસુરીનાં મુળીયાં તોલા ૨ લઇ પાણીમાં પાય તો જલંદર મટે.

## ૫૮૨ કોથળીમાં રસ ઉતરે છે તેના ઉપાય—

સુંઠ તોલો ૦॥ દીવેલીનાં મુળીયાં તોલો ૦॥ મોટાં હરડાં તોલો ૦॥ તેનો એક શેર પાણીમાં ઉકાળો કરી નવટાંક રહે ત્યારે તેમાં દોઢથી બે તોલા દીવેલ નાંખી પીવું. સાત દિવસ સુધી રોજ એક વાર પીવું.

### કોથળી ઉપર લેપ કરવાના ઉપાય—

સુંઠ, વછનાગ, રેવંચીનો શીરો, ઇસેસ, ગુજર, કાલાંમરી, દરેક ૦॥ તોલો લઇ બારીક ભુકો કરી સરેસ (જે લાકડાં ચોટાડવાના કામમાં આવે છે તે) તોલા બે લઇ બધી ચીજ એકઠી કરી તેમાં જરા પાણી નાંખી ઉકાળવું, તે જ્યારે લેપ જેવું થઇ જાય

ત્યારે ઉતારી નાંખી તે લેપ કાથળી ઉપર મારવો. ને તેના ઉપર રૂ ચોટાડી લંગોટ મારવો. એ પ્રમાણે સાત દિવસ કર્યાથી આરામ થાય છે.

ગાયનું મુત્ર વિસ વખત ગાળી સવારમાં નવટાંક પીએ તો પંદર દિવસમાં આરામ થાય અને કોઇ દીવસ ગોળીએ રસ ચઢે નહી.

ઘોડાવજ ગાયના મુતરમાં ઘશી લેપ કરે તો સાત દિવસમાં કાથળીનો રસ જાય છે.

દારૂ હલદરનો ભુકો તોલો ૦ાા ગાયનું મુતર તોલા ૨ાા બન્ને ચીજને એકઠી કરી સવારમાં પંદર દિવસ સુધી પીએ તો કાથળીએ આરામ થાય છે.

તમાકુના પાત્રા ઉપર સેલા રસ ચોપડી કાથળી પર બાંધવો. તેથી એક બે ઉલટી થાય તો તેની ફીકર ન કરવી. આ પાત્રાં ૩ દિવસ બાંધે તો કાથળીનો રસ નરમ પડે છે.

ચીકણા મુળ તોલા ૨ને એક શેર પાણીમાં ઉકાળી નવટાંક રહે ત્યારે તેમાં દીવેલ તોલા ૨ નાંખી સવારમાં રોજ ચઉદ દિવસ સુધી પીવું.

ચ ૨ તોલા સીંધવમાં ઘી નાંખી ઘુંટીને ગરમ કરી કાથલી ઉપર ૧૪ દિવસ લગાડવો.

ભારંગમૂળ ચોખાના ધોવણમાં ઘશી જરા ઉનું કરી કાથળી પર લગાડવું

## ૫૮૩ હાથ પગમાં રસ ઉતરે છે તેના ઉપાય—

૧. તુલસીનાં સુકાં લાકડાં ને વરધારા એને સમ ભાગે ચુરણ કરી તેમાંથી અરધો તોલો લઇ મધ સાથે દિવસ ૧ સવાર સાંજ ચાટે તો મટી જાય છે.

### હાથ ઉપર લગાડવાની દવા—

૨. કોથમીરનો રસ કાઢી તેમાં આંબાહળદર ને ફટકડી ઘશી દીવસ એક સવાર સાંજ ચોપડવાથી મટે છે.

૩. સુગડલેટ તોલો ૧ પાણી શેર ૦ાા માં નાંખી આંગળીથી હલાવી તેમાં કપડું ભીંજવી પોતાં મૂકવાં. ને પોતાં હંમેશાં લીલાં ને લીલાં રાખવાં એવી રીતે કરવાથી એક દીવસમાં સોજો નરમ પડી જાય છે.

૪. સુગડલેટ તથા ફટકડી સમ ભાગે ખરલમાં ઘુંટવાથી પાંચ મીનીટમાં પાણી નાખ્યા વગર મલમ જેવું પાતળું થઇ જશે. તેનો સુજેલા ભાગ ઉપર કુચરડાથી જલદીથી

લેપ કરવો. તે લેપ પાંચ સાત મીનીટમાં સુકાઇ જશે. તે આખો દિવસ રાખવો. એવી રીતે પંદર વિસ દિવસ કર્યાથી મટી જશે. એક દહાડાનો લેપ બીજે દહાડે ધોઇ નવો લગાડવો.

## ૫૮૪ લોહાના ઘા વાગવાથી જખમ થાય તે ઉપર—

ઘોડાવજ, નગાડનો પાલો, મરી એ ત્રણ ચીજો જુદી જુદી લઇ પહેલી ઘોડાવજને ચુલા ઉપર લોઢીમાં નાંખી બાળવી. બળી રહે કે તુરત ઉતારી ખરલમાં ઘુંટી છેક બારીક કરી કપડેથી ચાળી નાંખી તેને જુદી રાખવી. એ પ્રમાણે નગોડના પાલાને તથા મરીને જુદાં જુદાં બાળી ખરલમાં ઘુંટી બારીક રાખ કરી દરેકમાંથી પાવલીભાર પાવલીભાર લઇ તેને એકઠું કરી તેમાં નરમ મીણ તોલો ૧ાા નાંખી ઘુંટવું. એટલે મલમ જેવું થશે તે મલમની જ્યાં ઘા વાગ્યો હોય ત્યાં પટી મારવી. ચાર પાંચ દિવસમાં આરામ થશે.

## ૫૮૫ દાઝેલા ઉપર ઉપાય—

૧. જુના ચુનાને વાટી દહીના પાણીમાં ઘુંટી જે જગા પર દાઝેલો હોય તે જગા ઉપર ચોપડેથી આરામ થાય છે.

૨. દાઝે તે વખતે થુવેરના ઝાડનું દુધ ચોપડે તો ફોલ્લા ઉઠે નહી ને સારૂં થઇ જાય છે.

૩. સાવરીના રૂને બાળી રાખ કરી તેને દાઝેલી જગા ઉપર ચોંટાડે તો આરામ થાય છે.

૪. કરમદાનાં મુળીયાં ઘસી ચોપડે તો દાઝેલી જગા સારી થાય છે.

## ૫૮૬ ઉપદંશ-ઇંદ્રિ પરની ચાંદીનો ઉપાય—

લક્ષણ—ઇંદ્રિ પર સોજો આવે છે. તનખ મારે છે. બીલકુલ ચલાતું નથી. ફુલ ઉઘડતું નથી. ઉઘાડું ફુલ હોય તો ચામડી સોજાને લીધે પાછી આવતી નથી. પીશાબ અડધી ઇંદ્રિમાં કાણું પડી તેમાંથી આવે છે. ને બહુ હેરાન થવાય છે. એનો બરોબર ઇલાજ નહીં મળે તો ઇંદ્રિ ખરી જાય છે. એ રોગ સમાગમથી અથવા તો ખજવાલવાથી થાય છે. ઘસારાથી પણ થાય છે.

૧. કેસુડાના પાશેર ફુલને પાણીમાં બાફી નીચોવી ખુબ પાણી કાઢી નાખી ઇંદ્રિના સોજા ઉપર પાટો બાંધવો. દીવસમાં બે વાર. બે દીવસ આ પાટાથી સોજો ઉતરી જાય છે.

૨. રાખ તોલો ૧ લઈ તેને ખરલમાં ઘુંટી તેમાં ઉંદીનું તેલ મેળવી ફરીથી ઘુંટવું એટલે મલમ જેવું થઇ ગયે તેની પટી કરી જ્યાં ચાંદી હોય તે ઉપર બે વખત લગાડવાથી રૂઝ આવશે.

૩ બોદારશીંગ પાણીમાં ઘશી ચોપડવાથી સારૂ થાય છે.

૪. ત્રીફલાની રાખને મધમાં મેળવી પટી લગાડવાથી સારૂ થાય છે.

૫ બોરડીનાં કુમળાં પાત્રાંને સુકવી ચુર્ણ લગાવવાથી સારૂ થાય છે.

૬. શંખજીરાના ચુરણને લગાવવાથી સારૂ થાય છે

૭ આમનાં ફળ વટાણા જેવાં થાય છે. તેને પાણીમાં ઘસીને ચોપડે છે.

૮. આમલીના પાણીથી કાથો ઘશી લગાડે તો ત્રણ દિવસ દિવસમાં મટે છે.

૯. ખેરસાર બારીક ઘુંટી લગાડવાથી સારૂં થાય છે.

૧૦. ઝેર કોચલાંની જડને ઠંડા પાણીમાં લગાડે તો સારૂ થાય છે.

૧૧. વડને નગોડના પાત્રાંની રાખ લગાડવાથી સારૂં થાય છે

૧૨. કાઢીને દેવતામાં બાળી તેની રાખ ઘીમાં લગાડવાથી સારૂં થાય છે.

## ચાંદી તથા પરમીયાની ભેગી દવા—

ફટકડી ઝીણી મેંદા જેવી વાટી માણસની ઉમર તથા શક્તિ પ્રમાણે એઆનીથી ચાર આનીભાર બે તોલા ઠંડા પાણીમાં નાખી પી જવું. પછી તરતજ કાંઇ પણ ખાવાનું ખાવું. અગર અરધો શેર દુધ પીવું એથી ઉલટી થાય તો હરકત નહીં આથી ગમે તેવી ચાંદી તથા પ્રમેહ તથા વિસ્ફોટક સાત દિવસની અંદર મટી જશે.

## ૫૮૭ આમ્લપિત્ત (જમીને ઉલટી થાય તે) નો ઉપાય—

૧ આંબલીના કાતરાની સહુથી ઉપરની પાતળી સુકી છાલને બાળી રાખ કરી તે રાખ બે વાલથી ચાર વાલ સુધી આદમીની શક્તિ જોઇ દુધ તોલા ૨ માં દિવસ સાત સુધી સવાર સાંજ પાય તો આમ્લપિત્ત મટે. (આંબલીના ઝાડની છાલ ન લેવી.)

૨. કાળી દ્રાખના અંદરના ઠળીયા કાઢી નાખી દ્રાખ નવટાંક લઇ તેમાં સાકર નવટાંક મેળવી બન્નેને ખુબ ઘુંટી નાની સોપારી જેવડી ગોળી કરી સાત દિવસ સવાર સાંજ એક એક ખાવાથી આમ્લપિત્ત જાય.

## ५८८ शीतलानी बीमारी ओछी करवाना उपाय—

१ ब्राह्मीनो पालो लइ तेनो रस तोलो १ने आशरे लइ पावो. एथी शीतला-वाळाने इजा थती बंध थशे.

२ लीला वांसनी छालने देवता उपर नांखी धुमाडो ले तो शीतलानी वेदना मटे. लीला वांसने अभावे सुका वांसनी छालनां भुकानो धुमाडो लेवाथी पण फायदो छे.

३ कपाशीयाने खांडी भूको करी तेने देवता उपर नांखी तेनो धूमाडो ले तो शीतळानी वेदना मटे. एथी फायदो न थाय तो कपाशीयाना बीजनो मगज काढी तेने देवता उपर नांखी तेनो धुमाडो लेवो तेथी तुरत फायदो थशे.

४ चीचोडाने खांडी भूको करी तेमां खडिली हळदर लेवी ने ते दरेकमांथी बेबे आनीभार लइ पाणीमां फाके तो शीतळा तद्दन नरम पडी जाय. दीवसमां बे वार आपवी.

## ५८९ कोलेरा—

आपणी पासे खीसामां कपुर राखवाथी कोलेरा न थाय तथा कपुरनुं पाणी घरनी अंदर बारी बारणां तथा ज्यांथी हवा आवती होय त्यां छांटवाथी कोलेरा थाय नहीं. माटे ज्यां सुधी कोलेरानो मरज होय त्यां सुधी हंमेशां पाणी छांटवुं.

१. जे माणसने कोलेरा थयो होय तेने मीठुं तेल तोला २॥ अढी तोला पाणी नाखी पीवुं एटले ते रोगीने जराए इजा थशे नहीं.

२. कडवा लींबडाना झाडना थडमां वींध पाडी तेमां अफीणु तोला ४ भरवुं. ने ते विंधने तेनी छालथी बंध करी कपडुं बांधी पंदर दिवस पछी मांहेथी अफीणु काढी लइ ते अफीणुनी अरधी चणोठीभार गोळी करवी. ते गोळी चोखाना धोवण तोला २मां सवार सांज एक एक आपवी. अने कपुरनी हवा राखवी.

## ५९० हेडकी—

१. अडद तोला २ हींग तोला २ लइ हींगने देवता उपर फुलावी, अने अडदने वाटकामां नाखी शेकवा अने बे साथे खांडी भूको करवो अने ते भुको कडछीमां देवता लइने भभरावीने धुंवाडो लेवाथी हेडकी बंध थशे. एवी रीते दीवसमां त्रण वार ज्यारे हेडकी आवे त्यारे करवाथी मटी जाय छे. पण तेवुं बे दीवस सुधी करवुं.

૨. લસણ જેના કોથળા થાય છે તે તોલો ૧ લઇ તેના કટકા કરીને તથા અડદ તોલો ૧ તથા હીંગ તોલો ૧ લઇ તેને દેવતા ઉપર ફુલાવી તથા અડદને વાટકામાં શેકી એ બન્નેનો ભૂકો કરી તેની સાથે લસણ મેળવી તે ત્રણ જણસનો ધુંવાડો લેવાથી હેડકી બંધ થાય છે. પણ જ્યારે જ્યારે હેડકી આવે ત્યારે તે પ્રમાણે કરવું.

## ૫૯૧ શ્વાસ-દમ—

૧. કાળા ધતુરાનાં મુળીયાં ખાંડીને બારીક તમાકૂ જેવાં કરવાં. તેને નળીમાં નાંખી અથવા ચલમમાં નાંખી પીવું તે વખત બહુ કફ પડશે. ત્યારબાદ આખો દિવસ આરામ રહેશે. આ ઇલાજ સવારમાં ૬ વાગતામાં એકજવાર કરવો. એવું સાત દીવસ સુધી રોજ એકવાર કરવું તેથી દમ ખલાસ થાય છે.
પરેજી—ખાટું ખારૂં તેલ મરચું ખાવું નહીં.

૨. એલચીકેળું અથવા સોનકેળું લઇ તેમે એક બાજુથી છાલ કાઢી કોત્રીને તેની અંદર કાળાં મરી વાટી ખાંડીને કપડછાણ કરી વાલ ૧ તે કોતરેલી જગ્યામાં નાખી તેના ઉપર કોતરેલો ગર્ભ દબાવવો. ને તેની છાલ પાછી દોરડાથી બાંધીને પછી તેને ચુલાની ભુંભેટ (એટલે રાખ) માં બાફવું. બફાયા પછી સવારના તે એક કેળું ખાવું એ પ્રમાણે સાત દિવસ કરવાથી દમ મટશે. પરેજી--ઉપર પ્રમાણે કરવું.

૩. પીપળાના ઝાડનો ગુંદર જેઠીમધનું ચુર્ણ, લીંડીપીપરનું ચુર્ણ, ભોયરીંગણીના ફળ દરેક બે વાલ લઇ એકઠાં કરી તે મધે તોલો ૦। ઘી તથા તોલો ૦।। મધ નાખી દીવસમાં પાંચ વખત ચાટવું. એ પ્રમાણે સાત દિવસ ચાટવાથી આરામ થાય છે.

૪. સફેદ આકડો જ્યાં સુધી મળે ત્યાં સુધી ગુણ ઘણો છે ને તે ન મળે તો લાલ લેવો તેનો ગુણ ઓછો છે. તે ઝાડનાં પાંદડાં ચાર સાફ કરીને તેને તે ઝાડ ઉપર રહેવા દેવાં, અને તે સાંજના પાંચ વાગ્યા પછી મધ ચોપડવું અને તે પાંદડાંને તેના તે ઝાડ ઉપર રહેવા દેવાં અને સવારે સાત વાગતામાં દાતણ પાણી કરીને તે ઝાડના પાંદડાં તોડાવી મંગાવી ચાટી લેવાં ને પછી નાખી દેવાં આમ સાત દિવસ કર્યાથી દમ-આરામ, થાય. કસર રહે તો વધુ દિવસ કરવું.

## ૫૯૨ ખાંસી—

૧. ધોળાં મરી તોલો ૧ લઇ ગાયની છાશમાં ભીંજવીને બાર કલાક રાખવાં પછી તેને બહાર કાઢી સૂકવીને ખાંડી કપડછાણ કરી તેની અંદર સીંધાલુણ તોલો ০।

મેળવી ખરલ કરવું. પછી રોગીની શકિત પ્રમાણે તેમાંથી એક વાલ લઇ મધ વાલ ૪ તથા સાકર વાલ ચાર મેળવી ચાટવું સાંજ સુધી ત્રણ વાર ચાટવું. ને સાંજથી પાછું રાતના ત્રણ વાર ચાટવું એવી રીતે સાત દિવસ ચટાડવાથી ખાંસી મટી જશે એમાં સંશય નથી. એ રોગીને આમલી તેલ તથા જે બીજમાંથી તેલ નીકળે છે તે બીજ આપવી નહિ.

૨ અંઘેડાનો ખાર એક ચાવલ ભાર ०। તોલો મધ સાથે એક વાર ચટાડવું. પાંચ દિવસ સુધી ચટાડવું.

૩. રાનીવતાંક એટલે મોતરીંગણીની ઝડ તોલો ०॥ ખેરની છાલ તોલો ०॥ કુંવારના પાઠાના મુળ તોલો ०। (જેને દક્ષિણી લોકો કોરકંડ કહે છે ને કેટલાક કુંવારકારિ કહે છે.) એ ત્રણ એકત્ર કરી ખાંડી વસ્ત્રગાળ કરી એ આનીભાર વજને, ०। પા તોલો મધ સાથે ચટાડવું. એમ સાત દિવસ ચટાડવું.

૪. લવીંગ તોલો ૧ સફેદ મરી તોલો ૧ બેડાંની છાલ તોલો ૧ ખાંડી કપડછાણ કરી તેમાં સફેદ કાથો તોલા ૩ નાખવો. પછી આવળની પાશેર લીલી છાલને પાણીમાં ઉકાળો કરી પાશેર રહેથી ઉતારી તે ઉકાળામાં ઉપલી જણસ તોલા ૬ ખરલ કરી વટાણા જેવી ગોળી બાંધવી. તે ગોળી મોંઢામાં ત્રણ ત્રણ કલાકે રાખવી. ઉધરસ બંધ થાય છે.

૫. હાથીઆ થોર ઉપર લાલ ફળ લાગે છે તે (ડોડવાં) ના કાંટા કાઢી તેનો રસ કાઢી તેમાંથી એક ચમચો લઇ જેઠીમધ તથા અકલગરો એ બેને એ રસમાં ઘસવું ને તેને જાડું કઢી જેવું કરવું ને તે મધ્યે મધ તોલો ०। નાખીને પીવું. આમ સવાર સાંજ બે વખત રસમાં ઘસીને પાવું. એવી રીતે એ સાત દિવસ પાવું. તેલ ખટાશ બંધ કરવું. ઉપલો રસ વરસ દિવસ સુધી બગડતો નથી.

## ૫૯૩ શક્તિ એટલે કૌવત પર.

૧. બે વરસનાં સુકાં આંબળાં શેર ०॥ લઇ તેને ખુબ બારીક કરી ચાર દિવસ ખરલ કરવાં ને પછી તેમાંથી તોલો ०। થી ०॥ સુધી એક તોલો ઘી માં સવાર સાંજ ત્રણ માસ સુધી દેવું. ધાતુ પુષ્ટી તથા મરદી પર અકસીર.

૨. આંમળાં (જે આંમળાં દીવાળીમાં થાય છે ને જે તુળસી વીહારમાં લીંદુ લોકો મુકે છે તે) ના ઝાડની અંતરછાલ સુકવી ચુરણ કરી ને પછી તેજ ઝાડની અંતર છાલના રસમાં એક કલાક ઘુંટવીને છાયામાં સુકવવું એવા સાત પુટ તેજ રસના દેવાં. પછી

તોલો ા સવાર તથા તોલો ા સાંજ દુધ મધ્યે નાખી સાકર મેળવી પીવું રસનું વાસણ કલાઇ તથા કાચનું લેવું દવાની પરેજ કાંઇ નથી આ દવા ખાવાથી એટલી મજબુતી થાય છે કે આખર સુધી તંદુરસ્તી બહાલ રહે છે. એકવીસ દિવસ ખાવાથી ફાયદો થઇ નપુંસકત્વ મટાડે છે. આ દવા સ્ત્રીઓને કામની નથી.

૩. કુંભીના ઝાડની સુકી છાલ તોલા ચાર લઇ એક શેર દુધમાં બે તોલા સાકરમાં નાખીને પીવું એક જોસ આવે ત્યારે ઉતારી ઠંડુ થયે પી જવું. સવાર સાંજ ૧૪ દિવસ પીધા પછી તુરત પાણી ન પીવું. બીજી પરેજ નથી.

૪. બહુફુલીના ચુર્ણને ખુબ ખરલ કર્યા પછી ા તોલો પા શેર દુધ સાથે સાકર મીશ્રીત સવાર સાંજ પીવાથી શરીરની ઘણીજ પુષ્ટી થાય છે. (ભીંડાના મુળમાં પણ તેવીજ તાકાત છે. લજામણીને તાલીમખાનામાં પણ તેવી તાકાત છે.)

૫. ચોખા આખા જોઇ તેને પલાળી સુકવી દળી ચાળી રાખવા. પછી ગાયના દહીંને ધોઇને ખીંટીએ લટકાવી પાણી કાઢી નાખી માવો કાઢીને તેમાં ચોખાનો લોટ બાંધી તેનાં ભજીયાં રૂા. ૧ ભારનાં કરવાં. ને તળી ચાસણીમાં તેજ વખતે ડુબાવતાં જવાં આનું નામ ચોખા રોટલી મોરબો કહેવાય છે. ને તે છ માસ સુધી બગડતી નથી સવાર સાંજ બે કટકા લેવા. આથી જીર્ણજ્વર, ખાસી, નબળાઇ સુવારોગની કસર રહી હોય તે તથા પાંડુ, લોહી બિગાડ વિગેરે જઇ સારી પુષ્ટી થાય છે.

## ૫૯૪ ક્ષય—(મહારાજ રોગ રાજ્ય-ક્ષય)

૧. કાજુના ઝાડને ગુંદર થાય છે તે ગુંદર બધે ઠેકાણે પણ મહેનત કરીને પેદા કરવો જોઇએ તે ગુંદર બે વાલ લઇને બારીક કરીને તથા ચાર વાલ ખડી સાકર લઇને તેને ઝીણી કરીને બન્ને ભેગા સાથે કરીને ગાયનું દુધ નવટાંક ઠંડુ લઇ તેમાં નાખવું ને સવાર તથા સાંજ બે વખત પીવું ને જેને ઠંડુ ન ભાવતું હોય તેને ગરમ કરીને થોડી વાર પછી તે દવા મેળવી પીવું ને તેના ઉપર ખટાસ તથા તેલ મરચુ ન ખાવું ને આજારી માણસનાં કપડાં સાફ રાખવાં. આ દવા આજ દીન સુધી છ.ની હતી તે હાલ પ્રસિધ્ધ કરી છે. આ દવા દીવસ ચઉદ સુધી ખાવી પણ જો તે માણસને કંઇ કસર જેવું રહે તો તેને વધારે દહાડા સુધી લેવી. આ દવા સવારમાં ખાધા પહેલાં લેવી ને સાંજના વાળુ કર્યા પછી લેવી. આ દવા કાજુના ઝાડમાંથી પેદા થાય છે પણ તે કાજુના ઝાડને ટચકો માર્યા પછી દીન પંદર પછી તે ટચકો મારેલી જગ્યાએ પેદા થાય છે.

૨. ગરમાળાના ઝાડના ઉપર સીંગ તથા ફુલ સાથે હોય, તે ઝાડનું મુળ હાથ ચારથી પાંચ સુધી ખોદી નાંખવું, પછી તે ઝાડ સુધીના મુળીઆને સાબરશીંગડાની ખાખ તથા શંખની ખાખ ઝાડના મુળ આગળથી તે જ્યાં સુધી ખોદલું હોય ત્યાં સુધી લગાડવી, અને તેના મુળ ઉપર માટી બે આંગળ નાખવી. અને છેવટના ભાગને કાપીને માટીના વાસણમાં તથા કાચના વાસણમાં તથા કલાઈના વાસણમાં તે ઝાડનું મુળીયું આંગળ ચાર વાસણની અંદર મુકીને તે વાસણનું મોઢું બંધ કરવું, ને તેના ઉપર આગ સળગાવવી. પણ કલાક ત્રણ સુધી સળગાવવી, અને તેનો રસ જે વાસણ મુકયું હોય તે વાસણમાં આવે ત્યારે તે રસનો રંગ મધ જેવો હોય છે. તે રસને લઇને ક્ષય રોગ વાળાને સવારે તોલા ૨॥ ને સાંજે તોલા ૨॥ એવી રીતે બે વખત પાવો અને રોગવાળાનું બીછાનું તથા કપડાં સફેદ રાખવાં. રોગીને ખાટું, ખારૂં, તેલ, મરચું, ખાવા દેવું નહી. આ દવાથી અમોએ અનુભવ પ્રમાણે અજમાવીને ખરીખાત્રી કરીને ઘણા માણસોને આરામ કીધો છે. તેથી લખી છે. પણ રોગીને દીવસ ચઉદ સુધી ઉપર લખેલી દવા કરવી ને તે દવા કરતાં કાંઇ ફેસર જેવું માલમ પડે તો વધારે દહાડા સુધી કરવી. આ આજારી જેટલી ખોરાકી ખાય તેટલું સારૂં છે.

૩. ખેકડા જાતનું એક જીવ થાય છે તે જીવ મીઠા પાણીમાં તથા બાગ બગીચામાં થાય છે પણ તે લાલ રંગનું હોય છે તે જીવના ઉપરની પુંઠ હોય તે લેવાથી તે જીવ મરી જતો નથી તે પુંઠને સુકવી ખાંડી બારીક કરી ને તેને પાણી શેર મધ્યે તોલા બે નાખી ઉકાળવું ને જ્યારે પાણી શેર ૦। રહે ત્યારે ઉતારી તે મધ્યે અરધો તોલો મધ નાખી તેના બે ભાગ સરખા કરીને સાંજના તથા સવારના પાવું. પણ ગાળીને તથા ઠંડુ કરીને રોગીને ૧૪ દિવસ સુધી પાવું તેમ કરતાં કાંઇ ફેસર જેવું માલમ પડે તો વધારે દહાડા સુધી પાવું. કપડાં તથા સુવા બેસવાની જગ્યો સફેદ રાખવી. ખારૂં, ખાટું, તેલ, મરચુ, હીંગ બંધ.

૪. સુંઠ, ભારંગમુળ, મોથ, હરડાં, બેડાં, આમળાં (ઠળીયા કાઢીને) અરડુસો, રોહીષ ઘાસ (જેને રોહડો કહે છે તે) પીત પાપડો, ધોળાં મરી, દરેક અરધો તોલો લઇ એક શેર પાણીમાં ઉકાળી ચાર રૂપીઆ ભાર બાકી રહે ત્યારે તેમાં મધ તોલો ૦॥ નાખીને પાવું તથા તેજ ઓસડનો સાંજે ઉકાળો કરી એજ પ્રમાણે પાવું બીજે દહાડે નવો ઉકાળો કરવો. સાત દિવસ કરવું.

## ૫૯૫ અજીર્ણ.

૧. એલચી અને પાકલાં કેળાં લઇ તેને છોલી તેના ઉપર ઘી ચોપડી જેટલાં ખાઇ શકાય તેટલાં એકથી માંડી ચોવીશ સુધી ખવરાવવાં ને પછી સારી ભુખ લાગે ખાવું.

૨. ક્રોટકાલીજનનું ચુર્ણ તોલો ૧ ને વાટેલો સીંધવ તોલો ૧ જુમલે બે તોલા સરકમના તેલ તોલા ૨ સાથે મેળવી ગરમ કરી શરીરે બે દિવસ સુધી ચોળવું.

## ૫૯૬ મસા (ગુદાના ભાગમાં થાય છે તે) અર્શ.

૧. સુરણ રૂ. ૫ ભાર લઇ તેના કટકા કરી ઘીમાં તળીને તરતજ પાંચ રૂ. ભાર મોળા દહીંમાં નાખી ખાવા. સાંજ સવાર બે વખત એમ સાત દિવસ ખાવું.

૨. ઝેર કોચલાનાં બીજને ઘી લગાડી દેવતા ઉપર શેકી ચુરણ કરી શક્તિ પ્રમાણે અરધી ચણોઠી–અરધા વાલ સુધી તાઢા પાણી સાથે દેવું. દિવસમાં બે વાર ખાવું.

૩. કપુરની ત્રણ ચાર દિવસ ધુણી લેવી. (૪) જવના લોટની પોટીસ મસા પર મારવી (૫) વાટેલી હળદરને કડવા તુરીઆનું ચુરણ તોલો એક એક થોરીઆના દુધમાં ત્રણ પહોર સુધી મરદી તેમાં એક તોલો સીંધવ મીલાવી સુકાઇ જાય ત્યાં સુધી ઘુંટવું પછી તે ઓસડને ગાયમુત્રમાં કાઢવી બે વખત ૧૪ દિવસ સુધી લેપ કરવો.

૬. વડના ઝાડના શેની મેળે ખરી પડેલા પાંદડાની રાખ કરી મીઠા તેલમાં મેળવી સાત દીવસ ચોપડવી.

## ૫૯૭ અતિસાર—

૧. શુધ્ધ ભાંગ મધ સાથે શક્તિ પ્રમાણે દેવી.

૨. કેશર તોલો ૦। લઇ ખરલ કરવું પછી તેમાં જુનુ અફીણ તોલો ૦। નાખી ખરલ કરવું. પછી ઉંચુ પીળુ મીણ તોલો ૦। નાખી ખરલ કરવું એ રીતે તોલો પોણો કુલ થયું તે ખરલ કરી તૈયાર રાખવું તેમાંથી દર વખતે એક ચોખા ભાર લઇ મધ ટીંપાં બે સાથે દિવસમાં ત્રણ વખત ચટાડવું એ રીતે ત્રણ દિવસ સુધી ચાટવું.

૩ રાળ તોલો ૦। સાકર તોલો ૦। બેને ભેગાં ખાંડી ચુરણ કરી સાવાર સાંજ અરધા ભાર તાઢા પાણી સાથે આપવું.

૪. સુકા આમળાના ઠળીઆ (બીયાં) કાઢી નાખી છાલને ખાંડી તેનું ચુરણ કરી નાભીની પાછળ ફરતી પાળ બાંધવી તેના વચમાં આદાનો રસ તોલા ચાર રેડવો બે કલાક સુધી રાખવાથી ફાયદો થાય છે તે પછી લુછી નાખવું ત્રણ દિવસ સુધી દિવસમાં એક વાર સુધી કરવું.

૫. સહદેવીનું મુળ તોલો ાા રાતા સુતરે બાંધી કમરે બાંધવું.

## સંગ્રહણી—

૧. ગાયની છાસ મણ બે લઇ લુગડેથી ગાળી એક તપેલામાં ભરી તે ઉપર પાતળુ લુગડું બાંધવું ને તેને તડકામાં મુકી છોડવું તે સુકાઇ ગયા પછી તેની તરી બાઝેલી હોય તે લઇ સવારે રૂા. ૦ા ભાર અને સાંજરે રૂા. ૦ા ભાર એ રીતે સાત દીન સુધી ટાઢા પાણી સાથે ફકાવવું.

૨. શંખ ભસ્મ પાંચવાલ, સીંધવ પાંચ વાલ, એ બન્ને ભેગા વાટી મધ રૂા ાા ભાર લઇ તે સાથે મેળવી સવાર તથા સાંજે દિન સાત સુધી ચાટવું પણ છાસને ભાત વગર કાંઇ ખાવું નહિ.

## ૫૯૮ દાદર—

ગંધક, કપુર, ટંકણ, મરી, સમ વજને ઘી સાથે મેળવી ઉપયોગ કરવાથી દાદર પર અકસીર.

## ૫૯૯ ગમે તે જાતના તાવનો ઉત્તમ ઉપાય—

કાંચ તોલા બે લઇ એક શેર પાણીમાં ઉકાળી નવટાંક રહેતાં પાઇ દેવું-બચ્ચાને એક ચમચો દેવું સવાર સાંજ ત્રણ દિવસ સુધી કાંચ વનમાં ઘાસની જાતનું કાંટા જેવું હોય છે.

## ૬૦૦ પીત્ત જ્વર—

ઉમરાના ઝાડના મૂળ ને સાંજે છેદી ને છેદેલા ભાગ આગળ ગલાસ મુકવો ને સવાર સુધીમાં તેનુ ઝરણુ ભરાય તેમાંથી છોકરાને ૧ તોલો ને મોટા આદમીને બે તોલા એ રીતે બે વખત હંમેશ સાત દીવસ સુધી પાવું પણ કદાપી કોઇને તાવનું જોર અતિશય હોય તો સાકર તોલો ૦ા નાખી પાવું. ખાવામાં સાણુચોખાની કાંજી દુધ સાકર સાથે. જરા ઠીક થયા પછી ચોખા દેવા.

## ૬૦૧ બસ્તી ગતવાયુ—

પેડુમાં વાયુ રહે તો પેશાબ થોડો થોડો આવે ને પેશાબમાં રેતી પડતી દેખાય છે ને પેડુમાં પેશાબની જગ્યા પર ગાંઠ થાય છે તે ઉપર ઉપાય.)

હીંમજ, બેડાં, આમળાં, આનું સમભાગે ચુરણ કરી તેમાંથી ચુરણ વાલ બે લઇ તેમાં ગજવેલની ખાખ તોલો ૧ નાખી મધ મેળવી દિવસમાં બે વખત ચાટવું એથી બસ્તીગત વાયુ પુરો થશે-મટશે.

## ૬૦૨ પેટમાં દુખાવો (શૂળ) થાય છે તે ઉપર—

૧. સફેદ આકડાના મુળને સુકવી તેને ખાંડી બારીક કરી તેમાંથી પાવલી ભાર ગાયનાદુધ સાથે મેળવી ખાય તો દુખાવો મટશે. દિવસમાં બે વખત સવાર સાંજ ખાવું.

૨. લાલ માટીમાં જરાક પાણી નાંખી ગરમ કરી પેટ ઉપર પોટીસ કરી સવાર સાંજ મુકે તો દુખાવો બંધ થાય.

૩. માણસની શક્તિ પ્રમાણે ત્રાંબાનો લોટો લઇ તેમાં ઠંડુ પાણી ભરી જે જગો એ દુખાવો થતો હોય તે જગ્યા ઉપર મુકવો. એથી દુખાવો તરત બંધ થશે.

૪. નાળીયેર લઇ તેમાં કાણું પાડી તેની અંદર મીઠું ભરવું ને તે નાળીયેર છાણામાં બાળી તેની રાખ કરવી તે રાખ વાલ બે ને લીલી પીપર વાલ ૦॥ આ બન્નેને મેળવી તેમાં જરા મધ નાખી દિવસ ૧૪ સુધી સવાર સાંજ ચાટવું. એથી ગમે તેવી પેટમાં શુળ મારતી હોય તો બંધ થઇ જાય. મોટા શક્તિવાનને ડબલ માત્રા પણ દેવી.

## ૬૦૨ ગુલ્મ ( પેટમાં લોહીની ગાંઠ થાય છે. )

શરપંખાને બાળી તેની રાખ કરી તેનો ક્ષાર કાઢવો. તે ક્ષાર બે આની ભાર લઈ તેમાં હેમજનો ભુકો બે આની ભાર મેળવી ફાકી ફાકવી ને ઉપર પાણી પીવું. ૧૪ દિવસ સવાર સાંજ ખાવાથી ગુલ્મ મટી જશે.

## ૬૦૩ સંધિવાયુ ઉપર.

૧. જુની ઇંટ ચુલામાં નાખી લાલ ચોળ થઇ જાય ત્યાં સુધી રહેવા દેવી. એક તપેલું લઇ તેમાં પાણી ભરી તેમાં ઘઉંના લોટનું થુલું નાખવું. પછી તે ત્રણે તપાવેલી ઈંટનો ક્રમસર ધિમેધિમે પાણી નાખી ( ઇંટને ) બાફ દેવો આથી સાંધાનો દુખાવો તદ્દન બંધ થઈ જશે.

૨. થુવેરીઆ લાવી તેના કટકા કરવા અને તે પાણીમા નાખી બાફવા તેનો ઉપર પ્રમાણે બાફ લેવો.

૩. ગણુસરીના મુળને ઠંડા પાણીમાં ઘસી ગરમ કરી દુખાવા ઉપર લેપ કરવો.

## ૬૦૪ વાયુ-કોઠાના વાયુનો ઉપાય.

૧. **ઝાડો સાફ કરવાનો ઉપાય** સુકા ગુલાબના ફુલ તોલા બે લઇ તેની ડાંખળી કાઢી નાખી ચણાના લોટમાં ભેળવી તેનાં ભજીયાં તળીને ખાવાં એથી ઝાડો સાફ આવશે ને કોઠાનો વાયુ ઓછો થશે.

૨. હાંચકો નંગ ૧ લઇ તેને શેકી તેની ઉપલી છાલ કાઢી નાખી તે સવારે તથા સાંજે ાા તોલો મધમાં ચાટવુ એથી ઝાડો સાફ થાય ને વાયુ હલકો થાય જેને મધ ન ખાવું હોય તેને ગોળમાં ખાવું.

૩. સાતવીણના ઝાડની છાલ તોલો ા લઇ તેના કટકા કરી રાખવા ને તે કટકાને સુકું ટોપરું લઈ તેના બે કટકા કરી ઉપર નીચે રાખી વચમાં પેલા કટકા મુકી દિવસમાં એકજ વખત ખાઇ જવું એથી વાયુ જશે.

૪. થુવર નામનું ઝાડ થાય છે તેને હાથ જેવા પંજા હોય છે ને તે ઉપર કાંટા હોય છે તે લાવી તેના ઉપલા કાંટા કાઢી નાખી તેનું શાક કરી ખાય તો દિવસ સાતમાં કોઠાનો વાયુ જાય છે. તે શાક ખાવાના વખતમાં ખટાશ કે તીખાશ ન ખાવી.

### ૬૦૫ ખસ ઉપર.

હરડે દળ ટાંક ૫, બહેડાની છાલ ટાંક ૧, મોથ, અંઘેડો, કુવાડીયાનાં બીજ, તે સર્વને એકત્ર કરી પાણીમાં ઉકાળી ટાઢા પડે ત્યારે નહાવું. લુખસ માટે અકસીર છે.

### ૬૦૬ અન્ય લેપ.

પારો, ગંધક મણશીલ, હીરાકસી, માયાં, મોરથુથુ. ઓદાર, કાળી સોપારી, મીણ, સીંદુર, તેને સુક્ષ્મવાટી, માખણમાં ઉનું કરી લેપ કરવો.

### ૬૦૭ શીળસ ઉપર.

સરસીયું તેલ, હળદર, લીંબડાનાં પાન શરીરે ચોપડવાથી શીળસ જાય. ઉનું કરી ચોપડવું જોઇએ.

### ૬૦૮ હરસ ઉપર ચોપડવાની દવા.

તુત્થ, સોમલ. ખારો, સમ ભાગે લઇ ઉતકંટાના રસમાં ગોળી કરી લીંબુના રસમાં ચોપડવી જોઇએ.

### ૬૦૯ વાળા ઉપર.

સસલાની લીંડીને ગોળમાં ખવરાવવાથી વાળો તરતજ નીકળી જાય છે.

## ૬૧૦ હાડ ગંભીર.

વછનાગ, મેથી, અજમો, અશેળીયો, તેને ઝીણું વાટી નાની નાની રોટલી ૨૫ કરી રોજ એક રોટલી બાંધવી. પચીસ દીવસે હાડ ગંભીર જાય.

## ૬૧૧ નાસુર.

બકરીની નળી લાવી તેમાં પારો મેળવવો. ને તેને અડાયા છાણા એમાં ભસ્મ કરી કળીચૂનામાં નાખી ઉપર ભભરાવવી. તથા ઘીમાં ચોપડીએ તો નાસુર જાય.

## ૬૧૨ નાસુર

ગધેડાનાં લીંડાં અરધાં સુકાં અને અરધાં લીલાં લાવી હાંડલામાં ભરી થોરનાં ડીટલાં મુકવાં. ઉપર પાણીની થાળી ભરી મુકવી. હેઠે આંચ કરી તેનો ચુવો કાઢી તેમાં ઘી મેળવીને ચોપડવાથી નાસુર જાય છે.

## ૬૧૩ રસોળી તથા ગાંઠનો ઉપાય.

નેપાળાનું તેલ કાઢીને ચોપડે તો દીન ૭ માં રસોળી જાય.

## ૬૧૪ રસોળીનો બીજો ઉપાય.

સાજીહાંતનો ચુનો પાણીમાં ચોપડે તો રસોળી જાય છે.

## ૬૧૫ મસાનો ઉપાય.

ગોમુત્ર શેર ૮૮ કડવી નછં હાંડલામાં નાખી ઉકાળી મુત્ર બધુ ચુસી રહે ત્યારે શીશામાં ભરી મુકવું પછી કાઢી લોઢાની બશેરીએ હલાવી ચોપડવાથી ગાંઠ તથા મસા જાય છે.

## ૬૧૬ સાતપડાનો ઉપાય.

જવખાર, મણશીલ, શંખ, સીંદુર હીરાકસી, તેને તેલમાં ઉકાળી ચોપડવાથી સાતપડો જાય છે.

## ૬૧૮ ટાંકી ઉપર.

ઘોડાનો નખ, કાથો, થુથો, તેને વાટી તેલમાં ચોપડે તો ટાંકી જાય છે.

## ૬૧૮ ચાંદી—

રૂપાનાં પત્રાંને શુદ્ધ કરી તેનો ઝીણો ભુકો કરવો પછી ગુલાબજળમાં એવું પીસવું કે તેની ચંદ્ર કલા ન રહે પછી તેને મોસમી ગુલાબ ( જો હોયતો ઉત્તમ ) નહીતો ગુલાબનાં પાંદડાં રૂા. ૧ ભારે તોલા ૨૦માં લઇ તેના લુગદીમાં રૂપાની ગોળી મેળવી તેને બે ત્રણ કપડ મેટ કરી ત્રણ અરણીયા છાણામાં મુકવી જેથી તેની ભસ્મ થશે તેની પરીક્ષા તાકાત પર માખણમાં અમીરોને માટે બહુ ઉત્તમ ( ખરલ ન ઘસાય એવી લેવી. )

## ૬૧૯ સાધારણ ચાંદી ઉપર-

અકલકરો પાંચ રૂપીઆ ભાર લઇને તેને ઘસીને પાણી કરવું તેમાં રૂપું તોલા ૧ નું કાગળ જેવું પતરૂં એકસો એક વાર બુઝાવવું જેથી નરમ થઇ જશે પછી તે અકલકરો દશ રૂપીઆ ભાર લઈ તેની ગોળામાં તે પતરૂ મેલવું પછી ત્રણ કપડ મેટ કરી છ શેર કોયલા લઈ ઠીબમાં મેલી વચમાં તે ગોળો મેલી ઉપર કોયલા નાંખી ઉપરથી આગ મેલવી. પછી થંડુ થયે પરીક્ષા કરવી. કાચી જણાય તો ફરીથી તેમ કરવું. માત્રા એક વાલ સુધી માખણમાં-મલાઇમાં તાકાત અને ધાતુ ક્ષયને માટે તથા પુષ્ટિ માટે.

## ૬૨૦ સુરમો-

સુરમાને પહેલાં શુદ્ધ કરવો. ધ્યાનમાં રાખવું કે સુરમી ન હોય. વૈદ્ય પાસે દેખાડવું તે સુરમાનો રસ કરી ગાડરકે ગાયના દુધમાં નાંખવું. ધ્યાનમાં રાખવું કે તે ઉડે નહીં. મોઢુ દુર રાખવું. લાંબા હાથથી નાંખવું. પછી તે સુરમાને અગીયારવાર એમ કરવું વળી એના ગોળાને લીંબડાના થડમાં કોરીને બે ત્રણ મહીના રાખવો જો ઉતાવળ હોય તો ન રાખવો. પછી તેને કાઢી ઉત્તમ ગુલાબજળમાં પીસવું. આંખમાં આંજવા જેવો થાય પછી જરા વધારે કરવું હોયતો એલચી, કબાબચીની અને કપુર જો એક તોલો સુરમો હોય તો એક રતી ભાર ત્રણે નાંખવાં પછી તે સુરમો આંજવો. ધ્યાન એ રાખવું કે ખરલનો પથ્થર સુરમા સાથે ઉતરવો ન જોઇએ. તેમ ખરલ ઉગાડો ન રાખવો.

## ૬૨૧ કનેરનું ઘી.

ધોળી કનેરની જડ બે તોલા લાવી તેના બે કટકા કરવા. પછી તેને દુધમાં નાંખી તેનો માવો કરવો. ધ્યાનમાં રાખવું કે હલાવતાં તે તુટે નહીં પછી જ્યારે માવો તૈયાર થવા

આવે ત્યારે તેને (કટકાને) કાઢી નાંખવા. માવાને ઘીમાં તળી સાકર નાંખી પેંડા વાળવા તેમાંથી રૂ. ૧ ભાર રોજ ખાવું. ઉપર ઘી દુધ પીવું.

## ૬૨૨ બીજો પ્રયોગ.

કણેર ધોળાની જડ તોલા ૨ લાવી પાંચ કટકા કરવા પછી દુધમાં નાંખીને તેની હાંડલી ચુલા ઉપર મેળવી નીચે અગ્નિ ભારેલો રાખવો. ઉકાળો ન આવે અને ઠરે પણ નહીં એવી ધીમી આંચ દેવી પછી રાતે તેને મેળવી દહીં કરી છાશ કરી માખણ ઉતારી ઘી કરવું તેને લુગડાથી ગાળી સીસીમાં રાખવું તે એક રતીથી છ તોલા સુધીમાં ખાવું. સુરમા અથવા ગમે તેમાં નાંખી ખાવું. અત્યંત તાકાત આવે છે.

## ૬૨૩ હીંગળો.

રૂમી સીંગરફનો અરધા તોલાનો કટકો કાચના વાસણમાં રાખી તેમાં સ્ત્રીનું ધાવણ નાખી તે ડુબાડવો. એમ નિત્ય કરવું. આમ ૨૧ દીવસ સુધી કરવું. તેમાં શ્યામ તુલસીનાં પાન નાખવાં. એકવીસ દીવસ પછી તેને દૂધમાં પીસવો કે તેની ચળકી નાશ પામે. પછી એક રતિ સુધી વાપરવો. પક્ષઘાત, વાયુ, કફ ઉપર. માખણ ઘી, લેવું.

## ૬૨૪ સોમલભસ્મ.

શંખીયાની ખાખ ઉપર કહી તેવી રીતે ખાખ કરવી. હડતાલ થાય છે. દમ તાવ ઉપર માખણ ઘી સાથે લેવું.

## ૬૨૫ સન્નિપાત અને કુષ્ટ ઉપર. હરતાલ ભસ્મ.

હરતાલને ઇંડાની સફેદીમાં ગોળી વાળવી. પછી કરંજાના ફુલની કે ગર્ભની લુગદીમાં મેલવી પછી કોડીયામાં સંપુટ કરી ચાર પાંચ છ કપડમેટ કરી પંદર શેર છાણામાં ફુકવી. વજન નહી રહે. જે નીકળે તેને પીસી આપવું. કુષ્ટ તાવ તથા સન્નિપાતવાળાને ચોખા ભાર દરરોજ પાનમાં આપવું.

## ૬૨૬ રોજ ખવરાવવા માટે સોનું—

બકાન લીંબડાના પાનના રસમાં તેનાં છાંડાં તથા લવીંગનો ગોળો બનાવવો. પછી તેમાં શુધ્ધ કરેલ સોનાનું પતરૂં લવીંગના લોટમાં બોળીને મુકવું. પછી બે ત્રણ કપડમેટ કરી ગજપૂટ આગ દેવી. માત્રા એક રતિ સુધી તાકાતી ક્ષય ઉપર માખણ મલાઇમાં લેવું.

## ૬૨૭ સોમલ—

એક બાજર લઇ તેનું ચીતું કાઢીને તેમાં તે શુધ્ધ કરેલો સંખીયો નાંખી પાછું ચીતુ મારી બંધ કરવું. સખત રીતે બંધ કરવું. પછી તે બાજરને કપડમેટ અડદના લોટ આદિની કરવી. જેથી તે મજબુત થાય પછી ત્રણ શેર છાણામાં મુકી ફુકવો. વજન ઓછું પણ થશે. માત્રા-એક ચોખાભાર શીરામાં આપવી. ઉપર મુજબ તેલ ખટાશ મરચાં આગની પરેજ પાડવી.

## ૬૨૮ ૩૬ પ્રકારના વાના રોગ ઉપર—

ગોરડને ગોરડી. (મુળ ને પાન) અંઘેડો ને અંઘેડી (મુળ ને પાન) વીકળો ને વીકળી. (મુળ ને પાન) બાવળને બાવળી. (મુળ ને પાન) તે બધાં બબ્બે વાલ લેવાં. આવળ વાલ ૨ બે આસોંદરો વાલ ૨ બે સંધવો વાલ ૨ બે સંદેશરો વાલ ૨ બે અવળા તેલાનું મૂળ વાલ ૨ બે, ગળો લીંબડાની મૂળ પત્રાં વાલ ૨ તે બધે સમાન કાળો બાંટ ગાયની છાશમાં પાવું. ગાયની છાશ એક પળી લેવી.

નોટ—કાળો બાંટને લુગડું ચોપડી ઉપર ગારો ચોપડી એ ગારામાં બાફવું. શુધ્ધ કરવું પછી કટકા કરી સુકવવા.

## ૬૨૯ બંગ પ્રકાર—

કલી નવટાંક લઇ તેનાં પત્રાં કરી તેના સૂક્ષ્મ કટકા કરી વીન્યા શેર ૦ાા લાવી તેમાંથી ૦। શેર પાથરી બંગ મુકવો. તેના ઉપર પાછી વિન્યા શેર ૦। નાંખવી બાર છાણામાં સફેદ થાય છે. સત્ય છે.

## ૬૩૦ જવરાધિકાર— (પિત્તના તાવની)

કડવા તુરીયાનાં બી રૂ. ૧ ભાર તીખાં રૂ. ૨ ભાર ચુરણ કરી દરદનું બળાબલ જોઇ વાલ ૧ાા ખાવું. તેથી તાવ જાય છે.

## ૬૩૧ મહાશ્લેષ્મોપરી—

લવીંગ, ત્રીકટુ, નાગપત્રમાં ગુટિકા કરવી. મરી જેવડી ગોળી કરવી. કફ મટાડે આનું નામ ત્રિપુર ભૈરવી છે.

### ૬૩૨ નપુંસકોદ્ધાર—

આર્દ્રક રસ શેર ૧, લસણુ રસ શેર ૧ તે બન્ને સમાન મધ એટલે મધ શેર ૨ એક હાંડલામાં નાંખી ચુલા પાસે બે હાથ ઊંડા ખાડામાં નાંખવું પછી પંદર દીવસે કાઢી ખાવું. પહેલે દિવસે ત્રણ ટાંક, પછી દીન ચોથે ચાર ટાંક, દીન પાંચમે પાંચ ટાંક, દીન ૬ છ ટાંક, દીન સાતમે સાત ટાંક, દીન આઠમે આઠ ટાંક, દીન ૯મે નવ ટાંક લેવું. ખાટું, ખારૂં, તીખું, ટાઢું ખાવું નહીં.

### ૬૩૩ રાજયક્ષ્માપર.

હીંગલો ભાગ ૧, અફીણ ભાગ ૨, કેસર ભાગ ૨, જાયફળ ભાગ ૧, જાવંત્રી ભાગ ૧, લવીંગ ભાગ ૧, કૃષ્ણ ધતુરબીજ ભાગ ૧ કસ્તુરી વાલ ૨, એકત્ર કરી મધમાં ચણા પ્રમાણ ગુટિકા કરી પીપર તથા મધ કે નાગરવેલના પાનમાં આપવી. તેથી રાજ-યક્ષ્મા મટે છે.

### ૬૩૪ કાસ ઉપર—

અફીણ ભાગ ૧, જાવંત્રી ભાગ ૧, જાયફલ ભાગ ૧, પીપર ભાગ ૨, એ બધાં લઇને સમાન ખદિરસ્યસાર (ખેરનો સાર તત્વ) તથા કસ્તુરી વાલ ૨ ટંકણખાર ભાગ ૧, લઇ ચણા જેવડી ગોળી વાળવી.

### ૬૩૫ શ્વાસ ઉપર—

નવસાર ભાગ ૧, ખાંડ ભાગ ૨, રૂા. ০ા ભાર પાણી સાથે આપવું. શ્વાસ તથા દમ શાન્ત થાય છે.

### ૬૩૬ હેડકી ઉપર—

લસણ રૂપીઆ ০ા ભાર મધ સાથે ચટાડવું અથવા સુંઠ રૂા. ০ા ભાર દુધ સાથે અથવા કુંવારના લાંબરાનો ગર્ભ ભાગ ૨, સુંઠ ભાગ ૧ અથવા સાળનાં ફોતરાંને કાસનું ધૂમ પાન દેવું. રોગને શાન્તિ આપે છે.

### ૬૩૭ શર્દી (ઉલટી ઉપર).

આદાના રસમાં હેમગર્ભ આપવો.

### ૬૩૮ તૃષા ઉપર—

માતુલિંગ, કેશર, સીંધવ એ ત્રણે વસ્તુ મુખમાં રાખવું. તેથી મટે છે.

## ૬૩૯ દાઝવા ઉપર.

તેલમાં ફળનાં પાંદડાં ઉકાળી લેપ કરવો.

## ૬૪૦ વાળો.

અશ્વગંધા (આસોંદ) નું મૂળ લીલું લાવીને ખાંડ સાથે દેવું ને ચોપડવું.

### બીજો પ્રયોગ.

ગંધારો વજ રૂા. ૦। ભાર તલનું તેલ રૂા. ૨ એ ભાર આ સાથે ખાવું. વાળો તરત બળી જાય છે.

અથવા

જવાસાનું મુળ સાકર સાથે દેવું તેથી વાળો જાય છે.

## ૬૪૧ ખોટી કસ્તુરી.

રાફડાની ધુળ લાવી તેને ચાળવી પછી તેને બકરીના મુત્રમાં બે દિવસ સુધી પલાળી રાખી પછી તેમાં શેવર્ધની સોપારીનો ભુકો તેનાથી અર્ધ નાંખવો. એ બેઉને મિશ્ર કરી કેવડાના પત્રમાં બાંધી મુકવા. તેની સુગંધ આવે છોડી ભોજ પત્રમાં બાંધવાં તે કસ્તુરિકા. અસલ કસ્તુરીની ભાવના દેવી.

## ૬૪૨ ખોટો અમ્બર પ્રકાર.

કંકુ શેર ૦। પા, તેને ગાડરના દુધમાં વાટી ગોટી બાંધવી. અમર થાય છે.

## ૬૪૩ ખોટા બરાસનો પ્રકાર.

ચીણીયો કપુર નવટાંક, ઇટડીનો ભુકો શેર ૦।। કપુર વાટી ઇટડી સાથે મેળવવું પછી તેને પાણીનો કરમો દેવો પછી તે તપેલીમાં નાખી ઉપર ત્રાંબાનું બભાણું ઢાંકી ઉપર પાણીનું પોતું ફેરવવું. બરાસ ભવતિ.

## ૬૪૪ નેત્ર રોગ.

આંખનાં પટળ, પડદા, તથા પાણી ઝરવા ઉપર.

વંશલોચન, ને બારીક વાટી પીસી રાખવું. બાદ વડનું દુધ મંગાવી તેમાં આંબાની સળી બોળી તે ઉપર વંશલોચન ભુરકાવી બપોરના બાર વાગે એટલે મધ્યાન્હે આંખમાં આંજી દેવું. બન્ને આંખ માટે બે વખત સળી ડબાવી આંજવાથી ૨—૪ રોજમાં આરામ થાય છે.

જલન, પાણી ઝરવું, ઝાંખ ભરી પડવા, ધુંધ, રેતાળી વગેરે સર્વ નેત્ર રોગને તથા નેત્રાભિષ્યંદ દુર થાય છે.

## ૬૪૫ અંડવૃદ્ધિ. (વધરાવળ)

ઝીર (ભાજી થાય છે, આંબલી જેવાં પાન થાય છે તે તોલા ૨ લેવાં)
શીંગરોટીનું મુળ તોલો ૧.
હીંદર તોલો ૦॥।
ઇંદરજવ તોલો ૧
કાકચીયામીંજ (શેકેલ) તોલો ૧
વધારણી ફુલાવેલ તોલો ૦। પા
સવાર સાંજ તથા રાત્રે સુવા ટાણે પાણીમાં ફાકી ફાકવી.

ચોપડવાનું—ટીંચર આયડીન અથવા શેલા રસને તમાકુનું પાન ગરમ કરી બાંધવું જોઇએ.

## ૬૪૬ શ્વાસ, કાસ, દમ, ખાંસી.

એઠી ભોરીંગણી પંચાંગ, સમૂલ, એક મણ એકત્ર કરી સુકવી તેને ૩ મણ પાણીમાં ઉકાળી દસ શેર પાણી રહે ત્યારે નીચોવી પાણી કાઢી લેવું બાદ તે દસ શેર પાણી (કવાથ) ને બાળવું અને એક શેર (રૂા. ૮૦ ભાર) રહે ત્યારે શીશો ભરી રાખવો. તેમાંથી ½ તોલો સાડ અને ½ મધ મેળવી ખાવું. સવાર અને રાત્રે જરૂર પડે તો ખાવું.

શ્વાસ કાસ બન્ને ઉપર—આથી ન મટે તો આકડામાં મારેલી પ્રવાલ અથવા અજમામાં મારેલી બંગ સાથે (સાડ) આ દવા દેવી.

## ૬૪૭ પીજાબ.

૧ તોલો ચાંદીના વરખનો ભુકો.
૪ તોલા સુરોખારનો તેજાબ. (નાઇટ્રીક એસીડ)
૧ તોલો આમલસારો ગંધક. ૪૦ તોલા ગુલાબજળ દોઢ પાશેર.

તેજાબમા ચાંદીનો વરખ નાંખીને આગ પર ચીનીના પ્યાલામાં રાખી દેવાથી કોમલા જેવું થાય ત્યારે ઉતારી એક બોટલમાં સર્વ ચીજ મેળવી પંદર દિવસ ધુપ રાખી લગાડે. ચામડી પર બળે તો ગુલાબજળ વધુ મેળવતા જવું.

### ૬૪૮ જ્વાળાદેવી–

સલફ્યુરીક એસીડ ગ્લેર, ટરપીટાઈન, પોટાશીયમ ક્લોરાસ મેળવવાથી આગ થાય.

### ૬૪૯ અંડવૃદ્ધિ ઉપર ઇલાજ.

તાત્કાલિક નાકે છીંકણી લીલી ભાવી પીસીને તેનો લેપ અંડ ઉપર કરવાથી અંડ વૃધ્ધિ મટે છે. એક કલાકથી વધારે રાખવાથી અંડ ઉપર ચડી જાય છે માટે કલાકથી વધારે ન રાખવું.

### ૬૫૦ ધાતુશ્રાવ સ્વપ્ન હોય

કરમદાનાં પાંચ પાંદડાં પાણીમાં પીસીને સવાર સાંજ છાણીને પીવાં.

### ૬૫૧ પ્રમેહ માત્ર.

૫ પાંચ તોલા ગેરૂ, ાા તોલો કપુર (સુરક કપુર) પાણીમાં ખરલ કરી ચણીયા બોર જેવડી ગોળી કરી સવાર સાંજ ખાવી. અનુપાન-કાચી હળદરનો રસ એક તોલો તથા મધ ાા તોલો મેળવી તેની સાથે પહેલી ગોળી સવાર સાંજ ખાવી. સવાર સાંજ માટે હળદર બે તોલા થશે. (૨) હળદર, તજ મળી શકે તો સેમળાના જડના રસમાં ખાવું. ૭ દેશી ચીનીરમાસા, ઔધૃત બે માસા, સહત દેવી.

### ૬૫૨ પ્રદર.

જંગલી પુદરા જેને બીંબફલ (સંસ્કૃત) અને બંગાલીમાં "તેલકૂચા" કહે છે તેના ઝાડનાં પાંદડાંનો રસ તોલા ૫ પાંચ કાઢીને તેમાં એક માસો નીમક મેળવી પહેલે દીન પીવરાવી દેવું. બીજે તથા ત્રીજે દિવસે પાંચ પાંચ માસા દેશી ચીની મેળવી પાવું. ત્રણ રોજમાં શ્વેત પ્રદર જાય છે.

રક્તપ્રદર—કુથાની જડ તોલા ૨ સવાર તથા તોલા બે સાંજરે લઇ પાંચ તોલા ચોખાને પાશેર પાણીમાં ભીંજવી રાખી પછી તે પાણીથી જડને પીસી પાવું. ત્રણ દિવસ તાજી જડને અભાવે સુકી લેવી.

### ૬૫૩ અર્શ.

(૧) સોહાગો, નીશાદર, આમલસારો ગંધક, પાપડીયો કાથો, સમભાગ કુટી કપડછાણ કરી માખણ સાથે મેળવી અર્શ પર લગાડવાથી નિર્મૂલ થાય છે.

(૨) મોતી, ચીની કપુર તથા લીંબોળીને કપડછાણ કરી માખણ સાથે લગાડવી.

(૩) ચેરના કુવામાં ઉભડક નાંખી તેને એકવીશ આવળના છ આડ ઉપર બાંધવાથી કદાચ જખમ રહી જાય તો મુરદારશીંગ અને સો વાર ધોયેલું ઘી, માખણ, (પાણી ન રહે) મેળવી લગાડવું.

ખાવાની—અઘાયનના આઠ ફુલની બારીક ભુકી કરીને સર્વ ખાઇ જવું એમ નિત્ય કરવું તો બાદી-ખુની-અર્શ જાય છે.

## ૬૫૪ Plague પ્લેગ.

"લીંકરી" (લીંડી) એ નામનું ફુલ થાય છે તે ઘસીને પ્લેગના ગુંમડા ઉપર ચોપડી ઉપર શેક લુગડાની દડીનો કરવાથી આરામ થાય છે.

## ૬૫૫ હીસ્ટીરીયા.

પારસ પીપળાની વડવાઇ એક આની ભાર અને મરી દાણા ત્રણ—તેની ગોળી ખવરાવવાથી આરામ થાય છે.

## ૬૫૬ મધુ પ્રમેહ.

જાબુના ઠળીયાનું ચુર્ણ એક આનીથી બે આની ભાર સુધી સાત દિવસ ફાકવાથી આરામ થાય છે.

## ૬૫૭ જ્વર.

મેંદીના બીજ માસાભારને આશરે અને સાત ધોળા મરીને એક તોલા પાણીમાં પીસી પીવાથી જે તાવ અમુક સમયે નિત્ય અથવા આંતરે આવે છે તે એક બે માત્રાથી ઉતરી જાય છે.

## ૬૫૮ કુષ્ટ, ઉપદંશ.

લવીંગ, બંગલા પાન, અને શ્યામતુલસીની સમ વજને ગોળી ચણીયા બોર જેવી કરી ૧—૨ નિત્ય લેવી.

## ૬૫૯ સાબરશીંગનો ઉપાય.

ભસ્મક્રિયા—ધતુરો, આકડો અને લીંબડાના પાનમાં સાબરશીંગનો કટકો રાખી ફૂંકી દેવો.

ઉપયોગ અને ગુણ.

૧ ગઠીયા પર પાનમાં ૧ થી ૨ રતી માત્રા.

૨ ખાંસી—પાનમાં ૧ થી ૨ રતી માત્રા.

૩ જ્વર—એક માસો ખાખ બાર લીંબડાના પાન અને ાા તોલો ગોળ. એ ત્રણની ગોળી કરી સવાર બપોર અને સાંજ દેવાથી ગમે તેવો જ્વર જાય. તાવ શરીરમાં હોય ત્યારે પણ દેવાય.

૪ જરીયાન—ધાતુસ્રાવ—માખણ સાથે બે રતી સેવું.

## ૬૬૦ ઉપદંશ.

સંખીયો તોલો ૧, દાલચીકણો તોલો ૧, રસકપુર તોલો ૧ હીંગળો રતી ૩ પાણીમાં પીસી ડમરૂ યન્ત્રથી ફુલ ઉડાડવાં. પાંચ શેર બોરડીની લાકડીની દીવીવત્ આંચ દેવી. મધમાં મગ બરાબર ગોળી વાળી એક ગોળી માખણ સાથે સવારમાં સાત દીવસ સુધી દેવી. ખાવામાં રોટલી અને ઘી, બીજું બંધ. આઠ દિવસ પથ્ય. નવમે દિવસે સર્વે ખાય. આઠ દિન સુધી સ્નાન પણ બંધ.

## ૬૬૧ અર્શ ઉપર.

ગાયના શીંગડાના અંદરના ગુદાને ઘસીને મસા પર લગાડવાથી ખરી પડે છે.

## ૬૬૨ પામા, ખુજલી, વિસ્ફોટક, દદ્રુ વગેરે ત્વચા રોગ ઉપર—

નીલાથુથા, (તૃતીયા-મોરથુથુ) રસકપુર, મુરદારસીંગ, હરતાલ. એ બધાને સમ વજન લઇ બારીક પીસીને એક કોરો રૂમાલ જેટલો કટકો લઇ તેમાં બીછાવી બત્તી બનાવવી. કાકડો બનાવી સુતર વીંટવું. બાદ સરસીયા તેલમાં ડુબાવી તેને એક તરફથી સળગાવી નીચે તેલ ટપકાવવું. તેલ ટપકી જાય તેમ તેમ તે ટપકેલું તેલ ફરી તેજ બત્તી ઉપર નાંખવું એમ વારંવાર કરતાં મસાલો બળી જાય ત્યારે નીચે પડેલો કાળો કીટો, તેલ, શીશીમાં ભરી રાખવું તે તેલ ઉપરના રોગ ઉપર લગાડવું. ઘાવ ઉપર તેલ લગાડયા બાદ લીંબડાના પાનની રાખ ભભરાવવી તેથી મટી જાય છે.

### ૬૬૩ કોલેરા.

કપુર, બખારથી, મરી-સમ વજન લઇને લસણના પાનના રસમાં ઘોળી આમળા જેવડી કરવી. ગોળી ઉપરી ઝાડો બંધ થતાં સુધી ખાવા રાખવી.

### ૬૬૪ બત્રીસું.

જાયફળ, જાવંત્રી, એલચી, બલબીજ, તમાલપત્ર, છ ગુલાબનાં ફુલ, વાવડીંગ, વાયુવર્ણો, ઇંદ્રજવ, નાગકેશર, સુંઠ, પીપર, મરી, ધાણા, વરીઆળી, ખસખસ, બદામનાં બીજ કેશર, અકલકરો, મોચરસ, ગોખરૂ, અશેળીયો, તપખીર, તજ, લવીંગ, સુવા, કાકચ, નર એલચી, નર લવીંગ, એ સરવે જુદા એક એક ભાર લઇ સુકવીને ફરી કપડછાણ કરીને મધ તથા ઘૃતમાં ગોળી સોપારી જેવડી વાળવી. તે પ્રભાતમાં એક ગોળી પાણી સાથે લેવી.

**Note**—નર એલચીના છીલકાંબકાના દાણા કાળા મોટા હોય છે.

### ૬૬૫ બનાવટી કેસર.

ડોડા (મકાઇ મોટા) ના રેસા અથવા લસણના પુછડાના રેસા લઇ તેને છાશમાં નાખવા પછી તેને પાણીથી ધોઇ નાંખવા પછી કસુંડાના ઉકાળામાં તેને બોળી છાંયે સુકવવા એમ એકવીસ વાર કરવું. પછી તે પાશેર હોય તો કેશર વાલ ચાર લાવી તેનું પાણી કરી તેમાં બોળવાથી કેશર થાય છે.

